## जन्म नक्षत्र के अनुसार योनि गणादि का कोष्टक

| चरणानुसार नक्षत्र के अक्षर | नक्षत्र | योनि | गण | युञ्जा | नाडी | राशि | स्वामी |
|---|---|---|---|---|---|---|---|
| चु.चे.चो.ला. | अश्विनी | अश्व | देव | पूर्व | आद्य | मेष | म. |
| ली.लू.ले.लो. | भरणी | गज | मनुष्य | पूर्व | मध्य | मेष | म. |
| आ.इ.उ.ए. | कृत्तिका | मेष | राक्षस | पूर्व | अन्त्य | मेष१ वृ.३ | मं.१ शु३ |
| ओ.वा.वि.वु. | रोहिणी | सर्प | मनुष्य | पूर्व | अन्त्य | वृषभ | शु. |
| वे.वो.का.की. | मृगशीर्ष | सर्प | देव | पूर्व | मध्य | वृ.२ मिथुन२ | शु.२ बु.२ |
| कु. घ. ङ. छ. | आर्द्रा | श्वान | मनुष्य | मध्य | आद्य | मिथुन | बु. |
| के.को.हा.ही. | पुनर्वसु | मार्जार | देव | मध्य | आद्य | मि. ३ क. १ | बु.३च.१ |
| हु.हे.हो.डा. | पुष्य | मेष | देव | मध्य | मध्य | कर्क | चन्द्र |
| डी. डू.डे. डो. | आश्लेषा | मार्जार | राक्षस | मध्य | अन्त्य | कर्क | चन्द्र. |
| मा. मी.मु. मे. | मघा | मूषक | राक्षस | मध्य | अन्त्य | सिंह | सूर्य |
| मो.टा.टी.टु. | पू. फा. | मूषक | मनुष्य | मध्य | मध्य | सिंह | सूर्य |
| टे.टो.पा.पी. | उ. फा. | गौ | मनुष्य | मध्य | आद्य | सिं.१कन्या३ | सू.१ बु. ३ |
| पू. ष. ण. ठ. | हस्त | महिषी | देव | मध्य | आद्य | कन्या | बु. |
| पे. पो. रा. री. | चित्रा | व्याघ्र | राक्षस | मध्य | मध्य | क.२ तुला.२ | बु.२ शु.२ |
| रु. रे. रो. ता. | स्वाती | महिषी | देव | मध्य | अन्त्य | तुला | शुक्र |
| ती.तू. ते. तो. | विशाखा | व्याघ्र | राक्षस | मध्य | अन्त्य | तु.३वृश्चिक१ | शुक्र३ म.१ |
| ना.नी. नू. ने. | अनुराधा | मृग | देव | मध्य | मध्य | वृश्चिक | मंगल. |
| नो.या. यी.यु. | ज्येष्ठा | मृग | राक्षस | अन्त्य | आद्य | वृश्चिक | मंगल |
| ये.यो.भा.भी. | मूल | श्वान | राक्षस | अन्त्य | आद्य | धन | गुरु |
| भू.धा.फा.ढा. | पू. षा. | कपि | मनुष्य | अन्त्य | मध्य | धन | गुरु |
| भे.भो.जा.जी. | उ. षा. | नकुल | मनुष्य | अन्त्य | अन्त्य | धन१ मकर३ | गुरु१श.३ |
| जू.जे.जो.खा. | अभिजित | नकुल | मनुष्य | अन्त्य | अन्त्य | | |
| खी.खू.खे.खो. | श्रवण | वानर | देव | अन्त्य | अन्त्य | मकर | शनि |
| गा.गी.गू.गे. | धनिष्ठा | सिंह | राक्षस | अन्त्य | मध्य | म. २कुं.२ | शनि |
| गो.सा.सी.सू. | शतभिषा | अश्व | राक्षस | अन्त्य | आद्य | कुंभ | शनि |
| से.सो.दा.दि. | पू. भा. | सिंह | मनुष्य | अन्त्य | आद्य | कु.३ मी.१ | श.३गु.१ |
| दु. थ. झ.ञ. | उ. भा. | गौ | मनुष्य | अन्त्य | मध्य | मीन | गुरु |
| दे.दो.चा.ची. | रेवती | गज | देव | पूर्व | अन्त्य | मीन | गुरु |

## मेषादि राशियों के वर्णादि के साथ घातचक्र

| राशि | मेष | वृषभ | मिथुन | कर्क | सिंह | कन्या | तुला | वृश्चिक | धन | मकर | कुंभ | मीन |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| वर्ण | क्षत्रिय | वैश्य | शूद्र | विप्र | क्षत्रिय | वैश्य | शूद्र | विप्र | क्षत्रिय | वैश्य | शूद्र | विप्र |
| वश्य | चतुष्पद | चतुष्पद | मानव | जलचर कीट | चतुष्पद | मानव | मानव | कीट सरीसृप | मानव. १५ चतु. १५ | चतु १५ जल. १५ | मनुष्य | जलचर |
| दंगक (तत्त्व) | अग्नि | भूमि | वायु | वारि | अग्नि | भूमि | वायु | वारि | अग्नि | भूमि | वायु | वारि |
| मास | कार्तिक | मार्ग | आषाढ़ | पौष | ज्येष्ठ | भाद्रपद | माघ | आश्विन | श्रावण | वैशाख | चैत्र | फाल्गुन |
| तिथि | १-६-११ | ५-१०-१५ | २-७-१२ | २-७-१२ | ३-८-१३ | ५-१०-१५ | ४-९-१४ | १-६-११ | ३-८-१३ | ४-९-१४ | ३-८-१३ | ५-१०-१५ |
| वार | रवि | शनि | सोम | बुध | शनि | शनि | गुरु | शुक्र | शुक्र | भौम | गुरु | शुक्र |
| नक्षत्र | मघा | हस्त | स्वाति | अनु. | मूल | श्रवण | शतभिषा | रेवती | भरणी | रोहि. | आर्द्रा | आश्लेषा |
| योग | विष्कुम्भ | सुकर्मा | परिघ | व्याघात | धृति | शुभ | शुक्ल | व्यति. | वज्र | वैधृति | गंड | नाग |

ॐ तत्सत्परमात्मने नमः

# અર્પણપત્રિકા.

આ ગ્રંથાર્પણ
મારે કોને કરવો, તેને
માટે ગ્રંથારંભથી તે પૂર્ણ
થતા સુધીમાં કેટલાક વિચારો
ઉત્પન્ન થતા હતા. તેવામાં જગન્નિયંતા
પરમાત્માની પૂર્ણ કૃપાથી મારા મનમાં એકાએક
સદ્વિચાર પ્રગટ થયો કે જેમણે તનને અતિ કષ્ટ
આપી, સ્વચ્છ અને શુદ્ધ મનથી કેળવણી આપી રાત્રીદિવસ
શુદ્ધ અંતઃકરણથી મારું સદ્વર્તન, ને મને પૂર્ણ સુખી જોવાને ઉત્સુક,
મારાજ સુખમાં સુખ માનનાર, ને એવા અગાધ ઉપકાર કરનાર,
પૂજ્યપાદ, તીર્થસ્વરૂપ, મારા પિતાશ્રીનેજ, આ ગ્રંથાર્પણ કરવો
એજ નિશ્ચયપર આવ્યો. પૂજ્ય પિતાશ્રી જો કે આપના
કરેલા ઉપકારનો યત્કિંચિત્ પણ બદલો વાળવાને હું
અસમર્થ છું. છતાં આ જ્યોતિષના ફળાદેશની
બાબતથી, રસપૂર્ણ, જાતકપારિજાત
નામના ગ્રંથનું ભાષાંતર, હું
આપનેજ અતિ નમ્રપણે શુદ્ધ
ભક્તિભાવથી સપ્રેમ
અર્પણ કરું છું.

ભાદ્રપદ પૂર્ણિમા, }
સંવત્-૧૯૧૭. }

હું છું
આપનો આજ્ઞાંકિત પુત્ર
સોમેશ્વર.

# પ્રસ્તાવના.

જગન્નિયંતા જગદિશ્વરનો સર્વ સૃષ્ટિ ઉપર ઉપકારજ સર્વોપરી છે. છતાં કૃપાળુ પિતા એ સર્વ પ્રાણી માત્ર કરતાં વિશેષે કરી પૃથ્વીમાં મનુષ્યોપર અનહદ ઉપકાર કરેલો છે. જેને માટે મનુષ્યમાત્ર તે પરમદયાળુ પરમાત્માના જન્મોજન્મ પરમ આભારીજ છે.

મનુષ્ય જાતને ખાવાને, રહેવાને, ને દરેક સંસારી સુખો મેળવવાને તે દયાળુએ દયા કરી છે. તેમજ મનુષ્યનાં ગયા જન્મનાં કરેલાં કર્મ જાણવા માટે તે કૃપાળુએ વેદાંગોમાં મુખ્ય જ્યોતિષ શાસ્ત્રની રચના કરી છે. તેમાંથી મનુષ્યો તો શું, પણ પ્રાણી માત્રના સુખ દુઃખાદિક જાણી શકાય છે. તેને માટે જ્યોતિષ શાસ્ત્રમાં ફળ શ્રુતિ કથન કરવા માટે ફળાધીશના અસંખ્ય ગ્રંથો છે. જે દરેક સંસ્કૃતમાં હોવાથી સંસ્કૃત વિદ્યાનું સારૂ જ્ઞાન ધરાવનાર જોશી શિવાય તે ગ્રંથો અન્યને સમજવા કઠિન પડે છે. તેથી તે વિદ્યા ગુપ્ત જ્યાં ત્યાં પડી રહે છે. ને આખરે તેનો નાશ થવાનો પ્રસંગ આવે છે. માટે ઇશ્વર કૃપાએ મારા મનમાં ફળાધીશની બાબતમાં ગ્રંથોનો સાર લઈને બનાવેલો જાતકપારિજાત નામનો ગ્રંથ ગુજરાતી ભાષામાં બહાર પાડવાની ઇચ્છા થઈ, કેમ જે આવા ઉત્તમ ગ્રંથોનાં ભાષાન્તર થવાં અવશ્ય જરૂરનાંજ છે. એમ ધારી આ ગ્રંથનું માત્ર ગુજરાતીમાંજ ભાષાન્તર કરવું શરૂ કર્યું. આ ગ્રંથના મુખ્ય કર્તા શ્રીમાન્ વૈદ્યનાથ પંડિત છે, ને તેમનું વર્ણન ગ્રંથારંભમાં પહેલા અધ્યાયના બીજા શ્લોકમાં છે. તેઓએ ફળાધીશનો પોતાની બુદ્ધિબળવડે જ્યોતિષમાં સર્વમાન્ય આ ગ્રંથ બનાવેલો છે. તે ગ્રંથના ૧૮ ભાગ પાડેલા છે. જેને ૧૮ અધ્યાય કહે છે.

૧—લા અધ્યાયમાં રાશિનું સવિસ્તર વર્ણન શ્લોક ૬૧ થી કરેલું છે.

૨—જામાં ગ્રહનું ઉત્તમ વર્ણન શ્લોક ૮૭ થી કરેલું છે.

૩—જામાં વિયોનિ જન્મ પશુ, પક્ષિ, ઝાડ વિગેરેના જન્મનું શ્લોક ૮૦ થી કરેલું છે.

૪—થામાં બાળકને દુઃખ, બાળકનું નાનપણમાં મરણ, રિષ્ટયોગ થવા છતાં જીવવું, વિગેરે સાત પ્રકારના આવરદા શ્લોક ૧૦૭ થી બતાવેલા છે.

૫—મામાં અષ્ટક વર્ગજ આવરદા, સામુદાયજ આવરદા, બનાવવાની સ્પષ્ટ ક્રીયા તથા મૃત્યુના ભેદો શ્લોક ૧૨૫ ને નિર્યાણના શ્લોક ૧૫ મળી ૧૪૦ થી બતાવ્યા છે.

૬—ઠામાં જાતકભંગ, રાજભંગ, ચાકર યોગ, દરિદ્રયોગ, ખોડ વિગેરે રોગો થવાના યોગો શ્લોક ૧૦૨ થી વર્ણવ્યા છે.

૭—મામાં રાજયોગ, ભાસ્કર, પંચમહાપુરૂષ, કેમદ્રુમના અપવાદ, સુનફા, અનફા, દુરૂધરાયોગ, વિગેરે ઘણા યોગો શ્લોક–૧૮૧ થી બતાવ્યા છે.

૮—આમાં બે, ત્રણ, ચાર, પાંચ, છ ગ્રહો એકઠા થવાથી થતા યોગો ભાવનું, ઉચ્ચનું, મૂલ ત્રીકોણાદિનું ફળ શ્લોક ૧૧૮ થી વર્ણવ્યું છે.

૯—આમાં બાર ભાવમાં ગુલિક રહેવાથી થતાં ફળ, સંવત્સરાદિ ફળ, ગંડાંત, સત્વ, રજ, તમ, કાળહોરા, મૂળ, જ્યેષ્ટા, ને વ્યતિપાત વિગેરેથી થતાં ફળો શ્લોક-૧૨૮ થી બતાવ્યાં છે ને ષડ્વર્ગ ફળ પણ છે.

૧૦—આમાં અષ્ટકવર્ગ બિન્દુથી પુરેલાં છે. તેમાં ત્રિકોણશોધન, એકાધિપતિ શોધન, ગ્રહપિંડ, રાશિપિંડ, બાપ, માતા, ભાઇ, સ્ત્રી વિગેરેનાં આયુષ્ય વિગેરે શ્લોક ૭૩ થી બતાવ્યું છે.

૧૧—આમાં પહેલા તથા બીજા ભાવથી થતાં ફળો શ્લોક-૯૭ થી બતાવ્યાં છે.

૧૨—આમાં ત્રીજા તથા ચોથા ભાવથી થતાં ફળો શ્લોક-૧૪૯ થી બતાવ્યાં છે.

૧૩—આમાં પાંચમા ને છઠ્ઠા ભાવનું સંપૂર્ણ ફળ શ્લોક-૮૨ થી બતાવ્યું છે.

૧૪—આમાં સાતમા, આઠમા, ને નવમાનું ફળ શ્લોક-૧૦૩ થી બતાવ્યું છે.

૧૫—આમાં દશમા, અગીયારમા, ને બારમા ભાવનું ફળ શ્લોક-૮૪ થી બતાવ્યું છે.

૧૬—આમાં સ્ત્રીની જન્મપત્રિકાનું ફળ, સ્વામીને મળતું ફળ, વિગેરેનો શ્લોક-૫૪ થી ખુલાસો કર્યો છે.

૧૭—આમાં કાળચક્રદશા શ્લોક-૧૬૧ થી બતાવેલી છે.

૧૮—આમાં દરેક મુખ્ય ગ્રહોની દશા, અન્તર્દશા શ્લોક-૧૭૭ થી બતાવી છે.

એ પ્રકારે ઘણા બહોળા વિસ્તારનો લગભગ ૧૯૦૦ શ્લોકનો ઉત્તમ ગ્રંથ છે, ને તેથીજ તેનું ભાષાન્તર પણ વાંચનારને અત્યાનંદસહિત જ્યોતિષની ફળાધીશની બાબતનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરાવશે. અને તેને ધ્યાનથી વાંચી મગજમાં ઠસાવશે તો ફળાધીશ કહેવાને સમર્થ થશે. તેમાં સંશય નથી.

જ્યોતિષની સત્યતા વિશે ઘણા ગ્રંથોમાં લખાએલુ છે. માટે અત્રે વિશેષ નહિ વર્ણવતાં એટલુંજ કહેવું બસ છે.

આ ગ્રંથ કઠિન છે તો તેમાં કંઇ દોષારોપ વિદ્વાનોને જણાય તો તેઓએ જણાવવાથી ઉપકાર માની બીજી આવૃત્તિમાં સુધારો કરવામાં આવશે. તેમજ આ ગ્રંથમાં મારા નાનાભાઈ જીવન અને ઉમીયાશંકરની સારી ખંત ને મહેનતથીજ હું આ ગ્રંથ બહાર પાડવા શક્તિવાન્ થયો છું, જેથી મારા એક બાઇઓને શુદ્ધ પ્રેમથી પૂર્ણાશિષ ઇચ્છું છું.

ભાદ્રપદ-શુદ-૧૧.
સંવત્-૧૯૬૭. } સોમેશ્વર દ્વારકાંદાસ જોશી.

## અધ્યાય ૧ લો. પાના ૧ થી ૧૯ સુધી.

## અધ્યાય-૨ જો. પાના ૨૦ થી ૪૧ સુધી.

શ્લોક.



## અધ્યાય ૩ જો-પાના ૪૨ થી ૬૬ સુધી.

શ્લોક.

## અધ્યાય ૪ થો. પાના ૬૭ થી ૯૧ સુધી.

## અધ્યાય ૬ ઠ્ઠો–પાના ૧૩૨ થી ૧૬૨ સુધી.

## અધ્યાય ૭ મો–પાના ૧૬૩ થી ૨૧૨ સુધી.

શ્લોક.



## અધ્યાય ૮ મો–પાના ૨૧૩ થી ૨૫૪ સુધી.

શ્લોક.

૪૮ થી ૯૯–મેષાદિ રાશિઓમાં રહેલા ચંદ્રપર ગ્રહોની દૃષ્ટિથી થતું ફળ, એકથી બાર ભાવમાં ગ્રહો રહેવાથી થતું ફળ.

૧૦૦ થી ૧૧૮–ગ્રહોનું ઉચ્ચ, મૂળ ત્રિકોણ, સ્વક્ષેત્ર, (પોતાના ઘરના હોય તેનું) મિત્રક્ષેત્ર, શત્રુક્ષેત્ર, ને નીચરાશિનું ફળ, ગ્રહો કેવી હાલતમાં કેટલું ફળ આપે તે, સારાંશ.

## અધ્યાય ૯ મો–પાના ૨૫૫ થી ૩૨૧ સુધી.

શ્લોક.

૧ થી ૭—ભાવમાં માન્દિથી થતાં ફળ, ગુલિક ક્યારે ખરાબ ફળ આપે તે વિશે.

૮ થી ૩૯–ગ્રહો કે ઉપગ્રહોના સંબંધમાં ગુલિક રહેવાથી થતું ફળ, સંવત્સરાદિનું ફળ, અયન, ઋતુ, માસ, પક્ષ, કાળ, તિથિ ને વાર ફળ.

૪૦ થી ૪૮–નક્ષત્રોનાં નામો, નક્ષત્રગંડાંત, અભુક્ત મૂળ ને તેનું ફળ, જ્યેષ્ઠા નક્ષત્રના ૧૦ ભાગો અને તેનું ફળ.

૪૯ થી ૫૭–મંગળવારે જ્યેષ્ઠા નક્ષત્રમાં જન્મવાથી થતું ફળ, રવિવારે મૂળ નક્ષત્રમાં જન્મવાથી થતું ફળ, જ્યેષ્ઠા નક્ષત્રનું પાદ ફળ, મૂળનું પાદ ફળ, મૂળના પંદર ભાગોમાં જન્મવાથી થતું ફળ, ધનગંડ, માતૃગંડ. અને પિતૃગંડની સમજ તથા બાળકના જન્મથી માબાપપર થતી અસર.

૫૮ થી ૬૩–નક્ષત્રોના ચરણમાં રાત્રી દિવસ સંધ્યા વખતે જન્મથી થતું ફળ, ગંડનાં લક્ષણો, પૂર્વાષાઢામાં ધન લગ્ન અને પુષ્યમાં કર્ક લગ્ન વિશે જન્મનું ફળ, પૂર્વાષાઢા અને પુષ્યના પહેલા ચરણનું ફળ, ઉત્તરાફાલ્ગુનીનું પહેલું ચરણ, પુષ્યનાં વચમાંનાં બે ચરણ, ચિત્રાનું ત્રીજું ચરણ, ભરણીનો પૂર્વાર્દ્ધ, હસ્તનું ત્રીજું ચરણ. અને રેવતીનું ચોથું ચરણ, તે વિશે જન્મનું ફળ,

૬૪ થી ૭૭–અશ્વિનીના પહેલા ચરણ, ને મઘાના પહેલા ચરણનું ફળ, જ્યેષ્ઠા, ચિત્રા, મૂલ, આશ્લેષા, રેવતી, ઉત્તરા ફાલ્ગુની, પુષ્ય, પૂર્વાષાઢા, હસ્ત, અભુક્તમૂળ, તેઓ વિશે જન્મનું ફળ, તિથિ, ગંડદોષ, અમાવાસ્યાનું ફળ, યોગ દોષ વિગેરે.

૭૮ થી ૧૦૦–જન્મભ, કર્મભ, ગંડ દોષનો અપવાદ, નક્ષત્ર ફળ, રાશિ ફળ, ચંદ્રના નવમાંશનું ફળ અને યોગ ફળ.

૧૦૧ થી ૧૧૬–કરણ, લગ્ન, હોરા ને દ્રેષ્કાણ ફળ.

૧૧૭ થી ૧૨૮–નવમાંશ, દ્વાદશાંશ, ત્રિંશાંશ, ષેઝા, ને કાળહોરા ફળ, તથા સારાંશ.

પાના ૨૯૩ થી ૯ મા અધ્યાય પછવાડે લખેલી કેટલીક દશમા અધ્યાયની બાબત ૩૨૧ સુધી છે તે નીચે પ્રમાણે.

અષ્ટક વર્ગ બાબત, અષ્ટક વર્ગ કોષ્ટકો, ત્રિકોણ અને એકાધિપતિ શોધનનાં કોષ્ટકો, અષ્ટક વર્ગથી ફળ કહેવા માટે ત્રિકોણાદિ શોધનની રીત, ત્રિકોણની સમજણ, ત્રિકોણ શોધનની રીત, એકાધિપતિ શોધનની રીત, ગ્રહપિંડ અને રાશિપિંડ લાવવાની રીત, ગ્રહપિંડનું ઉદાહરણ, રાશિપિંડનું ઉદાહરણ, સૂર્યથી શનિ સુધીનું ફળ, ભાવફળ, બારભાવની રેખાઓ તથા સાત ગ્રહ રેખાઓના યોગનો કોઠો છે. મીન રાશિથી થતી ત્રણ અવસ્થાઓનો કોઠો, બાર ભાવથી થતી ત્રણ અવસ્થાઓનો કોઠો.

## અધ્યાય ૧૦ મો. પાના ૩૨૨ થી ૩૪૫ સુધી.

શ્લોક.

૧ થી ૩૨—અષ્ટકવર્ગ કોષ્ટક, ગ્રહોનાં અનુક્રમે બિન્દુ, બિન્દુફળ, સૂર્યથી શનિ સુધીનું ફળ.

૩૩ થી ૪૯—પ્રસ્તારાષ્ટક વર્ગ, અષ્ટક વર્ગના સ્વામી, થોડાં કે વધારે બિન્દુથી થતું ફળ, બે રીતે ત્રિકોણ શોધન, એકાધિપત્ય શોધન, અષ્ટક વર્ગથી આવરદાની સમજ, આવરદા કરવાની બીજી રીત.

૫૦ થી ૭૨—શનિથી વિનાશ કરનાર નક્ષત્રો, બિન્દુ મેષાદિક રાશિ અને સૂર્યાદિક ગ્રહોના સ્થાનમાં રહેવાથી થતું ફળ, નક્ષત્રનાં ત્રિકોણ જાણવા માટે અનુક્રમ, સૌર વર્ષ પ્રમાણે આવરદા, અને સારાંશ.

## અધ્યાય ૧૧ મો. પાના ૩૪૬ થી ૩૬૭ સુધી.

શ્લોક.

૧ થી ૧૨—ભાવનાં નબળાં અને બળવાન સામાન્યફળ, ભાવના અંશ પ્રમાણે ગ્રહનું ફળ, ને ત્રૈરાશિકથી ભાવફળ વિચાર.

### ભાવ ૧ લો.

૧૩ થી ૧૬—પહેલા ભાવમાં શું જોવું તે વિશે, લગ્નમાં શુભ ગ્રહની રાશિનું, લગ્નપર લગ્નના સ્વામીની દૃષ્ટિનું ફળ, પુરૂષના શરીરનું સ્વરૂપ, આકૃતિ ને લક્ષણો કહેવાની સમજ, કીર્તિ યોગ.

૧૭ થી ૨૫—પ્રસિદ્ધ ન થવાના યોગો, કીર્તિ તથા સુખ યોગ, ભાગ્યવાન યોગ, જન્મભૂમીમાં કે પરદેશમાં રહેવાનો યોગ, અને તેથી થતો ભાગ્યોદય.

૨૬ થી ૩૫—શૂદ્ર કે ચાંડાળ, શરીરે પુષ્ટ કે દુઃખીયોગ, ગ્રહો કેવી સ્થિતિમાં રહેવાથી સારૂં ફળ ન આપે તે વિષે, લગ્ન અને તેના સ્વા-

## અધ્યાય ૧૨ મો-પાના ૩૯૮ થી ૩૯૯ સુધી.

### ત્રીજા ભાવનું ફળ.

શ્લોક.

૧ થી ૯—ત્રીજા ભાવમાં શું જોવું તે, ભાઇઓનો લાભ, નિર્બળ મંગળનું ફળ, ત્રીજા ભાવનો કારક બળવાન હોય તેનું ફળ, ત્રીજા ભાવનો સ્વામી બળવાન હોવા છતાં દશમે હોય તો તેનું ફળ, ભાઇ બહેનોનો નાશયોગ, ને ઓરમાન માતાથી ભાઇનું સુખ.

૧૦ થી ૧૬—ભાઇઓનો નાશ, અને ભાઈ સંબંધી મિશ્રિત ફળ, બીજી માતાના સ્તનપાનનો યોગ, ભાઇઓની વૃદ્ધિનો અટકાવ, ભાઇઓનો વધારો, એક નાનાભાઇનો યોગ, બેનનો યોગ, નાના ભાઇઓનું સુખ, જોડભાઇનો જન્મ.

૧૭ થી ૨૫—નાના ભાઇનું સુખ, તથા નાશયોગ, સર્વે ભાઇઓનો લાંબો આવરદા, ભાઇ તથા બહેનની એકંદર સંખ્યા, ભાઇ કે બહેનને ફાયદો આપતા યોગ, પાછળથી જન્મનારની નિશ્ચિત સંખ્યા, ભાઇની સ્ત્રીનું ફળ, ભાઇનું સુખ કે દુઃખ કેવી રીતે કહેવું તે વિશે.

૨૬ થી ૩૭-ભાઇઓ ભેગા રહેવાનો યોગ, ભાઇઓને પરસ્પર મિત્રતા યોગ, ભાઇઓમાં ક્લેશ અથવા ભાઇનો નાશયોગ, ભાઈ બહેનનો નાશયોગ, સુખ સંપત્તિ અને નાનાભાઇઓને આપતા યોગ, મોટાભાઈ તથા નાનાભાઈના નાશની સમજ, યુદ્ધમાં જય મેળવવાના યોગો, ત્રીજાનો સ્વામી સર્યાદિ ગ્રહો સાથે રહેવાથી થતું ફળ.

૩૮ થી ૪૨-ત્રીજા ભાવનો સ્વામી લગ્નનાં ગુરૂ સાથે રહેવાથી અને લગ્નમાં જલચરરાશિ હોવાથી થતું ફળ, ત્રીજા ભાવનો સ્વામી તથા મંગલ બંને બળવાન થઈ કોઈ બળવાન ગ્રહ સાથે બેસવાથી ફળ, તથા તેમની દશા અન્તર્દશાઓનું ફળ, ત્રીજાના સ્વામીથી માણસના ગુણદોષ, સર્પથી ભય, તથા ગળાની વ્યાધિને ખરજવાનો રોગ.

૪૩ થી ૫૮-સાપથી ભય, ગરદનનો રોગ, ઝેર ખાવાનો, નાનાભાઇઓ રહિત થવાનો સુંદર કંઠ સ્વરનો, કાનમાં ઘરેણાં પહેરવાનો, સારાં કપડાં ન અલંકારનો, શ્રેષ્ટ ધર્મકથા સાંભળવાના, અધીરો તથા ધીરજવાન યોગ, બળનાશ, બળવાન, ભોગી ને ગુણવાન યોગ, સુખથી ભોજન, કંદમૂળ ફળ ખાવાના યોગો, ત્રીજે છઠ્ઠે શુક્ર

## ચોથો ભાવ.

૩૧ થી ૧૩૭–સુખ તથા બહુ શત્રુ થવાનો યોગ, પોતાનું ભાગ્ય થોડું અને શત્રુઓનું ભાગ્ય વધવાનો યોગ, શત્રુ યોગ, સંપૂર્ણ ભાગ્ય, દ્રવ્ય અને ઘણી જમીન મળે તેવા યોગો, ઘર જમીન વાડી મીલકત સગાં વિગેરેનો નાશ યોગ, છૂપું ધન મળે તે વિશે.

૧૩૮ થી ૧૪૯–દરિદ્રતાવાળાં ઘર જાણવાની સમજ, ઘર બાબત દુઃખી, તથા ઘર રહિતનો, કુવામાં પડવાનો, પાપી, સુખ રહિત, પારકા ઘરમાંને પરદેશ રહેવાના યોગો, શત્રુઓના સમીપ ઘરનો, તથા ઘરનો લાભ યોગ, ઘરમાં ભૂતનો વાસો, અથવા જુનું ઘર મળે તેવા યોગો, ઘરનો નાશ, મોટી હવેલીઓને મહેલનું સુખ, દેવની માફક ઘરના સુખ યોગ.

## અધ્યાય ૧૩ મો–પાના ૪૦૦ થી ૪૨૦ સુધી.

શ્લોક.

૧———૨,૭,૫,૧૦,૧૨, મા ભાવથી સામાન્ય ફાયદો, પિતાનું ને સંતાનનું સુખ, તથા સ્ત્રીની પવિત્રતા.

૨ થી ૪—કયા ઇષ્ટ દેવની પુજા કરે છે તે વિશે, બાળક રક્ષણ માટે નિયમિત દેવની પુજા, રાજાની કૃપાને સંપત્તિ થાય તથા વિદ્યા નમ્રતા બુદ્ધિને રાજાના માનથી રહિત થાય, તેવા યોગ.

૫ થી ૧૦–પશુ જન્મયોગ, દ્રેષ્કાણના ખાસ ગ્રહયોગ, અને તેથી થતાં ફળ, સ્ત્રી પુત્રનું સુખ, અને નાશકર્તા યોગ, પ્રજા ઉત્પત્તિ તથા તેમાં વંશ સંખ્યા પુત્ર કે પુત્રી થવાના યોગ, ઘણાં સંતાન થવાના તથા વાંઝીયાપણાના યોગો.

૧૧ થી ૧૯–પૌત્રનું સુખ દેખે કે કેમ તે બાબત, થોડા પુત્રનો કે એકજ છોકરાનો યોગ, સ્ત્રી સંતાન તથા સઘળા કુટુંબનો નાશકર્તા યોગ, દત્તકપુત્ર લેવાનો યોગ, તથા તે દત્તક કેવા ખાનદાન કુટુંબનો હશે તેની સમજ, બાલ્યાવસ્થામાં પુત્રજન્મ, તથા તેનું અલ્પાયુષ્ય, ને દીર્ઘાયુષ્ય, બહુ સ્ત્રીયો છતાં પુત્રહીન યોગ, વ્યભિચારથી પુત્રયોગ, અવશ્ય પુત્ર સુખ.

૨૦ થી ૩૭-સંતતિનો નાશ, સતતિની ઇચ્છાવાળાએ તજવા લાયક સ્ત્રીયો સંતિ રહિત યોગ, દત્તક પુત્ર યોગ, છોકરાં ન થાય તેવા યોગ, પુત્ર ન થવાનું કારણ.

૩૮ થી ૫૦-દત્તક પુત્ર યોગો, લાંબા વખતે પુત્ર થવાનો યોગ, પુત્ર, ભાઇ, સ્ત્રી, દાસી, મિત્ર, ચાકર વિગેરેની સંખ્યાની સમજ, પુત્રાદિના

નાશની સમજ, પુત્ર લાભ તથા સંપત્તિ અને રાજાની પ્રીતિ થાય તેવા યોગ.

૫૧ થી ૫૮–પુત્રનું મૃત્યુ કે પુત્રને ભય, બાપનું સુખ, તથા બુદ્ધિમાન થવાના યોગો, બાપના આવરદાને વધારનાર યોગ, બાપને દુઃખ, બાપને વશ થાય તેવો યોગ, બાપથી શ્રેષ્ઠ થવાનો યોગ, પોતાના જન્મથી સગાંઓનું તથા પોતાનું મરણ.

૫૯ થી ૬૫–ગર્ભથી માતાનું મરણ, બાપનું મરણ, મા, બાપનું મરણ, જન્મથી પહેલાં બાપનું મરણ, બાપને રોગ, તથા તેમનું મૃત્યુ થવાનો યોગ, માબાપને અગ્નિ સંસ્કાર વખતે પુત્રની ગેરહાજરી યોગ, મરણ અને અગ્નિ સંસ્કાર વિલંબથી થવાનો યોગ.

૬૬ થી ૭૦–અંતકાળે પુત્ર માબાપનું મોં ન જુવે અથવા માબાપ પુત્રનું મુખ ન જુવે તેવા યોગ, મંદ બુદ્ધિ તથા બુદ્ધિમાન શાસ્ત્ર જાણનાર થાય તે યોગ, ત્રિકાળ ( ભૂત, ભવિષ્ય, વર્તમાન ) *જ્ઞાન જાણનાર, હૃદયનો રોગી, અને અનાજનું દાન આપનાર* થવાના યોગો.

### છઠ્ઠા ભાવનું ફળ.

૭૧–મંગળ ને છઠ્ઠા ભાવથી શત્રુ, વ્યાધિ, ફુરેલો, ફોલ્લીઓ, શત્રુઓનો પરાજય, નપુંસક અને લિંગમાં છિદ્રો થવાના યોગો.

૭૨ થી ૭૬–સ્ત્રી નપુંસક કે શત્રુની સ્ત્રી નપુંસક થવાનો યોગ, શત્રુઓથી ભય નહિ પામવાનો યોગ, શત્રુથી ભય, ધાયલને લાંછન થવાનો યોગ, અનેક સંજોગોમાં રવિનું છઠ્ઠે બાવે ફળ, માણસોથી દેહને બહુ દુઃખ, છઠ્ઠા સ્થાનમાં રહેલા સર્યાદિ ગ્રહો જે જે ભાવના કારક હોય, તે તરફથી દુઃખ, ત્રણ પાપ ગ્રહ કે ત્રણ શુભ ગ્રહ છઠ્ઠે આઠમે રહેવાથી થતું ફળ, ૫,૪,૭,૯,૩,૧૧, ને ૮ ભાવમાં રહેવાથી થતું ફળ, બુધના ઘરમાં સર્યાદિ ગ્રહો રહેવાથી ત્રણ વિગેરેનો યોગ, ત્રણનું પ્રમાણ, ઘોડા અને પશુનો ભય, શત્રુઓની પીડા, શત્રુઓનો નાશ, અને જ્ઞાતિમાં ઉપકાર કરે તેવા યોગો.

## અધ્યાય ૧૪ મો. પાના ૪૨૧ થી ૪૫૦ સુધી.

શ્લોક.

૧ થી ૫–સાતમા ભાવથી શું જોવું તે વિગે, વ્યભિચારી યોગ, સાતમાનો સ્વામી લાભકારક કે હાનિકારક સ્થાને હોય તે વિગે, મોટ છત્રો ધારણ કરવાનો યોગ, સ્ત્રી લંપટ યોગ, પુત્ર રહિત

યોગ, બહુ સ્ત્રીયોનો સ્વામી, સ્ત્રી રહિત યોગ, એક પુત્ર યોગ, વાંઝણી સ્ત્રીનો સ્વામી થવાનો યોગ, ને સ્ત્રી રહિત યોગ.

૬ થી ૮–વાંઝણી સ્ત્રીનો સ્વામી, સ્ત્રીના જેવી આકૃતિવાળો, કે પુરૂષના આકાર જેવી સ્ત્રી થવાના યોગો, સ્ત્રીને દાસી થવાના, દુષ્ટ સ્ત્રી યા જુવાન અવસ્થામાં પતિ વિનાની થવાના યોગો, શ્રેષ્ટ સ્ત્રી મળવાના, પોતાના ધણીને મારનારી કે પતિવ્રતા સ્ત્રી થવાના યોગો.

૯ થી ૧૬–સ્ત્રી પતિવ્રતા વ્યભિચારિણી, કે વિધવા થાય તેવા યોગ, સ્ત્રી કુલિન કે હલકા કુટુંબની છે તે વિશે, સાતમા ભાવથી શું જોવું તે, વાંઝણીને વ્યભિચારી સ્ત્રી થવાનો યોગ, ધૂમાદિ અપ્રકાશક ગ્રહો, ને પાપીગ્રહ સાતમા ભાવમાં મંગળ વિગેરે ગ્રહો સાથે રહેવાથી થતું ફળ, વિવાહ રહિત થવાનો યોગ, સ્ત્રી મરણ યોગ, ખરાબ સ્વભાવવાળી ને વાંઝણી પણ સતી થવાનો યોગ.

૧૭ થી ૩૩–સ્ત્રી વિનાનો અથવા વ્યભિચારી યોગ, બીજી સ્ત્રીનો યોગ, પહેલી સ્ત્રી રૂપાળી કે કદરૂપી તે જાણવાનો યોગ, ત્રણ સ્ત્રીયો, બહુ સ્ત્રીયો, પતિવ્રતા સ્ત્રી, સ્વામીનો ને કુળનો નાશ કરનારી સ્ત્રી, સારા કે ખરાબ કુલમાં જન્મેલી સ્ત્રી મળે તેવા યોગો, કેટલી ને કેવી સ્ત્રીયો થાય તે યોગ, લગ્નનો વખત નિશ્ચય કરવા વિશે, સ્ત્રી લાભ યોગ, સ્ત્રીના મનને પ્રસન્ન કરનાર પુરૂષ થાય તેવો યોગ, સ્વામીને પ્રિય, સ્ત્રી થવાનો યોગ.

૩૪ થી ૪૧–૨,૧૨,૭,૪,૮, સ્થાનમાં મંગળ રહેવાથી થતું ફળ, સ્ત્રીની જન્મોત્રીમાં સ્વામીનો નાશ કર્તા યોગ, સાતમા બીજા સ્થાનમાં પાપગ્રહો રહેવાથી થતુ ફળ, પણ સ્ત્રી પુરૂષ બંનેને એવો યોગ થવાથી શુભ ફળ, પુત્ર પ્રાપ્તિ થાય કે નહિ તે, સાતમે ભાવે રહેલા ગ્રહો ને ઉપગ્રહો જે સ્ત્રી પર જુદી જુદી અસર કરે છે તે વિશે, સાતમા ભાવે રહેલા ગ્રહો પરથી પ્રીતિયોગ, સ્ત્રીના સંગમનાં સ્થાન જાણવા વિશે, સ્ત્રીને મારે કે છુવાડે તે.

૪૨ થી ૪૭–ભગ ચુંબન કરે તેવો યોગ, સ્ત્રીના ગુહ્ય સ્થાનની અમુક સ્થિતિ, સ્ત્રી મળે કે નહિ અથવા સ્ત્રીનો નાશ થાય તેવા યોગ, સારૂં સારૂં ખાવાનો યોગ.

## આઠમો ભાવ.



## નવમા ભાવનું ફળ.



## અધ્યાય ૧૫ મો–પાના ૪૫૧ થી ૪૭૪ સુધીમાં.

શ્લોક.

## ૧૧ મા ભાવનું ફળ.



## બારમો ભાવ.

## અધ્યાય ૧૬ મો-પાના ૪૭૫ થી ૪૯૨ સુધી.

## અધ્યાય ૧૮ મો. પાના ૫૫૬ થી ૫૯૬ પાના સુધી.

# ભાષાન્તર કર્ત્તાને જ્યોતિષ સંબંધીના ઉત્તમ કામોના મળેલા અભિપ્રાયો.

## For the lovers of the Science of Astrology.

The work of Astrology is being done by us on the Scientific principles of Mathematics.

We do not like to praise ourselves but we refer our readers to the testimonials we have received from many literary persons and other well-known gentlemen, and request them to satisfy themselves by giving us a trial.

We prepare new Horoscopes and accurately predict "what will befall one in the course of a particular year." As for those who have no Horoscopes we can answer their questions on business baises of the times when they are asked. People from up-country might send in their name, age and exact time (hour, minute and second) when they write to us and we can reply to their questions from these only.

Our experience extends over a period of twelve years.

Particulars as regards fees etc. can be had on application to ahe undersigned. Attendance from 9 to 11 A. M. and 4 to 7 P. M.

**Joshi Someshwar Dwarkadas,**
OPPOSITE—The Thakordwar, Post Office,
Bhai Jivanji's lane, House No. 4 Third storey,
BOMBAY.

# પ્રસ્તાવના.

ગ્રહસ્થો, સર્વે વિદ્યામાં, જોતિષવિદ્યા પણ એક ઊંચો દરજ્જો ભોગવે છે. જે શીખતાં, ઘણો વખત જવા છતાં, સંપૂર્ણ જાણી શકાતું નથી. છતાં, થોડી મેહેનતે એક બે ચોપડી શીખી, જોશી બની, ગણીતને ફળાધીશ સારૂ જાણીયે છીયે, એવો ડોળ બતાવી, પોતાના નિભાવને માટે ધંધો કરવા વળગી જાય છે. જેથી, તેઓ ખરૂ કામ બીલકુલ કરી શકતા નથી. ને, પુછનારને તેથી જોતીષ ખોટું લાગે છે. કહેનારની ખામીને લીધે કંઈ જ્યોતીષ-વિદ્યા ખોટી થતી નથી. હાલમાં થોડું શીખી, પોતાનો ધંધો ચલાવનારા જોષીયોની સંખ્યાનો વધારો છે. ને જાણકાર જોશી ઘણાજ થોડા છે. મારે જોશીયોનાં વખાણ કે નીંદા કરવી નથી. કેમ જે, હું પણ તેઓમાંનો એક છું. હું જોતીષ વિદ્યા બરાબર જાણું છું કે નહી, તેનાં વખાણ મારે મોહોડે નહી કરતાં, મારા ખરા કામોની તારીફ ગ્રહસ્થો, વિદ્વાનવર્ગ, ધંધાદારીયો, અને અધીકારીઓ, જેઓને મેં ગણીત કામ ને ફલાદીશ જે ભવિષ્યની બનવાની બીના કહીને પુરેપુરો સંતોષ આપ્યો છે, તેઓ મહેરબાનો તરફથી મળેલાં સરટીફીકેટો ઇંગ્રેજી યાતો ગુજરાતી જે ભાષામાં આવેલાં છે, તેજ ભાષામાં તમો પાસે રજુ કરૂં છું. જે વાંચી, હું જોતિષ જાણું છું કે નહી, તે વિષે તમારી મરજી મુજબ મત બાંધશો. જેથી, જેઓને જોતિષ જાણવાની ઇચ્છા છે, કે શીખવું હોય, અથવા ફલાદેશ જાણવું હોય, તેઓને જો અમારી મુલાકાત લીધા પછી બીજા સાધારણ જોશીઓથી જે અસંતોષ થાય, તે કરતાં જો અમો તરફથી કાંઇક વિશેષ સંતોષ થશે તો મારો તથા પુછનારનો બેઉનો લાભ જળવાશે. તેમ થવાથી આ છપાવાને લીધેલી મેહેનત સફળ થઇ એમ હું માનીશ.

વિશેષ, થોડાંક સર્ટીફીકેટ આપનાર પોતાનું નામ જાહેરમાં મુકવા ખુશી ન હોવાથી, તેઓની સર્ટીફીકેટ નીચેનાં નામ છાપવામાં આવ્યાં નથી, પણ હમારે ઘેર જે કોઈ તેમાંની અસલ સર્ટીફીકેટ જોવા માગશે, તેઓને ખુશી સાથે બતાવવામાં આવશે.

હમારે ત્યાં જન્મોત્રી, પ્રશ્નોત્રી, પ્રશ્ન મુકવું, ટપકા નવા બનાવવા, વર્ષનાં દરેક જુદે પ્રકારે ફળ, વર્ષફળ, આખી જીંદગીનું ફળ, વિગેરે બનાવવામાં ને જોઈ આપવામાં આવે છે. દરેક મુહુર્ત, વરકન્યાના ટપકાનો મેલાપક, ખાત્રીપુર્વક જોઈ આપીએ છીયે. એક વખત કામ સોંપી તમારી ખાત્રી કરી જુઓ.

મેળાપનો વખત સવારે મું. ટા. ૧૧ વાગ્યા સુધી, સાંજે ૪ પછી ૭ સુધી, હમારે મુકામે મળીશું. ૧૧ થી ૪ બોલાવનારને ત્યાં જવાનો વખત છે. વિશેષ ખુલાસો પુછાવનારને પુરતો જવાબ વળતે પોષ્ટ આપવામાં આવશે. બહાર ગામનાં કામ પોષ્ટ મારફતે કરીશું. તેઓએ પોતાનો ટપકો, જન્મોત્રી, વર્ષફળ અથવા કંઈ ના હોય તો પ્રશ્ન મુકવાના વિચારથી, પોતાની ઉમર, પ્રશ્નનો ટાઇમ, અને પોતાનું નામ મોકલવાથી ભવિષ્ય કહેવામાં આવશે.

હમારૂં ઠેકાણું:—મુંબઈ, ઠાકોરદ્વાર પોષ્ટ ઓફીસના સામે ભાઇ જીવણજીની ગલીમાં, ઘર નં. ૪ ત્રીજે માળે, **જોશી—શોમેશ્વર દ્વારકાંદાસ,** કપડવંજવાળા. કરવાથી અમોને કાગળ મળશે.

---

## મીલના વીવીંગ માસ્તરનો મત.

It gives me much pleasure in giving this unasked certificate to Joshi Shomeshwar Dwarkadas now of Bombay, that he is well versed in his Jyotish profession, as his predictions in my case were quite fulfilled. About a decade ago, he predicted that I would loose the service, wife and would come into family troubles within six months, which happened so be true. As I had no faith in the astrology, I did not believe him then, but the time has proved them to be facts.

Anand Bhuvan
NARIAD.
7th. August 1906.

(sd). L. G, Patell.
late weaving master,
The Guj. S. & W. Co.,
now Contractor.

---

## આબકારી ઈન્સપેક્ટરનો મત.

This is to certify that Joshi Shomeshwar Dwarkadas now of Bombay is very well versed in astrology.

He has been consulted on various occassions for a number of years in my family, and his predictions all these times have come quite true, and I can safely and confidently recommend him to those who desire his services.

BOMBAY
6th July 1907. } (Sd). **Hormusji B. Mehta.**

ABKARI INSPECTOR.

---

### એલ. એમ. એન્ડ એસ. ને વિલાયતમાં પાસ થયેલા ડી. પી. એચ. ડૉક્ટરનો મત.

Certified that Joshi Shomeshwar Dwarkadas is well versed in the science of astrology. He is consulted on many occasions by me. I can safely recommend him to any body wanting to know what the science of astrology can mean and say that this man can predict quite true.

(Sd.) M. N. Balsara,
L. M. & S.
D. P. H. (comb).

---

### મીલ માલેકનો મત.

વાલકેશ્વર રોડ,
Bombay, 21st. July 1907.

I am glad being able to certify that Mr. Shomayshwar Dwarkadas is a good astrologer and knows his profession very well. I have verified his predictions on various occasions, and been always satisfied. I have based this opinion on personal acquaintance of him for 5 years.

(sd). **Hurgovandass. Moolchand.**

---

### એલ. સી. ઇ. ઇજનેરનો મત.

Bombay, 13th. September 1906.

It gives me great pleasure to certify that the astrologer Mr. Shomeshwar Dwarkadas Kapadvanj wala was introduced to me about six years ago by a friend of mine who knows astrology and who was satisfied with the work of Mr. Shomeshwar. On many occasions during the above period I have consulted him. He used to tell me true future either good or bad. His mathematical knowledge of astrology appears to be sound. I shall be glad to hear of his future advancement.

(Sd.) **J. M. Fiter,**
L. C. E.

---

### બી. એ. એલ. એલ. બીનો મત.

It gives me great pleasure to certify that Joshi Shomeshwar Dwarkadas has been known to me for the last three years. I have had several horoscopes prepared by him and am glad to say that I am highly satisfied with the sincerity and accuracy of his predictions and correctness of his mathematical calculation. I sincerely recommend him to all wishing to consult an astrologer.

Indian Specie Bank Ltd. (Sd.) **Hiralal Motiram.**
Bombay 24-3-08. B. A. L. L. B.

---

### પારશી સોલીશીટરનો મત.

Bombay, 10th. October 1907.

I have known Mr. Shomeshwar Dwarkadas for some years. He has prepared horoscopes etc. for

different members of my family; and although I know nothing of the science I am able to say that his statements as to future events etc. having a very large majority of cases that I have come accross proved in the result very correct and accurate.

**Parsi Solicitor.**

---

મુંબઇ, તા. ૧૨ મી ઓગસ્ટ ૧૯૦૭

જત મને લખવાને ઘણી ખુશી ઉપજે છે જે, જોશી મહારાજ સોમેશ્વર કપડવંજવાલાને લગભગ નવ વરસ થયાં હું ઓળખુ છું અને એ મુદત દરમીયાન વારે ઘડીએ હું એવણુના સંબંધમાં આવ્યો છું. અને હુ કહેવાને ઘણો ખુશી છેંઉ જે એવણુ જ્યોતીશ વિદ્યામાં ઘણા ભણેલા તથા કુશળ છે. એવણુ ભવીશ ઘણું સરસ રીતે વરતી શકેછે. અને એવણનું ઘણું ખરૂં સાચું નીવડે છે. એવણુને જ્યોતીશ વિદ્યાનો ઘણો અનુભવ છે. અને ટપકા જનમોત્રી તથા કુંડલીને લગતું ગણીત ઘણું ચોકસાઇથી તથા બારીકીથી પોતાનું કામ ઘણુંજ પ્રમાણીકપને કરે છે. અને એવણુના કામથી હુ હમેશ ખુશી થયો છું, મારા ઓળખાનવાળાઓમાં એવણુની હુ હમેશ ભલામન કરૂં છું. અને તે લોકોને મહોડેથી એવણુના કામની તથા હુસીયારીની વખાણ સમજું છું. હુ એવણુને એવણુના ધંધામાં દરેક ફતેહ ઇછું છું,

ખેતવાડી બારમી<br>
ક્રોસ લેન<br>
સુના વાલા બીલડીંગ.

અરદેશર કાવસજી દાદાચાનજી<br>
એલ. સી, ઈ,

---

### એલ. એમ. એન્ડ એસ. ડૉક્ટરનો મત.

I was never a believer in the science of astrology but was recommended by one of my friends, a learned young gentleman, to have my original horoscope enlarged with minute planetery calculations. He referred me for this to Joshi Shomeshwar Dwarkadas and I am extremely pleased to certify that his pre-

dictions have been quite accurate and at certain times have proved me a valuable guide in the right direction of my undertakings.

BILLIMORA, 8-8-08. (Sd.) **D. B. Engineer,** L. M. & S.

---

ફ્રીઅરરોડ કોટ.
મુંબઈ, તા. ૧૨-૯-૦૫

**જોશી શેઠ શોમેશ્વર દ્વારકાદાસ,**
**મુંબઈ.**

જત આપવાની વિદ્વતા માટે મારી અનેક પ્રસંગે ઘણી ખાતરી થઈ છે, અને તેથી આપની ઈચ્છાને માન આપીને આ પત્ર મારી પ્રસંસાનો આપને લખી વાલતાં ખુશી ઉપજે છે. જ્યોતિષ વિદ્યા મારી ખાતરી થઇ છે કે એક ઘણું ભોહલું અને વિદ્વતા ભર્યું સાયન્સ છે. અને તેમાં આપનો અભ્યાસ વગર શક ઉંડો અને પાકો છે. આપે મને કરી આપેલાં અનેક વર્ષ ફ્લો ઘણી હદ સુધી સાચાં થયાં છે, અને આપ એ શાસ્ત્રમાં કુશલ છો, એમ હું પ્રમાણીકપણે માની અને કહી શકું છું, એક અનુભવી જ્યોતિષી તરીકે હું આપની ઘણી ખુશીની સાથે અત્રે ભલામણ લખી વાલુછું.

**લી. સેવક બહુમનજી ન. કાબરાજી.**

---

વકીલનો મત.

Bombay, 19th. April 1911.

It gives me great pleasure to certify that Joshi Someshwar Dwarkadas Kapadvanjwala *is a great* expert in reading horoscopes. Unlike other astrologers, he does not hesitate to tell out the future whether good or bad. His accuracy in calculations is enviable. I had some occasions to consult him and on each of them, his predictions have turned out true and correct.

(Sd.) **Tulsidas Kilabhai Thanawala,**
B. A. L. L. B Vakeel High Court.

---

વાલકેશ્વર રીજરોડ તા. ૨૮-૭-૦૭

રા. રા. જોશી સોમેશ્વર દુવારકાદાસ,

જત આપે જ્યોતિષ વિદ્યા ઘણી સારી રીતે સંપાદન કીધેલી છે, અને આપનો અને મારો આજ ચાર વરસ દરમ્યાનનો અનુભવ જે મને મળ્યો છે, તે ઉપરથી હું ખાત્રીપુર્વક કહું છું કે આપે જ્યોતિષ વિદ્યાને લગતા ઘણા સારા ગ્રંથોનો અભ્યાસ કરેલો હોવો જોઇએ, અને તેની સાથે આપનો અનુભવ પણ ઘણા વર્ષોનો હોવો જોઇએ, કારણ કે તમારી પાસે મેં મારા તરફથી જે જે વર્ષફલો અથવા જન્મપત્રીકાઓ કરાવી છે, તે ઉપરથી અને બીજા અનેક પ્રસંગે મેં આપને બોલાવેલા તે ઉપરથી હું ખાત્રી પૂર્વક હું જણાઉછું, કે આપનો અભ્યાસ ઘણોજ પાકો અને ચોકસ છે, અને હું આશા રાખું છું કે આપ જેવા જોશીઓનેજ મુંબઇના તેમજ બહારના સદગ્રહસ્થો તરફથી સારો આસરો મળતો રહે એવી ઇશ્વિર પ્રત્યે પ્રાર્થના છે.

લી. શા. દેવીદાસ હરીવલભદાસ મોતીવાલા.
તે શેઠ કલ્યાણ કીરપારામવાલા.

---

રા. રા. જોશી સોમેશ્વર દુવારકાદાસને આજ આઠ વર્ષ થયાં હું ઓળખું છું એ મુદતમાં ઘણાક પ્રસંગે એમની સલાહ લેવાનું મને કામ પડ્યું છે. અને દરેક વખતે જે કાળજીથી અને ગણત્રીથી એમણે ભવિષ્ય ભાખ્યું છે, તેથી હું સંતોષ પામ્યો છું. જ્યોતીષ શાસ્ત્રનો એમનો અભ્યાસ બહુ ઉંડો છે, અને જે બારીકીથી એવણ જન્મપત્રીકા, વર્ષફળ, કુંડ્લી વિગેરે બનાવી આપે છે, તે એમના જ્ઞાનનો પુરતો પુરાવો છે, મારા બચ્ચાંઓની તેમજ મારા કુટુંબીઓની જન્મ પત્રીકા મેં એવણ પાસે બનવાવી છે, તેમજ તેઓને લગતા મહત્વના સવાલોને માટે એમની સલાહ લીધી છે. અને એ દરેક બાબત એમણે પોતાના અભ્યાસના અને અનુભવના બળથી ખાત્રીપુર્વક રીતે સિદ્ધ કરી આપી છે. સાથે એમનો વિવેક અને નાના કે મોટા દરેક માણસનું કામ જે કાળજીથી એવણ બજાવે છે, તે માટે એમને ધન્યવાદ ઘટે છે. પરમેશ્વર એમના જેવા મનુષ્યને દિર્ઘાયુષ્ય બક્ષે, અને એમના ધંધામાં એવણ હજી વધારે નામના મેળવે, એવી હમારી પ્રાર્થના છે.

શ્રી મુંબઇ, — ન. દી. મીસતરી,
તા. ૧૪-૨-૧૯૦૯. — એલ. સી. ઈ.

---

પારસી સોલીસીટરનો મત.

Bombay, 27th January 1909.

I have known Joshi Shomeshwar Dwarkadas for five years. He has prepared horoscopes for different memberss of my family and I am perfectly satisfied wish his work.

His *predictions as to future events and* statements as to past events have turned out to be correct.

He has been found to be a very painstaking and an honest man and I can safely recommend him to every one wishing to consult an astrologer. He is so far as I have been able to judge well versed in the science of astrology which he has made his special study.

(*sd.*) **Parsi Solicitor.**

---

"Dady House"
12-14 Church gate street.

Bombay, 4th March 1909.

It gives me great Pleasure to certify that Mr. Someshwar Dwarkadas Joshi of Kapadvanj was introduced to me as a reliable astrologer of sound knowledge and accurate calculation of the science.

On several occasions I have had his services in preparing horoscopes of different members of my family and I have always been perfectly satisfied as to the correctness of his calculations.

I may candidly say that his predictions either good or bad have all turned out to be true and which has induced me to have complete faith in his ability and to recommend him as a reliable and honest Astrologer to those wishing to consult him.

I shall be much pleased to hear of his future ad*vancement.*

(sd.) **Nawroji Adarji Tata.**
Manager,
Messrs. Dadabhoy Hormusjee & Co.,

આબકારી સબ ઇન્સપેક્ટરનો મત.

**જોશી સોમેશ્વર દ્વારકાદાસ જોગ,**

જત મને લખવાને અત્યંત ખુસી ઉપજે છે કે, તમોએ મારો તેમજ મારા કુટુંબના તથા મારા દોસ્ત આસનાવોના ટપકા જોઈ જે હકીકત ભુત કાલની તથા ભવિષ્ય કાલની કહી હતી, તેમાંની ઘણી ખરી આગાહીયો ખરી પડી છે. અને આશા છે જે, એવિજ રીતે બીજી આગાહીયો પણ ખરી પડશે. આ સરટીફીકેટનો તમને જેમ ગમે તેમ ઉપયોગ કરશો. તમારા ધંધામાં તમને દરેક રીતે જશ મળે એવું ઇચ્છતો.

હું છું દુવાગીર,

પાલઘર, **ફરામરોજ પેસ્તનજી પટેલ,**

તા. ૨૬-૬-૦૪. એકસાઇઝ સબઇન્સપેક્ટર.

---

મેડીકલ ડૉક્ટરનો મત.

I have great please to bear testimony to Mr. Joshi Someshwar Dwarkadas proficiency in astrology. His predictions regarding my Daughter's death & other circumstances came to pass accurately as to time &c. His knowledge in the mathematic portion of the astrology is sound. I know Mr. Someshwar for last ten years & my good opinion of his ability is based upon frequent visits on different occasions.

A short visit to this gentleman will convince any sceptic mind that astrology as a science deserves a place amongst other literature.

MAHIM. (Sd.) **J. M. Pandya.**
MEDICAL OFFICER IN CHARGE,
20-8-06. WADIA DISPENSARY.

---

Esmailji Mulla Vallibhoy
of Vallibhoy Kaderbhai & co.

Bombay, તા. ૫ મી જુન ૧૯૦૪.

**જોશી મહારાજ સોમેશ્વર દ્વારકાદાસ જોગ શ્રી મુંબઇ,**

જત હું આ લખીને જણાવવા ઘણોજ ખુશી છું જે તમારો જ્યોતીશ વિદ્યાનો અનુભવ ઘણોજ સારો અને કાબેલીયત ભરેલ છે, જે પીશેની

મારી પુરી ખાત્રી તમારા સાથના મારા લગભગ (૭) સાતવરસ દરમીયાન ઘણીક વખત ઘણાક સંજોગોયે થયેલ પ્રશ્નોના મળેલા સંતોશકારક ખુલાસાવો, અને જવાબથી અને કેટલીક જન્મપત્રીકાઓ તથા તપકાવો તથા પ્રશ્નોત્રીકાવો અને વરસફળોમાં તમોએ જણાવેલ બત્રીશ ઘણે ભાગે મળતું આવે છે, તેથી થઇ છે.

વીશેશ હું ઇચ્છું છું કે આ વિદ્યાના શોકીનો માહેલા કોઇ પણ ઘણી જે તમારા સાથે કામ પાડશે તે પોતાને પુરતો સંતોષ મેળવેશે જોશ. હાલ એજ.

લી. શેવક ઇસમાઇલજી મુ. વલીભાઇ લાકડાંવાળા
ના સલામ.

---

એલ. સી. ઇ. ઇજનેરનો: મત.

3 Church Gate, Street Fort
Bombay, 11-3-1909.

K. D. Sanga. L. C. E.
Architect.

I have known Joshi Shomeshwar for the last three years. He appears to be well versed in astrology and is a good hand at-preparing horoscopes. He has prepared horoscopes of several friends and acquaintances.

(sd) K. D. Sanga. L. C. E.

---

વકીલનો મત.

Kapadvanj, 22nd March 1910.

I have the pleasure to certify that Mr. Someshwar Dwarkadas Joshi is well-versed in the science relating to Astrology. I have often times consulted him on many important and intricate points relating to the future events and have found him very accurate. He is a perfect gentleman and has no greed for money. From my personal experience I am able to say that his predictions are always very accurate.

I can sefely recommend him to every one wishing to consult an astrologer. His predictions have proved me, a valuable guide in the right direction of my undertakings.

(Sd.) **Bapulal Damodar Shah,**
Pleader and Municipal
Commissioner.

---

એસ. સી. ઇ. ઇજનેરનો મત.

No. 9, Hornby Road, Fort.
Bombay 19th January, 1909.

Joshi Shomeshwar Dwarkadas.

I have great pleasure to certify that Joshi Shomeshwar Dwarkadas has taken very great interest in preparing horoscopes and other particulars for me relating to the Science of Astrology.

He commands a perfect knowledge of the Science and is very painstaking and honest worker.

I am satisfied with the results of past and present life for which he worked so cleverly for me.

He is a trustworthy and faithful "Joshi."

(Sd.) BOMANJEE A. WADIA.
L. C. E.

---

એસ. આર. સી. પી. ડાક્ટરનો મત.

Kapadvanj 16th April 1909.

This is to certify that I am thoroughly satisfied with the work I entrusted on several occassions to Shomeshwar Dwarkadas. I have full confidence in him and safely recommend any body who desires to consult any reliable astrologer. I wish the astrologer every success in future.

(Sd.) FRAMJEE MANECKJI.
L. R. C. P. etc.,
Private Practitioner,
KAPADVANJ.

મુંબઇ મેદાનની પોલીસ કોર્ટના યુરોપીયન સાહેબનો મત.

Shomeshwar Dwarkadas Joshi computed my son's and my horoscope and has foretold certain events which have come to pass. He is a painstaking and a fairly accurate astrologer.

Police Court. Bombay 31-10-08. } (Sd.) one POLICE COURT EUROPEAN GENTLEMAN.

---

બી. એ. થયેલાનો મત.

28-12-1910.

I know Someshwar Dwarkadas Kapadvanjvala as an honest and upright astrologer. He has fully satisfied me by my "annual reading." Most of his predictions have come to be true. It appears that he is well versed in the science of astrology and has developed it to his credit. I should not hesitate to recommend him to others. An astrologer can not presume to be God and Mr. Someshwar openly and frankly admits that. His calculations are true and exact and not misleading. I should call him our Indian Rox Roy. Besides, he is not at all greedy.

એક પારશી ગ્રહસ્થ.

---

વકીલનો મત.

I know Joshi Shomeshwar Dwarkadas and am able to say from personal knowledge that this predictions are accurate in most cases.

21-12-08. (Sd) PARSI VAKIL HIGH COURT. B. A. LL. B.

---

ઇલેક્ટ્રીકલ અને મિકેનીકલ ઇન્જીનીયરનો મત.

This is to certify that Mr. Joshi Shomeshwar Dwarkadas is a perfect Joshi. I had shown him my horos-

cope, and I have found him to be very accurate and clever in the scince of astrology. Upto this time many things which he had told me were found to be true. He is a perfect gentleman. I have given him this certificate and he may make use of it to his advantage.

(Sd.) P. S. Dubash.
Engineer.

---

એક મિત્ર જેમનો જોતીષ્યનો કોઇક અભ્યાસ છે. તેમની ભલામણ ઉપરથી જોશી સોમેશ્વર દ્વારકાદાસને આ લખનારનાં છોકરાઓના ટપકા બનાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. જે એમણે કાળજીથી કીધેલું લાગે છે. અને એ કામનો એમનો અનુભવ ઠીક જોવામાં આવે છે.

લી. પેસ્તનજી ધનજીભાઇ માહાલક્ષ્મીવાલા.

ભાયખલા તા. ૨૪-૪-૦૯.

---

એલ. સી. ઇ. ઇજનેરનો મત.

60, Tamrind Lane, Fort
Bombay 10th September 1907.

I hereby certify that Joshi Shomeshwar Dwarkadas is known to me for the last four years. He is well versed in astrology and he foretells the future correctly. He is my family astrologer and has prepared horoscopes for many members of my family. He has also prepared a " Keshi " for me and good many events mentioned therein have occured at the stated periods. I have recommended him to my many friends and they seem to have been pleased and satisfied with his work. I would be too glad to see him prosper in his work.

(sd.) Merwanji M. Mistry.
L. C. E.

---

એલ. એમ. એન્ડ એસ. ડૉક્તરનો મત.

17, Dockyard Road.
Mazdgaon, Bombay 19th. April 1909.

I have great pleasure in giving this certificate to Mr. Shomeshwar Dwarkadas Kapadvanjwalla. He is so perfect in his science of astrology that most of his predictions have come to be true.

Besides that he is a perfect gentleman and that he has no greed for money.

I can safely recommend him to any body else.

(sd) **M. J. Dubash.**
L. M. & S.

---

વકીલનો મત.

I have great pleasure in saying that Joshi Shomeshwar Dwarkadas is a very clever astrologer. He is known to me these last three years. I have on various occasions consulted him and have found him accurate. He is not one of those who care only to get as much out of the pockets of the people consulting them as they can. He is not at all greedy and himself believes the science and has a sound knowledge of astrology.

(Sd.) **Manibhadra Nilkantrai**
CHHATRAPATI
B. A. LL. B.

---

એલ. એમ. એન્ડ એસ. ડૉક્ટરનો મત.

Bombay, 6th. August 1910.

I was one of those who did not believe in the science of astrology, as, unfortunately, the local astrologers are more quacks than genuine. Mr. Someshwar Dwarkadas (Joshi) was recommended to me by some friends as a reliable astrologer and I have great pleasure to certify that his statement as to the future events of my life turned out true. He is honest, pains-taking and very careful in his work and calcu-

lations. I would safely recommend him to those who wish to consult a competent fortune-teller and I am sure they would not be disappointed.

(Sd.) S. N. WRITER.
L. M. & S.

---

વકીલનો મત.

"Cama Castle"
Station Ghat Koper.
28th. June 1909.

Having been asked by Mr. Shomeshwar Dwarkadas Joshi to testify as to his knowledge of reading horoscopes &c. I have the pleasure to certify that he is sans doute, well Versed in this science as could be evidenced from some striking events of the past disclosed by him in my life.

I can not rest content without observing that this science has now been dwindled down almost into a Nullity and degenerated in to imposture and hypocracy in the hands of quacks but persons of his letters would in near future revive the same into its original sublimity.

PHIROZSHAW JAMSETJI.
B. A. L.L. B.
Vakil High Court.

---

વકીલનો મત.

I have much pleasure in recommending Mr. Someshwar Dwarkadas as a competent Joshi. His predictions are upto mark and his knowledge of calculations very sound. He has a perfect mastery over the more intricate branch of Astrological calculations especially of "Keshawi." I have seen his work and I am thoroughly satisfied with it.

B. A. L.L. B.
Parsi Vakil High Court

11-6-09.
Picket Road Bombay.

**Publisher :**

**JOSHI SOMESHWAR DWARKADAS.**

ભાષાન્તરકર્તા,—જોશી, સોમેશ્વર દ્વારકાદાસ.



| **જન્મ.**<br>સંવત્ ૧૯૩૧. શાકે ૧૭૯૭. શ્રાવણ વદી ૩૦ ને સોમવારે સૂર્યોદયથી ઇષ્ટ ઘટી ૨૯ પલ ૨૪ વખતે. તા૦ ૩૦–૮–૧૮૭૫. | ઠે૦,—મોટા રામજી મંદિર, રાવળપોરમાં.<br>**જીલ્લે, ખેડા,**<br>**મુકામ, કપડવંજ.**<br>**હાલ ઠે૦,**—ઠાકોરદ્વાર, પોસ્ટ આફીસની સામે, ભાઈ જીવણજીની ગલીમાં, ઘર નં૦ ૪–ત્રીજે માળે,<br>**મુકામ—મુંબઈ.** |
|---|---|

॥ ॐ श्री गणेशाय नमः ॥

# जातक पारिजातनुं गुजराती भाषांतर.

ગ્રંથ કર્તા—શ્રીમાન્ વૈદ્યનાથ પંડિત પ્રથમ ઈષ્ટદેવને નમસ્કાર રૂપ મંગલાચરણ કરે છે.

## અધ્યાય ૧ લો.

### રાશિના ગુણ, સ્વરૂપ, અને સંજ્ઞા બાબત.

श्रीकान्ताजशिवस्वरूपममरज्योतिर्गणस्वामिनं ।
मायातीतमशेषजीवजगतामीशं दिनेशं रविम् ॥
नत्वा गर्गपराशरादिरचितं संगृह्य ताराफलं ।
वक्ष्ये जातकपारिजातमखिलज्योतिर्विदां प्रीतये ॥ १ ॥

૧ હું ગ્રંથ કર્તા, વિષ્ણુ, બ્રહ્મા, અને શંકરના સ્વરૂપને ધારણ કરનાર, તથા બીજા દેવતાઓ, તેમ તારા ગણોના સ્વામીરૂપ, માયાથી પર, સમસ્ત જીવો અને જગતના સ્વામી પરમાત્માને તેમજ દિવસના સ્વામી સૂર્યનારાયણને નમસ્કાર કરીને, ગર્ગ, પરાશર આદિ ઋષિઓએ રચેલા ગ્રહોના ફળને, (જ્યોતિષફળ) જાણીને જ્યોતિષ શાસ્ત્ર જાણનારા, વિદ્વાનોની પ્રસન્નતા માટે જાતક પારિજાત નામનો ગ્રંથ (પુસ્તક) રચું છું.

भारद्वाजकुलोद्भवस्य विदुषः श्रीवेंकटाद्रेरिह ।
ज्योतिःशास्त्रविशारदस्य तनयः श्रीवैद्यनाथः सुधीः ॥
होरासारसुधारसज्ञविबुधश्रेणीमनःप्रीतये ।
राशिस्थाननिरूपणादिसकलं वक्ष्ये यथानुक्रमात् ॥ २ ॥

૨—ભારદ્વાજ ગોત્રમાં જન્મેલા, સંપૂર્ણ જ્યોતિષ જાણનાર, વિદ્વાન્ શ્રી વેંકટાદ્રિના પુત્ર, વૈદ્યનાથ નામે સુબુદ્ધિમાન પંડિત, જ્યોતિષ શાસ્ત્રરૂપી અમ્રતરસને જાણનારા, સુજ્ઞોના મનને આનંદ આપવા માટે (આકાશમાં રહેલી) રાશિ સ્થાન વિગેરે નિરૂપણ કરી અનુક્રમથી ગ્રંથ રચના કરૂં છું.

प्रणम्य वन्दारुजनाभिवन्द्यपदारविन्दं रघुनायकस्य ॥
संगृह्य सारावलिमुख्यतन्त्रं करोम्यहं जातकपारिजातम् ॥ ३ ॥

૩—નમન કરનારા ભક્ત જનોના કલ્પવૃક્ષસમાન, શ્રી રામચરણોને નમસ્કાર કરીને તથા સારાવલીના મુખ્ય તંત્રનો સંગ્રહ કરી હું વૈદ્યનાથ પંડિત જાતક પારિજાત નામનું પુસ્તક બનાવું છું (રચું છું).

### મેષાદિ બાર રાશિયોનાં વિશેષ નામો.

मेषाजविश्वक्रियतुंबुराद्या वृषोक्षगोतातुरगोकुलानि ॥
द्वंद्वं नृयुग्मं जुतुमं यमं च युगं तृतीयं मिथुनं वदन्ति ॥ ४ ॥ अज-क्रिय

૪—૧ મેષરાશિનાં નામો—મેષ, અજ, વિશ્વ ક્રિય, તુંબુર, આદ્ય, છે.

૨ વૃષભ રાશિનાં—ઉક્ષ ગો, તાબુરૂ, વૃષ, ગોકુલ. मिथुन

૩ મિથુનનાં—દ્વંદ્વ, નૃયુગ્મ, જુતુમ, યમ, યુગ, તૃતીય. यौमिक, मिथ

कुलीरकर्कोटककर्कटाख्याः कण्ठीरवः सिंहमृगेन्द्रलेयाः ॥
पाथोनकन्यारमणीतरुण्यस्तौलीवणिग्जूकतुलाधराश्च ॥ ५ ॥

૫—૪ કર્કનાં—કુલિર, કર્કોટક, કર્કટ. कीट

૫ સિંહનાં—કંઠીરવ, સિંહ, મૃગેન્દ્ર, લેય. केसरी. हरि

૬ કન્યાનાં—પાથોન, કન્યા, રમણી, તરૂણી. बाला. अबला. स्त्री. प्रमदा

૭ તુલારાશિનાં—તૌલિ, વણિક, જૂક, તુલા, ધટ. तुलाधर

अलपहूर्मं वृश्चिककौर्पिकीटा धन्वी धनुश्चापशरासनानि ॥
मृगो मृगास्यो मकरश्च नक्रः कुंभो घटस्तोयधराभिधानः ॥ ६ ॥

૬—૮ વૃશ્ચિક રાશિનાં—અલિ, અષ્ટમ, વૃશ્ચિક, કૌર્પિ, કીટ. सरीसृप

૯ ધનનાં—ધન્વી, ધનુષ્, ચાપ, શરાસન. धनुर्द्धर, कोदण्ड, हय, तौ

૧૦ મકરનાં—મૃગ, મૃગાસ્ય, મકર, નક્ર. आकोकेर

૧૧ કુંભનાં—કુંભ, ઘટ, તોયધર. हृद्रोग, कलश

मीनालिमत्स्यपृथुरोमझषा वदन्ति ।
दस्रादिकर्क्षनवपादयुताः क्रियाद्याः ॥
चक्रस्थिता दिविचरा दिननाथसंख्याः ।
क्षेत्रर्क्षराशिभवनानि भसञ्ज्ञितानि ॥ ७ ॥

૭—૧૨ મીનનાં નામ-મિનાલિ, મત્સ્ય, પૃથુરોમ, ઝષ; [illegible]

એ પ્રમાણે મેષથી તે મીનરાશિ સુધીની દરેક રાશિઓનાં વિશેષ નામો જાણવાં, ને તે વિશેષ નામ શ્લોકમાં જ્યાં આવે, તે ઉપરથી રાશિ સમજવી.

અશ્વિન્યાદિ એક નક્ષત્રના ૪ ભાગ એવા નવ નવ ભાગની એક એક રાશિ થાય છે. દરેક સવા બે નક્ષત્રની એક રાશિ; એમ ૨૭ નક્ષત્રની બાર રાશિ થાય છે. જ્યોતિષચક્રમાં આકાશમાં ફરનારા સૂર્યાદિ નવ ગ્રહો છે.

મેષાદિ બાર રાશિયોને ( રાશિ શબ્દને ) ક્ષેત્ર, ઋક્ષ, રાશિ, ભવન, ભ, પણ કહે છે.

कालात्मकस्य च शिरोमुखदेशवक्षोहृत्क्रोडभागकटिवस्तिरहस्यदेशाः ॥
ऊरू च जानुयुगलं परतस्तु जंघे पादद्वयं क्रियमुखावयवाः क्रमेण ॥८॥

૮—કાળરૂપ આત્માના (માણસના) અંગના ભાગોનું વર્ણન મસ્તક, મુખ, છાતી, હૃદય, પેટ, કુખો, ( કમરનો ભાગ ) પેઢું, ગુદા ( પાછલો કુંપો તથા ઇંદ્રી ભાગ ) સાથળ, ઢીંચણ કે ગોઠણ, જાંઘો, પગો એ મેષ રાશિથી અનુક્રમે માણસનું શરીર સમજવું.

જેમકે મેષ, માથું, વૃષભ, મોઢું જ્યાં મેષરાશિ હોય તે માથું એ પ્રમાણે કુંડલિમાં દરેક રાશિ જ્યાં હોય તે રાશિનો તે ભાગ જાણવો.

व्यत्यस्तोभयपुच्छमस्तकयुतौ मीनौ सकुंभो नर-
स्तौली चापधरस्तुरंगजघनो नक्रो मृगास्यो भवेत् ॥
वीणाढ्यं सगदं नृयुग्ममबला नौस्था ससस्यानला ।
शेषाः स्वस्वगुणाभिधानसदृशाः सर्वे स्वदेशाश्रयाः ॥ ९ ॥

## રાશિના આકારની સમજણ.

૯—મીનરાશિ એકના પુછડામાં બીજા મોઢું એમ અવળાસવળી મત્સ્ય ( માછલા ) ના આકારવાળી છે.

કુંભ—બે હાથમાં ઘડો પકડેલા પુરૂષની આકૃતિ છે.

તુલા—હાથમાં જોખવાનાં ત્રાજવાં ( કાંટો ) ઝાલેલો માણસ છે.

ધન—કમરથી માથાના ભાગ સુધી માણસના આકારે, ધનુષમાં બાણ એંચેલો, ને નીચેથી ઘોડાનો આકાર છે.

મકર—મઘરના મોઢાના આકાર જેવી છે.

મિથુન—વિણા નામનું વાજું, ને ગદા હાથમાં છે, એવું સ્ત્રી પુરૂષનું જોડકું છે.

કન્યા—નાવમાં બેઠેલી, ને હાથમાં અગ્નિ ને અનાજ લીધેલું છે, એવી ગેરીની આકૃતિ છે.

બાકીની રાશિયો પોતાના નામ જેવા ગુણને સ્વરૂપવાળી જાણવી.* દરેક રાશિયો જ્યાં જ્યાં પોતાને રહેવાનું સ્થાન છે, તેવી જગ્યાનો આશ્રય કરીને રહેલી જાણવી.

## રાશિયોને રહેવાનું સ્થાન.

मेषस्य धातुकररत्नधरातलं स्यात् ।
उक्ष्णस्तु सानुकृषिगोकुलकाननानि ॥
द्यूतक्रियारतिविहारमही युगस्य ।
वापीतटाकपुलिनानि कुलीरराशेः ॥ १० ॥

૧૦—મેષ—પૃથ્વીની સપાટી કે જ્યાં રત્ન, જવાહીર, ને ખનીજ પદાર્થો નીકળે છે, ત્યાં.

* ટીપ—મેષરાશિ બકરાનો આકાર, વૃષભ બળદ, કર્ક કાચબો, સિંહરાશી સિંહનો, ને વૃશ્ચિકરાશિનો વિંછીનો આકાર છે.

વૃષભ—ઉંચા પહાડોપર, ખેતી કરવાની જગ્યા (ખેતર) માં.
મિથુન—જુગારખાનું, સ્ત્રી પુરૂષનું એકાન્ત વિહાર સ્થાન, મોજ-શોખ ને બગીચા જેવી રમણિક જગ્યામાં.
કર્ક—વાવ, તળાવ, તેમજ તેના કિનારા આગળ રેતાળ જમીનમાં.

कण्ठीरवस्य घनशैलगुहावनानि।
पष्ठस्य शाद्वलवधूरतिशिल्पभूमिः ॥
सर्वार्थसारपुरपण्यमही तुलायाः ।
कीटस्य चाश्मविषकीटविलप्रदेशाः ॥ ११ ॥

૧૧—સિંહ-મોટા પર્વત, મોટી ગુફાઓ, ને ગીચવન, એટલે જંગલમાં.
કન્યા—લીલું ઘાસ, વનસ્પતિ ઉગેલી જગ્યા, સ્ત્રીયોને ગમ્મત કરવાનું સ્થાન, ને શિલ્પ (સૂતારની કરેલી કારીગરીવાળી) જગ્યામાં.
તુલા—અમુલ્ય વસ્તુઓવાળા શહેરમાં, ને બજારોની દુકાનોમાં.
વૃશ્ચિક—પથ્થરોમાં, બખોલોમાં.

चापस्य वाजिरथवारणवासभूमि-
रेणाननस्य सरिदंबुवनप्रदेशः ॥
कुंभस्य तोयघटभाण्डगृहस्थलानि ।
मीनस्य धाम सरिदंबुधितोयराशि ॥ १२ ॥

૧૨—ધન—ઘોડા બાંધવાની જગ્યા, રથ હાથીવાળી જગ્યામાં, લડાઇની છાવણીમાં.
મકર—નદી, જળાશય, ને વન જંગલ પ્રદેશમાં.
કુંભ—પાણીની જગ્યા, પાણીનો ઘડો, પાણીનાં વાસણો, પાણી ભરી મુકવાની જગ્યાના ઠેકાણામાં.
મીન—નદી, સમુદ્ર, યા પાણીના ધરાઓમાં રહે છે.

ह्रस्वा गोजघटास्समा मृगनृयुक्चापांत्यकर्कांङ्का
दीर्घा वृश्चिककन्यकाहरितुला मेषादि पुंयोषितौ ।
मागादि क्रियगोनृयुक्कटकभान्येतानि कोणान्विता-
न्याहुः क्रूरशुभौ चरस्थिरतदंद्वंशानि नानि क्रमात् ॥ १३ ॥

૧૩—મેષ, વૃષભ, કુંભ, મીન એ હ્રસ્વ (ટુંકી) રાશિયો છે.
મિથુન, કર્ક, ધન, મકર, એ સમ (સરખી લંબાઈ)ની રાશિયો છે.
સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, દીર્ઘ (લાંબી) રાશિ જાણવી.
મેષથી અનુક્રમે સ્ત્રીને પુરૂષ રાશિ જાણવી. મેષ પુરૂષ, વૃષભ, સ્ત્રી એ પ્રમાણે પુરૂષને સ્ત્રી રાશિ છે.
મેષ, સિંહ, ધન, રાશિયો પૂર્વ દિશામાં રહે છે.
વૃષભ, કન્યા, ને મકર, દક્ષિણ દિશામાં.
મિથુન, તુલા, કુંભ, પશ્ચિમ દિશામાં.
કર્ક, મીન, વૃશ્ચિક ઉત્તર દિશામાં.
મેષથી અનુક્રમે ક્રૂર (પાપ)ને સૌમ્ય (શુભ) રાશિ જાણવી.
મેષ ચર, વૃષભ સ્થિર, મિથુન દ્વિઃસ્વભાવ એ પ્રમાણે ચર સ્થિર દ્વિઃસ્વભાવ મેષથી અનુક્રમે મીન સુધી જાણવી.

वीर्योपेता निशि वृषनृयुक्कर्किचापाजनका
हित्वा युग्मं भवनमपरे पृष्ठपूर्वोदयाश्च ।
शेषाः शीर्षोदयदिनबलाः श्रेष्ठताराशयस्ते
मीनाकारद्वयमुभयतः काललग्नं समेति ॥ १४ ॥

૧૪—રાત્રીએ બલવાન મેષ, વૃષભ, મિથુન, કર્ક, ધનને મકર રાશિયો છે. દિવસે બલવાન સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ રાશિયો છે. સંધ્યાકાલે—એટલે સવારમાંને સાંજે મીનરાશિ બલવાન છે.
પૃષ્ટોદય રાશિયો—મેષ, વૃષભ, કર્ક, ધન ને મકર જાણવી. તે પાછલના ભાગથી ઉદય પામે છે.
શિર્ષોદય રાશિયો—માથાના ભાગથી દેખાનારી મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક ને કુંભરાશિ જાણવી.
ઉભયોદય—એટલે માથાથી અને પાછલા ભાગથી બેઉ રીતે ઉદય પામનારી મીનરાશિ છે.

मीनालिकर्कटमृगाः सलिलाभिधाना-
स्तोयाश्रया घटवृषयुगगोपसंज्ञाः ।
निस्तोयभूतलचराः क्रियचापतौलि-
कण्ठीरवाश्च सहनः प्रवदन्ति सन्तः ॥ १५ ॥

૧૫—જળચર રાશિયો—કર્ક, વૃશ્ચિક, મકર, મીન, પાણીમાં રહેનારી છે.

જળાશ્રય રાશિ—કુંભ, કન્યા, મિથુન, ને વૃષભ પાણીના આશરાવાળી છે.

જમીનના ભાગમાં રહેનારી રાશિ-મેષ, ધન, તુલા ને સિંહ પાણી વિનાની જમીનમાં રહેનારો છે.

चापापरार्द्धहरिगोमकरादिमेषा
मानस्थिता चल्युताश्च चतुष्पदाख्याः ।
कन्यानृयुग्मघटतौलिशरासनाद्या
लग्नान्विता यदि नरा द्विपदा बलाढ्याः ॥ १६ ॥

૧૬—ચતુષ્પદ રાશિયો—ધન રાશિનો પાછલો ભાગ ( છેલ્લા ૧૬ થી ૩૦ અંશે ) ને સિંહ, મેષ, વૃષભ, મકરનો પૂર્વ ભાગ (પહેલા પંદર અંશ સુધી ચતુષ્પદ ( ચાર પગવાલી ) રાશિ જાણવી. ને તે રાશિયો દશમા ભાવમાં હોય તો વધારે બળવાન જાણવી.

દ્વિપદ રાશિ—કન્યા, મિથુન, કુંભ, તુલા ને ધનનો પહેલો ભાગ પંદર અંશ સુધી દ્વિપદ એટલે બે પગવાળી રાશિયો છે ને તે રાશિયો લગ્ને આવે તો વધારે બળવારી જાણવી.

मृगापरार्द्धान्त्यकुलीरसंज्ञा जलाभिधाना बलिनश्चतुर्थे ॥
जलाश्रयो वृश्चिकनामधेयः ससप्तमस्थानगतो बली स्यात् ॥ १७ ॥

૧૭—જળચર રાશીઓ—મકરનો પાછલો અરધો ભાગ મીનને કર્ક રાશિ છે, એ ચોથા ભાવમાં હોય તો બળવાન જાણવી. તેમજ જળનો આશ્રય કરનાર વૃશ્ચિક લગ્નથી સાતમા ઘરમાં હોય તો બળવાન જાણવી.

कन्द्रं गतोहि द्विपदो बलाढ्यः चतुष्पदाः केन्द्रगता रजन्याम् ।
कीटास्तु सर्वे यदि कंटकस्थाः सान्धिद्वये वीर्ययुता भवन्ति ॥ १८ ॥

૧૮—દ્વિપદ રાશિ—લગ્નથી ૧, ૪, ૭, ૧૦, ( કેન્દ્ર ) સ્થાનમાં હોય તો દિવસે બળવાન જાણવી.

ચતુષ્પદ રાશિ—કેન્દ્રમાં હોય તો રાત્રીએ બળવારી જાણવી

સર્વેકીટ રાશિઓ—સંધ્યાકાળે એટલે સવારે સૂર્યોદય વખતે ને સાંજે સૂર્યાસ્ત વખતે બળવાન જાણવી.

મેષથી અનુક્રમે ધાતુ, મૂલ, જીવ, સંજ્ઞા રાશિયોની છે.

धातुर्मूलं जीवमित्याहुरार्यामेषादीनामोजयुग्मे तथैव ।
स्वर्णाद्धातुर्मृत्तिकान्तस्तृणान्तं वृक्षान्मूलं जीवकृत्: सजीवः॥१९॥

૧૯—સોનાથી તે માટી સુધીની ચીજો (ધાતુ) જાણવી; મોટાં ઝાડો, વનસ્પતિ, ઘાસનાં તણખલાં એ બધાંનો મૂળમાં સમાવેશ થાય છે, જીવવાળાં પ્રાણી જે કીડાથી હાથી, ને મનુષ્યો, સર્વેનો સમાવેશ જીવમાં થાય છે.

મેષથી અનુક્રમે વિષમ (એકી) ને સમ (બેકી) રાશિયો જાણવી.

मीनालिवृषभा विप्राश्चापाजहरयो नृपाः ।
कुंभयुग्मतुला वैश्याः शूद्राः स्त्रीमृगकर्कटाः ॥ २० ॥

૨૦—બ્રાહ્મણ જાતિની રાશિયો મીન, વૃશ્ચિક, કર્ક છે.

| | |
|---|---|
| ક્ષત્રીની જાતિ | મેષ, સિંહ, ધન છે. |
| વૈશ્ય જાતિ | વૃષભ, મકર, કન્યા છે. |
| શુદ્ર જાતિ | તુલા, કુંભ, મિથુન છે, |

ઉપર મુજબ રાશિયોની બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, ને શુદ્ર, જાતિ જાણવી.

महानिशान्धाः क्रियगोमृगेशा मध्यन्दिने कर्कटयुग्मकन्याः ।
पूर्वाह्णकाले बधिरौ तुलाली धन्वी मृगाख्यश्च तथा पराह्णे ॥ २१ ॥

૨૧—મેષ, વૃષભ, સિંહ એ રાશિયો-મધ્ય રાત્રીએ આંધળી જાણવી. કર્ક, મિથુન, કન્યા, રાશિયો. બપોરે આંધળી જાણવી. તુલા ને વૃશ્ચિક રાશિયો-દિવસના એક તૃતીયાંશ પહેલા ભાગમાં બહેરી જાણવી.

ધન, મકર રાશિયો-દિવસના છેલ્લા ત્રીજા ભાગમાં બહેરી જાણવી.

मृगाननश्चापधरश्च पङ्गू सन्धिद्वये नाशकरौ भवेताम् ।
स्याद्दक्षसन्धिः कटकालिमीनभान्तं मगण्डान्तमिति मसिद्धम् ॥२२॥

૨૨—ધન, મકર, રાશિયો—પાંગળી ( લંગડી ) રાશિયો છે. તે બન્ને સંધ્યા વખતે મૃત્યુ કરનારી જાણવી.

કર્ક, વૃશ્ચિક ને મીન રાશિ—ના ચંદ્ર ઉતરતી વખતે ઘડી અડધી, અને તે પછીની રાશિઓ બેસવાની અડધી ઘડી મળીને ઘડી ૧ નો

ગંડાંત યોગ થાય છે. તેને રૂક્ષ સંધી, એટલે રાશિની સંધી કહે છે અથવા નક્ષત્ર સંધી કહે છે. એવું પ્રસિદ્ધ છે.

रक्तगौरशुककान्तिपाटलाः पाण्डुचित्ररुचिनीलकाञ्चनाः ॥
पिङ्गलः शवलबभ्रुपाण्डुरास्तुबुरादि भवनेषु कल्पिताः॥ २३ ॥

૨૩—૧, લાલ. ૨, સફેદ. ૩, લીલો પોપટના રંગે. ૪, બદામીયો. ૫, પીળો ને ધોળો સેળભેળ. ૬, ચિત્રવિચિત્ર. ૭, કાળો. ૮, સોનેરી રંગ. ૯, પીળો ને ભૂખરો ભેળસેળ મળીને (ભૂરો). ૧૦, કાબર ચીતરો. ૧૧, નોળીયાના રંગે. ૧૨, મલિન ( મેલો ). એમ મેષ રાશિથી અનુક્રમે રાશિયોના રંગ જાણવા.

वस्त्राद्यं शालिमुख्यं वनफलनिचयः कन्दलीमुख्यधान्यं ।
त्वक्सारं मुद्गपूर्वं तिलवसनमुखं त्विक्षुलोहादिकं च ॥
शस्त्राश्वं काञ्चनाद्यं जलजनिकुसुमं तोयजातं समस्तं ।
द्रव्याण्याहुः क्रियादिष्ववलवलयुतेष्वल्पताधिक्यभांजि ॥ २४ ॥

૨૪—૧. વસ્ત્ર, ૨. ચોખા, ૩. જંગલના ફળનો સમુહ, ૪. કેળાં, ૫. વાંસ, ૬. મગ વિગેરે, ૭. વેપારની ચીજો તલ વિગેરે, ૮. શેરડી, લોખંડ ને એવી બીજી ધાતુઓ, ૯. શસ્ત્ર, ઘોડા, ૧૦. સોનું અને જવાહીર, ૧૧. પાણીમાં થતાં ફૂલો, ૧૨. પાણીમાં થતી સર્વે વસ્તુઓ ઉપર પ્રમાણે મેષથી ગણતાં દરેક રાશિનાં દ્રવ્ય છે, જે રાશિ ઓછી બળવાન હોય, તે ઓછું, ને બળવાન હોય તે પોતાની ચીજનું વધારે સુખ આપે છે.

धराजशुक्रज्ञशशीनसौम्य सितारजीवार्कजमंदजीवाः ॥
क्रमेणमेषादिषु राशिनाथास्तदंशपाश्चेति वदन्ति सन्तः ॥ २५ ॥

૨૫—મેષથી અનુક્રમે મીન સુધીના મંગળ, શુક્ર, બુધ, ચંદ્ર, સૂર્ય, બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, શનિ, એ રાશિયોના સ્વામી જાણવા. તેમજ નવ માંશના સ્વામીયો પણ તેજ જાણવા. એમ સત્પુરૂષો કહે છે.

### મૂલ ત્રિકોણ રાશિયો.

मूलत्रिकोणा हरितातुरक्रिया
वधूधनुस्तौलिघटा दिवाकरात् ॥

सितासिताकाङ्गिरसां नखांशका-
स्त्रिकोणमादौ परतः स्वमन्दिरम् ॥ २६ ॥

૨૬—સૂર્યથી શનિ સુધીના ગ્રહોની અનુક્રમે મૂલત્રિકોણ રાશિયો. સિંહ, વૃષભ, મેષ, કન્યા, ધન, તુલા, કુંભ જાણવી શુક્ર, શનિ, સૂર્ય, ગુરૂ, એ ૨૦ અંશ સુધીજ મૂલત્રિકોણ જાણવા, ને તે પછીના અંશોમાં હોય તો પોતાની રાશિના ( સ્વગ્રહી ) જાણવા.

वृषादिभागत्रयमुच्चमिन्दो-
र्मूलत्रिकोणं परतस्तु सर्वम् ॥
मेषादिका द्वादशभागसंज्ञाः
कुजस्य कोणं परतः स्वभं स्यात् ॥ २७ ॥

૨૭—ચંદ્રમા-વૃષભના ૩ અંશ સુધી ઉચ્ચનો, ને ૪ અંશથી આખી રાશિનો મૂલત્રિકોણીયો જાણવો.

મંગળ—મેષરાશિના બાર અંશ સુધીજ મૂલત્રિકોણીયો તે પછી સ્વગ્રહી જાણવો.

कन्यार्द्धमुच्चं शशिजस्य कोणं दशांशकाः स्वर्क्षफलं शरांशः ॥
कुंभस्त्रिकोणं फणिनायकस्य तुंगं नृयुग्मं रमणी गृहं स्यात् ॥ २८ ॥

૨૮—બુધ-કન્યારાશિના ૧૫ અંશ સુધી ઉચ્ચનો, ૧૬ થી ૨૫ અંશમાં હોય તો મૂલત્રિકોણી, અને ૨૬ થી ૩૦ અંશનો હોય તો સ્વગ્રહી જાણવો.

| | | | |
|---|---|---|---|
| રાહુ | મૂલત્રિકોણ. | ઉચ્ચનો | પોતાના ઘરનો. |
| | કુંભરાશિનો. | મિથુનનો | કન્યા રશિનો. |

## સૂર્યાદિકની ઉચ્ચ નીચની રાશિયો ને તેના અંશો.

मेषो वृषो मकरषष्ठकुलीरमीना-
स्तौली च तुंगभवनानि तदस्तनीचाः ॥
नित्यांगनाहरिमयामनुसारनीर-
संख्या दिवाकरमुखादतितुंगभागाः ॥ २९ ॥

૨૯—સૂર્ય મેષના ૧૦ અંશે. ચંદ્ર વૃષભના ૩ અંશે.
મંગળ મકરના ૨૮ અંશે. બુધ કન્યાના ૧૫ અંશે.
ગુરૂ કર્કના ૫ અંશે. શુક્ર મીનના ૨૭ અંશે.
શનિ તુલાના ૨૦ અંશે. એ દરેક ગ્રહોની ઉચ્ચ રાશિયો ને ઉચ્ચના અંશો જાણવા ઉપર લખેલા અંશો સુધીના તે ગ્રહો હોય તો પરમ ઉચ્ચના ગ્રહ જાણવા.

ઉપરની રાશિથી ૭ મી રાશિ તે તે ગ્રહોની નીચ રાશિ જાણવી. ઉપરનાજ અંશે પરમ નીચના અંશો જાણવા.

लग्नं होरा दृगाणं स्वरनवदशकद्वादशांशाः कलांशा-
स्त्रिंशत्षष्ट्यंशकाख्या व्ययदुरितवयश्रीकरा मानवानाम् ॥
होरा राश्यर्द्धमोजे दिनकरशशिनोरिंदुमार्तंडहोरे
युग्मे राशौ दृगाणा निजतनयतपस्थानपानां भवन्ति ॥ ३० ॥

૩૦—લગ્ન (આખું) હોરા (અડધું) દ્રેષ્કાણ (ત્રીજો ભાગ) સપ્તમાં (સાતમો ભાગ) નવમાંશ (નવ ભાગ) દશાંશ (દશ ભાગ) દ્વાદશાંશ (૧૨ ભાગ) ષોડશાંશ (૧૬ ભાગ) ત્રીશાંશ (૩૦ ભાગ) ષષ્ઠ્યાંશ (૬૦ મો ભાગ) એ દશ ચક્રોને દશ વર્ગ કહે છે. તે ખર્ચ, ભય, આયુષ્ય, ને વૈભવ મનુષ્યોને આપે છે.

## હોરા કુંડળીની રીત.

ઓજ (એકી) રાશિના ૧૫ અંશ સુધી સૂર્યની હોરા તે પછી ચંદ્રની હોરા જાણવી.

યુગ્મ (બેકી) રાશિના ૧૫ અંશ સુધી ચંદ્ર, ને તેથી વધારે અંશે સૂર્યની હોરા જાણવી.

## દ્રેષ્કાણ કુંડળી.

લગ્ન ને ગ્રહો ૧૦ અંશાની અંદર હોય તો પોતાની રાશિથી દ્રેષ્કાણ જાણવા. દશ પછી ૨૦ અંશ સુધીમાં હોય તો પોતાની રાશિથી ૫ મી રાશિથી દ્રેષ્કાણ ગણવા.

ત્રીજા દશકામાં ૨૧ થી ૩૦ અંશ સુધીમાં હોય તો ૯ મી રાશિથી ગણવા.

## સપ્તમાંશ કુંડળી.

लग्नादिसप्तमांशेशास्त्वोजे राशौ यथाक्रमम् ॥
युग्मे लग्ने स्वरांशानामधिपाः सप्तमादयः ॥ ३१ ॥

૩૧—એકી રાશિમાં પોતાની રાશિથી સપ્તમાંશ ગણવા, અને બેકી રાશિમાં પોતાથી સાતમી રાશિથી સપ્તમાંશની ગણતરી કરવી.

## નવમાંશ કુંડળી.

चापाजसिंहराशीनां नवांशास्तुंबुरादयः ॥
वृषकन्यामृगाणां च मृगाद्या नव कीर्तिताः ॥ ३२ ॥
नृयुक्तुलाघटानां च तुलाद्याश्चांशका नव ॥
कर्किवृश्चिकमीनानां कर्कटाद्या नवांशकाः ॥ ३३ ॥

૩૨-૩૩—ધન, મેષ, સિંહ, એ રાશિના નવમાંશ ( નવ ભાગ ) મેષથી શરૂ કરવા તેનું મેષાદ્યુ જાણવું. વૃષભ, કન્યા, મકર રાશિનું આદ્યુ–મકર તે નવમાંશ મકરથી શરૂ કરવા. મકર, તુલા ને કુંભમાં આદ્યુ તુલા તે તુલાથી ગણવું. કર્ક, વૃશ્ચિક, ને મીનનું આદ્યુ કર્ક માટે કર્કથી નવમાંશ ગણવાના શરૂ કરવા.

## વર્ગોત્તમી નવમાંશ.

चरे चाद्यंशको ज्ञेयः स्थिरे मध्यनवांशकः ॥
अंत्यांशको द्विस्वभावे वर्गोत्तम इति स्मृतः ॥ ३४ ॥

૩૪—ચરરાશિ પહેલો નવમાંશ (અંશાદિ ૩–૨૦) સ્થિર રાશિના મધ્યનો એટલે ૫ મો (૧૩–૨૦ પછીથી ૧૬–૪૦) ને દ્વિસ્વભાવ રાશિનો છેલ્લો નવમાંશ (૨૬–૪૦ ના પછી) વર્ગોત્તમી જાણવો.

ટુંકમાં વર્ગોત્તમી જાણવાને લગ્ન કે ગ્રહ જે રાશિના જન્મ કુંડળીમાં છે તેજ રાશિના જો નવમાંશમાં આવે તો વર્ગોત્તમી જાણવા.

## દશાંશ, ને દ્વાદશાંશ કુંડળી.

लग्नादिदशमांशेशास्त्वोजे युग्मे शुभादिकाः ॥
द्वादशांशाधिपतयस्तत्तद्राशिवशानुगाः ॥ ३५ ॥

૩૫—વિષમ રાશિમાં પોતાની રાશિથી ને સમ રાશિમાં નવમી રાશિથી દશાંશ ગણવા.

દ્વાદશાંશ તો પોતાની રાશિથીજ ગણવામાં આવે છે.

## ષોડશાંશ કુંડળીની રીત.

ओजे कलांशाः प्रमुखास्तदीशा विरिंचिशौरीशदिवाकराश्च ॥
युग्मे विलग्ने सति भास्कराद्या विलोमतः षोडशभागनाथाः ॥ ३६ ॥

૩૬—વિષમ રાશિમાં પોતાની રાશિથી ષોડશાંશ ગણવા, ને બારમી રાશિ પુરી થયા પછી બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ને સૂર્ય એ ચાર દેવતાના અંશો મુકવા.

સમરાશિમાં પોતાની રાશિથી ગણવા. પણ બારમી રાશિ પછી દેવાંશો ઉલટાવીને મુકવા. જેમકે સૂર્ય, શિવ, વિષ્ણુ ને બ્રહ્મા, પછી એક બે આવે તે ષોડશાંશના સ્વામીઓ જાણવા.

## ત્રિશાંશ કુંડળીની રીત.

आरार्किजीवशशिनन्दनशुक्रभागा-
स्त्वोजे समीरपवनाष्टकशैलबाणाः ॥
युग्मे समीरगिरिपन्नगपञ्चबाणा-
स्त्रिंशांशकाः सितविदार्यशनिक्षमाजाः ॥ ३७ ॥

૩૭—ઓજ (વિષમ) રાશિમાં ૫ અંશનો સ્વામિ મંગળ, બીજા ૫ નો શનિ, ૮ નો ગુરૂ, પછી ૭ નો બુધ, પછીથી ૫ અંશનો સ્વામી શુક્ર છે ને યુગ્મ ( બેકી ) રાશિ હોય તો તે અંશોને અહો ઉલટાવીને મુકવા. જેમકે, ૫ શુક્ર, ૭ બુધ, ૮ ગુરૂ, ૫ શનિ, ૫ મંગલ. એ પ્રમાણે ત્રિશાંશના સ્વામી જાણવા. સ્વામીઓ પ્રમાણે વિષમ રાશિમાં વિષમ ને સમમાં સમ રાશિ ત્રિંશાંશમાં મુકવી.

## ષષ્ટ્યાંશ કુંડળીની રીત.

षष्ट्यंशकानामधिपास्त्वयुग्मे घोरांशकाद्यासुरदेवभागाः ॥
य दीन्दुरेखादिशुभाशुभांशाः क्रमेण युग्मे तु यथाविलोमात् ॥ ३८ ॥

૩૮—ષષ્ટ્યાંશ કુંડળીમાં ૬૦ ભાગ ગણવા. તે વિષમ રાશિમાં ઘોરાંશથી અનુક્રમે ઇન્દુ રેખાંશ સુધી ભાગો ગણવા. અર્ધા અંશનો એક ભાગ ને સમરાશિમાં ઉલટાવીને એટલે ઇન્દુ રેખાથી આરંભી ઘોરાંશ સુધી દરેક અર્ધા અંશના ષષ્ટ્યાંશ ગણવા.

ઇન્દુ રેખાદિક શુભ નામવાળા ષષ્ટ્યાંશક શુભ ફળવાળા, ને ઘોરાંશ જેવા પાપ નામવાળા અશુભ ફળ આપનારા જાણવા.

## ષષ્ટ્યાંશનાં નામો.

घोरांशको राक्षसदेवभागौ कुबेरयक्षावलिकिन्नरांशाः ॥
भ्रष्टः कुलघ्नो गरलाग्निसंज्ञौ मायांशकः प्रेतपुरीशभागः ॥ ३९ ॥

૩૯—૧ ઘોરાંશ, ૨ રાક્ષસાંશ, ૩ દેવભાગાંશ, ૪ કુબેરાંશ, ૫ યક્ષોગણાંશ, ૬ કિન્નરાંશ, ૭ ભ્રષ્ટાંશ, ૮ કુલઘ્નાંશ, ૯ ગરલાંશ, ૧૦ અગ્ન્યંશ, ૧૧ માયાંશ, ૧૨ પ્રેતપુરીશાંશ.

अपांपतिर्देवगणेशभागः कालाहिभागावमृतांशचन्द्रौ ॥
मृद्वंशकः कोमलपद्मभानुर्लक्ष्मीशवागीशदिगंबरांशाः ॥ ४० ॥

૪૦—૧૩ અપાંપતિ, ૧૪ દેવગણેશાંશ, ૧૫ કાલાંશ, ૧૬ સર્પાંશ, ૧૭ અમૃતાંશ, ૧૮ ચન્દ્રાંશ, ૧૯ મૃદ્વંશ, ૨૦ કોમલાંશ, ૨૧ પદ્મભગાંશ, ૨૨ લક્ષ્મીશાંશ, ૨૩ વાગીશાંશ, ૨૪ દિગંબરાંશ.

देवार्द्रभागः कलिनाशसंज्ञः क्षितीश्वराख्यः कमलाकरांशः ॥
मन्दात्मजो मृत्युकरस्तु कालो दावाग्निघोरामयकंटकांशाः ॥ ४१ ॥

૪૧—૨૫ દેવાંશ, ૨૬ આર્દ્રાંશ, ૨૭ કલિનાશાંશ, ૨૮ ક્ષિતીશ્વરાંશ, ૨૯ કમલાકરાંશ, ૩૦ મન્દાત્મજાંશ, ૩૧ મૃત્યુકરાંશ, ૩૨ કાલાંશ, ૩૩ દાવાગ્ન્યંશ, ૩૪ ઘોરાંશ, ૩૫ અમયાંશ, ૩૬ કંટકાંશ.

सुधामृतांशः परिपूर्णचन्द्रोविषप्रदिग्धः कुलनाशभागः ॥
मुख्यास्तु वंशक्षयपातकांशौ कालस्तु सौम्यो मृदुशीतलांशौ ॥ ४२ ॥

૪૨—૩૭ સુધાંશ, ૩૮ અમૃતાંશ, ૩૯ પરિપૂર્ણચંદ્રાંશ, ૪૦ વિષપ્રદિગ્ધાંશ, ૪૧ કુલનાશાંશ, ૪૨ વંશક્ષય, ૪૩ પાતકાંશ, ૪૪ કાલાંશ, ૪૫ સૌમ્યાંશ, ૪૬ મૃદુ, ૪૭ શીતલાંશ.

दंष्ट्राकरालेंदुमुखप्रवीणाः कालाग्निदण्डायुधनिर्मलाख्याः ॥
शुभाकरोऽशोभनशीतलांशौ सुधापयोधिभ्रमणेन्दुरेखाः ॥ ४३ ॥

૪૩—૪૮ દંષ્ટ્રા કરાલાંશ, ૪૯ ઇન્દુમુખાંશ, ૫૦ પ્રવીણાંશ, ૫૧ કાલાગ્નિ, ૫૨ દંડાયુધાંશ, ૫૩ નિર્મલાંશ, ૫૪ શુભાકરાંશ, ૫૫ શોભન, ૫૬ શીતલાંશ, ૫૭ સુધાંશ, ૫૮ પયોધાંશ, ૫૯ ભ્રમણાંશ, ૬૦ ઇન્દુરેખા.

मूलत्रिकोणस्वगृहोच्चभागवर्गोत्तमानां दशवर्गजानाम् ॥
संयोगजातोसमनामपूर्वा वैशेषिकांशा इति ते वदन्ति ॥ ४४ ॥

૪૪—મૂળ ત્રિકોણ, ઉચ્ચ, સ્વગ્રહી, ને વર્ગોત્તમી જે ગ્રહ હોય તે ગ્રહને દશ વર્ગથી ઉત્પન્ન થયેલું બળ મળે છે તે દશ વર્ગમાં મળેલા બળનો સરવાળો ત્રણથી ૧૦ સુધીનો આવે તેનું અનુક્રમે બળ ઉત્તમાંશાદિ વૈશેષિકાંશ સુધીનું જુદે જુદું છે. એમ વિદ્વાનો કહે છે.

उत्तमं तु त्रिवर्गैक्यं चातुर्वर्गन्तु गोपुरम् ॥
वर्गपञ्चकसंयोगं सिंहासनमिहोच्यते ॥ ४५ ॥

૪૫—ત્રણ બળ પામેલો ગ્રહ ઉત્તમાંશ જાણવો. ૪ બળવાળો ગોપુરાંશ, સંજ્ઞિક, ને ૫ બળવાળા સિંહાસનાંશ સંજ્ઞિક થાય છે.

वर्गद्वयं पारिजातं पण्णां पारावतांशकः ॥
सप्तमं देवलोकःस्यादष्टमं च तथा भवेत् ॥ ४६ ॥

૪૬—બે વર્ગમાં પારિજાત બળ, છ વર્ગમાં હોય તો પારાવતાંશ, ૭ વર્ગમાં દેવલોકાંશ, ૮ વર્ગમાં અમરાંશ ( અમરાંશ ને દેવલોકાંશ એકજ જાણવા ).

ऐरावतं तु नवकं फलं तेषां पृथक् पृथक् ॥
विलग्नहोराद्रेष्काणनवांशद्वादशांशकाः ॥ ४७ ॥

त्रिंशांशकश्च षड्वर्गः शुभकर्मसु शस्यते ॥
सप्तांशयोगः षड्वर्गः सप्तवर्गोऽभिधीयते ॥ ४८ ॥

૪૭—૪૮-૯ બળ પામેલો ઐરાવતાંશ, અને ૧૦ બળ પામેલા ગ્રહની, વૈશેષિકાંશ સંજ્ઞા જાણવી. તે બળ પ્રમાણે જુદે જુદું ફળ છે.

લગ્ન, હોરા, દ્રેષ્કાણ, નવમાંશ, દ્વાદશાંશ, ત્રિંશાંશ, એ છ કુંડળીયોને ષડ્ વર્ગ કહે છે. તે શુભ કાર્યમાં શ્રેષ્ઠ છે. તે ષડ્ વર્ગમાં સપ્તમાંશ યુક્ત કરવાથી સપ્ત વર્ગ (સપ્તક વર્ગ) કહે છે. તે સર્વે જન્મ પત્રિકાઓમાં ગ્રહોના બળનું મુખ્ય કારણ છે.

## બાર ભાવનાં વિશેષ નામો.

जातकेषु च सर्वेषु ग्रहाणां बलकारणम् ॥

अथ स्थाननामानि-

कल्पोदयाद्यतनुजन्मविलग्नहोरा

वागर्थभुक्तिनयनस्वकुटुंबभानि ॥
दुश्चिक्यविक्रमसहोदरवीर्यधैर्य-
कर्णास्तृतीयभवनस्य भवन्ति संज्ञाः ॥ ४९ ॥

૪૯—૧ લો-કલ્પ, ઉદય, આદ્ય, તનુ, જન્મ, વિલગ્ન, હોરા, કહે છે.
૨ જો—ધનભાવ, વાક, અર્થ, ભુક્તિ, નયન, કુટુંબ, સ્વ, કહે છે.
૩ જો—દુશ્ચિક્ય, વિક્રમ, સહોદર, વીર્ય, ધૈર્ય, કર્ણ.

पातालवृद्धिहिबुकक्षितिमातृविद्या
यानांबुगेहसुखबन्धुचतुष्टयानि ॥
धीदेवराजपितृनन्दनपञ्चकानि
रोगांशशस्त्रभयषष्ठरिपुक्षतानि ॥ ५० ॥

૫૦—૪ થો—પાતાલ, વૃદ્ધિ, હિબુક, ક્ષિતિ, (જમીન) માતૃ, વિદ્યા, યાન, અંબુ, ગેહ, સુખ, બંધુ, ચતુષ્ટય.
૫ મો—ધી, દેવરાજ, પિતૃ, નંદન, (સંતાન) પંચક,
૬ ઠો—રોગ, અંશ, શસ્ત્ર, ભય, ષષ્ઠ, રિપુ, ક્ષત.

जामित्रकामगमनानि कलत्रसंपत्
द्यूनास्तसप्तमगृहाणि वदन्ति चार्याः ॥
रंध्रायुरष्टरणमृत्युविनाशनानि
धर्मो गुरुः शुभतपोनवभाग्यभानि ॥ ५१ ॥

૫૧—૭ મો જામિત્ર, કામ, ગમન, કલત્ર, સંપત, દ્યુન, અસ્ત, સપ્તમ,
૮ મો—રંધ્ર, આયુ, અષ્ટ, રણ, મૃત્યુ, વિનાશન, સ્થાન
૯ મો—ધર્મ, ગુરૂ, શુભ, તપ, નવમ, ભાગ્ય. સ્થાન

व्यापारमेषूरणमध्यमानं ज्ञानं च राजास्पदकर्मसंज्ञाः ॥
एकादशोपांत्यभवायलाभाः रिःफव्ययद्वादशकांत्यभानि ॥ ५२ ॥

૫૨—૧૦ મો—વ્યાપાર, મેષૂરણ, મધ્ય, માન, જ્ઞાન, રાજ્ય, આસ્પદ, કર્મ.
૧૧ મો—ઉપાન્ત્ય, ભવ, આય, લાભ.
૧૨ મો—રિઃફ, વ્યય, દ્વાદશ, અંત્ય.

मेषूरणोदयकलत्ररसातलानि
स्युः केन्द्रकंटकचतुष्टयसंज्ञितानि ॥
लग्नात्रिकोणभवनं नवपंचमं च
स्यात्रित्रिकोणमुदयान्नवमं वदन्ति ॥ ५३ ॥

૫૩—મેષૂરણ જે. ૧૦, ઉદય ૧, કલત્ર ૭, રસાતલ ૪. એ ચાર સ્થાનોને કેન્દ્ર, કંટક, ને ચતુષ્ટય ભાવ કહે છે.

લગ્નથી નવમા પાંચમા બેઉને ત્રિકોણ સ્થાન કહે છે.

લગ્નથી નવમાને ત્રિત્રિકોણ કહે છે.

तनुसुखमदनाज्ञाराशयः केन्द्रसंज्ञाः
फणपरभवनानि स्वायपुत्राष्टमानि ॥
व्ययरिपुगुरुदुश्चिक्यानि चापोक्लिमानि
प्रभवति चतुरस्रं मृत्युबन्धुद्वयं च ॥ ५४ ॥

૫૪—૧-૪-૭-૧૦ સ્થાનને કેન્દ્ર સંજ્ઞા આપી છે. ૨-૫-૮-૧૧ સ્થાનોને પણફર, ૩-૬-૯-૧૨ ભાવોને આપોકિલમ, ને ૮-૪ ને ચતુરસ્રસંજ્ઞિક કહે છે.

दुश्चिक्यायारिमानान्युपचयभवनान्याहुराचार्यमुख्याः
शेषाः पीडर्क्षसंज्ञा नवधनजलधीकामरंध्रान्त्यहोराः ॥
एतेभावास्तदीशेन्दुजसितगुरुभिः संयुता वीक्षिता वा
नान्यैर्युक्ता न दृष्टा यदि शुभफलदा जन्मतः पृच्छतो वा ॥ ५५ ॥

૫૫—૩-૧૧-૬-૧૦ એ ચાર ઉપચય સ્થાન (વૃદ્ધિ કરનાર ભાવો) છે. ૧-૨-૪-૫-૭-૮-૯-૧૨ એ ભાવોને પીડર્ક્ષ સંજ્ઞા આપેલી છે. અથવા અનુપચય (કષ્ટ કરનારા ભાવો) એ પ્રમાણે ઉપચયને પીડર્ક્ષ એમ બધા મળી સર્વે ભાવોમાં પોતપોતાનો સ્વામી બેઠેલો હોય. અથવા બુધ, શુક્ર કે ગુરૂ બેઠેલા હોય. કે બુધ, શુક્ર, ગુરૂ જે ભાવને દેખતા હોય. તેમ તે શિવાયના બીજા ગ્રહો બેઠા કે દેખતા ન હોય તો જન્મ પત્રિકામાં યા પ્રશ્નમાં તે તે ભાવો શુભ ફળ આપનારા જાણવા. એમ મોટા વિદ્વાન્ જોશીઓનો અભિપ્રાય છે.

## મેષાદિ રાશિના માપનું પ્રમાણ.

नखा जिना विंशतिरष्टयुक्तारदांगलोका वियदर्णवाख्याः ॥
मेषादि मानं क्रमशो वदन्ति तुलादिषट्कस्य विलोमतस्ते ॥ ५६ ॥

૫૬—મેષથી તે કન્યા સુધી ૨૦,૨૪,૨૮,૩૨,૩૬,૪૦ નું માપ (માન )જાણવું. તેમાંનાં ઉલટી રીતે તુલાથી મીન સુધીનાં જાણવાં. જેમકે ૪૦,૩૬,૩૨,૨૮,૨૪,૨૦ એમ કહે છે.

नखा शरीरारिखराः किरीटिनो घना गुरुर्हेयनखानरानुकाः ॥
शशांकभागा यदि तुंबुरादिके मुहूर्तजन्मादिषु मृत्युसूचकाः ॥५७॥

૫૭—મુહૂર્ત પ્રસંગે યા જન્મ કે પ્રશ્ન વખતે ચંદ્રમા મેષાદિક બારરાશિને વિષે ૨૦,૨૫,૨૨,૨૨,૨૧,૧,૪,૨૩,૧૮,૨૦,૨૦,૧૦, અનુક્રમે એ પ્રમાણેના અંશનો થયો હોય તો મૃત્યુનો ભય દેખાડે છે.

पुत्रो वटुर्दिव्यजनाधिको धनी विराट्योगोत्रवयोधिको धुना ।
मेषादिके पुष्करभागसंज्ञिका मुहूर्तजन्मादिषु शोभनप्रदाः ॥ ५८ ॥

૫૮—એજ પ્રમાણે મુહૂર્ત પ્રશ્ન કિંવા જન્મકાળવિષે ચંદ્રમા મેષથી ગણતાં અનુક્રમે બાર રાશિયો વિષે. ૨૧,૧૪,૧૮,૮,૧૯,૯,૨૪,૧૧,૨૩, ૧૪,૧૯,૯ અંશનો થયો હોય તો પુષ્કર કહેવાય છે. અને તે શુભ ફળ આપે છે.

क्रमात्पाटलकर्णाटचेरचोलवसुन्धराः ॥
पाण्ड्यकेरलकोल्लासमलयावानिसैन्धवाः ॥ ५९ ॥
उदक्पाञ्चालयवनकोशलक्षितिसंज्ञकाः
मेषादिसर्वराशीनां वासदेशाः प्रकीर्तिताः ॥ ६० ॥

૫૯-૬૦—મેષ વૃષભ આદિ રાશિયો કયા પ્રદેશ ( મુલક ) માં રહે છે. તે રાશિને પ્રથમથી ગણતાં નીચે મુજબ સમજવાં.

(૧) પાટલ, (૨) કર્ણાટક, (૩) ચેર, (૪) ચોલ, (૫) પાન્ડ્ય, (૬) કેરલ, (૭) કોલ્લાસ, (૮) મલાય, (૯) સૈન્ધવ, (૧૦) ઉત્તરપાંચાલ, (૧૧) યવન, (૧૨) કોશલ.

स्वाम्यादाख्यं यत्तदाहुः छ्रुवत्वं
भानुकान्तादंबुसंज्ञाभिजित्स्यात् ॥

होरातन्त्रे पारिजाताभिधाने ॥
संज्ञाध्यायः कीर्तितो राशिशीलः ॥ ६१ ॥

૬૧—રાશિનો સ્વામી જે દિશામાં હોય તે રાશિની નમ્ર (પ્લવ) દિશા જાણવી.

સૂર્ય જે ભાવમાં બેઠો હોય તેથી ચોથો ભાવ અભિજીત્ કહેવાય છે. પારિજાત નામના હોરા તંત્રમાં રાશિના ગુણ સ્વરૂપ વિગેરેનો સંજ્ઞાધ્યાય કહ્યો.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचित-
जातकपारिजाते राशिशीलाध्यायः प्रथमः ॥

એ પ્રમાણે નવગ્રહોની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં રાશિનો સ્વભાવ ગુણ વિગેરેનો અધ્યાય પહેલો પુરો થયો.

खेडाप्रान्त समागते कपडवञ्जारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोऽग्रकोगुर्जरः ॥ १ ॥

૧—ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી પહેલો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૨ જો.

### ગ્રહોના ગુણ અને સ્વરૂપ બાબત.

कालस्यात्मा भास्करश्चित्तमिन्दुः सत्त्वं भौमः स्याद्वचश्चन्द्रसूनुः ॥
देवाचार्यः सौख्यविज्ञानसारः कामः शुक्रो दुःखमेवार्कसूनुः ॥ १ ॥

૧ ભાવાર્થ—કાળ પુરૂષનો આત્મા સૂર્ય, મનચંદ્ર, બળ મંગળ, વાણી બુધ સુખ અને જ્ઞાન ગુરૂ, કામ શુક્ર, અને શનિ કષ્ટ છે.

दिनेशचन्द्रौ राजानौ सचिवौ जीवभार्गवौ ॥
कुमारो वित्कुजो नेता प्रेष्यस्तपननन्दनः ॥ २ ॥

૨—સૂર્ય ચંદ્ર રાજા, ગુરૂ શુક્ર પ્રધાન, બુધ કુમાર, મંગળ સેનાપતિ અને શનિ તેનો દાસ છે.

हेलिः सूर्यस्तपनदिनकृद्भानुपूषारुणार्काः
सोमः शीतद्युतिरुडुपतिग्लौमृगांकेन्दुचन्द्राः ॥
आरोवक्रक्षितिजरुधिरांगारकक्रूरनेत्राः
सौम्यस्तारातनयबुधविद्बोधनाश्चेन्दुपुत्रः ॥ ३ ॥

૩—સૂર્યનાં નામ—હેલિ, સૂર્ય, તપન, દિનકૃત્, ભાનુ, પૂષ, અરૂણ, અર્ક.

ચંદ્રનાં નામ—સોમ, શીતદ્યુતિ, ઉડુપતિ, ગ્લૌ, મૃગાંક, ઇન્દુ.

મંગલનાં—આર, વક્ર, ક્ષિતિજ, રૂધિર, અંગારક, ક્રૂરનેત્ર.

બુધનાં—સૌમ્ય, તારા તનય, વિ ્, બોધન, ઈન્દુ પુત્ર,

मन्त्री वाचस्पतिगुरुसुराचार्यदेवेज्यजीवाः
शुक्रः काव्यः सितभृगुसुताच्छास्फुजिद्दानवेज्याः ॥
छायासूनुस्तरणितनयः कोणशन्यार्किमन्दा
राहुः सर्पासुरफणितमः सैंहिकेयागवश्च ॥ ४ ॥

૪—ગુરૂનાં—મન્ત્રી, વાચસ્પતિ, સુરાચાર્ય, દેવેજ્ય, જીવ.
શુક્રનાં—કાવ્ય, સિત, ભૃગુસુત, અચ્છા સ્ફુજીત, દાનવેજ્ય.
શનિનાં—છાયાસૂનુ, તરણિતનય, કોણ, આર્કિ, મંદ.
રાહુનાં—સર્પ, અસુર, ફણિ, તમસ, સૈંહિકેય, અગુ.

ध्वजः शिखी केतुरिति प्रसिद्धा वदन्ति तज्ज्ञा गुलिकश्च मान्दिः ॥
उपग्रहा भानुमुखग्रहांशाः कालादयः कष्टफलप्रदाः स्युः ॥ ५ ॥

૫—કેતુનાં—ધ્વજ, શિખી, કેતુ, ગુલિક, માંદિ.

એ પ્રમાણે દરેક ગ્રહોનાં ઉપનામ છે. અને તે જાણનારાઓ ગુલિક કે માંદિક કેતુને કહે છે. બીજા નાના ગ્રહો કાલ વિગેરે રવિના ભાગો છે તે કષ્ટ ફળ આપે છે.

क्रमशः कालपरिधिधूमार्द्धमहराह्वयाः ।
यमकंटककोदण्डमान्दिपातोपकेतवः ॥ ६ ॥

૬—કાલ, પરિધિ, ધૂમ, અર્ધપ્રહર, યમ, કંટક, કોદંડ, માન્દિ, પાત, અને ઉપકેતુ એ અનુક્રમે ઉપગ્રહો છે.

भानुः श्यामलोहितद्युतितनुश्चन्द्रः सितांगो युवा
दूर्वाश्यामलकान्तिरिन्दुतनयः संरक्तगौरः कुजः ॥
मन्त्री गौरकलेवरः सिततनुः शुक्रोसितांगः शनिः
चानीलाकृतिदेहवानहिपतिः केतुर्विचित्रद्युतिः ॥ ७ ॥

૭—સૂર્યની કાંતિ કાળા રાતા રંગની છે.
ચંદ્ર—યુવાવસ્થાવાળો સફેદ શરીરવાળો છે.
બુધ—( ચંદ્રનો છોકરો ) સુંદર દૂર્વા જેવી પેશ લીલા રંગની કાંતિવાળો છે.

મંગળ—ખુલ્લા રાતા રંગવાળો છે.
ગુરૂ—પીળા રંગના શરીરવાળો છે.
શુક્ર—સફેદ શરીરવાળો છે.
શનિ—કાળી આકૃતિવાળો છે.
રાહુ—કાળા શરીરવાળો છે.
કેતુ—ભાત ભાતના રંગવાળો છે.

प्रकाशकौ शीतकरप्रभाकरौ ताराग्रहाः पञ्च धरासुतादयः ॥
तमःस्वरूपौ शिखिसिंहिकासुतौ शुभाः शशिज्ञामरवन्द्यभार्गवाः ॥८॥

૮—રવિ અને ચંદ્ર પ્રકાશ કરનારા, મંગળાદિ પાંચ ગ્રહો તારાગ્રહ છે ને રાહુ, કેતુ અંધકારનું સ્વરૂપ કહેવાય છે. ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર એ શુભ ગ્રહો છે.

क्षीणेंदुमन्दरविराहुशिखिक्ष्माजाः
पापास्तु पापयुतचन्द्रसुतश्च पापः ॥
तेषामतीव शुभदौ गुरुदानवेज्यौ
क्रूरौ दिवाकरसुतक्षितिजौ भवेताम् ॥ ९ ॥

૯—ક્ષીણ ચંદ્રમા, શનિ, સૂર્ય, રાહુ, કેતુ અને મંગલ પાપગ્રહો છે. બુધ પાપ ગ્રહો સાથે હોય તો પાપ જાણવો.

શુભ ગ્રહોમાં બહુ શુભ ફળ આપનાર ગુરૂ અને શુક્ર છે, અને પાપગ્રહોમાં અશુભ ફળ બહુ આપનારા શનિ, મંગળ જાણવા.

शुक्लादिकस्य दशके प्रथमे तु मध्य-
वीर्यो द्वितीयदशकेऽतिशुभप्रदोऽसौ ॥
चन्द्रस्तृतीयदशके बलवर्जितस्तु
सौम्येक्षणादिसहितो यदि शोभनः स्यात् ॥ १० ॥

૧૦—ચંદ્ર, ઉદયથી (પડવેથી) દશ દિવસમાં મધ્ય બળવાળો, બીજા દશ દિવસમાં બહુ શુભ ફળ આપનારો, ને ત્રીજા દશ દિવસમાં નિર્બળી થાય છે. પણ શુભ ગ્રહો તે ચંદ્રને જોતા હોય તો શુભ ફળ જાણવું.

रव्याररराहुमन्दाश्च पृष्ठे नोद्यन्ति सर्वदा ॥
शिरसा शुक्रचन्द्रज्ञा जीवस्तूभयतो व्रजेत् ॥ ११ ॥

૧૧—રવિ, મંગળ, રાહુ ને શનિ હમેશાં પાછલા ભાગથી ઉગે છે. એટલે એ ગ્રહોનો ઉદય તેઓના આકારના પાછલા ભાગે થાય છે. બુધ, ચંદ્ર ને શુક્ર શીર્ષોદય છે. અને ગુરૂનો ઉદય બન્ને તરફથી થાય છે.

दिवाकरज्ञौ विहगस्वरूपौ सरीसृपाकारयुतः शशाङ्कः ॥
पुरन्दराचार्यसितौ द्विपादौ चतुष्पदौ भानुसुतक्षमाजौ ॥ १२ ॥

૧૨—રવિ, બુધનો આકાર પક્ષિ જેવો, ચંદ્રનો સર્પ જેવો, ગુરૂ શુક્રનો મનુષ્ય જેવો, અને શનિ મંગળનો આકાર પશુ જેવો છે.

जलाशयौ चन्द्रसुरारिवन्द्यौ बुधालयग्रामचरौ गुरुज्ञौ ॥
कुजाहिमन्दध्वजवासरेशा भवन्ति शैलाटविसंचरन्तः ॥ १३ ॥

૧૩—ચંદ્ર ને શુક્ર પાણીમાં રહેનાર, ગુરૂબુધ વિદ્વાન માણસો જેમાં હોય એવા ગામડાંમાં રહેનાર, રાહુ, મંગળ, કેતુ, શનિ અને રવિ જંગલો ને પહાડોમાં રહેનાર છે.

वालो धराजः शशिजः कुमारकस्त्रिंशद्गुरुः षोडशवत्सरः सितः ॥
पञ्चाशदर्को विधुरब्दसप्ततिः शताब्दसंख्याः शनिराहुकेतवः ॥१४॥

૧૪—મંગળ બાળક, બુધ કુમાર, ગુરૂ ત્રીશ વર્ષની ઉમરનો, શુક્ર સોળ વર્ષનો, સૂર્ય ૫૦ વર્ષનો, ચંદ્ર ૭૦ વર્ષનો; શનિ, રાહુ અને કેતુ દરેક ૧૦૦ સો, વર્ષની ઉમરના છે.

ગુરૂ, બુધ, શુક્ર ને મંગળ વૃક્ષયોનિના સ્વામી છે.
રવિ, મંગલ ખનિજ પદાર્થ, ધાતુ વિગેરેના સ્વામી છે.
ચંદ્ર, શનિ મૂળમાં મુખ્ય છે. ( મૂળના સ્વામી છે )
ગુરૂ, શુક્ર પ્રાણીદર્શક છે ( જીવના સ્વામી છે )

शाखाधिपा जीवसितारबोधना धातुस्वरूपप्रचरौ कुजारुणौ ॥
मूलप्रधानौ तुहिनाकरार्कजौ जीवो सितार्यौ तु विमिश्रमिन्दुजः ॥१५॥

૧૫—બુધ મિશ્રીત છે.

दीप्तः स्वस्थः प्रमुदितः शान्तः शक्तः प्रपीडितः ।
दीनः खलस्तु विकलो भीतोऽवस्था दश क्रमात् ॥ १६ ॥

૧૬—દરેક ગ્રહની દશ દશાઓ છે. ૧ પ્રકાશ કરનાર, ૨ મનસ્વી, ૩

હર્ષિત, ૪ શાંત, ૫ બળવાન, ૬ દુઃખ પામેલો, ૭ ગરીબ, ૮ દુષ્ટ (ખલ), ૯ વિન્હલ, ૧૦ ભયવાળો. એ પ્રમાણે અનુક્રમે દશા જાણવી.

स्वोच्चत्रिकोणोपगतः प्रदीप्तः स्वस्थः स्वगेहे मुदितः सुहृद्भे ॥
शान्तस्तु सौम्यग्रहवर्गयातः शक्तोतिशुद्धः स्फुटरश्मिजालैः ॥१७॥

૧૭—ગ્રહ ઉચ્ચમાં કે મૂલ ત્રિકોણમાં હોય તો પ્રકાશ કરનાર, પોતાના ઘરમાં હોય તો મનસ્વી, મિત્રના ઘરમાં હોય તો હર્ષમાં રહેનાર, શુભ ગ્રહના વર્ગમાં (રાશિ કે નવમાંશ)માં હોય તો શાંત, ને ઉદયનો હોય તે બળવાન થાય છે.

ग्रहाभिभूतस्त्वतिपीडितः स्यादरातिराश्यंशगतोतिदीनः ॥
खलस्तु पापग्रहवर्गयोगान्नीचेतिभीतो विकलोऽस्तयातः ॥ १८ ॥

૧૮—બીજા ગ્રહોથી યુદ્ધમાં પરાભવ પામેલો બહુ દુઃખી, ને શત્રુની રાશિનો કે નવમાંશમાં શત્રુની રાશિનો હોય તો ગરીબ, પાપગ્રહની રાશિનો દુઃષ્ટ (ખલ) નીચનો હોય તો બહુ ભય પામેલો, ને અસ્તનો ગ્રહ વિન્હલ થાય છે.

वर्णास्ताम्रसितारक्तहरितापीतकर्बुराः ॥
कृष्णकान्तिरिनादीनां नष्टादौ च प्रकीर्तिताः ॥ १९ ॥

૧૯—સૂર્યથી અનુક્રમે રાતો, સફેદ, લાલાશપર, લીલો, પીળો, ચીત્રવિચિત્ર, ને કાળો એવા ગ્રહોના રંગ છે. જ્યારે ખોવાયેલી વસ્તુનો પ્રશ્ન મુકયો હોય તો તે ખોવાયેલી વસ્તુનો રંગ ગ્રહોના રંગથીજ જણાય છે.

द्रव्याणि ताम्रमणिकांचनमुक्तिरौप्य-
मुक्तान्ययश्च दिननाथमुखग्रहाणां ॥
वन्ह्यंबुषण्मुखहरीन्द्रशचीविरिंच-
मुख्या दिवाकरमुखादधिदेवताः स्युः ॥ २० ॥

૨૦—સૂર્યાદિકગ્રહોની અનુક્રમે ધાતુઓ ત્રાંબું, જ્વાહિર, સોનું, ધાતુઓનું મિશ્રણ, રૂપું, મોતી, લોઢું છે.

સૂર્યાદિકગ્રહોના અધિદેવતાઓ અનુક્રમે અગ્નિ, પાણી, કાર્તીકસ્વામી, વિષ્ણુ, ઈન્દ્ર, ઈન્દ્રાણી, ને બ્રહ્મા છે.

माणिक्यं दिननायकस्य विमलं मुक्ताफलं शीतगो-
र्माहेयस्य च विद्रुमं मरकतं सौम्यस्य गारुत्मतम् ॥
देवेज्यस्य च पुष्परागमसुराचार्यस्य वज्रं शने-
र्नीलं निर्मलमन्ययोश्च गदिते गोमेदवैडूर्यके ॥ २१ ॥

૨૧-સૂર્યાદિક ગ્રહોના અનુક્રમે નંગ (જવાહિર) માણેક, ચોખું મોતી, પરવાળુ, ગરૂડપાચી, (ગરૂડ પક્ષીના આકાર જેવું લીલમ), પોખરાજ, હીરો, નિલમણી, ગોમેદક અને વૈડૂર્ય મણિ છે.

स्थूलांबरं नूतनचारुचेलं कृशानुतोयाहतमध्यमानि ॥
दृढांशुकं जीर्णमिनादिकानां वस्त्राणि सर्वे मुनयो वदन्ति ॥ २२ ॥

૨૨-સૂર્યાદિકગ્રહોનાં અનુક્રમે વસ્ત્ર, જાડું કપડું, સુંદીર નવું કપડું, ઝીણાં કપડાં, પાણીમાં ધોએલાં, સાધારણ, મજબૂત, જુનાં ફાટેલાં કપડાં એવાં વસ્ત્રો મુનીઓએ કહ્યાં છે.

प्रागादिका भानुसितारराहुमन्देन्दुविद्देवपुरोहिताः स्युः ॥
शुक्रारचन्द्रज्ञसुरेज्यमन्दा वसन्तपूर्वर्तुपा द्रगाणैः ॥ २३ ॥

૨૩-રવિ, શુક્ર, મંગલ, રાહુ, શનિ, ચંદ્ર, બુધ, અને ગુરૂ એ પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈર્ઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર, અને ઈશાન કોણ (દિશા) ના અનુક્રમે સ્વામિ છે.

વસંત વિગેરે છ ઋતુના સ્વામી અનુક્રમે શુક્ર, મંગલ, ચંદ્ર, બુધ, ગુરૂ, ને શનિ છે. એમનો દ્રેષ્કાણથી વિચાર કરવો.

देवतोयतटवह्निविहाराः कोशगेहशयनोत्करदेशाः ॥
भानुपूर्वनिलयाः परिकल्प्या वेश्मकोणनिलयावहिकेतू ॥ २४ ॥

૨૪—જાત્રાનું સ્થળ, નદીના કિનારા, અગ્નિ સ્થળ, ક્રીડાસ્થાન, ખજાનો, સુવાંની જગ્યા, બહુ કચરાવાળી જગ્યા, એ સૂર્યાદિકગ્રહોની અનુક્રમે જગ્યા છે. રાહુ ને કેતુની ઘરના ખુણામાં જગ્યા જાણવી.

लंकादिकृष्णासरिदंतमारः सितस्ततो गौतमिकान्तभूयः ॥
विन्ध्यान्तमार्यः सुरनिम्नगान्तं बुधः शनिः स्यात्तु हिमाचलान्तम् ॥ २५ ॥

૨૫—મંગળનો પ્રદેશ લંકાથી કૃષ્ણા નદી સુધીનો, શુક્રનો કૃષ્ણા નદીથી ગૌતમિ સુધીનો, ગુરૂનો ગૌતમિથી વિંધ્યાચળ સુધીનો, બુધનો

દેશવિંધ્યાચળથી ગંગા સુધીનો, અને શનિનો ગંગાથી હિમાલય સુધીનો દેશ છે.

विप्रौ जीवसितौ दिनेशरुधिरौ भूपालकौ वैश्यराट् ।
इन्दुः शूद्रकुलाधिपः शशिसुतो मन्दोन्त्यजानां पतिः ॥
आदित्यामरमन्त्रिशीतकिरणाः सत्वप्रधानग्रहाः ।
शुक्रज्ञौ सरजोगुणौ शनिधरापुत्रौ तमःस्वामिनौ ॥ २६ ॥

२६—ગુરૂ અને શુક્ર બ્રાહ્મણ, રવિ મંગળ ક્ષત્રી, ચંદ્ર વૈશ્ય, અને બુધ શુદ્રજ્ઞાતિનો સ્વામી છે. હલકી વર્ણનો સ્વામી શનિ છે. સૂર્ય, ગુરૂ, ચંદ્ર, સત્વગુણ ( શાંત ભલાઈ કરનાર ) વાળા, શુક્ર બુધ રજોગુણી અને શનિ મંગળ તમોગુણી છે.

नराकारा भानुक्षितिजगुरवः शुक्रशशिनौ
वधूरूपौ पण्ढप्रकृतिपुरुषौ मन्दशशिजौ ॥
वियत्क्षोणीतेजःपवनपयसामेव पतयः
सुराचार्यज्ञारद्युमणिसुतदेवारिसचिवाः ॥ २७ ॥

२७—રવિ, મંગળ ને ગુરૂ પુરૂષગ્રહ, શુક્ર ને ચંદ્ર સ્ત્રીગ્રહ, અને શનિ બુધ નપુંસક છે.

આકાશ, પૃથ્વી, તેજ, વાયુ ને પાણીના સ્વામીઓ અનુક્રમે ગુરૂ, બુધ, મંગળ, શનિ અને શુક્ર છે.

कक्षायां क्रमशो दिनेशतनयाज्ज्योतिर्भचक्राश्रिताः
छायासूनुगुरुक्षमाजदिनकृच्छुक्रेन्दुपुत्रेन्दवः ॥
मज्जास्नायुवसास्थिशुक्ररुधिरत्वग्धातुनाथाः क्रमा-
दारार्कीज्यदिनेशशुक्रशशभृत्तारासुताः कीर्तिताः ॥ २८ ॥

२८—શનિથી અનુક્રમે જ્યોતિર્લ ચક્રનો આશ્રય કરી રહેલા ગ્રહો શનિ, ગુરૂ, મંગળ, સૂર્ય, શુક્ર, બુધ ને ચંદ્ર છે.

મજ્જા, સ્નાયુ (નસો), ચરબી, હાડકાં, ધાતુ ( વિર્ય ), રૂધિર અને ત્વચા ( ચામડી ) એ શરીરની ધાતુઓના અનુક્રમે મંગળ, શનિ, ગુરૂ, રવિ, શુક્ર, ચંદ્ર ને બુધ સ્વામીઓ છે.

लवणकटुकषायास्वादुतिक्ताम्लमिश्राः
शशिरविशनिजीवारासुरेज्यज्ञनाथाः ॥
अयनदिवसपक्षर्त्वब्दमासक्षणेशा
रविकुजसितसौम्या मन्दजीवेन्दवश्च ॥ २९ ॥

૨૯—ખાર, તીખાશ, ગ્રાહી (નરમ પદાર્થ), મીઠાશ, કડવાસ, ખટાસ, ખટરસ મિશ્રના અનુક્રમે ચંદ્ર, રવિ, શનિ, ગુરૂ, મંગળ, શુક્ર, બુધ એ સ્વામીઓ છે.

નીચે લખેલા ગ્રહો તેની સામે લખેલા વખત સુધી પોતાનો અધિકાર ભોગવે છે.

રવિ અર્ધુ વરસ.    મંગળ એક દિવસ.    શુક્ર અર્ધો માસ.
બુધ બે માસ.    શનિ એક વરસ.    ગુરૂ એક માસ.
ચંદ્ર ૨ ઘટિકા (૪૮ મિનિટ)..

पादेक्षणं भवति सोदरमानराश्योरर्धं त्रिकोणयुगलेऽखिलखेचराणाम् ॥
पादोनदृष्टिनिचयश्चतुरस्रयुग्मे संपूर्णदृग्बलमनंगगृहे वदन्ति ॥ ३० ॥

૩૦—દરેક ગ્રહ પોતાથકી ૩/૧૦ ભાવે એકપાદ રૃ, પાંચમે નવમે બેપાદ રૃ, ચોથે આઠમે ત્રણપાદ રૃ, ને સાતમે ભાવે સંપૂર્ણ દૃષ્ટિ કરે છે એમ જોશીઓનું કહેવું છે.

शनिरतिबलशाली पाददृग्वीर्ययोगे
सुरकुलपतिमन्त्री कोणदृष्टौ शुभः स्यात् ॥
त्रितयचरणदृष्ट्या भूकुमारः समर्थः
सकलगगनवासाः सप्तमे दृग्बलाढ्याः ॥ ३१ ॥

૩૧—શનિની એકપાદ દૃષ્ટિ બહુ બળવાન જાણવી
ગુરૂની બેપાદ દૃષ્ટિ શુભ (બળવાન જાણવી)
મંગળની ત્રીપાદ દૃષ્ટિ બળવાન જાણવી
} વિશેષ (સંપૂર્ણ દૃષ્ટિ જાણવી.)

બાકીના સર્વે ગ્રહો પોતાના રહેલા ભાવથી સાતમે સંપૂર્ણ દૃષ્ટિથી જુવે છે.

अधोर्ध्वदृष्टी दिननाथभौमौ दृष्टिः कटाक्षेण कवीन्दुसून्वोः ॥
शशांकगुर्वोः समभागदृष्टिरधोक्षिपातस्त्वहिनाथशन्योः ॥ ३२ ॥

૩૨—રવી, મંગળ, ઉચે; બુધ, શુક્ર, બાજુએ; ચંદ્ર, ગુરૂ, સામે અને રાહુ, શનિ, નીચે દૃષ્ટિ કરે છે.

स्वोच्चत्रिकोणस्वसुहृद्दृगाणराश्यंशवैशेषिकवर्गवन्तः ॥
आरोहवीर्याधिकविंदुकास्ते खेचारिणः स्थानबलाधिकाः स्युः ॥३३॥

૩૩—પોતાની ઉચ્ચ રાશિ, પોતાનું મૂલત્રિકોણ, પોતાના મિત્રના ઘરમાં, પોતાના દ્રેષ્કાણમાં, પોતાની રાશિમાં, પોતાના નવમાંશમાં, વૈશેષિક વર્ગમાં આરોહ સંજ્ઞાવાળો અને વધારે બળવારો હોય ને અષ્ટકવર્ગમાં બીંદુ વધારે હોય તે ગ્રહ વધારે સ્થાન બળી ગણાય છે.

नीचारिपापखगयोगनिरीक्ष्यमाणा-
स्तद्वर्गसंस्थिलघुविंदुदुरंशकाश्च ॥
आदित्यरश्मिपरिभूतपराजितास्ते
दृष्ट्यादिशक्त्यसहिताश्च न शोभनाः स्यु ॥ ३४ ॥

૩૪—જ્યારે ગ્રહો શુભ ગ્રહોની દૃષ્ટિ વિનાના હોય અથવા શુભ ગ્રહયુક્ત ન હોય ત્યારે તેઓ શુભ ફળ આપી શકતા નથી.

જેમકે-નીચના, શત્રુના ઘરના, પાપગ્રહના ભેગા, પાપગ્રહની દૃષ્ટિવાળા, પાપગ્રહના નવમાંશમાં તથા સંધીઓ વિષે, રહ્યા હોય અને અષ્ટકવર્ગ બીંદુ ઓછાં હોય અને નવમાંશમાં પણ નઠારા હોય, અસ્તના હોય તો શુભ ફળ આપી શકતા નથી.

विलग्नपातालत्रयूनभोगा बुधामरेज्यौ भृगुसूनुचन्द्रौ ॥
मन्दो धरासूनुदिवाकरौ चेत् क्रमेण ते दिग्बलशालिनः स्युः ॥३५॥

૩૫—બુધ અને ગુરૂ પૂર્વદિશા અથવા લગ્નમાં બળવાન જાણવા.
શુક્ર અને ચંદ્ર ઉત્તર દિશામાં અથવા ચોથા ભાવે બળવાન જાણવા.
શનિ પશ્ચિમદિશા યા સાતમે ભાવે બળવાન જાણવો.
સૂર્ય, ને મંગળ દક્ષિણ દિશા અથવા દશમા ભાવમાં બળવાન જાણવા.

निशीन्दुमन्दावनिजाः परेह्नि स्वकीयहोरादिनमासवत्सराः ॥
सितादिपक्षद्वयगाः शुभाऽशुभा बुधः सदा कालजवीर्यशालिनः ॥३६॥

૩૬—ચંદ્ર, શનિ, અને મંગળ રાત્રીએ બળવાન છે, અને બીજા

ગ્રહો દિવસે બળવાન છે; દરેક ગ્રહ પોતાની હોરા દિવસ, માસ અને વર્ષમાં બળવાન જાણવા.

શુકલપક્ષમાં શુભ ગ્રહો અને કૃષ્ણપક્ષમાં પાપ ગ્રહો બળવાન છે અને બુધ હમ્મેશાં બળવાન છે.

जेबा वक्रसमागमोपगासितज्ञारामरेज्यासिता
दिव्याशायनगेन्दुतिग्मकिरणौ चेष्टावल्लांशाधिकाः ॥
सौम्याक्षेपयुता महीसुतमुखाश्चेष्टावलाढ्याः क्रमात्
नैसर्गस्य बलाधिकाः शनिकुजज्ञाचार्यशुक्रेन्दिनाः ॥३७॥

૩૭—શુક્ર, બુધ, મંગળ, ગુરૂ, અને શનિ જ્યારે વક્રગતિના હોય ત્યારે અને યુદ્ધમાં જીતેલા હોય ત્યારે બળવાન ગણાય છે, ને સૂર્ય, ચંદ્ર ઉત્તરાયનમાં હોય છે ત્યારે તેઓનું ચેષ્ટાબળ વધારે છે. એટલે ગતિબળ વધારે હોય છે. મંગળથી અનુક્રમે ગણતાં ગ્રહો જ્યારે ઉત્તરાયનના અથવા બુધ જે દિશામાં હોય તે દિશા તરફની ગતિના હોય ત્યારે ગતિમાં વિશેષ હોય છે એટલે તેમનું ચેષ્ટાબળ વધારે હોય છે.

શનિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર, ને સૂર્ય પોતપોતાના નિયમ પ્રમાણે એક પછી એક વધારે બળવાન છે તેને નૈસર્ગિક બળ કહે છે.

क्रमेण दृक्स्थाननिसर्गचेष्टादिकालवीर्याणि च षड्बलानि ॥
सुधाकरेष्विन्दुशरेन्दुशैलभेदानि तानि प्रवदन्ति सन्त ॥ ३८ ॥

૩૮—નીચે મુજબ ૭ જાતનાં બળ વિદ્વાનો કહે છે.

૧ દ્રષ્ટિબળ, ૨ સ્થાનબળ, ૩ નિસર્ગબળ, ૪ ચેષ્ટાબળ, ૫ દિગ્-બળ, ને ૬ કાલબળ છે. તેમાં ૧,૫,૧,૫,૧,૭ એવી રીતે અનુક્રમે દરેકનું વધારેમાં વધારે બળ જાણવું એટલે દ્રષ્ટિબળ વધારેમાં વધારે ૧-બળ આવે છે. એ પ્રમાણે છએ બળને માટે જાણવું.

सरूपपष्ट्यंशविपष्टिकांशा दृगादिवीर्योपगषड्बलाढ्याः ॥
क्रमेण तद्योगभवं ग्रहाणां बलं हि पूर्णं त्रिपदं दलं वा ॥ ३९ ॥

૩૯—૧$\frac{૬}{૬૦}$, ૩$\frac{૬}{૬૦}$ એ અનુક્રમે દ્રષ્ટિબળ ગ્રહોના ષડ્બળમાં ઉમેરવાથી અનુક્રમે ૧ (આખુ) $\frac{૩}{૪}$ (પોણું) અને $\frac{૧}{૨}$ (અર્ધ) બળ ઉત્પન્ન કરે છે.

अर्धाधिकं पञ्चमिनस्य सूरेः शुक्रस्य पञ्चाधिकमर्धरूपम् ॥
सप्तेन्दुपुत्रस्य बलं षडिन्दोः सौरारयोः सामकरूपसंख्या ॥ ४० ॥

૪૦—રવિને ગુરૂનું ૬ા ૩૫ (૬ાા) રૂપાત્મક પૂર્ણબળ ગણાય છે. શુક્રનું ૫ા, બુધનું ૭, ચંદ્રનું ૬ અને શનિનું તથા મંગળનું ષડ્બલૈક્ય ૫ હોય તો તેઓ બળવાન ગણાય છે.

## મિત્રને શત્રુનાં સ્થાન.

अन्योन्यतः सोदरलाभमानपातालवित्तव्ययराशिसंस्थाः ॥
तत्कालमित्राणि खगा भवन्ति तदन्ययाता यदि शत्रवस्ते ॥ ४१ ॥

૪૧—ગ્રહો જ્યારે ૨,૧૨,૩,૧૧,૪ ને ૧૦ મે ભાવે એક બીજાથી હોય છે ત્યારે તેને સ્થાનમૈત્રી એટલે મિત્રતા ધરાવે છે અને બાકીના ભાવોમાં એક બીજાને શત્રુઓ જાણવા.

## નિસર્ગિક મૈત્રિની રીત.

मित्राणि भानोः कुजचन्द्रजीवाः शत्रुः सितार्की शशिजः समानः ॥
चन्द्रस्य मित्रे दिननायकज्ञौ समा गुरुक्ष्माजसितासिताः स्युः ॥४२॥

૪૨—સૂર્યના ચંદ્ર, મંગળ, ને ગુરૂ મિત્ર છે; શુક્ર, શનિ શત્રુ છે; ને બુધ સમ છે; ચંદ્રના સૂર્ય, બુધ મિત્ર છે; ગુરૂ, મંગળ, શુક્ર, ને શનિસમ છે.

आरस्य मित्राणि रवीन्दुजीवाश्चान्द्री रिपुः शुक्रशनी समानौ ॥
सूर्यासुरेज्यौ सुहृदौ बुधस्य समाः शनीज्यावनिजास्त्वरीन्दुः ॥४३॥

૪૩—મંગળના સૂર્ય, ચંદ્ર, ગુરૂ મિત્ર છે; બુધ શત્રુ છે; ને શુક્ર, શનિ સમ છે; બુધના સૂર્ય, શુક્ર, મિત્ર છે; ચંદ્ર શત્રુ છે; મંગળ, ગુરૂ, ને શનિ સમ છે.

सूर्यारचन्द्राः सुहृदस्तु सूरेः शत्रू सितज्ञौ रविजः समानः ॥
मित्रे शनिज्ञौ भृगुनन्दनस्येन्द्विनावरी जीवकुजौ समानौ ॥ ४४ ॥

૪૪—ગુરૂના સૂર્ય, ચંદ્ર, મંગળ મિત્ર છે; બુધને શુક્ર શત્રુ ને શનિ સમ છે; શુક્રના શનિ, બુધ મિત્ર છે; સૂર્ય ચંદ્ર શત્રુ છે; મંગળને ગુરૂસમ છે.

मन्दस्य सूर्येन्दुकुजाश्च शत्रवः समः सुरेज्यः सुहृदौ सितेन्दुजौ ॥
तत्कालनैसर्गिकतश्च पंचधा पुनः प्रकल्प्यास्त्वतिमित्रशत्रवः ॥४५॥

૪૫—શનિના શુક્ર, બુધ મિત્ર છે; સૂર્ય, ચંદ્ર, ને મંગળ શત્રુ છે

ને શુક્રસમ છે; આ મૈત્રીને નિસર્ગીક મૈત્રી કહે છે. ગ્રહોની સ્થાનમૈત્રી ને નિસર્ગમૈત્રીના યોગથી મિત્રતા કે શત્રુતા ધરાવે છે. તેના પાંચ વિભાગઃ–
મિત્ર, અતિમિત્ર, સમ, શત્રુ, ને અતિશત્રુ છે.

## પંચધા મૈત્રીની રીત.

द्वयोः सुहृत्त्वं त्वतिमित्रता भवेद्द्विधारयस्ते तु सदातिशत्रवः ॥
सुहृत्समत्वं सुहृदेव केवलं रिपुः समारिस्त्वारिमित्रतासमः ॥ ४६ ॥

૪૬—જો બન્નેનું મિત્રપણું હોય તો અતિમિત્ર, બન્નેની શત્રુતા હોય તો અતિશત્રુ, મિત્ર અને સમ હોય તો મિત્ર, શત્રને સમ હોય તો શત્રુ, અને શત્રુને મિત્ર હોય તો સમ સમજવો, તે પંચધા કે તાત્કાલી મૈત્રી કહેવાય છે.

रविः स्थिरः शीतकरश्चरः स्यादुग्रः कुजश्चन्द्रसुतस्तु मिश्रः ॥
मृदुः सुरेज्यो भृगुजो लघुश्च शनिः सुतीक्ष्णः कथितो मुनीन्द्रैः॥४७॥

૪૭—પંડીતો સૂર્યને સ્થિર, ચંદ્રને ચર, મંગલને ક્રૂર, બુધને મિશ્રસ્વભાવવાળો, ગુરૂને કોમળ, શુક્રને હલકો, અને શનિને કઠોર કહે છે.

क्रमाच्चरागद्विशरीरभानामुपान्त्यधर्मस्मरगास्तदीशाः ॥
खरेशमान्दिस्थितराशिनाथा ह्यतीव बाधाकरखेचराः स्युः ॥४८॥

૪૮—ચર સ્થિર અને દ્વિસ્વભાવ રાશિઓના સ્વામી તે ચર-સ્થિર અને દ્વિસ્વભાવ રાશિથી અનુક્રમે ૧૧,૯,૭ મે એમ બેઠા હોય અને તે રાહુ ને માંદી જે રાશિમાં હોય તે રાશિના સ્વામિ થયા હોય તો બહુ કષ્ટ આપનારા થાય છે.

सूर्यादात्मपितृप्रभावनिरुजाशक्तिश्रियश्चिन्तयेत्
चेतोबुद्धिनृपप्रसादजननीसंपत्करश्चन्द्रमाः ॥
सत्वं रोगगुणानुजावनिरिपुज्ञातीन्धरासूनुना
विद्याबन्धुविवेकमातुलसुहृद्वाक्कर्मकृद्बोधनः ॥ ४९ ॥

૪૯—સૂર્યથી–પોતાના બાપ, સત્તા, તંદુરસ્તી, જોર, અને લક્ષ્મીનો વિચાર કરવો.

ચંદ્રથી–અંતઃકરણનું લક્ષણ, બુદ્ધિ, રાજસન્માન, મા અને ધન વિષે વિચાર કરવો.

મંગલથકી-હિંમત, રોગ, ગુણ, નાના ભાઈઓ, જમીન, શત્રુ, બાપ તરફના સગાંનું, જોવું.

બુધથી-વિદ્યા, સગાંસંબંધી, ડહાપણ, મામા, મિત્ર, વાણી કર્મ વિષે જોવું.

प्रज्ञावित्तशरीरपुष्टितनयज्ञानानि वागीश्वरात्
पत्नीवाहनभूषणानि मदनव्यापारसौख्यं भृगोः ॥
आयुर्जीवनमृत्युकारणविपत्संपत्प्रदाता शनिः
सर्पेणैव पितामहं तु शिखिना मातामहं चिन्तयेत् ॥५०॥

૫૦—ગુરૂથકી-બુદ્ધિ, ધન, શરીરની પુષ્ટી, સંતતિ અને જ્ઞાન વિષે જોવું.
શુક્રથી-સ્ત્રી, ઘરેણાં, વાહન, કામ ( પ્યાર ) અને વેપાર સુખ વિષે જોવું.
શનિથી-આયુષ્ય, આજીવિકા, મરણ, દુઃખ, ચઢતી વિષે જોવું.
રાહુથી-દાદા માટે ને કેતુથી માના બાપ વિષે જોવું.

## કારકની સમજ.

द्युमणिरमरमन्त्री भूसुतः सोमसौम्यौ
गुरुरिनतनयारौ भार्गवो भानुपुत्रः ॥
दिनकरदिविजेज्यौ जीवभानुज्ञमंदाः
सुरगुरुरिनसूनुः कारकाः स्युर्विलग्नात् ॥ ५१ ॥

૫૧—લગ્નથી-(૧) પહેલા ભાવનો રવિ, (૨) નો ગુરૂ, (૩) નો મંગળ, (૪) નો ચંદ્ર અને બુધ, (૫) નો ગુરૂ, (૬) નો શની અને મંગળ, (૭) નો શુક્ર, (૮) નો શનિ, (૯) નો રવિ, ગુરૂ, (૧૦) નો ગુરૂ, રવિ, બુધ, શનિ, (૧૧) નો ગુરૂ અને (૧૨) મા ભાવનો શનિ એ પ્રમાણે બારે ભાવોના કારક છે.

कामावनीनन्दनराशियाताः सितेन्दुपुत्रामरवन्द्यमानाः ॥
अरिष्टदास्तेऽखिलजातकेषु सदाष्टमस्थः शनिरिष्टदः स्यात् ॥५२॥

૫૨—શુક્ર, બુધ, અને ગુરૂ ૭,૪,૫, મે અનુક્રમે હોય તો તે અવશ્ય બધા જન્માક્ષરમાં ખરાબ છે. શનિ આઠમા સ્થાનમાં મનમાં ધારેલી વસ્તુ આપનાર છે.

प्रतापशाली चतुरस्रदेहः श्यामारुणाङ्गो मधुपिङ्गलाक्षः ॥
पित्तात्मकः स्वल्पकचाभिरामो दिवाकरः सत्वगुणप्रधानः ॥ ५३ ॥

૫૩—સૂર્ય-પ્રતાપી, જાડા બાંધાનો, કાળા લાલ રંગના (ઘઉં રંગ) શરીરવાળો, મધના જેવી પીળી આંખો, પિત્ત પ્રકૃતિવાળો, થોડા કેશવાળો, બહુ સારા સ્વભાવવાળો અને સત્વગુણી છે.

संचारशीलो मृदुवाग्विवेकी शुभेक्षणश्चारुतरस्थिराङ्गः ॥
सदैव धीमांस्तनुवृत्तकायः कफानिलात्मा च सुधाकरः स्यात् ॥५४॥

૫૪—ચંદ્ર-કફ પ્રકૃતિવાળો, વાયુવાળો, કોમળ વાણીનો, ડહાપણ વાળો, સુંદર આંખોવાળો, મજબૂત, સુંદર અવયવવાળો, હમેશાં ચતુર, પુષ્ટ શરીરવાળો અને વીવેકી જાણવો.

क्रूरेक्षणस्तरुणमूर्तिरुदारशीलः
पित्तात्मकः सुचपलः कृशमध्यदेशः ॥
संरक्तगौररुचिरावयवः प्रतापी
कामी तमोगुणरतस्तु धराकुमारः ॥ ५५ ॥

૫૫—મંગળ-ક્રૂર આંખોવાળો, હોંશિયાર યુવાવસ્થાવાળો, ઉદાર પ્રકૃતિવાળો, પિત્તના બંધારણવાળો, પાતળી કમરનો, લાલ ને ગૌર રંગના સુંદર અવયવોવાળો, પ્રતાપી, કામી અને તામશ પ્રકૃતિનો છે.

दूर्वादलद्युतितनुः स्फुटवाक् कृशाङ्गः
स्वामी रजोगुणवतामतिहासलोलः ॥
हानिप्रियो विपुलपित्तकफानिलात्मा
सद्यःप्रतापविभवः शशिजश्च विद्वान् ॥ ५६ ॥

૫૬—બુધ-દૂર્વા (ઘાસ) જેવા લીલા રંગના શરીરવાળો, સ્પષ્ટ વાણી બોલનાર, પાતળો, કામીવાસનાવાળા પુરૂષોનો રાજા, હાસ્યમાં વિહ્વલ, નુકશાનમાં પ્રીતિવાળો, બહુ પિત્ત, કફ ને વાયુ મિશ્રીત પ્રકૃતિવાળો, જલદી પ્રતાપ દેખાડનાર, અને બહુ વિદ્વાન્ છે.

बृहदुदरशरीरः पीतवर्णः कफात्मा
सकलगुणसमेतः सर्वशास्त्राधिकारी ॥

कपिलरुचिकजाक्षः सात्त्विकोऽतीव धीमान्
अलघुनृपतिचिह्नः श्रीधरो देवमन्त्री ॥ ५७ ॥

૫૭—ગુરૂ-મોટા પેટવાળો, ને મોટા શરીરવાળો, પીળા રંગનો, કફ પ્રકૃતીવાળો, સર્વ ગુણવાળો, બધા શાસ્ત્રોનો અધિકારી, ભૂરી આંખો ને કેશવાળો, સત્ય અને પવિત્રતાઈના ગુણવાળો, બહુ વિદ્વાન્, માન આપવા લાયક રાજાનાં ચિન્હવાળો, અને ઊંચો છે.

असितकुटिलकेशः श्यामसौन्दर्यशाली
समतररुचिराङ्गः सौम्यदृक्कामशीलः ॥
अतिपवनकफात्मा राजसः श्रीनिधानः
सुखबलसुगुणानामाकरश्चासुरेज्यः ॥ ५८ ॥

૫૮—શુક્ર-ગુચ્છાદાર કાળા કેશવાળો, શ્યામવર્ણનો, સુંદર શરીરવાળો, શાંત દૃષ્ટિવાળો, કામવાસનાની પ્રકૃતિવાળો, વાયુ ને કફના બંધારણવાળો, રાજસ પ્રકૃતિવાળો, લક્ષ્મીવાળો, સુખી, બળવાન, અને ગુણવાન છે.

काठिन्यरोमावयवः कृशात्मा दूर्वासिताङ्गः कफमारुतात्मा ॥
पीनद्विजश्चारुपिशंगदृष्टिः सौरिस्तमोबुद्धिरतोलसः स्यात् ॥ ५९ ॥

૫૯—શનિ-કઠિણ રૂવાટાં ને અવયવોવાળો, દુર્બળ, ગંધાતા શરીરનો, કફ ને વાયુ પ્રકૃતિનો, મજબૂત દાંતવાળો, સુંદર પીળી દૃષ્ટિનો, તમોગુણી બુદ્ધિવાળો, અને આળસુ છે.

अर्केण मन्दः शनिना महीसुतः कुजेन जीवो गुरुणा निशाकरः ॥
सोमेन शुक्रो सुरमन्त्रिणा बुधः बुधेन चन्द्रः खलु वध्यते सदा॥६०॥

૬૦—સૂર્યથી શનિ, શનિથી મંગળ, મંગળથી ગુરૂ, ગુરૂથી ચંદ્ર, ચંદ્રથી શુક્ર, શુક્રથી બુધ, બુધથી ચંદ્ર, હમેશાં બંધાય છે.

स्वोच्चस्वकीयभवनस्वदृगाणहोरा वारांशकोदगयनेषु दिनस्य मध्ये ।
राशिप्रवेशसमये सुहृदंशकादौ मेषूरणे दिनमणिर्बलवानजस्रम् ॥६१॥

૬૧—સૂર્ય ઉચ્ચનો, સ્વગ્રહી, પોતાના દ્રેષ્કાણનો, પોતાની હોરાનો, (જન્મ) વારના નવમાંશનો, ઉત્તરાયનનો, મધ્ય દિવસનો, રાશિમાં

દાખલ થતો, મિત્રના નવમાંશનો અને દશમા-સ્થાનમાં હમેશાં બળ-
વાન જાણવો.

चन्द्रः कार्किणि गोपतौ निजदिनद्रेक्काणहोरांशके
राश्यन्ते शुभवीक्षणे निशि सुखे याम्यायने वीर्यवान् ॥
इन्दुः सर्वकलाधरो यदि बली सर्वत्र सन्धिं विना
सर्वव्योमचरेक्षितस्तु कुरुते भूपालयोगं नृणाम् ॥ ६२ ॥

૬૨—ચંદ્ર-કર્કને વૃષભમાં પોતાના વારમાં, પોતાના દ્રેષ્કાણ, પોતાની હોરા, ને નવમાંશમાં, રાશિને છેડે શુભ ગ્રહની દૃષ્ટિવાળો, રાત્રિએ ચોથા ભાવમાં, બળવાન જાણવો અને દક્ષિણાયનનો, (આ-શ્લેષા, જ્યેષ્ટા, અને રેવતીના) અંત્ય ભાગ શિવાયનો સંપૂર્ણ કળાનો ચંદ્ર સર્વ જગ્યાએ બળવાન છે. તેનાપર બધા ગ્રહોની દૃષ્ટિ હોય તો મનુષ્યોને રાજ્ય યોગ કરે છે.

आरः स्ववारनव भागदृगाणवर्गे
मीनालिकुंभमृगतुंवरयामिनीषु ॥
वक्रे च याम्यदिशि राशिमुखे बलाढ्यो
माने कुलीरभवने च सुखं ददाति ॥ ६३ ॥

૬૩—મંગલ-પોતાના વાર વિષે, પોતાના નવમાંશમાં, પોતાના દ્રેષ્કાણ વિષે, મીન, વૃશ્ચિક, કુંભ, મકર, અને મેષરાશિ વિષે, રાત્રિ-વિષે, વક્રગતિવિષે તેમજ દક્ષિણાયન અને રાશિના પ્રારંભવિષે હોય તો બળવાન જાણવો. લગ્નથી દશમા ભાવે યા કર્કરાશિવિષે હોય તો સુખસંપત્તિ આપે છે.

कन्यानृयुग्मभवने निजवारवर्गे
चापे विना रविमहर्निशामिन्दुसूनुः ॥
सौम्यायने च बलवानपि राशिमध्ये
*लग्ने सदा यदि यशोवलवृद्धिदः स्यात् ॥ ६४ ॥*

૬૪—બુધ-મિથુન, કન્યા, બુધવારને, પોતાના વર્ગ વિષે, ધન રાશિમાં સૂર્ય વિનાનો, હમેશાં ઉત્તરાયનવિષે, રાશિના મધ્ય ભાગમાં,

હોય તો બળવાન જાણવો. હમેશાં લગ્નમાં હોય તો કીર્તિ, બળ, સુખસંપત્તિ આપે છે.

मीनालिचापकटके निजवर्गवारे
मध्यंदिनोदगयने यदि राशिमध्ये ।
कुंभे च नीचभवनेपि बली सुरेज्यो
लग्ने सुखे च दशमे बहुवित्तदः स्यात् ॥ ६५॥

૬૫—ગુરૂ-મીન, વૃશ્ચિક, ધન, કર્ક રાશિમાં, પોતાના વર્ગમાં, પોતાના વારે, ને મધ્યદિવસ વિષે, ઉત્તરાયન વિષે, રાશિના મધ્ય ભાગવિષે, કુંભમાં, કે નીચના ઘરમાં હોય તો બળવાન છે, લગ્ન ચોથા કે દશમા ભાવમાં હોય તો બહુ ધન આપે છે.

स्वोच्चस्ववर्गदिवसे यदि राशिमध्ये
शत्रुव्ययानुजगृहे हिबुके पराह्ने ॥
युद्धे च शीतकरसंगमवक्रचारे
शुक्रोरुणस्य पुरतो यदि शोभनः स्यात् ॥ ६६ ॥

૬૬—શુક્ર-ઉચ્ચમાં, પોતાના વર્ગમાં, શુક્રવારે, યુદ્ધમાં ને રાશિના મધ્યભાગવિષે, ૬, ૧૨, ૩ અને ચોથા ભાવે, બપોરે, કે ચંદ્રના સમાગમમાં હોય અને સૂર્યની રાશિથી આગળની રાશિમાં વક્રી હોય તો શુભ ( બળવાન ) ગણાય છે.

मन्दस्तुलामकरकुंभगृहे कलत्रे
याम्यायने निजदृगाणदिने दशायाम् ।
अन्ते गृहस्य समरे यदि कृष्णपक्षे
वक्रे समस्तभवनेषु बलाधिकः स्यात् ॥ ६७ ॥

૬૭—શનિ-તુલા, મકર, કુંભ, સાતમું સ્થાન, દક્ષિણાયન, પોતાના દ્રેષ્કાણ શનિવાર, પોતાની દશામાં અને રાશિના અંત્ય ભાગ વિષે, કૃષ્ણપક્ષમાં, સંગ્રામમાં અને બારે રાશિમાં વક્રી હોય તો બળવાન છે.

मेषालिकुंभतरुणीवृषकर्कटेषु
मेषूरणे च बलवानुरगाधिपः स्यात् ॥

कन्यावसानवृपचापधरे निशाया-

मुत्पातकेतुजनने च शिखी वली स्यात् ॥६८॥

૬૮—રાહુ-મેષ, વૃશ્ચિક, કુંભ, કન્યા, વૃષભ, કર્ક રાશિમાં અને લગ્નથી દશમા ભાવે હોય તો બળવાન જાણવો.

કેતુ—કન્યા, મીન, વૃષભ, ધનરાશિમાં, રાત્રીના વખતે અને જન્મ વખતે કંઈ ગ્રહણ, પુછડીઓ તારો ઊગે કે ભૂમીકંપ, ઊલ્કાપાત (વિજળીપાત) વિગેરે થતું હોય એવા કારણ વિષે હોય તો બળવાન છે.

मोक्तप्रकारमबलान्विता ये मूलंगतास्ते विवला भवन्ति ॥

भावेषु योगेषु दशाफलेषु न सम्यगुक्तानि फलानि सन्ति ॥६९॥

૬૯—ઊપર કહ્યા પ્રમાણે ગ્રહો બળ પામ્યા હોય પણ ભાવના આરંભમાં જણાય તો, ભાવ, યોગને દશા વિષે કહેલાં ફળ બરાબર મળતાં નથી.

अधोमुखा दिनेशस्य पूर्वषड्स्थिता ग्रहाः ॥

अपरार्द्धस्थिता भानोरुर्ध्वास्युः सुखवित्तदाः ॥ ७० ॥

૭૦—સૂર્યની પહેલાંની છ રાશિમાં રહેલા ગ્રહો નીચા મુખવાળા છે, અને સૂર્યની પછીની છ રાશિમાં રહેલા ગ્રહો ઉંચા મુખવાળા છે. ઉંચા મુખવાળા ગ્રહો સુખ ને ધન આપે છે.

भानामवस्थानगताः क्रमेण मन्दार्यभौमार्कसितज्ञचन्द्राः।

तेपामधस्थानगतो वलीयान् राहुर्महीमण्डमूर्ध्नि संस्थः ॥ ७१ ॥

૭૧—શનિ, ગુરૂ, મંગલ, રવિ, શુક્ર, બુધ ને ચંદ્ર અનુક્રમે રાશિ મંડળમાં તેઓની ગતિ પ્રમાણે એકએકથી નીચે ગોઠવ્યા છે, રાહુ પૃથ્વીથી ઘણે ઉંચે ભાગે છે તે રાહુ ઉપર કહેલા ગ્રહોની નીચે આવે છે ત્યારે તે બળવાન થાય છે.

सभानुरिंदुः शशिजश्चतुर्थे गुरुः सुते भूमिसुतः कुटुंबे ॥

भृगुः सपत्ने रविजः कलत्रे विलग्नतस्ते विफला भवन्ति ॥७२॥

૭૨—લગ્નથી ચોથા ભાવમાં સૂર્ય, ચંદ્ર, ને બુધ, પાંચમા ભાવમાં ગુરૂ, બીજામાં મંગલ, છઠ્ઠામાં શુક્ર, ને સાતમા ભાવે શનિ હોય, તો તે કંઇ ફળ આપતા નથી.

राहुदोषं बुधो हन्यादुभयोस्तु शनैश्वरः ॥
त्रयाणां भूमिजो हन्ति चतुर्णां दानवार्चितः ॥ ७३ ॥
पंचानां देवमन्त्री च षण्णां दोषं तु चन्द्रमाः ॥
सप्तदोषं रविर्हन्याद्विशेषादुत्तरायणे ॥ ७४ ॥

૭૩-૭૪.-રાહુનું અશુભ ફળ બુધ ( બળવાન હોય તો ) હણે છે; રાહુ ને બુધનું શનિ; રાહુ, બુધ ને શનિનું મંગલ; રાહુ, બુધ, શનિ ને મંગલનું અશુભ ફળ શુક્ર બળવાન હોય તો નાશ કરે છે. એ પાંચોનું ગુરૂ, ને એ છનું ચંદ્ર, તેમજ એ સાત ગ્રહોનું અશુભ ફળ સૂર્ય ઉત્તરાયનમાં હોય તો નાશ કરે છે.

सदा शिरोरुक्ज्वरवृद्धिदीपनक्षयातिसारादिकरोगसंकुलैः ॥
नृपालदेवावनिदेवकिंकरैः करोति चित्तव्यसनं दिवाकरः ॥७५॥

૭૫—સૂર્ય-અશુભ હોય તો માથાનો દુખાવો, સખત તાવ, ક્ષય, મરડો, વિગેરે રોગોથી પીડાનાર, રાજા, દેવ ને બ્રાહ્મણોના ચાકર વડે દુઃખ પામનાર, ચિત્તને વિષે ચિંતાવાળો કરે છે.

पाण्डुदोषजलदोषकामिला पीनसादिरमणीकृतामयैः ॥
कालिकासुरसुवासिनीगणैराकुलं च कुरुते तु चन्द्रमाः ॥७६॥

૭૬—ચંદ્ર-( નિર્બળ હોય તો ) કામ વિલાસથી થયેલી વ્યાધિ, ફીકું પડી જવું, સલેખમ, કમળો, નાકનો સોજો અને ડાકણ, પીશાચ વિગેરેથી ઉપદ્રવ ભોગવનાર કરે છે.

पीनवीजकफशस्त्रपावकग्रंथिरुग्व्रणदरिद्रजामयैः ॥
वीरशैवगणभैरवादिभिर्भीतिमाशु कुरुते धरासुतः ॥ ७७ ॥

૭૭—મંગલ—(નિર્બળ હોય તો સોજો, કફ, હથિયાર, અગ્નિ, કંઠમાળા છિદ્રને દરિદ્રતાથી થતાં દુઃખ ભોગવનાર, અને વીર, શિવનાગણો ને ભૈરવ વિગેરેથી ભય પામનાર કરે છે.

गुदोदराद्यस्यसमीरकुष्टमंदाग्निशूलग्रहणीरुगाद्यैः ।
क्षुधादिविष्णुप्रियदासभूतैरतीव दुःखं शशिजः करोति ॥७८॥

૭૮—બુધ—( નિર્બળ હોય તો ) પેટમાં વાયુનો રોગ, છુપા ભા-

ગમાં રોગ, અણુદિઠ, કોઢ, અજીર્ણ, શૂળ, સંઘરણી વિગેરે રોગોવાળો, ને વિષ્ણુના પ્રિય ચાકર બુધ ( ઉત્તમ માણસથી ) વિગેરેથી દુઃખ ભોગવનાર કરે છે.

आचार्यदेवगुरुभूसुरशापदोषैः शोकं च गुल्मरुजमिन्द्रगुरुःकरोति ॥
कान्ताविकारजनिमेहरुजासुराद्यैः स्वेष्टांगनाजनकृतैर्भयमासुरेज्यः ७९

૭૯—ગુરૂ—(નિર્બળ) આચાર્ય, દેવ, ગુરૂ, બ્રાહ્મણ, વિગેરેના શ્રાપથી અને શોક ગુમડાં વીગેરે દોષને કરે છે.

શુક્ર—( નિર્બળ હોય તો ) દારૂ પીનાર, અનિતિવાળી સ્ત્રીની સોબતથી મીઠી પિશાબના રોગવાળો, પોતાને વ્હાલી સ્ત્રીયોથી ભયવાળો, કરે છે.

दारिद्रदोषजनिकर्मपिशाचचौरैः
क्लेशं करोति रविजः सह संधिरोगैः ॥
कंडूवसूरिरिपुकृत्रिमकर्मरोगैः
स्वाचारहीनलघुजातिगणैश्च केतुः ॥ ८० ॥

૮૦—શનિ—(નિર્બળ હોય તો) દરિદ્રી, પિશાચ, ચોર વિગેરેનો ભય ભોગવનાર, સાંધાના રોગવાળો, કલેશ કરનાર કરે છે.

કેતુ—ખુજલી, માતાનો રોગ, શત્રુ, બનાવટી કામ વિગેરેથી દુઃખી પોતાના આચાર રહિત, હલકા માણસોની સોબત કરનાર કરે છે.

करोत्यपस्मारमसूरिरज्जुक्षुद्राकृमिप्रेतपिशाचभूतैः ॥
उद्बन्धनाचारुचिकुष्ठरोगैः विधुंतुदश्चातिभयं नराणाम् ॥ ८१॥

૮૧—રાહુ—ફેફરૂં, સહીઓર, અંધીખાનું, ગંદવાડ, કીડા, પ્રેત-ભૂત, પિશાચ, વિગેરેથી દુઃખી, ફાંસો ખાઈને આપઘાત કરનાર ભૂખ અને કોઢ વિગેરેથી પીડાવાળો કરે છે.

आद्यंतमध्यभवनोपगता नभोगा-
श्चादित्यभूमितनयौ शनिशीतरश्मी ॥
जीवासुरेंद्रसचिवौ फलदाः क्रमेण
तारासुतः सकलकालफलप्रदः स्यात् ॥ ८२ ॥

૮૨—સૂર્ય, મંગલ, રાશિના પહેલા ભાગમાં; શનિ, ચંદ્ર અંતમાં; ને ગુરૂ, શુક્ર મધ્યમાં ફળ આપે છે. અને બુધ હમેશાં ફળ આપે છે.

यद्धातुकोपजनिताखिलरोगशान्त्यै
तन्नाथमाशु जपतर्पणहोमदानैः ॥
संपूज्य रोगभयशोकविमुक्तचिताः
सर्वे नराः सुखयशोवलशालिनः स्युः ॥ ८३ ॥

૮૩—શરીરની જે ધાતુ બગડવાથી ઘણા રોગો થએલા હોય તેની શાન્તિને માટે તે શરીરની ધાતુનો પ્રથમ કહ્યા પ્રમાણે જે ગ્રહ સ્વામી થતો હોય તેની જપ, તર્પણ, દાન, હોમ, વિગેરેથી પૂજા કરવાથી માણસને જલદી, રોગ, ભય, શોક, વિનાના થઈ, સુખી યશવાળા અને બળવાન થાય છે.

बालः कुमारोऽथ युवा च वृद्धो मृतश्च राशावयुजि क्रमेण ।
त्रिंशल्लवैर्व्यत्ययतः समे स्युः एकैकशोंशाः पुनरेव कार्याः ॥ ८४ ॥

૮૪—એકી રાશિવાળો ગ્રહ જેટલા અંશ ચાલેલો હોય તેની સંખ્યા પ્રમાણે બાળક, કુમાર, યુવા, વૃદ્ધ, મૃત અવસ્થા અનુક્રમે એક એક અંશે જાણવી. પણ બેકી રાશિવાળો ગ્રહ હોય તો મૃત, વૃદ્ધ, એ પ્રમાણે ઉલટી સમજવી.

उच्चांशं स्वनवांशं च जागरूकं वदन्ति हि ॥
सुहृन्नवांशकं स्वप्नं सुप्तं नीचारिभांशकम् ॥ ८५ ॥

૮૫—ઉચ્ચ નવમાંશમાં કે પોતાના નવમાંશમાં જે ગ્રહ હોય તેની જાગ્રદવસ્થા, મિત્રના નવમાંશમાં હોય તો સ્વપ્નાવસ્થા, અને નીચ શત્રુરાશિ કે નીચ શત્રુના નવમાંશમાં હોય તો સુપ્તાવસ્થા જાણવી.

शीर्षोदयगतः खेटः पाकादौ फलदो भवेत् ।
पृष्ठोदयस्थः पाकांते सदा चोभयराशिगः ॥ ८६ ॥

૮૬—શીર્ષોદય રાશિમાં રહેલો ગ્રહ દશાના પહેલા ભાગમાં ફળ આપે છે. પૃષ્ટોદય રાશિમાં રહેલો ગ્રહ દશાના છેલ્લા ભાગમાં ફળ આપે છે, ઉભયોદય રાશિને વિષે રહેલો ગ્રહ હમેશાં ફળ આપે છે.

समस्तहोराफलसारसान्द्रविराजिते जातकपारिजाते ।
ग्रहक्रियारूपगुणप्रभेदः संकीर्त्तितः खेटकृपाकटाक्षात् ॥ ८७ ॥

૮૭—સર્વ હોરા ફળના સાર સમુહથી શોભતા પારિજાતકમાં ગ્રહોની ક્રિયા, રૂપ, ગુણનો ભેદ ગ્રહોની કૃપાથી કહ્યો.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते ॥
जातकपारिजाते ग्रहस्वरूपगुणाध्यायो द्वितीयः ॥

એ પ્રમાણે નવગ્રહોની કૃપા વડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં ગ્રહોનાં સ્વરૂપ અને ગુણનો અધ્યાય બીજો પુરો થયો.

खेडाप्रान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोद्विकोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી બીજો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૩ જો.

### વિયોનિ જન્મજ્ઞાન, આધાન લગ્નથી ગર્ભ ઉપર થતાં ફળો, અને જન્મકાળજ્ઞાન બાબત.

વિયોનિ જન્મ-એટલે મનુષ્ય શિવાયની અન્યયોનિમાં જન્મ થયેલો હોય, તેની જન્મ કુંડલિ કેવી હશે, તે વિષેની માહિતી.

क्रूरग्रहैः सुबलिभिर्विबलैश्च सौम्यैः
क्लीबे चतुष्टयगते तदवेक्षणाद्वा ॥
चन्द्रोपगद्विरसभागसमानरूपं
सत्वं वदेद्यदि भवेत्स वियोनिसंज्ञः ॥ १ ॥

૧ ભાવાર્થ—જન્મ કુંડલિમાં પાપગ્રહો બળવાન હોય ને શુભ ગ્રહો નિર્બળ હોય, નપુંસક ગ્રહો કેન્દ્રમાં બેઠા હોય અથવા કેન્દ્રને જોતા હોય ને મનુષ્યરાશિ શિવાયની કોઇ પણ રાશિનો ચંદ્રમા દ્વાદશાંશ કુંડલિમાં હોય તો તે જન્મ વિયોનિનો જન્મ થયેલો જાણવો.

पापा बलिनः स्वभागगाः पारक्ये विबलाश्च शोभनाः ।
लग्नं च वियोनिसंभवं दृष्ट्वात्रापि वियोनिमादिशेत् ॥ २ ॥

૨. ભાવાર્થ—પાપગ્રહો બળવાન થઈને નવમાંશમાં પોતાની રાશિના હોય, તેમ શુભ ગ્રહો નિર્બળી થઈ નવમાંશમાં પારકી રાશિ ના હોય,

તો વિયોનિ સંજ્ઞક જન્મ જાણવો. પણ લગ્ન મનુષ્ય રાશિનું ને હોય ત્યારેજ વિયોનિ જન્મ જાણવો.

क्रियः शिरोवक्रगले द्वितीयः पादांसके पृष्ठमुरोथ पार्श्वे ।
कुक्षिस्त्वपानोंद्यथ मेढ्रमुष्कौ स्फिक्पुच्छमित्याह चतुष्पदाङ्गे ॥३॥

૩. ભાવાર્થ—જનાવરોના અંગના વિભાગ ઉપર રાશિનું અધિપતિપણું નીચે પ્રમાણે જાણવું.

મેષ–માથું, વરખ–મોહું ને ગળું, મિથુન–આગલા પગ ને ખભો.
કર્ક–બરડો, સિંહ–છાતી, કન્યા–બે પાસાંનો ભાગ.
તુલા–પેટ, વૃશ્ચિક–ગુદા, ધન–પછવાડેના પગ.
મકર–વૃષણુલિંગ, કુંભ–સાથલ, મીન–પૂંછડું.
તે ચતુષ્પદ જાનવરના અંગ વિભાગે રાશિ જાણવી.

लग्नांशकाद्ग्रहयोगेक्षणाद्वा वर्णान्वदेद्बलयुक्त्याविवयोनौ ॥
दृष्ट्या समानं प्रवदेत्तु संख्यां रेखां वदेत्स्मरसंस्थैश्च पृष्ठे ॥ ४ ॥

૪. ભાવાર્થ—લગ્નનો નવમાંશ, લગ્નમાં રહેલા ગ્રહ, અથવા લગ્નપર જે ગ્રહની દૃષ્ટિ હોય, તે ઉપરથી જનાવરોના રંગ કહેવા. જો બહુ ગ્રહોની દૃષ્ટિ હોય તો જે ગ્રહ બળવાન હોય તે ઉપરથી અને સમાન બળ હોય તો જેટલા હોય તેટલા પ્રકારના રંગ કહેવા. સાતમા સ્થાનમાં જે ગ્રહ હોય તે ઉપરથી પીઠ ઉપરની રેખાઓનો રંગ કહેવો.

देहांबुगौ सुखाङ्गेशौ चतुष्पाज्जननं भवेत् ।
देहेशे सुखपे वाहिकेतुयुक्ते पशोर्जनिः ॥ ५ ॥

૫. ભાવાર્થ—પહેલા ભાવનો સ્વામી ચોથે, ને ચોથા ભાવનો સ્વામી પહેલે ભાવે બેઠો હોય, તો જાનવરનો જન્મ જાણવો.

લગ્ન અને ચોથા ભાવનો સ્વામી રાહુ અને કેતુની સાથે હોય તો પણ ચતુષ્પદનો ( જાનવરનો ) જન્મ જાણવો.

शुक्रेक्षिते गोजननं महिष्यार्कियुतेक्षिते ॥
राहुकेतुयुते मेषः पापाढ्येऽन्यपशोर्जनिः ॥ ६ ॥

૬. ભાવાર્થ—વિયોની જન્મમાં લગ્નને શુક્ર જોતો હોય તો ગાય કે બળદનો જન્મ જાણવો.

લગ્નમાં શનિ બેઠો હોય યા જોતો હોય તો ભેંસ કે પાડાનો જન્મ જાણવો.

લગ્નમાં રાહુ કેતુ બેઠા હોય તો બકરા કે ઘેટાનો જન્મ જાણવો.

લગ્નમાં પાપગ્રહો બેઠા હોય તો બીજા પશુનો જન્મ જાણવો.

खगे दृगाणे बलसंयुतेन वा ग्रहेण युक्ते चरभांशकोदये ।
बुधांशके वा विहगाः स्थलांबुजाःशनैश्चरेन्द्वीक्षणयोगसंभवाः॥७॥

૭. ભાવાર્થ—જ્યારે લગ્નનો દ્રેષ્કાણ પક્ષિ[1] દ્રેષ્કાણ હોય, અથવા લગ્ન અને નવમાંશ ચર રાશિના હોય, યા બુધના નવમાંશમાં બળવાન ગ્રહો બેઠા હોય, ને શનિ જોતો કે યુક્ત હોય તો સ્થળ ચર (જમીનનાં પક્ષી) નો જન્મ કહેવો. અને ચંદ્ર જોતો કે યુક્ત હોય તો પાણીમાં રહેનાર પક્ષિનો જન્મ જાણવો.

શનિ અને ચંદ્ર એક બીજાને દેખતા કે યુક્ત હોય તો વિયોનિ જન્મ જાણવો.

होरेन्दुसूरिरविभिर्विबलैस्तरूणां
तोयस्थले तरुभुवोंशकृतप्रभेदाः ॥
लग्नाद्गृहस्थलजलर्क्षपतिस्तु यावां-
स्तावन्त एव तरवः स्थलतोयजाताः ॥ ८ ॥

૮. ભાવાર્થ—લગ્ન, ચંદ્ર, ગુરૂ અને રવિ નિર્બલી હોય તો ઝાડનો જન્મ જાણવો. તે જમીનમાં કે પાણીમાં ઉગે છે તે ભેદ નવમાંશ ઉપરથી નક્કી કરવો. એટલે જળ રાશિના નવમાંશમાં હોય તો જળની સમીપનાં, અને એ શિવાયની રાશિના હોય તો પૃથ્વી ઉપરનાં ઝાડોનો જન્મ જાણવો.

લગ્નની રાશિથી સ્થળ અથવા જળચર રાશિ જેટલા અંતરાયે હોય

---

૧—પક્ષિ દ્રેષ્કાણ એટલે મિથુન ને તુલારાશિનો બીજો, સિંહ અને કુંભરાશિનો પહેલો દ્રેષ્કાણ તેને પક્ષિ દ્રેષ્કાણ કહે છે. મિથુન અને તુલારાશિના ૨, ૫ અને ૮ મા નવમાંશને બીજો દ્રેષ્કાણ, અથવા પક્ષિ દ્રેષ્કાણ કહે છે. સિંહ અને કુંભરાશિના ૧, ૪, ૭ મા નવમાંશને પહેલો દ્રેષ્કાણ અથવા પક્ષિ દ્રેષ્કાણ કહે છે.

તે પ્રમાણે ઝાડ ઉગે છે. (એટલે નવમાંશ લગ્નનો સ્વામી લગ્નની રાશિથી જેટલી રાશિ દૂર હોય તેટલાં ઝાડ ઉગે છે.)

अन्तःसारान् जनयति रविर्दुर्भगान् सूर्यसूनुः
क्षीरोपेतांस्तुहिनकिरणः कण्टकाढ्यांश्च भौमः ॥
वागीशज्ञौ सफलविफलौ पुष्पवृक्षांश्च शुक्रः
स्निग्धानिन्दुः कटुकविटपान् भूमिपुत्रस्तु भूयः ॥ ९ ॥

૯. ભાવાર્થ—ઉપર કહેલા નવમાંશનો સ્વામી સૂર્ય હોય તો મજબૂત ઝાડોને જન્મ આપે છે. શનિ બેડોળ ઝાડોને, ચંદ્ર રસવાળાં ઝાડોને, મંગલ કાંટાવાળાં ઝાડોને, ગુરૂ ફળવાળાં, બુધ ફળ વિનાનાં, શુક્ર સુગંધીદાર ફૂલવાળાં ઝાડોને, ચંદ્ર ચીકણાં ઝાડોને, અને મંગલ ખરાબ ગંધવાળી ડાળીયોવાળાં ઝાડોને જન્મ આપે છે.

शुभोऽशुभर्क्षे रुचिरं कुभूतले
करोति वृक्षं विपरीतमन्यथा ॥
परांशके यावति विच्युतः स्वभाद्
भवन्ति तुल्यास्तरवस्तथाविधाः ॥ १० ॥
॥ इति वियोनिजन्माध्यायः ॥

૧૦. ભાવાર્થ—શુભ ગ્રહ, અશુભ ગ્રહના ઘરમાં બેઠો હોય તો ખરાબ જમીનમાં સુંદર ઝાડ પેદા થાય છે. પાપ ગ્રહ, શુભ ગ્રહના ઘરમાં બેઠો હોય તો સારી જમીનમાં ખરાબ ઝાડ પેદા થાય છે. (એટલે નવમાંશનો સ્વામી નવમાંશ લગ્નથી જેટલે ઘેર દૂર હોય તેટલાં ઝાડ પેદા થાય છે.)

એવી રીતે વિયોનિ જન્માધ્યાય પુરો કરૂં છું.

## નિષેકવિધિ.

कुजेन्दुहेतुप्रतिमासमार्तवं गते तु पीडर्क्षमनुष्णदीधितौ ॥
अतोन्यथास्थे शुभपुंग्रहेक्षिते नरेण संयोगमुपैति कामिनी ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—ચંદ્ર અને મંગલના યોગથી દરેક માસે સ્ત્રીને રજસ્વલા પેદા થાય છે. સ્ત્રીની જન્મરાશિથી અનુપચયસ્થાન૧,૨,૩,૪,૫,

૭,૮,૯,૧૨ માં ચંદ્ર હોય અને તેને મંગલ જોતો હોય ત્યારે તે ઋતુમાં ગર્ભ રહેવાનો યોગ જાણવો. ઊપર પ્રમાણે સ્ત્રીને હોય અને પુરૂષની જન્મરાશિથી ઉપચયસ્થાન ૩,૬,૧૦,૧૧, માં ચંદ્ર હોય, તેને શુભ પુરૂષ ગ્રહ (ગુરૂ) જોતો હોય તો તે સ્ત્રીનો પોતાના સ્વામી સાથે સંયોગ થાય છે.

यथास्तराशिर्मिथुनं समेति तथैव वाच्यो मिथुनप्रयोगः ॥
असद्ग्रहालोकितसंयुतेऽस्ते सरोप इष्टैः सविलासहासः ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—સાતમા ઘરમાં જેવી રાશિ બેઠી હોય, તેવી રીતનું મૈથુન જાણવું. અસ્તરાશિ કે નિષેક લગ્નથી સાતમું ઘર પાપગ્રહોથી જોવાયેલું હોય કે પાપગ્રહો બેઠા હોય. તો ક્લેશથી મૈથુન થયેલું જાણવું.

અસ્ત (સાતમે) ને લગ્નમાં શુભ ગ્રહો બેઠા હોય, યા લગ્નને સાતમા ભાવને શુભગ્રહો જોતા હોય તો આનંદ યુક્ત મૈથુન થયેલું જાણવું.

रवीन्दुशुक्रावनिजैः स्वभागगैर्गुरौ त्रिकोणोदयसंस्थितेऽपि वा ।
भवत्यपत्यं हि विबीजिनामिमे कराहिमांशोर्विदृशामिवाफलाः ॥१३॥

૧૩. ભાવાર્થ—રવિ, ચંદ્ર, શુક્ર, મંગલ, પોતાના નવમાંશમાં હોય તો ગર્ભ સંભવ જાણવો. (પુરૂષના અપચયસ્થાનમાં સૂર્ય અને શુક્ર પોતાના નવમાંશમાં હોય, અથવા સ્ત્રીના ઉપચયસ્થાનમાં ચંદ્ર મંગલ પોતાના નવમાંશમાં હોય તોપણ ગર્ભ સંભવ જાણવો.)

ગુરૂ લગ્ન કે ત્રિકોણમાં બેઠો હોય તોપણ ગર્ભ સંભવ જાણવો, પણ વીર્ય વિનાના માણસને આ યોગ, આંધળા આગળ ચંદ્રમાના કિરણોની માફક નિષ્ફળ છે.

दिवाकरेन्द्वोः स्मरगौ कुजार्कजौ गदप्रदौ पुंगलयोषितोस्तदा ॥
व्ययस्वगौ मृत्युकरौ युतौ तया तदेकदृष्टया मरणाय कल्पितौ ॥ १४॥

૧૪. ભાવાર્થ—સૂર્યથી સાતમે મંગલ ને શનિ હોય તો પુરૂષને, અને ચંદ્રથી સાતમે મંગલ, શનિ હોય તો સ્ત્રીને, માંદગી જાણવી.

સૂર્યથી મંગલ, શનિ બારમે યા બીજા ઘરમાં હોય તો પુરૂષનું મૃત્યુ જાણવું.

ચંદ્રથી મંગલ, શનિ બારમે યા બીજા ઘરમાં હોય તો સ્ત્રીનું મરણ જાણવું.

તે બેમાંનો એક ગ્રહ સૂર્ય કે ચંદ્રની સાથે હોય અને બીજો ગ્રહ સૂર્ય અથવા ચંદ્રને જોતો હોય તોપણ મરણ થાય છે.

दिवार्कशुक्रौ पितृमातृसंज्ञितौ शनैश्चरेन्दू निशि तद्विपर्ययात् ॥
पितृव्यमातृष्वसृसंज्ञितौ तु तावयौजयुग्मर्क्षगतौ तयोः शुभौ ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—દિવસનું મૈથુન હોય તો સૂર્ય બાપ અને શુક્ર માતા કહેવાય છે, ને રાત્રીનું હોય તો શનિ બાપ અને ચંદ્ર માતા કહેવાય છે. જ્યારે સૂર્ય બાપ ને શુક્ર માતા ગણાય છે, ત્યારે શનિ કાકા ને ચંદ્ર માસી ગણાય છે. શનિ ચંદ્ર મા બાપ હોય ત્યારે સૂર્ય કાકા ને શુક્ર માસી જાણવી.

દિવસે સૂર્ય એકી રાશિમાં હોય તો બાપને શુભ, યા રાત્રીએ એકી રાશિમાં હોય તો કાકાને શુભ, શુક્ર દિવસે સમરાશિનો હોય તો માતા-ને શુભ, અને રાત્રીએ તેમજ હોય તો માસીને શુભ ફળ જાણવું. તેજ પ્રમાણે શનિ ચંદ્રનો વિચાર કરવો.

शीतज्योतिषि योषितोनुपचयस्थाने कुजेनेक्षिते
　जातं गर्भफलप्रदं खलु रजः स्यादन्यथा निष्फलम् ॥
दृष्टेऽस्मिन् गुरुणा निजोपचयगे कुर्यान्निषेकं पुमान्
　अत्याज्ये च समूलभे शुभगुणे पर्वादिकालोज्झिते ॥१६॥

૧૬. ભાવાર્થ—ચંદ્ર, અનુપચયસ્થાનમાં મંગલની દૃષ્ટિવાળો હોય તો ગર્ભ ધારણ કરે છે પણ તેમ ન હોય તો વીર્ય ફોકટ થાય છે. ચંદ્ર ઉપચયસ્થાનમાં ગુરૂની દૃષ્ટિ વાળો હોય, સારા યોગો ને શુભ સમય હોય, ને પર્વાદિ દુષ્ટ યોગો ન હોય તો પુરૂષે ઋતુદાન આપવું.

विभावरीषोडशभामिनीनां ऋतूद्गमाद्या ऋतुकालमाहुः ॥
नाद्याश्चतस्रोत्र निषेकयोग्याः पराश्च युग्माः सुतदाः प्रशस्ता ॥१७॥

૧૭. ભાવાર્થ—સ્ત્રીને રજસ્વલા પ્રાપ્ત થયાથી સોળ રાત્રી પર્યંત ઋતુ કાળ જાણવો. તેમાં પહેલી ચાર રાત્રી સંભોગને માટે અયોગ્ય છે. બાકી-ની બેકી રાત્રીમાં ઋતુદાનથી પુત્ર પ્રાપ્તિ થાય છે.

पुत्रोल्पायुर्दारिका वंशकर्ता वन्ध्या पुत्रः सुन्दरीशो विरूपा ॥
श्रीमान् पापा धर्मशीलस्तथा श्रीः सर्वज्ञः स्यात् नृपरात्रेःक्रमेण॥१८॥

૧૮. ભાવાર્થ—ચોથી રાત્રીથી બીજી તેર રાત્રીઓમાં સંતતિ થાય તે નીચે પ્રમાણે થાય.

( ૪ ) થોડા આયુષ્યવાળો છોકરો. ( ૫ ) છોકરી.
( ૬ ) વંશ કર્તા પુત્ર. ( ૭ ) વાંઝણી છોકરી.
( ૮ ) પુત્ર. ( ૯ ) કન્યા.
(૧૦) શ્રેષ્ઠ પુત્ર. (૧૧) કદરૂપી છોકરી.
(૧૨) શ્રેષ્ઠ છોકરો. (૧૩) પાપી છોકરી.
(૧૪) સદ્ગુણી છોકરો (૧૫) લક્ષ્મી જેવી છોકરી.
(૧૬) સર્વજ્ઞ પુત્ર.

अष्टमाष्टमगे सूर्ये निषेकर्क्षात् सुतोद्भवः ॥
अथवाऽऽधानलग्नात्तु त्रिकोणस्थे दिनेश्वरे ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—સંભોગ વખતે લગ્નથી ત્રીજા સ્થાનમાં, યા આધાન, લગ્નથી ૯ મા, ૫ મા ઘરમાં સૂર્ય હોય તો પુત્ર ગર્ભ રહે છે.

अस्मिन्नाधानलग्ने तु शुभदृष्टयुतेऽथवा ॥
दीर्घायुर्भाग्यवान् जातः सर्वविद्यान्तमेष्यति ॥ २० ॥

૨૦. ભાવાર્થ—આધાનના લગ્નપર ગ્રહોની દૃષ્ટિ હોય કે આધાન લગ્નમાં શુભ ગ્રહો બેઠા હોય, તો જન્મેલો લાંબા આયુષ્યવાળો, ભાગ્યવાન ને સર્વ વિદ્યાઓ જાણનાર થાય છે.

ओजर्क्षे पुरुषांशकेषु बलिभिर्लग्नार्कगुर्विन्दुभिः
पुंजन्म प्रवदेत् समांशकगतैर्युग्मेषु तैर्योषितः ॥
गुर्वर्कौ विषमे नरं शशिसितौ वक्रश्च युग्मे स्त्रियं
द्व्यंगस्था बुधवीक्षणाच्च यमलौ कुर्वन्ति पक्षे स्वके ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—લગ્ન, સૂર્ય, ચંદ્ર, ને ગુરૂ, બળવાન થઈને એકી રાશિ કે એકી નવમાંશમાં હોય તો પુરૂષનો જન્મ જાણવો.

જો લગ્ન, સૂર્ય, ચંદ્ર ને ગુરૂ બળવાન થઇને બેકી રાશિ કે બેકી નવમાંશમાં બેઠા હોય તો સ્ત્રીનો જન્મ જાણવો.

ગુરૂ, સૂર્ય બળવાન થઇને એકી રાશિ કે એકી નવમાંશમાં બેઠા હોય તો પુરૂષનો જન્મ જાણવો.

ચંદ્ર, શુક્ર ને મંગલ બળવાન થઇને એકી રાશિ કે એકી નવમાંશમ બેઠા હોય તો સ્ત્રીનો જન્મ જાણવો.

જો, સૂર્ય, ગુરૂ, ચંદ્ર, શુક્ર, ને મંગલ દ્વિસ્વભાવ રાશિમાં કે નવમાંશમાં દ્વિસ્વભાવ રાશિમાં રહ્યા હોય ને બુધ જોતો હોય તો પોતાના પક્ષ પ્રમાણે જોડ છોકરાં જન્મે છે. એટલે

મિથુન ને ધન રાશિના નવમાંશમાં સૂર્ય ને ગુરૂ હોય ને બુધ જોતો હોય તો બે છોકરાનો જોડે જન્મ જાણવો.

અને જો કન્યા ને મીનના નવમાંશમાં ચંદ્ર, શુક્ર, ને મંગલ બેઠા હોય અને બુધ જોતો હોય તો બેઉ છોકરીયોનો જન્મ જાણવો.

અને જો ઊપર લખેલા બેઉ યોગ થયા હોય અને બુધ જોતો હોય તો એક પુત્ર ને બીજી પુત્રી એ બેઉનો સાથે જન્મ જાણવો.

विहाय लग्नं विषमर्क्षसंस्थः सौरोऽपि पुंजन्मकरो विलग्नात् ॥
प्रोक्तग्रहाणामवलोक्य वीर्यं वाच्यं प्रसूतौ पुरुषोऽङ्गना वा ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—શનિ લગ્ન શિવાય એકી રાશિમાં હોય તોપણ પુરૂષનો જન્મ જાણવો. બાકીના કહેલા ગ્રહોનું બળ જોઇ છોકરો કે છોકરીનો જન્મ કહેવો.

अन्योन्यं यदि पश्यतः शशिरवी यद्यार्किसौम्यावपि
वक्रो वा समगं दिनेशमसमे चन्द्रोदयौ चेत् स्थितौ ॥
युग्मौजर्क्षगतावपीन्दुशशिजौ भूम्यात्मजेनेक्षितौ.
पुंभागे सितलग्नशीतकिरणाः षट् क्लीबयोगास्त्विमे ॥२३॥

૨૩. ભાવાર્થ—નપુંસક માણસ જન્મવાના ૬ યોગો.

(૧) ચંદ્ર, સમરાશિમાં બેઠેલો હોય અને સૂર્ય વિષમ રાશિમાં બેઠો હોય ને તે બન્ને એક બીજાને જોતા હોય તો નપુંસક થાય છે.
(૨) શનિ બેકી રાશિમાં ને બુધ એકી રાશિમાં બેસી એક બીજાને જોતા હોય તો નપુંસક થાય છે.
(૩) મંગલ એકી રાશિમાં ને સૂર્ય બેકી રાશિમાં બેસી એક બીજા પર દૃષ્ટિ કરતા હોય તો નપુંસક થાય છે.

(૪) એકી રાશિમાં રહેલા લગ્ન અને ચંદ્રને એકી રાશિમાં બેઠેલો મંગલ જોતો હોય તો નપુંસક થાય છે.

(૫) એકી રાશિમાં બેઠેલા ચંદ્ર, અને એકી રાશિમાં બેઠેલા બુધને મંગલ જોતો હોય તો નપુંસક થાય છે.

(૬) શુક્ર, લગ્ન અને ચંદ્ર, પુરૂષ નવમાંશમાં હોય તો નપુંસક થાય છે.

युग्मे चन्द्रसितावथौजभवने स्युर्ज्ञारजीवोदया
लग्नेन्दू नृनिरीक्षितौ च समगौ युग्मेषु वा प्राणिनः ॥
कुर्युस्ते मिथुनं ग्रहोदयगतान्व्यंशकान्पश्यति
स्वांशेज्ञे त्रितयं ज्ञगांशकवशाद्युग्मन्त्वमिश्रैः समम् ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—ચંદ્ર, મંગલ, ગુરૂ, શુક્ર, અને લગ્ન નવમાંશમાં દ્વિસ્વભાવ રાશિનાં હોય અને તેને બુધ પોતાના નશમાંશમાં રહીને જોતો હોય તો ગર્ભમાં ત્રણ બાળક રહેલાં કહેવાં

પણ તેમાં જો બુધ નવમાંશમાં મિથુન રાશિમાં રહીને જોતો હોય તો બે છોકરા અને એક છોકરી ગર્ભમાં છે એમ કહેવું.

ને જો બુધ નવમાંશમાં કન્યા રાશિમાં બેસીને તે બધા ગ્રહોને જોતો હોય તો બે છોકરી અને એક છોકરો ગર્ભમાં છે એમ કહેવું.

બુધ નવમાંશમાં મિથુનનો હોયને, અને મિથુનને ધનના નવમાંશમાં ઉપર કહેલા ગ્રહો અને લગ્ન હોય તો ગર્ભમાં ત્રણ છોકરા કહેવા.

બુધ કન્યાના નવમાંશમાં હોય અને કન્યા ને મીનના નવમાંશમાં ગ્રહો અને લગ્ન હોય તો ત્રણે છોકરીયો ગર્ભમાં કહેવી.

धनुर्धरस्यान्त्यगते विलग्ने ग्रहैस्तदंशोपगतैर्बलिष्ठैः ॥
ज्ञेनार्किणा वीर्ययुतेन दृष्टे सन्ति प्रभूता अपि कोशसंस्थाः ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—ધન રાશિના અંત્ય નવમાંશમાં લગ્ન હોય અને સર્વે ગ્રહો લગ્નના અંત્ય નવમાંશમાં ( નવમાંશમાં ધન રાશિમાં ) બેઠા હોય ને બુધ શનિ બળવાન થઇ લગ્નને જોતા હોય તો ઘણા ગર્ભ રહેલા ( ૫, ૭ કે ૧૦ ગર્ભ રહેલા ) જાણવા.

द्विशरीरांशसंयुक्तान् ग्रहान् लग्नं च पश्यति ।
कन्यांशकगतश्चान्द्रिर्गर्भस्थं त्रितयं वदेत् ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—નવમાંશમાં દ્વિસ્વભાવ રાશિનું લગ્ન અને ગ્રહો હોય અને તેને નવમાંશમાં કન્યા રાશિમાં રહેલો બુધ જોતો હોય તો, ત્રણ ગર્ભ રહેલા કહેવા.

युग्मांशकस्तु कन्यैका द्वौ पुमांसौ च गर्भजाः ॥
युग्मांशगान्विलग्नं च गर्भस्थाः पुरुषास्त्रयः ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—ઉપર કહ્યા પ્રમાણેના ગ્રહો અને લગ્નને નવમાંશમાં મિથુનરાશિમાં રહેલો બુધ જોતો હોય તો એક છોકરી અને બે છોકરા કહેવા, અને નવમાંશમાં મિથુનરાશિમાં રહેલા ગ્રહો અને લગ્નને બુધ જોતો હોય તો ગર્ભમાં ત્રણ છોકરા જાણવા.

कन्यायुग्मांशकोपेतांस्तथा युग्मांशगो बुधः ॥
कन्यानवांशकः सौम्यस्तिस्रो गर्भगताङ्गनाः ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—નવમાંશમાં ગ્રહો અને લગ્ન મિથુન કન્યારાશિના હોય ને તેને બુધ મિથુન નવમાંશમાં બેસીને જોતો હોય તો ત્રણ છોકરાનો ગર્ભ જાણવો.

ઉપર કહ્યા પ્રમાણેના ગ્રહો અને લગ્નને બુધ કન્યારાશિના નવમાંશમાં બેસીને જોતો હોય તો, ત્રણે સ્ત્રીયો ગર્ભમાં જાણવી.

द्विस्वभावगतावर्कगुरू बुधनिरीक्षितौ ॥
पुंयुग्मं कुरुतस्तद्वत् शशिशुक्रमहीसुताः ॥ २९ ॥
कुर्वन्ति स्त्रीयुगं तत्र बलाबलविशेषतः ॥
स्त्रीनपुंसकरश्चान्द्रिः पुंनपुंसकरोर्कजः ॥ ३० ॥

૨૯-૩૦. ભાવાર્થ—સૂર્ય, ગુરૂ દ્વિસ્વભાવ રાશિમાં બુધની દૃષ્ટિવાળા હોય તો બે પુરૂષો ગર્ભમાં જાણવા.

ચંદ્ર, શુક્ર, મંગલ દ્વિસ્વભાવ રાશિમાં હોય અને બુધની દૃષ્ટિ હોય તો બેઉ સ્ત્રીના ગર્ભ જાણવા.

એવા દાખલામાં બુધ નિર્બલી કે બળવાન છે. તેનો વિચાર કરી સ્ત્રીનું નપુંસકપણું, અને શનિ ઉપરથી પુરૂષનું નપુંસકપણું કહેવું.

निषेककाले चन्द्रार्कावन्योन्यं यदि पश्यतः ।
तथैव चन्द्रमन्दौ वा क्लीबजन्ममदौ तथा ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—નિષેક વખતે સૂર્ય અને ચંદ્ર એક બીજાને, અથવા શનિને ચંદ્ર એક બીજાને જોતા હોય તો નપુંસક માણસનો જન્મ જાણવો.

निषेके भ्रातृलग्नेशयोगे यमलसंभवः ॥
लग्नेशे भ्रातृपक्षस्थे स्वोच्चे वा यमलोद्भवः ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—નિષેક વખતે ત્રીજા અને પહેલા ભાવનો સ્વામી સાથે બેઠા હોય તો, યા લગ્નનો સ્વામી ત્રીજા ભાવમાં કે નવમાંશમાં અથવા ત્રીજા ભાવમાં હોય તો પોતાના ઉચ્ચમાં હોય તો જોડ છોકરાં જન્મે છે.

षष्ठेशो देहसंबन्धी बुधः षष्ठगतो यदि ॥
बुधक्षेत्रे च जननं यस्य स स्त्री नपुंसकः ॥ ३३ ॥
बुधस्थानेन शनिना पुंनपुंसकता भवेत् ।

૩૩. ભાવાર્થ—લગ્નમાં બુધની રાશિમાં છઠ્ઠાનો સ્વામી બેઠો હોય, ને બુધ છઠ્ઠા ભાવમાં હોય તો સ્ત્રી નપુંસક જન્મે છે.

લગ્નમાં શનિની રાશિમાં છઠ્ઠા ભાવનો સ્વામી, ને શનિ છઠ્ઠા ભાવ-માં હોય તો પુરૂષ નપુંસક જન્મે છે.

निषेकलग्नगतृतीयनाथौ लग्नस्थितौ चेद्यमलोद्भवः स्यात् ।
तृतीयनाथेन युते निषेके भोगीशयुक्ते यदि पादजातः ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—નિષેક લગ્નનો સ્વામી ને ત્રીજા ભાવનો સ્વામી લગ્નમાં બેઠા હોય તો બે છોકરાં જન્મે છે.

ત્રીજાનો સ્વામી રાહુ સાથે નિષેક લગ્નમાં બેઠો હોય તો જન્મ, પ-ગથી થાય છે.

राहुद्रपे लग्ननाथे कर्मस्थे पादपूर्वजः ।
सराहौ रन्ध्रपे लग्ने जातः स्यात् सर्पवेष्टितः । ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—રાહુ લગ્નમાં અને લગ્નનો સ્વામી દશમા ભાવમાં હોય, તોપણ પગથી જન્મ થાય છે

આઠમા ઘરનો સ્વામી રાહુ સાથે લગ્નમાં હોય તો સાપથી વીંટાયેલું હોય તેવું બાળક જન્મે છે.

रन्ध्रेश्वरे पापयुते विलग्ने जातोरगैर्वेष्टितदेहवान् स्यात् ॥
केन्द्रे सराहौ गुलिकेन युक्ते लग्नेश्वरे वा निधनेशयुक्ते ॥ ३६॥

૩૬. ભાવાર્થ—આઠમાનો સ્વામી પાપ ગ્રહો સાથે લગ્નમાં બેઠો હોય તો સાપથી વીંટાયેલું હોય તેવી નિશાનીવાળું બાળક જન્મે છે.

કેન્દ્રમાં ગુલિક સાથે રાહુ બેઠેલો હોય, યા આઠમાના સ્વામી સાથે લગ્નનો સ્વામી બેઠો હોય; લગ્ન દ્રેષ્કાણનું ક્રૂરગ્રહોનું હોય, તો સાપથી વીંટાયેલું હોય તેવી આકૃતિવાળું બાળક જન્મે છે.

क्रूरग्रहाणां च दृगाणलग्ने जातोरगैर्वेष्टितदेहवान् स्यात् ॥
लग्नत्रिभागे बुधसर्पकोल्लास्तन्नाथ युक्तस्तु तथा त्रिभागः ॥
शुभग्रहाणां च दृशा विहीने जातोरगैर्वेष्टितदेहवान् स्यात् ॥३७॥

૩૭. ભાવાર્થ—બુધ, રાહુ, શનિ દ્રેષ્કાણ લગ્નમાં હોય, ને લગ્નનું દ્રેષ્કાણ પોતાના સ્વામી સાથે હોય, ને શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય, તો સાપથી વીંટાયેલું હોય તેવી આકૃતિવાળું બાળક જન્મ છે.

शशाङ्के पापलग्ने वा वृश्चिकेशत्रिभागगे ॥
शुभैः स्वायास्थितैर्जातः सर्पस्तद्वेष्टितोऽपि वा ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—ચંદ્ર, મંગલના દ્રેષ્કાણમાં હોય, અને શુભ ગ્રહો બીજા કે અગીયારમા ભાવમાં હોય, તો સાપ-સર્પ વીંટાયેલો જન્મે છે.

પાપ ગ્રહોના લગ્નમાં ચંદ્ર બેઠો હોય, ને શુભ ગ્રહો બીજે કે અગીયારમા ભાવમાં બેઠા હોય તો જન્મ પામનાર બાળક સર્પથી વીંટાયેલા આકારવાળું થાય છે.

चतुष्पदगते भानौ शेषैर्वीर्यसमन्वितैः ॥
द्वितनुस्थैश्च यमलौ भवतः कोशवेष्टितौ ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—ચતુષ્પદ રાશિમાં સૂર્ય અને બીજા ગ્રહો બળવાન થઈને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો જોડું બાળક એકજ કોથળીમાંથી જન્મે છે.

छागे सिंहे वृषे लग्ने तत्स्थे सौरेऽथवा कुजे ॥
राश्यंशसदृशे गात्रे जायते नालवेष्टितः ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—લગ્ન મેષ, સિંહ, ને વૃષભ હોય; તેમાં શનિ, મંગલ બેઠા હોય, તો લગ્નના નવમાંશ તુલ્ય શરીરના વિભાગમાં નાળથી વીંટાયેલો બાળક જન્મે છે.

लग्ने सपापे बहुपापदृष्टे राहुध्वजाभ्यां सहितेऽथवात्र ॥
पापग्रहाणां तु विलग्नभे वा जातो नरो नालविवेष्टिताङ्गः ॥४१॥

૪૧. ભાવાર્થ—લગ્નમાં પાપ ગ્રહ હોય, ને બહુ પાપ ગ્રહ જોતા હોય, અથવા રાહુ કે કેતુ સાથે હોય, તો નાળથી વીંટાયેલો બાળક જન્મે છે. લગ્નમાં પાપ ગ્રહોની રાશિ હોય, ને ઉપર લખેલા બીજા સંભવ પણ હોય તોપણ તેમજ જાણવું.

क्रूरान्तरे लग्नगते सराहौ लग्ने कुजे वासरनाथदृष्टे ॥
लग्ने शनौ भूमिसुतेन दृष्टे जातो नरो नालविवेष्टिताङ्गः ॥४२॥

૪૨. પાપ ગ્રહની મધ્યમાં લગ્ન હોય અને તેમાં રાહુ કે મંગલ બેઠો હોય અને તેને સૂર્ય જોતો હોય તો નાળથી વીંટાયેલું બાળક જન્મે છે.

લગ્નમાં શનિ હોય ને તેના પર મંગલની દૃષ્ટિ હોય તો નાળવેષ્ટિત બાળક જન્મે છે.

तत्कालमिन्दुसहितो द्विरसांशकोय-
स्तत्तुल्यराशिसहिते पुरतः शशाङ्के ॥
यावानुदेति दिनरात्रिसमानभाग-
स्तावद्गते दिननिशोः प्रवदन्ति जन्म ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—પ્રશ્ન કે આધાન વખતના ચંદ્રમાનો જે દ્વાદશાંશ આવે એટલે કે ચંદ્રમા દ્વાદશાંશમાં જે રાશિનો હોય તે રાશિના તુલ્ય રાશિનો ચંદ્રમા આધાનથી દશમા મહીનામાં જ્યારે આવે ત્યારે જન્મ થશે એમ કહેવું, અને દિવસે કે રાત્રીએ જન્મ જાણવા માટે પ્રશ્ન કે આધાન લગ્નની જે રાશિ હોય તે રાશિના જેટલા અંશો ગયા છે તેના પ્રમાણમાં દિવસે રાશિ બળવાન હોય તો દિવસે અને રાત્રીએ બળવાન હોય તો રાત્રીએ જન્મ કહેવો.

उदयति मृदुभांशे सप्तमस्थे च मन्दे
यदि भवति निषेक, सूतिरब्दत्रयेण ॥
शशिनि तु विधिरेवं द्वादशाब्दैः प्रकुर्या-
न्निगदितमिह चिन्त्यं सूतिकालेऽपि युक्त्या ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—ગર્ભ વખતે લગ્નનો નવમાંશ શનિની રાશિનો હોય, અથવા લગ્ન શનિની રાશિનું હોય અને શનિ લગ્નથી સાતમા ભાવમાં બેઠો હોય, તો તે બાળક ત્રણ વર્ષે જન્મશે.

એજ પ્રમાણે આધાન લગ્ન અથવા નવમાંશ લગ્ન કર્ક રાશિનું હોય ને તે લગ્નથી સાતમે ચંદ્ર હોય તો બાર વર્ષે જન્મે છે. એ પ્રમાણે આધાન કાળમાં જોઈ યુક્તિથી કહેવું.

पितृकर्मेश्वरौ दुस्थौ देहेशे बलसंयुते ॥
विना सीमन्तकर्मादिजातः पुत्रो न संशय ॥ ४५ ॥
लाभे पापे पापगृहे न सीमन्तसुतो भवेत् ॥

૪૫. ભાવાર્થ—નવમા દશમાનો સ્વામી ખરાબ સ્થાન ૬,૮,૧૨ ભાવમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન હોય, તો સીમન્ત કર્મ કર્યા વિના બાળક જન્મે છે.

અગીયારમા ભાવમાં એક પાપ ગ્રહને પાપ રાશિ હોય તો સીમન્ત કર્મ થયા વિના બાળક જન્મે છે.

पितुर्जातः परोक्षस्य लग्नमिन्दावपश्यति ॥
विदेशस्थस्य चरभे मध्याद्भ्रष्टे दिवाकरे ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—ચંદ્રમા લગ્નને જોતો ન હોય, તો બાળકના જન્મ વખતે તેનો બાપ ઘેર હોતો નથી.

ચરરાશિમાં સૂર્ય હોય અને મધ્યથી અથવા દશમા ભાવથી બહાર પડેલો હોય. ( એટલે ૯,૮,૧૧,૧૨ મે ભાવ હોય ) તો જન્મ વખતે બાળકનો બાપ બહારગામ હોય.

उदयस्थेऽपि वा मन्दे कुजे वाऽस्तं समागते ॥
स्थिते वाऽन्तः क्षपानाथे शशाङ्कसुतशुक्रयोः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—શનિ લગ્નમાં હોય તો, અથવા મંગલ સાતમા ભાવમાં બેઠો હોય તો, યા બુધ, શુક્રની વચમાં ચંદ્ર હોય તો જન્મ વખતે બાપ ઘેર ન હોય.

स्थिते वा यदि शीतांशौ शुभखेचरराशिगे ॥
औरसोयं भवेज्जातो गुरुवर्गसमन्विते ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—ચંદ્રમા શુભ ગ્રહની રાશિમાં હોય તો, અથવા ગુરૂના વર્ગમાં હોય ( નવમાંશમાં ગુરૂની રાશિનો હોય ) ત્યારે પોતાથીજ ઉત્પન્ન થયેલું બાળક જાણવું.

जीवो न भौमसंदृष्टः स्ववर्गे चार्कशीतगू ॥
क्षेत्रजोयं भवेज्जातः ससौम्यो वा बलान्वितः ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—મંગલ ગુરૂને ન જોતો હોય અને સૂર્ય, ચંદ્ર, પોતાના વર્ગમાં હોય અથવા બળવાન ગુરૂ બુધના સાથે બેઠો હોય તો પોતાથી ઉત્પન્ન થયેલું બાળક જાણવું.

मन्दवर्गगते चन्द्रे मन्दयुक्ते तु पंचमे ॥
भानुभार्गवसंदृष्टे पुत्रः पौनर्भवो भवेत् ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—શનિના વર્ગમાં ચંદ્રમા, હોય અને શનિ પાંચમા ભાવમાં બેઠો હોય, ને સૂર્ય, શુક્ર, તેને જોતા હોય, તો પુનર્લગ્નથી જન્મેલો બાળક જાણવો.

व्यये भास्करसंदृष्टे वर्गे भास्करचन्द्रयोः ॥
चन्द्रसूर्ययुते वापि कानीनोयं भवेन्नरः ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—બારમા ભાવપર સૂર્યની દૃષ્ટિ હોય, અને સૂર્ય, ચંદ્રના વર્ગમાં સૂર્ય, ચંદ્ર હોય તો જન્મેલો બાળક વેશ્યા પુત્ર જાણવો.

चन्द्रदृष्टि युतो मान्दिर्भानुपुत्रसमन्वितः ॥
तद्वीक्षणयुतो वापि दत्तपुत्रो भवेन्नरः ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—ચંદ્રમા માન્દિને જોતો હોય, અને તેમાં શનિ રહેલો હોય, અથવા શનિ જોતો હોય, તો જન્મેલું બાળક બીજાનું દત્તક થશે.

शन्यङ्गारकसंयुक्ते सप्तमे वाऽथ पंचमे ॥
अन्यैरवीक्षिते खेटैः कृत्रिमं तु विनिर्दिशेत् ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—શનિ, મંગળ, સાતમા અથવા પાંચમા ભાવમાં હોય, બીજા ગ્રહોની તે પર દૃષ્ટિ ન હોય, તો તે બાળક બીજાનો દત્તક થશે.

परस्परक्षेत्रगतौ तु होरारसातलेशौ यदि जन्मलग्नात् ॥
लग्नेश्वरो वा हिबुकेश्वरो वा ध्वजाहि युक्तो जननं परेण ॥५४॥

૫૪. ભાવાર્થ—લગ્નનો સ્વામી ને ચોથા ભાવનો સ્વામી લગ્નથી એક બીજાના ઘરમાં બેઠેલો હોય, ને તે બેમાંનો એક રાહુ અથવા કેતુના સંબંધમાં આવ્યો હોય તો બીજાથી જન્મેલું બાળક જાણવું.

लग्नं शशाङ्कं सुरराजमन्त्री न वीक्षते नैकगृहस्थितो वा ।
न जीववर्गेण युतं तदानीं जातं वदेदन्यसमागमेन ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—ગુરૂ લગ્ન અથવા ચંદ્રને જોતો ન હોય, યા લગ્ન કે ચંદ્રની રાશિમાં ગુરૂ ન હોય, યા લગ્ન ને ચંદ્ર, ગુરૂના વર્ગમાં (રાશિમાં) ન હોય, તો બીજાના સમાગમથી બાળકનો જન્મ જાણવો.

स्वाती द्वितीया रविवारयुक्ता ससप्तमी सोमजरेवती च ।
सद्वादशी भानुयुतश्रविष्ठा चैतेषु जातः परतो वदन्ति ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—બાળક નીચે લખેલા ત્રણ યોગોમાં જન્મે તો બીજાથી બાળકનો જન્મ જાણવો.

(૧) દ્વિતીયા રવિવાર ને સ્વાતિ, (૨) સાતમ ને બુધવાર રેવતી નક્ષત્ર, (૩) બારસ રવિવાર ને શ્રવિષ્ટા (ધનિષ્ટા), ( એ ત્રણ યોગોમાં ) બાળક બીજાથી થયેલું જાણવું.

भद्राख्यतिथियुक्तेषु त्रिपादर्क्षान्वितेषु च ।
मन्दार्कभौमवारेषु जातमन्योद्भवं विदुः ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—ભદ્રા તિથિ ( એટલે દ્વિતીયા, સાતમ, બારસ ) માં અનુક્રમે શનિ, રવિ કે મંગળવાર હોય, અને એક ત્રિપાદ નક્ષત્ર ( એટલે અનુક્રમ પુનર્વસુ, વિશાખા, ને પૂર્વાભાદ્રપદા ) હોય, તેમાં જે બાળક જન્મે તે બીજાથી પેદા થયેલું જાણવું.

न लग्नमिन्दुं च गुरुर्निरीक्षते न वा शशाङ्कं रविणा समागतम् ।
सपापकोऽर्केण युतोऽथवा शशी परेण जातं प्रवदन्ति निश्चयात् ५८

૫૮. ભાવાર્થ—લગ્ન અથવા ચંદ્રને ગુરૂ ન જોતો હોય, યા સૂર્ય સાથે બેઠેલા ચંદ્રને ગુરૂ ન જોતો હોય અથવા ચંદ્રમા સૂર્ય સાથે કે પાપ ગ્રહ સાથે બેઠેલો હોય તો બીજાથી જન્મેલું બાળક જાણવું.

गुरुक्षेत्रगते चन्द्रे तद्युक्ते चान्यराशिगे ।
तद्द्रेक्काणे तदंशे वा न परैर्जात इष्यते ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—ગુરૂની રાશિમાં ચંદ્ર હોય, અથવા બીજી રાશિમાં ગુરૂ સાથે ચંદ્ર હોય, અથવા ગુરૂના દ્રેષ્કાણુ કે નવમાંશમાં ચંદ્ર હોય તો બાળક બીજાથી જન્મેલું જાણવું નહિ.

क्रूरर्क्षगतावशोभनौ सूर्याद्द्यूननवात्मजस्थितौ ।
बद्धस्तु पिता विदेशगः स्वे वा राशिवशादथो पथि ॥६०॥

૬૦. ભાવાર્થ—બે પાપ ગ્રહો શનિ કે મંગળ ક્રૂરગ્રહની રાશિમાં સૂર્યથી સાત, નવ અને પાંચમા ઘરમાં બેઠેલા હોય, ત્યારે બાળકનો બાપ પરદેશમાં કેદ થયેલો જાણવો. તે જતાં કે આવતાં કેદ થયો, તે ચર, સ્થિર, અને દ્વિસ્વભાવ રાશિ ઉપરથી જાણવું. એટલે સૂર્ય ચરરાશિનો હોય, પરદેશમાં, સ્થિર રાશિનો સૂર્ય હોય તો પોતાના દેશમાં, અને દ્વિસ્વભાવ રાશિનો હોય તો માર્ગમાં કેદ પડેલો જાણવો.

पूर्णे शशिनि स्वराशिगे सौम्ये लग्नगते शुभे सुखे ।
लग्ने जलजेऽस्तगेऽपि वा चन्द्रे पोतगता प्रसूयते ॥६१॥

૬૧. ભાવાર્થ—પૂર્ણકળાનો ચંદ્ર પોતાની રાશિમાં હોય, બુધ લગ્નમાં અને ગુરૂ ચોથા ભાવમાં હોય, તો વહાણમાં જન્મ જાણવો. જળચર લગ્ન હોય અને ચંદ્ર સાતમે ભાવે હોય તો વહાણમાં બેસેલી સ્ત્રી બીજા બાળકને જન્મ આપે છે.

आप्योदय आप्यगः शशी संपूर्णः समवेक्षतेऽथवा ।
मेषूरणबन्धुलग्नगः स्यात् सूतिः सलिले न संशयः ॥६२॥

૬૨. ભાવાર્થ—જળચર લગ્ન હોય, ને ચંદ્ર જળચર રાશિમાં બેઠો હોય તો, અથવા પૂર્ણચંદ્ર જળચર રાશિના લગ્નને જોતો હોય તો, અથવા જળચર રાશિનું લગ્ન હોય, ને ચંદ્ર દશમે, ચોથે કે પહેલે ભાવે બેઠો હોય તો બાળકનો જન્મ પાણી નજીક સમજવો.

उदयोडुपयोर्व्ययस्थिते गुप्त्यां पापनिरीक्षिते यमे ॥
अलिकर्कियुते विलग्ने सौरे शीतकरेक्षितेऽवटे ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—લગ્નમાં ચંદ્ર હોય, અને શનિ બારમે પાપગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો કેદખાનામાં જન્મ જાણવો.

કર્ક કે વૃશ્ચિક લગ્નમાં બેઠેલા શનિપર ચંદ્રમાની દૃષ્ટિ હોય તો ખાડામાં બાળકનો જન્મ થાય છે.

मन्देऽब्जगते विलग्ने बुधसूर्येन्दुनिरीक्षिते क्रमात् ॥
क्रीडाभवने सुरालये शार्करभूमिषु च प्रसूयते ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—શનિ જળચર રાશિના લગ્નમાં બેઠો હોય. તેને બુધ, સૂર્ય, અથવા ચંદ્ર જોતા હોય, તો અનુક્રમે સુંદર જગ્યામાં અથવા દેવાલયમાં કે ઊખરે જમીનમાં બાળકનો જન્મ થાય છે. એટલે બુધ જોતો હોય તો વિહાર ( ક્રીડા ) સ્થાનમાં, સૂર્ય જોતો હોય તો દેવાલયમાં અને ચંદ્ર જોતો હોય તો ઉજ્જડ જમીનમાં જન્મ જાણવો.

नृलग्नगं प्रेक्ष्य कुजः श्मशाने रम्ये सितेन्दू गुरुरग्निहोत्रे ॥
रविर्नरेन्द्रामरगोकुलेषु शिल्पालयेज्ञः प्रसवं करोति ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ–મનુષ્ય રાશિના લગ્નમાં બેઠેલા શનિપર મંગળની દૃષ્ટિ હોય તો શ્મશાનમાં, અને શુક્ર, ચંદ્રની દૃષ્ટિ હોય તો સુંદર જગ્યામાં, ગુરૂ જોતો હોય તો અગ્નિહોત્રમાં, પણ સૂર્ય જોતો હોય તો મહેલ દેવળ કે ગૌશાળામાં, બુધ જોતો હોય તો ચિત્રકળાની જગ્યામાં (શિલ્પાલયમાં), જન્મ જાણવો.

राश्यंशसमानगोचरे मार्गे जन्मचरे स्थिरे गृहे ॥
स्वर्क्षांशगते स्वमन्दिरे बल्योगात्फलमंशकर्क्षयोः ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—જન્મ લગ્ન અથવા તેનો નવમાંશ બેમાંથી એક બળવાન થઈ ચરરાશિમાં હોય, તો જનાવરના ઘર તરફ જવાના રસ્તા ઉપર જન્મ જાણવો. કયું જનાવર તો; જેનું સ્વરૂપ લગ્ન અથવા નવમાંશથી બતાવવામાં આવેલું હોય તે. જો તે સ્થિર રાશિમાં હોય તો જનાવરના ઘર પાસેજ જન્મ જાણવો.

પોતાની રાશિનું લગ્ન કે નવમાંશ હોય ત્યારે પોતાના ઘરમાંજ જન્મ આપશે.

आरार्कजयोस्त्रिकोणगे चन्द्रेऽस्ते च विसृज्यतेऽम्बया ॥
दृष्टेऽमरराजमन्त्रिणा दीर्घायुः सुखभाक् च सत्कृतः ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—ચંદ્ર ૫, ૯, ૭ મા ભાવમાં બેઠો હોય, અને મંગળ શનિ એકજ ઘરમાં હોય તો જન્મેલા બાળકને એની માતા તજી દેશે.

પણ તે ચંદ્રમાને ગુરૂ જોતો હોય તો લાંબા આયુષ્યવાળો, સુખી અને સારી રીતે રક્ષણ કરાયેલો બાળક જન્મશે.

पापेक्षिते तुहिनगावुदये कुजेऽस्ते
त्यक्तो विनश्यति कुजार्कजयोस्तथाऽऽये ॥
सौम्येऽपि पश्यति तथाविधहस्तमेति
सौम्येतरेषु परहस्तगतोऽप्यनायुः ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—લગ્નમાં ચંદ્ર ને, પાપ ગ્રહ જોતો હોય, અને મંગળ સાતમે હોય, તો માતાના તજી દેવાથી બાળક મરણ પામે છે.

તથા મંગલ, શનિ અગીયારમા ભાવમાં હોય, તોપણ ઉપર મુજબ સમજવું.

પણ શુભ ગ્રહ, ચંદ્રમાને જોતો હોય ત્યારે શુભ ગ્રહના સ્વભાવવાળા મનુષ્યના હાથમાં તે બાળક જાય છે.

ચંદ્રમાપર શુભ ગ્રહો શિવાયના બીજા ગ્રહો ( પાપ ગ્રહો ) જોતા હોય તો તે બાળક બીજાઓએ સંભાળ લેવા છતાં મરણ પામે છે.

पितृमातृगृहेषु तद्बलात् तरुशालादिषु नीचगैः शुभैः ।
यदि नैकगतस्तु वीक्षितौ लग्नेन्दू विजने प्रसूयते ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—૧૫ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે, બાપ, માતા, કાકો, માસી તેઓના ગ્રહોમાંથી જે ગ્રહ બળવાન હોય તેના ઘરમાં જન્મ જાણવો યા શુભ ગ્રહો નીચ રાશિમાં હોય, તો બાળકનો જન્મ ઝાડ, ધર્મશાળા, નદીના કિનારા કે ઘાસવાળી જગ્યાએ થાય છે.

લગ્ન અને ચંદ્ર એક રાશિમાં રહેલા હોય અને તે બીજા શુભ ગ્રહોએ ન જેવાયેલા હોય, તો એકાંત જગ્યામાં બાળક જન્મે છે.

मन्दर्क्षांशे शशिनि हिबुके मन्ददृष्टेऽब्जगे वा
तद्युक्ते वा तमसि शयनं नीचसंस्थैश्च भूमौ ॥
यद्वद्राशिर्व्रजति हरिजं गर्भमोक्षस्तु तद्वत्
पापैश्चन्द्रात् स्मरसुखगतैः क्लेशमाहुर्जनन्याः ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—ચંદ્ર, શનીના નવમાંશમાં હોય તો, અથવા લગ્નથી ચોથા ભાવમાં હોય તો, અથવા ચંદ્રને શનિ જોતો હોય તો, કે જળચર રાશિમાં ( કર્ક ને મીનમાં ) ચંદ્ર રહ્યો હોય તો કે શનિ સાથે ચંદ્ર રહ્યો હોય તો, અંધારામાં જન્મ જાણવો.

ત્રણ અથવા વધારે ગ્રહો નીચના હોય તો ઘાસવાળી જમીન ઉપર જન્મ જાણવો. જમીન અને આકાશ જ્યાં એકઠા થાય છે, ત્યાં જેમ લગ્નની રાશિનો ઉદય થાય છે તેમ બાળકનું બાહાર આવવું થાય છે. એટલે શિર્ષોદય રાશિનું લગ્ન હોય તો બાળક માથેથી, પૃષ્ઠોદય રાશિનું લગ્ન હોય તો બાળક પગથી, અને ઊભયોદય રાશિનું લગ્ન હોય તો પહેલું હાથથી બાળક જન્મે છે.

ચંદ્રથી પાપ ગ્રહો સાત કે ચોથા ઘરમાં હોય તો માતાને જન્મ આપતી વખતે દુઃખ પડે છે.

स्नेहः शशाङ्कादुदयाच्च वर्तिर्दीपोऽर्कयुक्तर्क्षवशाच्चराद्यः ॥
द्वारं च तद्वास्तुनिकेन्द्रसंस्थैर्ज्ञेयं ग्रहैर्वीर्यसमन्वितैर्वा ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—ચંદ્રથી દીવામાં તેલ કહેવું. ( એટલે ચંદ્ર રાશિમાં દાખલ થતો હોય તો તેલ ભરેલો દીવો, ને ચંદ્ર રાશિના મધ્યમાં હોય તો દીવામાં અરધું તેલ કહેવું. અને ચંદ્ર રાશિના ઉતરતા ભાગમાં હોય તો દીવામાં તેલ ઓછું જાણવું. ) લગ્નથી બત્તી કહેવી. ( એટલે લગ્ન રાશિના આરંભમાં હોય તો બત્તી આખી, મધ્યમાં હોય તો અડધી બળેલી, અને ઉતરતા ભાગમાં હોય તો બત્તી બળી ગયેલી જાણવી. )

સૂર્ય ચરરાશિનો હોય તો દીવો ફેરવેલો, સ્થિર રાશિમાં હોય તો દીવો એક જગ્યાએ કાયમ, દ્વિઃસ્વભાવમાં હોય તો દિવો એક વખત ફેરવી સુદી દીપેલો જાણવો.

લગ્નથી કેન્દ્રમાં રહેલા ગ્રહના આધારે ઘરનું દ્વાર કઈ દિશાનું છે તે

કહેવું. (એટલે જે ગ્રહ અધ્યાય ૨, શ્લોક ૨૩ માં કહ્યા પ્રમાણે જે દિશાનો સ્વામી છે તે દિશામાં ઘરનું બારણું કહેવું.) કેન્દ્રમાં વધારે ગ્રહો હોય તો જે ગ્રહ બળવાન હોય તેની દિશામાં ઘરનું બારણું કહેવું, અને કેન્દ્રમાં કોઈ ગ્રહ ન હોય તો લગ્ન રાશિથી દશા કહેવી.

जीर्णं संस्कृतमर्कजे क्षितिसुते दग्धं नवं शीतगौ
काष्ठाढ्यं न दृढं रवौ शशिसुते चानेकशिल्प्युद्भवम् ॥
रम्यं चित्रयुतं नवं च भृगुजे जीवे दृढं मन्दिरं
चक्रस्थस्तु यथोपदेशरचनां सामन्तपूर्वां वदेत् ॥ ७२ ॥

૭૨. ભાવાર્થ—જે ગ્રહ વધારે બળવાન હોય તેના ઉપરથી સુતિકાનું ઘર કહેવું. જો શનિ બળવાન હોય તો જુનું ને સુધારેલું, મંગળ બળવાન હોય તો અગ્નિથી બળી ગયેલું, ચંદ્ર હોય તો નવું, સૂર્ય હોય તો બહુ લાકડાંવાળું—બહુ મજબૂત નહિ તેવું, બુધ હોય તો ચિત્રવિચિત્ર રંગેલું, શુક્ર હોય તો રમણિક (મનને આનંદ આપનાર) ચિત્રો કાઢેલું અને નવું, ગુરૂ હોય તો મજબૂત (લાંબો વખત ટકે તેવું) ઘર કહેવું.

જે ગ્રહ ઉપરથી સુતિકાનું ઘર કહેવામાં આવે તેની આજુબાજુ જે ગ્રહો રહેલા હોય તેના ઉપરથી અનુક્રમે સુતિકાના આજુબાજુનાં ઘર કહેવાં, અને દરેક ગ્રહોના સંબંધથી દરેક દિશા તરફનાં ઘરો પણ કહેવાં.

मेषकुलीरतुलालिघटैः प्रागुत्तरतो गुरुसौम्यगृहेषु ।
पश्चिमतश्च वृषेण निवासो दक्षिणभागकरौ मृगसिंहौ ॥७३॥

૭૩. ભાવાર્થ—મેષ, કર્ક, તુલા, વૃશ્ચિક, ને કુંભ એ રાશિયોમાંની એક રાશિમાં જો લગ્ન અથવા લગ્નનો નવમાંશ હોય તો સુવાવડનો ઓરડો ઘરની પૂર્વ દિશામાં હોય.

બુધ અથવા ગુરૂની રાશિનું લગ્ન હોય અથવા નવમાંશ લગ્નમાં તેઓની રાશિ હોય તો ઘરની ઉત્તર દિશામાં સુવાવડનો ઓરડો જાણવો.

વૃષભ રાશિનું લગ્ન અથવા નવમાંશમાં હોય, તો ઘરથી ઓરડો પશ્ચિમ દિશામાં જાણવો

મકર કે સિંહરાશિનું લગ્ન કે નવમાંશ હોય તો દક્ષિણ દિશામાં સુવાવડનો ઓરડો જાણવો.

प्राच्यादिगृहे क्रियादयो द्वौ द्वौ कोणगताद्विमूर्तयः
शय्यास्वपि वास्तुवद्वदेत् पादैः षट् त्रिनवान्त्यसंस्थितैः ॥७४॥

૭૪. ભાવાર્થ—મેષ અને વૃષભ લગ્ન હોય તો ઓરડાના પૂર્વ ભાગમાં સુતિકાનું સ્થાન જાણવું, મિથુન હોય તો અગ્નિકોણમાં, કર્ક અને સિંહ હોય તો દક્ષિણ દિશામાં, કન્યા લગ્ન હોય તો નૈર્ઋત્યકોણમાં, તુલા અને વૃશ્ચિક લગ્ન હોય તો પશ્ચિમમાં, ધન હોય તો વાવ્યમાં, મકર કે કુંભ લગ્ન હોય તો ઉત્તર ભાગમાં, અને મીન લગ્ન હોય તો ઓરડાના ઇશાન ભાગમાં સુતિકાનું સ્થાન જાણવું. અને તેજ પ્રમાણે ખાટલાની દિશા પણ કહેવી. પણ તેમાં લગ્નથી ત્રીજો ભાવ તે, શય્યાનો ( ખાટલાનો) ઓશીકાની બાજુનો જમણો પાયો, અને બારમો ભાવ ઓશીકા તરફનો ડાબો પાયો જાણવો. છઠ્ઠો ભાવ પગ તરફનો જમણો પાયો, અને ૯ મો ભાવ ડાબો પાયો જાણવો.

લગ્ન અને બીજો ભાવ ઓશીકું (માથું) છે. ચોથો ને પાંચમો ભાવ જમણું અંગ ( જમણી ઇસ ), સાતમો અને આઠમો ભાવ પગનો છેલ્લો ભાગ (પાંગત), દશમો અને અગીયારમો ભાવ ડાબું અંગ (ડાબી ઇસ) છે.

चन्द्रलग्नान्तरगतैर्ग्रहैः स्युरुपसूतिकाः ।
बहिरन्तश्च चक्रार्द्धे दृश्या दृश्येऽन्यथापरे ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—લગ્ન અને ચંદ્રની વચ્ચે જેટલા ગ્રહો હોય તેટલી સ્ત્રીયો બાળકના જન્મ વખતે હોય છે.

જેટલા ગ્રહો અદૃશ્ય ચક્રાર્ધ (સાતમા ભાવથી લગ્ન સુધી) માં હોય તેટલી સ્ત્રી ઓરડાથી બહાર હોય.

જેટલા ગ્રહો અદૃશ્ય ચક્રાર્ધ (લગ્નથી સાતમા ભાવ સુધી) માં હોય તેટલી સ્ત્રીયો અંદરના ભાગમાં જાણવી. બીજાઓ ઉલટુંજ કહે છે. (એટલે દૃશ્ય ચક્રાર્ધમાં જેટલા ગ્રહો હોય તેટલી સ્ત્રીયો ઓરડાની અંદર, અને અદૃશ્ય ચક્રાર્ધમાં જેટલા ગ્રહો હોય, તેટલી ઓરડાની બહાર જાણવી એમ કહે છે. )

लग्ननवांशपतुल्यतनुः स्याद्वीर्ययुतग्रहतुल्यतनुर्वा ॥
चन्द्रसमेतनवांशपवर्णः कादिविलग्नविभक्तभगात्रः ॥७६॥

૭૬. ભાવાર્થ—લગ્નના નવમાંશના સ્વામી જેવુંજ શરીર જાણવું, અથવા જે ગ્રહ વધારે બળવાન હોય તેના જેવા શરીરવાળો જાણવો, યા ચંદ્રમા નવમાંશમાં જે રાશિનો હોય તે રાશિના સ્વામીના જેવા વર્ણવાળો જાણવો. તેના શરીરના અવયવો, લગ્ન અને મેષાદિ રાશિઓ કે જે માથું અને બીજા કાળ પુરૂષના ભાગો બનાવે છે. ( અધ્યાય ૧ શ્લોક ૮,૧૩,૫૬ માં બતાવ્યા છે, તે પ્રમાણે વધારે કે ઓછા થશે.

कन्दृक्श्रोत्रनसाकपोलहनवो वक्त्रं च होरादय-
स्ते कण्ठांसकबाहुपार्श्वहृदयक्रोडानि नाभिस्तथा ॥
बस्तिः शिश्नगुदे ततश्च वृषणावूरू ततो जानुनी
जङ्घाङ्घ्रीत्युभयत्र वाममुदितैर्द्रेक्काणभागैस्त्रिधा ॥७७॥

૭૭. ભાવાર્થ—લગ્નના ત્રણ દ્રેષ્કાણો પ્રમાણે કાળ પુરૂષના શરીરના વિભાગો નીચે પ્રમાણે છે.

લગ્ન પહેલા દ્રેષ્કાણમાં (૧૦ અંશની અંદરનું) હોય તો લગ્ન માથું, બીજો ભાવ જમણી આંખ, બારમો ભાવ ડાબી આંખ, ત્રીજો ભાવ જમણો કાન, અગીયારમો ભાવ ડાબો કાન, ચોથો ભાવ જમાણું નસકોરૂં, અને દશમો ડાબું નસકોરૂં, પાંચમો ભાવ જમણો ગાલ, નવમો ભાવ ડાબો ગાલ, છઠ્ઠો ભાવ જમણી હડપચી, આઠમો ભાવ ડાબી હડપચી, સાતમો ભાવ મુખ જાણવું.

લગ્ન બીજા દ્રેષ્કાણમાં ( ૧૦ થી ૨૦ અંશની અંદરનું ) હોય તો પહેલો ભાવ ગળું, બીજો ભાવ જમણો ખભો, બારમો ભાવ ડાબો ખભો, ત્રીજો ભાવ જમણો હાથ, અગીયારમો ભાવ ડાબો હાથ, ચોથો ભાવ જમણું પડખું, દશમો ભાવ ડાબું પડખું, પાંચમો ભાવ છાતીનો જમણો ભાગ, નવમો ભાવ છાતીનો ડાબો ભાગ, છઠ્ઠો ભાવ પેટનો જમણો ભાગ, આઠમો ભાવ પેટનો ડાબો ભાગ, ને સાતમો ભાવ ડુંટી જાણવી.

લગ્ન ત્રીજા દ્રેષ્કાણમાં ( ૨૦ થી ૩૦ અંશની અંદરનું) હોય તો પહેલો ભાવ પેડું, બીજો ભાવ લિંગ ને ગુદાનો જમણો ભાગ, બારમો ભાવ લિંગ અને ગુદાનો ડાબો ભાગ, ત્રીજો ભાવ જમણું વૃષણ, અગીયારમો ભાવ ડાબું વૃષણ, ચોથો ભાવ જમણી સાથળ, દશમો ભાવ ડા-

બી સાથળ પાંચમો ભાવ જમણું ઢીંચણ, નવમો ભાવ ડાબું ઢીંચણ, છઠો ભાવ જમણી જાંઘ, (ઢીંચણ અને પગની વચલો ભાગ), આઠમો ભાવ ડાબી જાંઘ, અને સાતમો ભાવ બે પગ, તે કાળપુરૂષના શરીરના ભાગો જાણવા.

> तस्मिन् पापयुते व्रणं शुभयुते दृष्टे च लक्ष्मादिशेत्
> स्वर्क्षांशे स्थिरसंयुते च सहजः स्यादन्यथागन्तुकः ॥
> मन्देऽश्मानिलजोऽग्निशस्त्रविषजो भौमे बुधे भूभवः
> सूर्ये काष्ठचतुष्पदेन हिमगौ शृंग्यब्जजोऽन्यैः शुभम् ॥७८॥

૭૮. ભાવાર્થ—જે ભાવમાં પાપ ગ્રહ પડેલા હોય તે ભાવના પ્રમાણે જો લગ્ન પહેલા દ્રેષ્કાણમાં હોય તો પહેલાં કહેલા શરીરના ભાગોમાં, બીજા દ્રેષ્કાણમાં હોય તો બીજા કહેલા શરીરના ભાગોમાં, અને ત્રીજા દ્રેષ્કાણમાં હોય તો ત્રીજા કહેલા શરીરના ભાગોમાં તલ, માંસ, વિગેરે ચિન્હ કરે છે. અને જે ભાવમાં શુભ ગ્રહો હોય કે દૃષ્ટિ કરે તે ભાવના કહેલા શરીરના ભાગમાં લાખું કરે છે. એ પ્રમાણે ચિહ્ન કે લાખું કરનાર ગ્રહ પોતાની રાશિ કે પોતાના નવ માંશમાં હોય અથવા સ્થિર રાશિના નવમાંશમાં કે સ્થિર રાશિમાં હોય તો વ્રણ ( ઘા ) ચિહ્ન કે લાખું અથવા તો કંઈ નિશાની શરીરના બતાવેલા ભાગ ઉપર જન્મથીજ હોય છે.

પણ ગ્રહ એવી રીતે ન હોય તો જન્મ થયા પછી વ્રણ થાય છે. આવું થવાનું કારણ શનિથી હોય તો પથ્થર લાગવાથી, અથવા પવનથી, મંગળથી વ્રણ થાય તો અગ્નિ, ઝેરી જનાવર, અથવા હથિયાર લાગવાથી થાય. બુધથી જમીન ઉપર પડવાથી કે લોઢું વાગવાથી વ્રણ થાય. સૂર્યથી વ્રણ લાકડું વાગવાથી કે ચાર પગના જનાવરથી થાય; ચંદ્રમા શિંગડાંવાળા અથવા પાણીના જનાવરથી વ્રણ કરે છે, બાકીના ગ્રહો એટલે ગુરૂ, શુક્ર, પૂર્ણકળાનો ચંદ્ર, અને બુધ જો પાપગ્રહના ભેગા ન આવ્યા હોય, એ ગ્રહો શુભ ચિન્હ કરે છે.

> समनुपतिता यस्मिन् भागे त्रयः सबुधा ग्रहाः
> भवति नियमात्तस्यावाप्तिः शुभेष्वशुभेषु वा ॥
> व्रणकृदशुभः षष्ठे लग्नात्तनौ भसमाश्रिते
> तिलकमसकृद्दृष्टः सौम्यैर्युतश्च स लक्ष्मवान् ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—બુધ સાથે ત્રણ ગ્રહો જે દ્રેષ્કાણુના વિભાગમાં હોય, તે દ્રેષ્કાણુ શરીરનો જે ભાગ બતાવતો હોય તે ભાગ ઉપર શુભ ગ્રહો અથવા અશુભ ગ્રહો એક બીજા સાથે જેમ આવતા હોય, તે પ્રમાણે વ્રણ થાય છે, તેમાં જે ગ્રહ બળવાન હોય તે પોતાની દશામાં ચિન્હ કે લાખું કરે છે.

પાપ ગ્રહ લગ્નથી છઠ્ઠા ભાવમાં હોય તો બતાવેલા શરીરના ભાગ પર વ્રણ થાય, પણ શુભ ગ્રહો જોતા હોય તો તલ કે મસાનાં ચિન્હ જાણવાં.

પાપ ગ્રહ છઠ્ઠા ભાવમાં શુભ ગ્રહો સાથે હોય તો સારા સુકનવાળું લાખું થાય.

वियोनिजन्मविज्ञानं निषेकोदयजं फलम् ॥
जन्मकालपरिज्ञानं यत्तदाचार्यभाषितम् ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—વિયોનિ જન્મનું, જ્ઞાન આધાન લગ્નથી ગર્ભ ઉપર થતાં ફળો, જન્મકાળનું જ્ઞાન અને બાળકનો નક્કી જન્મ વખત, વિગેરે વરાહ મિહીરાચાર્યે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે આ પ્રકરણમાં બતાવ્યું છે.

इति नवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते
आधानजन्माध्यायस्तृतीयः ॥

એ પ્રમાણે નવ ગ્રહોની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પરિજાતમાં આધાન જન્મનો અધ્યાય ત્રીજો પુરો થયો.

खेडामान्त समागते कपडवंज्ञारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्वोधयितुं मुखंत्वर वडादरा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायस्त्रिकोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી ત્રીજો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૪ થો.

### બાલારિષ્ટાધ્યાય.

आद्वादशाब्दान्तरयोनिजन्मनामायुःकलानिश्चयितुं न शक्यते ॥
मात्रा च पित्रा कृतपापकर्मणा बालग्रहैर्नाशमुपैति बालकः ॥ १ ॥

*૧. ભાવાર્થ–બાર વર્ષની અંદર યોનિથી જન્મ થયેલાં બાળકોના આયુષ્યનો કાળ નિશ્ચય કરી શકાતો નથી. કારણ કે તેઓના બાપ અને માતાનાં આ જન્મનાં અને ગયા જન્મનાં કરેલાં પાપ કર્મોથી, અને બાળકના ગ્રહો વડે કરીને બાળક નાશ પામે છે.

आद्ये चतुष्के जननीकृताघैर्मध्ये तु पित्रार्जितपापसङ्घैः ॥
बालस्तदन्त्यासु चतुःशरत्सु स्वकीयदोषैः समुपैति नाशम् ॥ २ ॥

૨. ભાવાર્થ—જો જન્મથી આરંભી પ્રથમ ચાર વર્ષમાં બાળક મૃત્યુ પામે તો તેનું કારણ તેની માતાનાં પાપો છે, ને તે બાળક પાંચ વર્ષથી

---

* હવે તે વિયોનિ જન્મ કોનો જાણવો. તેને માટે દ્વાદશાંશ કુંડલીમાં ચંદ્રમા જે વિયોની સંજ્ઞક રાશિનો હોય તે રાશિના આકાર જેવો વિયોનિ જન્મ જાણવો. આ બે શ્લોકોને લાગુ પડે છે. એટલે કે દ્વાદશાંશમાં ચંદ્રમા મેષરાશિનો હોય તો મેંઢાં બકરાં વિગેરે તેમજ વૃષભ (વરખ) નો હોય તો ગાય, ભેંસ વિગેરેનો જન્મ જાણવો. એજ પ્રમાણે દ્વાદશાંશમાં દ્વિપદ રાશિ સિવાયનો જે રાશિનો ચંદ્ર હોય તે રાશિના મળતા આકારનો વિયોનિ જન્મ જાણવો.

આઠ વર્ષની અંદર મરણ પામે તો તેનું કારણ તેના બાપનાં પાપો છે, અને આઠથી બારની અંદર મરણ પામે તો પોતાના પાપોથી જાણવું.

अष्टौ बालारिष्टमादौ नराणां योगारिष्टं प्राहुराविंशति स्यात् ॥
अल्पं चाद्वात्रिंशतो मध्यमायुरासप्तत्याः पूर्णमायुः शतान्तम् ॥ ३ ॥

૩. ભાવાર્થ—દરેક માણસોની જીંદગીમાં પહેલાં આઠ વર્ષ બાલારિષ્ટ ( બાળકોને દુઃખ થાય છે તે )ની મુદતનાં છે.

વીશ વર્ષ સુધી યોગારિષ્ટ ( ગ્રહોના યોગથી દુઃખો થાય છે. તે ) ની મુદત છે.

બત્રીશ વર્ષનું આયુષ્ય ભોગવે તો તેને અલ્પાયુષ ( ટુંકી જીન્દગી ) કહે છે.

૭૦ વર્ષ સુધી આયુષ્ય ભોગવે તો તેને મધ્યમ આયુષ્ય કહેવાય છે.

૧૦૦ વર્ષ સુધી આયુષ્ય ભોગવે તો તેને પૂર્ણાયુષ્ય કહે છે.

विलग्नयातस्त्वपि देवमन्त्री विनाशरिःफारिगते शशाङ्के ॥
विलोकिते पापवियच्चरेण विभानुना मृत्युमुपैति बालः ॥ ४ ॥

૪. ભાવાર્થ—લગ્નમાં ગુરૂ બેઠો હોય ને ચંદ્રમા છઠ્ઠા, આઠમા કે બારમા ભાવમાં હોય, અને સૂર્ય વિનાના પાપગ્રહ તેને જોતા હોય તો બાળક મરણ પામે છે.

गण्डान्ततारासहिते मृगाङ्के पापेक्षिते पापसमन्विते वा ॥
बालो लयं याति समृत्युभागे चन्द्रे तथा पापनिरीक्षिते वा ॥ ५ ॥

૫. ભાવાર્થ—ગન્ડાન્ત નક્ષત્રમાં રહેલા ચંદ્રમાને પાપ ગ્રહ જોતો હોય અથવા સાથે હોય તો બાળક થોડા વખતમાં મરણ પામે છે.

ચંદ્રમા આઠમે ભાવે બેઠો હોય ને પાપગ્રહ જોતો હોય તો બાળક મરણ પામે છે.

तातांबिकासोदरमातुलाश्च मातामही मातृपिता च बालः ॥
सूर्यादिकैः पञ्चमधर्मयातैः क्रूरर्क्षगैराशु हताः क्रमेण ॥ ६ ॥

૬. ભાવાર્થ—લગ્નથી ૫ કે ૯ મા ભાવે પાપ ગ્રહની રાશિમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, ને શનિ બેઠા હોય તો અનુક્રમે

બાપ, માતા, ભાઈ, મામો, માની મા, માનો બાપ, અને બાળક મરણ પામે છે.

रसातलस्थौ यदि भानुचन्द्रौ शनिः स्मरस्थो मरणाय मातुः ।
यदायदा क्रूरखगो विलग्नात् अरातिगः सोदरनाशहेतुः ॥ ७ ॥

૭. ભાવાર્થ—લગ્નથી ચોથા ભાવમાં સૂર્ય ને ચંદ્ર, અને શનિ સાતમે હોય તો માતાનું મરણ થવાનો સંભવ રહે છે.

લગ્નથી પાપગ્રહ ૬ ઠ્ઠા ભાવમાં હોય તો ભાઇનું મરણ જાણવું.

क्रूरेक्षितौ चन्द्रविलग्नराशी सौम्यग्रहैर्वीक्षणयोगहीनौ ॥
केन्द्रच्युतो यद्यमरेशमन्त्री जातस्य माता समुपैति नाशम् ॥ ८ ॥

૮. ભાવાર્થ—પાપગ્રહ, લગ્ન અને ચંદ્રમાને જોતા હોય અને શુભ ગ્રહ તેઓની સાથે કે જોતો ન હોય, અને ગુરૂ કેન્દ્રમાં ન હોય તો જન્મેલા બાળકની માતા મરી જાય છે.

सभानुजे शीतकरे विलग्नात् दिवाकरे रिःफगृहोपयाते ॥
धरासुते बन्धुगते तदानीं विपद्यतेऽसौ जननी सगर्भा ॥ ९ ॥

૯. ભાવાર્થ—ચંદ્રમા શનિ સાથે હોય, લગ્નથી બારમા ઘરમાં સૂર્ય, અને મંગળ ચોથે હોય ત્યારે બાળક અને માતા બેઉ મરણ પામે છે. ( ગર્ભ સહિત માતા મરણ પામે છે. )

विलग्नचन्द्रौ शुभदृग्विहीनावशोभनव्योमचरान्तरस्थौ ।
विनाशमेति प्रमदा सगर्भा वदन्ति सर्वे युगपत् पृथग्वा ॥ १० ॥

૧૦. ભાવાર્થ—લગ્ન અને ચંદ્રમાને શુભ ગ્રહો ન જોતા હોય અને બે પાપગ્રહોની વચ્ચે આવ્યા હોય તો તે સ્ત્રી અને બાળક સાથે અથવા થોડા સમયને છેટેથી બેઉ મરણ પામે છે.

षष्ठावसानाष्टमभावगेषु क्रूरेषु सौम्यग्रहवर्जितेषु ॥
पापान्तरस्थे भृगुजे गुरौ वा नारी सपुत्रा म्रियते तु सद्यः ॥११॥

૧૧. ભાવાર્થ—પાપગ્રહો ૬,૮,૧૨, મા ભાવમાં બેઠા હોય અને શુભ ગ્રહો તેમાં ન હોય તેમજ શુક્ર અથવા ગુરૂ પાપગ્રહોની વચમાં હોય ત્યારે તે જન્મ આપનાર માતા અને બાળક બેઉ થોડા વખતમાં મરી જાય છે.

लग्नास्तयातौ यदि पापखेचरौ
शुभैरयुक्तौ शुभदृष्टिवर्जितौ ॥
शस्त्रेण मृत्युं समुपैति गर्भिणी
मासाधिपोऽनिष्टकरो यदा भवेत् ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—લગ્ન અને સાતમા ભાવમાં શુભ ગ્રહ શિવાય પાપ ગ્રહો બેઠા હોય અને શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય, ને માસનો સ્વામી ખોટું ફળ આપનાર (નેષ્ટ) હોય તો ગર્ભવાળી સ્ત્રી શસ્ત્રથી અથવા વાઢ કાપ કરવાથી મરણ પામે છે.

चन्द्राच्चतुर्थोपगतैरसद्भिर्मो नास्थितः शोभनदृष्टयुक्तैः ॥
व्यापारगैर्वा यदि वासरेशो जातस्य माता निधनं प्रयाति ॥१३॥

૧૩. ભાવાર્થ—ચંદ્રમાથી ચોથે બેઠેલા પાપ ગ્રહોને શુભ ગ્રહો ન જોતા હોય અથવા સાથે ન હોય ત્યારે તે તુરતના જન્મેલા બાળકની માતા મરણ પામે છે.

પાપ ગ્રહો ચંદ્રમાથી દશમે બેઠા હોય અને સૂર્ય, તેઓની વચ્ચે હોય ત્યારે પણ બાળકની માતા મરણ પામે છે.

शुक्राद्वा विक्रमगे बलाढ्ये मन्देक्षिते मन्दसमन्विते वा ॥
क्षीणे शशाङ्के यदि वा सपापे माता सपुत्रा म्रियतेऽचिरेण॥१४॥

૧૪. ભાવાર્થ—બહુ બળવાન સૂર્ય શુક્રથી ત્રીજા સ્થાનમાં બેઠો હોય, અને શનિ જોતો હોય અથવા સાથે હોય અને ચંદ્રમા ક્ષીણપક્ષનો હોય અથવા પાપ ગ્રહોના સાથે બેઠો હોય ત્યારે બાળક અને માતા તુરત મરણ પામે છે.

लग्नादिने चाष्टमगे धराजे पापेक्षिते सौम्यदृशा विहीने ॥
ताराधिपे वृद्धिकलाविहीने माता कृतान्तस्य पदं समेति ॥१५॥

૧૫. ભાવાર્થ—સૂર્ય અથવા મંગળ લગ્નથી આઠમે હોય અને ચંદ્રમા ક્ષીણપક્ષનો શુભ ગ્રહોની દૃષ્ટિ વિનાનો હોય અને પાપ ગ્રહો જોતા હોય તો માતા મરણ પામે છે.

शुक्रात्कुजेऽहनि तपःसुतराशियाते
चन्द्रात् त्रिकोणगृहगे रविजे रजन्याम् ॥

पापेक्षिते च शुभयोगदृशा विहीने
नाशं समेति जननी विबले शशाङ्के ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—દિવસે જન્મ હોય અને શુક્રથી મંગળ નવમે અથવા પાંચમે હોય, યા રાત્રીએ જન્મ હોય ને ચંદ્રમાથી શનિ નવમે કે પાંચમે હોય. ને ચંદ્રમા નિર્બલી થઈ પાપ ગ્રહોની દૃષ્ટિવાળો હોય અને શુભ ગ્રહો જોતા કે સાથે ન હોય તો માતા મરણ પામે છે.

कललघनाङ्कुरास्थिचर्माङ्गजचेतनताः
सितकुजजीवसूर्यचन्द्रार्किबुधाः परतः ॥
उदयपचन्द्रसूर्यनाथाः क्रमशो गदिताः
भवति शुभाशुभं च मासाधिपतेः सदृशम् ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—ગર્ભ રહે ત્યારથી તે દશમા મહિને બાળકનો જન્મ થાય ત્યાં સુધી અંદર ગર્ભના કેટલાક ફેરફાર થાય છે. તેની વિગત નીચે મુજબ છે.

જ્યારે ગર્ભ રહે ત્યારથી એક માસ સુધી કાદવના જેવો હોય છે, અને તે મહીનાનો સ્વામી શુક્ર છે. બીજા મહિનામાં તે ગર્ભ પહેલા મહીના કરતાં કઠણ અને કડક થાય છે. તે મહિનાનો સ્વામી મંગળ છે.

ત્રીજા મહિનામાં તે ગર્ભને અવયવો ફૂટે છે. તે મહિનાનો સ્વામી ગુરૂ છે.

ચોથા મહિનામાં તે ગર્ભને હાડકાં થાય છે. તે મહિનાનો સ્વામી સૂર્ય છે.

પાંચમા માસમાં તે ગર્ભને ચામડી આવે છે. તે માસનો સ્વામી ચંદ્રમા છે.

છઠ્ઠા માસમાં ગર્ભને વાળ ઉગે છે. તે માસનો સ્વામી શનિ છે.

સાતમા માસમાં ગર્ભમાં જીવ સંચાર થાય છે. તે માસનો સ્વામી બુધ છે.

બાકીના ત્રણ મહિના ૮, ૯, ૧૦, કે જેની અંદર ગર્ભ વિશેષ વૃદ્ધિ પામે છે. ( એટલે ગર્ભને ભૂખ તરસ લાગે છે. ) અને માતાનાં આંતરડાં ચૂસે છે. અને આમ તેમ સહેજ હાલે છે. અને જન્મવાનો સમય પાસે આવે છે. તેમાંના આઠમા માસનો સ્વામી આધાન લગ્નનો સ્વામી જાણવો. નવમા

માસનો સ્વામી ચંદ્રમા અને દશમા માસનો સ્વામી સૂર્ય છે. સારૂં અથવા ખરાબ ફળ બાળકને તે દરેક મહીનાના સ્વામી ઉપરથી બને છે. જો માસનો સ્વામી સારો અને બળવાન હોય અને સારા ઘરમાં બેઠો હોય તો તે બાળક સુખી રહે છે. અને જો મહીનાનો સ્વામી નિર્બળી થઇ ખરાબ સ્થાનમાં પડેલો હોય અને પાપ ગ્રહોની દૃષ્ટિવાળો હોય તો તે જન્મનાર બાળક દુઃખી થાય છે. અને ઘણુંખરૂં અધુરે જાય છે.

शशाङ्कलग्नोपगतैः शुभग्रहैस्त्रिकोणजायार्थसुखास्पदस्थितैः ।
तृतीयलाभर्क्षगतैरशोभनैः सुखी च गर्भो रविणा निरीक्षितैः॥१८॥

૧૮. ભાવાર્થ—શુભગ્રહો લગ્નમાં હોય કે ચંદ્રમાની સાથે હોય અથવા શુભગ્રહો ૫, ૯, ૭, ૨, ૪, ૧૦, એટલામાંથી કોઇ પણ સ્થાનમાં હોય, અને લગ્નમાં કે ચંદ્ર સાથે રહેલા શુભગ્રહોને સૂર્ય જોતો હોય ને પાપગ્રહો ત્રીજે અગીયારમે હોય તો તે ગર્ભ સુખી રહે છે.

व्ययस्थितेऽर्के समुते विलग्नादपि क्षयेन्दौ मदनोपयाते ॥
पितुर्वियोगं प्रवदन्ति सद्यः शुभेक्षिते तु त्रिभिरब्दमानैः ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—સૂર્ય અને શનિ લગ્નથી બારમે હોય અને ક્ષીણ ચંદ્રમા સાતમે હોય, ત્યારે જન્મનાર બાળકના બાપનું મરણ થાય છે, અને શુભગ્રહો ચંદ્રમાને જોતા હોય તો જન્મનાર બાળકના બાપનું મરણ ત્રણ વર્ષે થવા સંભવ છે.

चरोपगे चन्द्रमसि क्षपायां बुधेक्षिते दूरदिशं प्रयाता ।
चरे शनौ भानुयुते निशायां विदेशगो याति पिता विनाशम्॥२०॥

૨૦. ભાવાર્થ—રાત્રીએ જન્મ હોય, અને ચંદ્રમા ચરરાશિમાં બેઠો હોય ને બુધ તેને જોતો હોય તો જન્મનાર બાળકના બાપને ઘણે દૂર દેશ જવું પડે છે.

રાત્રીએ જન્મ હોય, અને શનિ તથા સૂર્ય ચરરાશિમાં બેઠા હોય ત્યારે જન્મેલા બાળકના બાપને પરદેશ જવું પડે અને ત્યાં તેનું મરણ થાય છે.

क्षीणे शशिन्युदयगे यदि कण्टकस्थः
पापोऽथ वा निधनगो म्रियते तु बालः ॥

रन्ध्रारिगैरशुभखेटदृशा समेतैः ।
सौम्यैः कृतान्तनगरं समुपैति मासात् ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—જ્યારે ક્ષીણ ચંદ્રમા લગ્નમાં બેઠો હોય અને એક પાપગ્રહ કેન્દ્રમાં હોય અથવા લગ્નથી આઠમા સ્થાનમાં પડયો હોય તો તે જન્મનાર બાળક મૃત્યુને શરણ થાય છે. શુભ ગ્રહો લગ્નથી આઠમે અથવા છે સ્થાને આવેલા હોય અને પાપ ગ્રહોની તેમના ઉપર દૃષ્ટિ પડતી હોય તો તે બાળક એક માસની અંદર મરી જાય છે.

एकत्र मन्दावनिनन्दनार्का रन्ध्रस्थिता वा रिपुराशियाताः ॥
सौम्यैरयुक्तान विलोकितास्ते जातस्य सद्योमरणप्रदाः स्युः॥२२॥

૨૨. ભાવાર્થ—લગ્નથી છઠ્ઠા અથવા આઠમા સ્થાનમાં શનિ, મંગળ અને સૂર્ય હોય અને તે શુભ ગ્રહોથી યુકત ન હોય કે તેને શુભ ગ્રહો જોતા ન હોય તો તે બાળક મરણ પામે છે.

चन्द्रांशे सप्तमे भौमे सौम्यदृष्टि विवर्जिते ॥
सप्तसप्ततितारायामुपैति मरणं शिशुः ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—નવમાંશમાં લગ્નથી સાતમા સ્થાનમાં કર્ક રાશિમાં મંગળ બેઠેલો હોય અને તે મંગળને શુભ ગ્રહો જોતા ન હોય તો જન્મેલું બાળક ૭૭ મું નક્ષત્ર બેસતાં મરણ પામે છે.

मन्दावनिजमार्तण्डैः पुत्रस्थानसमन्वितैः ॥
सप्तसप्ततिनक्षत्रे जातस्य मरणं वदेत् ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—જ્યારે લગ્નથી શનિ, મંગળ અને સૂર્ય પાંચમા સ્થાનમાં પડેલા હોય ત્યારે તે જન્મનાર બાળકનું મરણ જન્મથી ૭૭ મા નક્ષત્રમાં થાય તેમ કહેવું.

धरासुते चन्द्रनवांशकस्थे लग्नांशके वा न च जीवदृष्टे ॥
सुधाकरे नन्दनराशियाते समेति याम्यं पदमाशु बालः ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—ચંદ્રમાના અથવા લગ્નના નવમાંશમાં મંગળ પડયો હોય, ને ગુરૂની દૃષ્ટિ તેના ઉપર ન હોય, વળી ચંદ્ર લગ્નથી પાંચમા સ્થાનમાં પડેલો હોય તો તે જન્મનાર બાળકનું મૃત્યુ તરતજ થાય છે.

नीचं गते लग्नपतौ विलग्नात् नाशं गते वा रविजे तथाऽस्ते ॥
जातो मृतप्रायकलेवरः सन् कृच्छ्रेण वैवस्वतलोकमेति ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—જ્યારે લગ્નનો સ્વામી નીચનો હોય અથવા લગ્નથી આઠમા સ્થાનમાં પડયો હોય ને શનિ સાતમા સ્થાનમાં પડયો હોય ત્યારે બાળક દુઃખ ભોગવી મરણ પામે છે, ને તે વૈવસ્વત લોકમાં જાય છે.

आपोक्लिमस्थानगता नभोगा विधूतवीर्या यदि भानुमुख्याः ॥
मासद्वयं तस्य ऋतुत्रयं वा जातस्य चायुः कथयन्ति तज्ज्ञा ॥२७॥

૨૭. ભાવાર્થ—જ્યારે સૂર્ય અને બીજા ગ્રહો આપોકિલમ ( એટલે ૩,૬,૯,૧૨ મા ) સ્થાનમાં પડયા હોય ને વળી નિર્બળ હોય ત્યારે તે જન્મનાર બાળકનું આયુષ્ય બે માસનું અથવા ૬ માસનું હોય તેમ જ્યોતિર્વિદો કહે છે.

लग्नारिरन्ध्रव्ययगे शशाङ्के पापेन दृष्टे शुभदृष्टिहीने ।
केन्द्रेषु सौम्यग्रहवर्जितेषु मार्णवियोगं व्रजति प्रजातः ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—લગ્ન છઠ્ઠે, આઠમે, કે બારમે, સ્થાને ચંદ્ર બેઠેલો હોય ને પાપ ગ્રહ તેને જોતો હોય. વળી શુભ ગ્રહોની દૃષ્ટિ તેના ઉપર ન હોય, અને શુભગ્રહો કેંદ્ર (૧,૪,૭,૧૦ મા સ્થાનો) માં ન હોય ત્યારે બાળક મરણ પામે છે.

सौरे मदस्थे यदि वा विलग्ने जलोदयेऽब्जे यदि कीटगे वा ॥
सौम्येषु केन्द्रोपगतेषु सद्यो जातस्य नाशो यवनोपदिष्टः ॥ २९ ॥

૨૯. ભાવાર્થ—શનિ લગ્નથી સાતમા સ્થાનમાં પડેલો હોય અથવા લગ્નમાં પડેલો હોય ને જળ રાશિ ( મકરના ૧૫ અંશને મીન ) નું લગ્ન હોય ને ચંદ્ર લગ્નમાં અથવા વૃશ્ચિક રાશિમાં હોય ને શુભ ગ્રહો કેન્દ્ર ૧,૪,૭,૧૦ માં હોય તો જન્મનાર બાળક મરણ પામે છે તેમ યવનાચાર્યનો મત છે.

भौमक्षेत्रगते जीवे नीचराशिगतेऽथवा ।
सन्ध्यात्रये च संजातो मासान्मृत्युमुपैति सः ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—મંગળની રાશીમાં ગુરૂ બેઠો હોય અથવા ગુરૂ નીચ રાશિમાં હોય ને જન્મ ત્રણ સંધ્યામાંથી ( પ્રાતઃ મધ્યાહ્ન અને સાયાહ્ન

એ ત્રણમાંથી) કોઇ એકમાં થયો હોય તો તે બાળક એક માસની અંદર મૃત્યુ પામે છે.

रन्ध्रे धरासूनुदिनेशसौरा जातस्तु मृत्युं समुपैति मासात् ॥
केतुस्तु यस्मिन्नुदितेऽत्र जातो मासद्वयेनैव यमं प्रयाति ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—જો મંગળ સૂર્ય અને શનિ લગ્નથી આઠમા સ્થાનમાં પડ્યા હોય તો તે જન્મનાર બાળક એક માસમાં મરણ પામે છે, ને જો લગ્નમાં કેતુ પડેલો હોય તોપણ તે બાળક બે મહિનાની અંદર મરી જાય છે.

पापावुदयास्तगतौ क्रूरेण युतश्च शशी ॥
दृष्टश्च शुभैर्न यदा मृत्युश्च भवेदचिरात् ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—જો પાપ ગ્રહો લગ્નમાં ને સાતમા સ્થાનમાં બેઠા હોય અને ચંદ્ર પાપગ્રહના સાથે પડેલો હોય અને શુભ ગ્રહોની દૃષ્ટિ તેના ઉપર ન પડતી હોય તો તે બાળક અકસ્માત મરે છે.

क्षीणे हिमगौ व्ययगे पापैरुदयाष्टमगैः ॥
केन्द्रेषु शुभाश्च न चेत् क्षिप्रं निधनं प्रवदेत् ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—જ્યારે કૃષ્ણ પક્ષનો ચંદ્રમા લગ્નથી બારમે હોય અને પાપ ગ્રહો લગ્નમાં અને આઠમા સ્થાનમાં પડેલા હોય તથા શુભ ગ્રહો કેન્દ્રમાં ન હોય તો તે બાળક તુરત મૃત્યુ પામે છે.

क्रूरेण संयुतः शशी स्मरान्त्यमृत्युलग्नगः ॥
कण्टकाद्बहिः शुभैरनीक्षितश्च मृत्युदः ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—જો ચંદ્રમા પાપગ્રહના સાથે લગ્નમાં આઠમે, સાતમે, કે બારમે પડેલો હોય અને શુભ ગ્રહો તેને જોતા ન હોય તથા શુભ ગ્રહો કેન્દ્રમાં હોય તો તે જન્મનાર બાળક જલદી મરે છે.

शशिन्यरिविनाशगे निधनमाशु पापेक्षिते
शुभैरथ समाष्टकं दलमतश्च मिश्रेक्षिते ॥
असद्भिरवलोकिते बालिभिरत्र मासं शुभे
कलत्रसहिते च पापविजिते विलग्नाधिपे ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—જ્યારે ચંદ્રમા લગ્નથી છઠ્ઠા અથવા આઠમા સ્થાને પડેલો હોય ને પાપ ગ્રહો તેને જોતા હોય તો જન્મેલું બાળક તુરંત

મૃત્યુ પામે છે, ને ઉપર પ્રમાણે ચંદ્ર હોય, અને શુભ ગ્રહો તેને જોતા હોય તો તે બાળક આઠ વર્ષ જીવે છે. વળી જો શુભ ગ્રહો અને પાપ ગ્રહો બેઉ સાથે જોતા હોય તો તે બાળક ચાર વર્ષ જીવે છે. જો એક શુભ ગ્રહ લગ્નથી છઠ્ઠા અથવા આઠમા સ્થાનમાં પડેલો હોય અને તેને પાપ ગ્રહ બળવાન્ થઈ જોતા હોય તો તે બાળક એક મહિનો જીવે છે. જો લગ્નનો સ્વામી સાતમા સ્થાનમાં પડેલો હોય, ને ગ્રહોની લડાઇમાં પાપગ્રહોથી હારેલો હોય તોપણ જન્મનાર બાળક એક માસે મરણ પામે છે.

अशुभसहिते ग्रस्ते चन्द्रे कुजे निधनाश्रिते
जननिसुतयोर्मृत्युर्लग्ने रवौ तु स शस्त्रजः ॥
उदयति रवौ शीतांशौ वा त्रिकोणविनाशगैः
निधनमशुभैर्वीर्योपेतैः शुभैरयुतेक्षिते ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—શનિના સાથે ચંદ્ર, લગ્નમાં રાહુની રાશિમાં રહ્યો હોય, મંગળ તેનાથી આઠમા સ્થાનમાં બેઠો હોય તો માતા ને બાળક બન્ને મરણ પામે છે. અને તે પ્રમાણે સૂર્ય હોય તો વાઢકાપના કામથી (શસ્ત્રથી) બેઉ જણ મૃત્યુ પામે છે. એટલે કે સૂર્ય, શનિ અને બુધ સાથે, રાહુની રાશિમાં લગ્નમાં હોય અને મંગળ લગ્નથી આઠમે હોય, ત્યારે શસ્ત્રથી માતા ને બાળક બેઉ મરણ પામે છે.

સૂર્ય ચંદ્ર લગ્નમાં બેઠા હોય અને પાપગ્રહો તેનાથી પાંચમા, નવમા અથવા આઠમા સ્થાનમાં બેઠા હોય, ને બળવાન શુભ ગ્રહો તેને જોતા ન હોય, અથવા ભેગા ન હોય તો તે બાળક મરણ પામે છે.

असितरविशशाङ्कभूमिजैर्व्ययनवमोदयनैधनाश्रितैः ॥
भवति मरणमाशु देहिनां यदि बलिना गुरुणा न वीक्षिताः ॥३७॥

૩૭. ભાવાર્થ—શનિ, સૂર્ય, ચંદ્ર, અને મંગળ અનુક્રમે ૧૨,૯,૧,૮ મા સ્થાનમાં બેઠા હોય, અને તેમને બળવાન ગુરૂ ન જોતો હોય, ત્યારે જન્મનાર પ્રાણીઓનું જલ્દી મરણ કરે છે.

सुतमदननवान्त्यलग्नरन्ध्रेष्वशुभयुतो मरणाय शीतरश्मिः ॥
भृगुसुतशशिपुत्रदेवपूज्यैर्यदि बलिभिर्न युतोऽवलोकितो वा ॥ ३८॥

૩૮. ભાવાર્થ—૧,૫,૭,૯,૮, કે ૧૨ મા ભાવમાં ચંદ્રમા પાપગ્રહની

સાથે બેઠો હોય, અને શુક્ર, બુધ, ગુરૂ બળવાન થઈ તેમને જોતા ન હોય કે સાથે ન હોય તો જન્મનાર બાળક મરણ પામે છે.

योगे स्थानं गतवति बलिनश्चन्द्रे स्वं वा तनुगृहमथवा ॥
पापैर्दृष्टे बलवति मरणं वर्षस्यान्ते किल मुनिगदितम् ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—બાળકનો જન્મ રિષ્ટ યોગમાં થયો હોય તો રિષ્ટ કરનાર ગ્રહોમાં જે ગ્રહ બળવાન હોય, તે ગ્રહ જન્મકુંડલિમાં જે રાશિમાં છે. તે રાશિનો ચંદ્ર આવે ત્યારે મરણ કહેવું. અથવા જન્મકાળમાં ચંદ્ર જે રાશિનો છે તે રાશિનો ફરીથી જ્યારે આવે, ત્યારે મરણ કહેવું. અથવા લગ્ન જે રાશિનું છે, તે રાશિનો ચંદ્ર જ્યારે આવે ત્યારે મરણ કહેવું. પણ તે કહેલા સ્થાનોમાં એક વર્ષની અંદર ચંદ્ર બળવાન થયેલો હોય ને તેને પાપગ્રહો જોતા હોય તે વખતે બાળકનું નિશ્ચયથી મરણ કહેવું. એમ પંડિતો કહે છે.

वक्रीशनिर्भौमगृहोपयातः केन्द्रेऽथवा शत्रुगृहे विनाशे ॥
कुजेन संप्राप्तबलेन दृष्टो वर्षद्वयं जीवयति प्रजातम् ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—વક્રી શનિ, મંગળની રાશિ (૧,૮)માં કેન્દ્રમાં હોય, અથવા છઠ્ઠે કે આઠમે હોય, અને તેને બળવાન મંગળ જોતો હોય તો તે બાળક બે વર્ષ જીવે છે.

बृहस्पतिर्भौमगृहेऽष्टमस्थः सूर्येन्दुभौमार्कजदृष्टमूर्तिः ॥
अब्दैस्त्रिभिर्भार्गवदृष्टिहीनो लोकान्तरं प्रापयति प्रजातम् ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ-ગુરૂ મંગળની રાશિનો લગ્નથી આઠમા સ્થાનમાં હોય, ને રવિ, ચંદ્ર, મંગળ, અને શનિ તેને જોતા હોય, અને શુક્ર જોતો ન હોય તો તે જન્મનાર બાળક ત્રણ વર્ષમાં મરી જાય છે.

षष्ठाष्टमे कर्किणि जन्मलग्नात् सौम्ये सुधारश्मिनिरीक्ष्यमाणे ॥
अब्दैश्चतुर्भिः समुपैति नाशं जातो नरः सर्वबलान्वितोऽपि ॥४२॥

૪૨. ભાવાર્થ—જ્યારે કર્કરાશિમાં બુધ લગ્નથી છઠ્ઠે કે આઠમે બેઠો હોય, અને તેને ચંદ્રમા જોતો હોય તો તે બાળક બધા બળથી યુક્ત હોય, તોપણ ચાર વર્ષમાં મરી જાય છે.

रविचन्द्रभौमगुरुभिः कुजगुरुसौरेन्दुभिः सहैकस्थैः ॥
रविशनिभौमशशाङ्कैर्मरणं खलु पञ्चभिर्वर्षैः ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—જન્મ વખતે એકજ રાશિમાં રવિ, ચંદ્ર, મંગળ અને ગુરૂ સાથે હોય, તો તે બાળક પાંચ વર્ષમાં મરણ પામે, અને જ્યારે મંગળ, ગુરૂ, શનિ, અને ચંદ્ર એકજ સ્થાને હોય અથવા રવિ, શનિ, મંગળ, અને ચંદ્ર, તે એકજ સ્થાનમાં હોય, તોપણ તે બાળક પાંચ વર્ષમાં મરણ પામે છે.

यदा सुधारश्मिनवांशकस्थो निरीक्षितः शीतकरेण मन्दः ॥
लग्नाधिपश्चन्द्रदृशा समेतो जातस्य षड्वर्षमितं तदाऽऽयुः ॥४४॥

૪૪. ભાવાર્થ—જ્યારે ચંદ્રમાના નવમાંશમાં શનિ બેઠો હોય ને તે શનિને ચંદ્ર જોતો હોય, અને લગ્નના સ્વામીને પણ ચંદ્રમા જોતો હોય, તો તે બાળક છ વર્ષમાં મરે છે.

लग्ने यो द्रेक्काणो निगलाहिविहङ्गपाशधरसंज्ञः ॥
मरणाय सप्तवर्षैः क्रूरयुतो न स्वपतिसन्दृष्टः ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—લગ્નનું દ્રેષ્કાણ નિગલ (બેડી) અહિ (સર્પ) વિહંગ (પક્ષિ) કે પાશધર (ફાંસાવાળો) હોય, ને પાપગ્રહ તેમાં બેઠો હોય ને તેને પોતાનો (લગ્નનો) સ્વામી જોતો ન હોય તો બાળકનું મરણ સાત વર્ષે થાય છે. (આ શ્લોકમાં આવેલા દ્રેષ્કાણોના, નામો માટે જાતક પારિજાતનો અધ્યાય ૫ મો શ્લોક ૫૫ જુઓ.)

लग्ने रविशनिभौमाः शुक्रगृहे सप्तमे शशी क्षीणः ॥
दृष्टो न देवगुरुणा सप्तभिरष्टभिरब्दैर्वा स्यात् ॥४६॥

૪૬. ભાવાર્થ—રવિ, શનિ, અને મંગળ લગ્નમાં હોય ને સાતમે શુક્રની રાશિમાં બેઠેલા ક્ષીણ ચંદ્રને ગુરૂ ન જોતો હોય તો તે બાળકનું મરણ સાતમા કે આઠમા વર્ષમાં થાય છે.

दिवाकरेन्दुभूपुत्राः पुत्रस्थानसमन्विताः ॥
जातो यमपुरं याति नवमाब्दे न संशयः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—રવિ, ચંદ્ર ને મંગળ લગ્નથી પાંચમે સ્થાને પડેલા હોય તો તે બાળકનું મૃત્યુ નવમે વર્ષે થાય છે. એમાં સંશય નથી.

पापो विलग्नाधिपतिः शशाङ्कादन्त्यस्थितः क्रूरनिरीक्षितश्चेत् ॥
चन्द्रांशकस्थो यदि वा तदीशो जातः शिशुर्याति लयं नवाब्दैः॥४८॥

૪૮. ભાવાર્થ—લગ્નનો સ્વામી પાપગ્રહ હોય ને ચંદ્રથી બારમા સ્થાનમાં પડેલો હોય, ને પાપગ્રહો તેને જોતા હોય તો બાળક નવમા વર્ષમાં મરણ પામે છે. એજ પ્રમાણે જો લગ્નનો સ્વામી ચંદ્રના નવમાંશમાં હોય ને તેને પાપગ્રહ જોતા હોય તો તે બાળક નવમા વર્ષમાં મરણ પામે છે.

मृगांशकस्थिते मन्दे सौम्यदृष्टिसमन्विते ॥
जन्मप्रभृति शत्रुत्वं तस्यायुर्दशवत्सरम् ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—જ્યારે શનિ મકર રાશિના નવમાંશમાં હોય ને બુધ તેને જોતો હોય તો તે બાળક ૧૦ વર્ષ સુધી જીવે ને તે બાળક જન્મથી શત્રુ ભાવે રહે છે.

रविणा युक्तः शशिजः सौम्यैर्दृष्टो विनाशयति नूनम् ॥
एकादशभिर्वर्षैर्जातं नृपतुल्यभोगसंपन्नम् ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—બુધ સૂર્યના સાથે હોય, ને શુભ ગ્રહો તેને જોતા હોય તો તે બાળક રાજ્ય સુખને ભોગવવા છતાં ૧૧ મે વર્ષે મરણ પામે છે.

चन्द्रलग्नाधिपः सूर्यः स्वपुत्रेण समन्वितः ॥
लग्नादष्टमराशिस्थो द्वादशाब्दे सितेक्षितः ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—જે રાશિમાં ચંદ્રમા હોય તે રાશિનો સ્વામી જો રવિ હોય ને તે રવિ લગ્નથી આઠમે શનિના સાથે બેઠેલો હોય, અને શુક્ર તેને જોતો હોય તો તે જન્મનાર બાળક ૧૨ મે વર્ષે મરણ પામે છે.

अल्यंशकस्थिते मन्दे सूर्येणैव निरीक्षिते ॥
पितृद्वेषसमायुक्तो द्वादशाब्दं च जीवति ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—શનિ વૃશ્ચિક રાશિના નવમાંશમાં હોય ને રવિ તેને જોતો હોય તો તે બાળક ૧૨ વર્ષ જીવે અને તે પિતા સાથે મરણ પર્યન્ત દ્વેષ ભાવથી રહે છે.

तुलांशकस्थिते मन्दे जीवदृष्टिसमन्विते ॥
त्रयोदशाब्दे मरणं जातस्य पितृवैरिणः ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—શનિ તુળા રાશિના નવમાંશમાં બેઠો હોય ને ગુરૂની તેના ઉપર દૃષ્ટિ હોય તો તે બાળક તેરમા વર્ષે મરણ પામે છે, ને જીવતા સુધી પિતા સાથે વૈર ભાવથી રહે છે.

कन्यांशकस्थिते मन्दे सौम्यदृष्टिसमन्विते ॥
चतुर्दशाब्दे मरणं जातः कोपी समेति च ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—શનિ કન્યા રાશિના નવમાંશમાં પડેલો હોય ને બુધ જોતો હોય તો તે બાળક ક્રોધ પ્રકૃતિવાળું થાય છે, ને તેનું મરણ ૧૪ મા વર્ષે થાય છે.

सिंहांशकस्थिते मन्दे राहुणा च निरीक्षिते ॥
शस्त्रपीडा भवेत्तस्य चायुः पञ्चदशाब्दकम् ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—સિંહરાશિના નવમાંશમાં શનિ પડયો હોય અને તે શનિને રાહુની દૃષ્ટિ પૂર્ણ હોય તો તે જન્મ પામનાર બાળક કોઈ પણ શસ્ત્રથી ઈજા પામે અને તે ૧૫ વર્ષનું આયુષ્ય ભોગવે છે.

कर्कांशकस्थिते मन्दे केतुदृष्टिसमन्विते ॥
सर्पपीडा भवेत्तस्य षोडशाब्दान्मृतिर्भवेत् ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—શનિ કર્કરાશિના નવમાંશમાં પડયો હોય અને કેતુ તેને જોતો હોય તે માણસ સર્પથી હરકત પામે અને ૧૬ મે વર્ષે મરણ પામે.

यमांगकस्थिते मन्दे लग्ननाथेन वीक्षिते ॥
रणशूरो महाभोगी मृतः सप्तदशाब्दके ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—જ્યારે મિથુન રાશિના નવમાંશમાં શનિ આવ્યો હોય ને લગ્નનો સ્વામી તેને જોતો હોય તો તે માણસ ઘણોજ લડવૈયો, શૂરવીર ને વૈભવવાળો થાય છે, અને તેનું મરણ ૧૭ મા વર્ષે થાય છે.

परस्परक्षेत्रसमन्वितौ वा रन्ध्रेशलग्नाधिपती न सौम्यौ ॥
रिःफारिभे वा गुरुणा वियुक्ते त्वष्टादशाब्दे निधनं प्रयाति ॥५८॥

૫૮. ભાવાર્થ—લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી પરસ્પર (એક બીજાના ) સ્થાનમાં રહ્યા હોય અને તે પાપગ્રહ હોય તો તે જન્મનાર બાળક ૧૮ વર્ષ થતાં મરણ પામે છે.

એજ પ્રમાણે લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી પાપગ્રહ હોય, ને એક બીજાના સ્થાનમાં રહ્યા હોય અને બારમા કે છઠ્ઠા સ્થાનમાં ગુરૂ ન હોય તોપણ ઉપરનું પરિણામ થાય છે.

जीवांशकस्थिते मन्दे राहुणा च निरीक्षिते ॥
देहाधिपे शुभादृष्टे जातः सद्यो विनश्यति ॥ ५९ ॥
तदीशस्तुङ्गभागश्चेदायुरेकोनविंशतिः ॥

૫૯. ભાવાર્થ—શનિ ગુરૂના નવમાંશમાં હોય, રાહુ તેને જોતો હોય ને લગ્નના સ્વામીને શુભ ગ્રહો જોતા ન હોય તો તે જન્મનાર બાળક તુરતજ મરણ પામે છે.

પણ જો લગ્નનો સ્વામી ઉચ્ચનો હોય તો તે બાળકની ઉમ્મર ૧૯ વર્ષની થાય છે.

केन्द्रेषु पापेषु निशाकरेण सौम्यग्रहैरीक्षणवर्जितेषु ॥
षष्ठाष्टमे वा यदि शीतरश्मौ जातः सुखी विंशतिवत्सरान्तम् ॥६०॥

૬૦. ભાવાર્થ—પાપ ગ્રહો કેન્દ્રમાં બેઠા હોય ને તેને ચંદ્ર કે શુભ ગ્રહો જોતા ન હોય, અથવા ચંદ્ર લગ્નથી છઠ્ઠા કે આઠમા સ્થાનમાં હોય તો તે બાળક ૨૦ મા વર્ષની આખર સુધી સુખથી જીવે છે.

जीवेन सहितः सूर्यो लग्नस्थः कीटराशिगः ॥
अष्टमाधिपतौ केन्द्रे द्वाविंशत्यब्दके मृतिः ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—રવિ ગુરૂની સાથે લગ્નમાં બેઠો હોય ને તે લગ્ન વૃશ્ચિકરાશિનું હોય, લગ્નથી આઠમા સ્થાનનો સ્વામી કેન્દ્રમાં બેઠો હોય તો તે માણસ પોતાના ૨૨ વર્ષમાં મરણ પામે છે.

मन्दोदये शत्रुराशौ सौम्यैरापोक्लिमोपगैः ॥
षड्विंशत्यब्दके वा स्यात् सप्तविंशतिवत्सरे ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—શનિ લગ્નમાં, શત્રુની રાશિમાં બેઠો હોય, ને શુભ ગ્રહો આપોક્લિમસ્થાન (૩–૬–૯–૧૨) માં હોય તો તે માણસ ૨૬ મા અથવા ૨૭ મા વર્ષમાં મરણ પામે છે.

रन्ध्रेशे जीवसंदृष्टे पापे पापनिरीक्षिते ॥
रन्ध्रस्थे जन्मपे मृत्युरष्टाविंशतिवत्सरे ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—આઠમા સ્થાનનો સ્વામી પાપ ગ્રહ હોય અને તેને ગુરૂ જોતો હોય અને ચંદ્રમા જે સ્થાનમાં બેઠો હોય તેનો સ્વામી લગ્નથી આઠમે હોય ને તેને પાપ ગ્રહ જોતા હોય તો તે જન્મનાર માણસ પોતે ૨૮ વર્ષ થતાં મૃત્યુ પામે છે.

चन्द्रमन्दसहायस्तु सूर्यश्चाष्टमसंस्थितः ॥
एकोनत्रिंशके वर्षे जातो यमपुरं व्रजेत् ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—રવિ લગ્નથી આઠમા સ્થાનમાં પડેલો હોય અને ચંદ્ર શનિના સાથે પડેલો હોય તો તે માણસ ૨૯ વર્ષ થતાં મરી જાય છે.

जन्मरन्ध्रपयोर्मध्ये निशानाथे व्यये गुरौ ॥
सप्तविंशतिवर्षे वा त्रिंशद्वयसि वा मृतिः ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—આઠમાના સ્વામીની તેમજ જન્મ લગ્નના સ્વામીની વચ્ચે ચંદ્રમા હોય અને ગુરૂ બારમે હોય તો તે માણસ ૨૭ અથવા ૩૦ મા વર્ષે મરણ પામે છે.

अष्टमाधिपतौ केन्द्रे लग्नेशे बलवर्जिते ॥
त्रिंशद्वर्षमितायुष्मान् द्वात्रिंशद्वत्सरे मृति ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—જ્યારે આઠમા સ્થાનનો સ્વામી કેન્દ્રમાં પડેલો હોય, અને લગ્નનો સ્વામી બળ વગરનો હોય તો તે માણસ ૩૦ વર્ષથી વિશેષ જીવતો નથી, કદાચ તેનું મરણ ૩૨ મા વર્ષમાં થાય છે.

क्षीणे शशाङ्के यदि पापयुक्ते रन्ध्राधिपे केन्द्रगतेऽष्टमे वा ॥
पापान्विते हीनबले विलग्ने द्वात्रिंशदब्दे निधनं प्रयाति ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—ક્ષીણ ચંદ્રમા પાપ ગ્રહ સાથે હોય અને લગ્નથી આઠમાનો સ્વામી કેન્દ્રમાં બેઠો હોય, અથવા આઠમા સ્થાનમાંજ બેઠો હોય ને તેની સાથે પાપ ગ્રહ હોય, ને લગ્ન બળવાન ન હોય, ને તેમાં પાપ ગ્રહ રહ્યો હોય, તો તે જન્મનાર મનુષ્ય ૩૨ મે વર્ષે મરણ પામે છે.

षष्ठाष्टमव्यये पापे लग्नेशे दुर्बले सति ॥
अल्पायुरनपत्यो वा शुभदृग्योगवर्जिते ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—પાપગ્રહ લગ્નથી ૬, ૮, ૧૨ મા સ્થાનમાં પડેલો હોય અને લગ્નનો સ્વામી નિર્બળ હોય, ને તે શુભ ગ્રહની સાથે ન હોય અથવા શુભ ગ્રહો તેને જોતા ન હોય તો તે માણસ ટુંકી ઉમ્મર સુધી જીવે છે, અથવા છોકરાં વિનાનો થાય છે.

क्रूरषष्ठ्यंशके चापि रन्ध्रेशे भानुजेऽपि वा ॥
पापान्विते पापखेटे चाल्पमायुर्विनिर्दिशेत् ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—લગ્નથી આઠમા સ્થાનનો સ્વામી શનિ હોય, અને તે પાપ ગ્રહની સાથે બેઠો હોય, ને ક્રૂર ષષ્ટ્યંશમાં રહ્યો હોય. અથવા આઠમા ભાવનો સ્વામી પાપ ગ્રહ હોય અને તે બીજા પાપ ગ્રહોની સાથે હોય ને ક્રૂર ષષ્ટ્યંશમાં રહ્યો હોય તો તે માણસ ટુંકી ઉમ્મરનો છે. તેવું કહેવાને હરકત સમજવી નહિ.

व्ययार्थौ पापसंयुक्तौ शुभदृष्टिविवर्जितौ ॥
क्रूरषष्ठ्यंशसंयुक्तौ चाल्पमायुर्विनिर्दिशेत् ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—જ્યારે લગ્નથી બારમા ને બીજા સ્થાનમાં પડેલા પાપ ગ્રહો, ક્રૂર ષષ્ટ્યંશમાં હોય, ને શુભ ગ્રહની દૃષ્ટિ રહીત હોય તો તે માણસ ટુંકી ઉમ્મરનો કહેવો.

द्वात्रिंशद्वत्सरान्तर्भूतबालरिष्टयोगारिष्टस्वल्पायुर्भेदः समाप्तः ॥

૩૨ વર્ષની ઉમ્મર સુધીના બાળારિષ્ટ, ને યોગારિષ્ટ, અને ટુંકી આયુષ્યના થયેલા ભેદો સમાપ્ત થાય છે.

॥ अथारिष्टभङ्गः ॥

अत्यन्तसत्वे यदि लग्ननाथे सौम्यान्विते तादृशदृष्टियोगे ॥
केन्द्रस्थिते पापदृशा विहीने सद्भाग्ययुग् जीवति दीर्घमायुः ॥७१॥

૭૧. ભાવાર્થ—લગ્નનો સ્વામી ઘણોજ બળવાન હોય અને શુભ ગ્રહના સાથે રહ્યો હોય, અથવા શુભ ગ્રહો તેને જોતા હોય, અને કેન્દ્રમાં પડેલો હોય અને કોઈ પણ પાપ ગ્રહો તેને જોતા ન હોય, તો તે માણસ ઘણોજ ભાગ્યશાળી હોય અને લાંબા વખત સુધી જીવે છે.

चन्द्रः संपूर्णगात्रस्तु सौम्यक्षेत्रांशगोऽपि वा ॥
सर्वारिष्टनिहन्ता स्यात् विशेषाच्छुभवीक्षितः ॥ ७२ ॥

૭૨. ભાવાર્થ—પૂર્ણ ચંદ્રમા શુભ ગ્રહની રાશિમાં હોય, અથવા શુભ ગ્રહની રાશિમાં નવમાંશમાં હોય તો બધાં દુઃખોનો નાશ કરે છે. અને તેને શુભ ગ્રહો જોતા હોય તો સર્વ દુઃખો જલદીથી નાશ કરે છે.

जीवभार्गवसौम्यानामेकः केन्द्रगतो बली ॥
पापयुग्दृष्टिहीनश्चेत् सद्यो रिष्टस्य भङ्गकृत् ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ—ગુરૂ, શુક્ર અથવા બુધમાંથી કોઇ એક બળવાન થઈ કેન્દ્રમાં પડેલો હોય અને તેને એક પણ પાપ ગ્રહ જોતો ન હોય અથવા સાથે ન હોય તો અરિષ્ટ તુરતજ નાશ કરે છે.

स्वोच्चस्थः स्वगृहेऽथवापि सुहृदां वर्गे च सौम्यस्य वा
संपूर्णः शुभवीक्षितः शशधरो वर्गे स्वकीयेऽपि वा ॥
शत्रूणामवलोकनादिरहितः पापैरयुक्तेक्षितः
रिष्टं हन्ति सुदुस्तरं दिनमणिः प्रालेयराशिं यथा ॥ ७४ ॥

૭૪. ભાવાર્થ—પૂર્ણ ચંદ્રમા ઉચ્ચનો હોય, અથવા સ્વગ્રહી, કે મિત્રની રાશિનો, અથવા શુભગ્રહની રાશિનો, અથવા પોતાના નવમાંશમાં હોય અને તેને શુભ ગ્રહો જોતા હોય પણ શત્રુ ગ્રહો, કે પાપ ગ્રહો, ન જોતા હોય કે ભેગા ન હોય તો સૂર્ય જેમ બરફના ઢગલાનો નાશ કરે છે. તેમ ચંદ્રમા ગમે તેવા રિષ્ટનો નાશ કરે છે.

पक्षे सिते भवति जन्म यदि क्षपायां कृष्णेऽथवाहनि शुभाशुभदृष्टमूर्तिः ॥
तं चन्द्रमा रिपुविनाशगतोपि नूनमापत्सु रक्षति पितेव शिशुं प्रजातम् ७५

૭૫. ભાવાર્થ—કોઇ માણસનો જન્મ શુકલપક્ષની રાત્રીમાં થયો હોય, અથવા કૃષ્ણપક્ષના દિવસમાં થયો હોય, અને ચંદ્રમા લગ્નથી છઠ્ઠા કે આઠમા સ્થાને પડયો હોય ને વળી તે ચંદ્રને શુભ વા અશુભ ગ્રહો જોતા હોય તોપણ જેમ પિતા દુઃખ વખતે પોતાના બાળકનું પોષણ કરે છે, તેમજ તે ચંદ્રમા જન્મેલા બાળકની સંભાળ લે છે.

केन्द्रोपगोऽतिबलवान् स्फुरदंशुमाली स्वर्लोकराजसचिवः शमयेदवश्यम्॥
एको बहूनि दुरितानि सुदुस्तराणि भक्त्या प्रयुक्त इव शूलधरे प्रणामः ७६

૭૬. ભાવાર્થ—ગુરૂ, કેન્દ્ર સ્થાનમાં હોય અને તે ઘણોજ બળવાન, ને

ઉદયનો હોય તો ગમે તેવાં અસહ્ય દુઃખોનો નાશ કરે છે. તે એવી રીતે કે, જેમ શંકરને ભક્તિથી પ્રણામ કરવાથી સઘળાં દુઃખ નાશ કરે છે, તેમ જાણવું.

लग्नेशो बलयुक्तश्चेत् त्रिकोणे वा चतुष्टये ॥
अरिष्टयोगजातोऽपि बालो जीवति निश्चयः ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—લગ્નનો સ્વામી કેન્દ્રમાં કે ત્રિકોણમાં બળવાન થઇને બેઠેલા હોય અને બીજા ગ્રહો ગમે તેવાં દુઃખ ઉત્પન્ન કરે તેવા હોય, તોપણ તે વખતે જન્મેલા બાળકનું આયુષ્ય સુખરૂપ થાય છે.

यस्य जन्मनि तुङ्गस्थाः स्वक्षेत्रस्थानमाश्रिताः ॥
चिरायुषं शिशुं जातं कुर्वन्त्यत्र न संशयः ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—જે બાળકના જન્મ વખતે કેટલાક ગ્રહો, પોતાની ઉચ્ચ રાશિમાં હોય, અને કેટલાક સ્વરાશિમાં હોય તો તે જન્મેલા બાળકનું આયુષ્ય ઘણું લાંબું થાય છે. તેમાં કાંઇ પણ સંશય નથી.

राहुस्त्रिषष्ठलाभे लग्नात्सौम्यैर्निरीक्षितः सद्यः ॥
नाशयति सर्वदुरितं मारुत इव तूलसङ्घातम् ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ–લગ્નથી ત્રીજે, છઠ્ઠે, અથવા અગીઆરમે રાહુ રહ્યો હોય અને શુભ ગ્રહો તેને જોતા હોય તો પવનના સપાટામાં આવેલો કપાસ જેમ જલદી ઉડી જાય છે, તેમ તેનાં દુઃખો જલદી નાશ પામે છે.

अजवृषकर्किविलग्ने रक्षति राहुर्निरन्तरं बालम् ॥
पृथिवीपतिः प्रसन्नः कृतापराधं यथा पुरुषम् ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—મેષ, વૃષભ, અથવા કર્ક લગ્નમાં રાહુ રહ્યો હોય તો જેમ રાજા અપરાધ કરેલા માણસને બચાવે તેમ તે બાળકનું રક્ષણ કરે છે.

निशाकरः शोभनवर्गयुक्तः शुभेक्षितः पूरितदीप्तिजालः ॥
जातस्य निःशेषमरिष्टमाशु निहन्ति यद्वद् गरलं गरुत्मान् ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—ચંદ્રમા, શુભ ગ્રહોની રાશિમાં બેઠો હોય અને અતિ બળવાન શુભ ગ્રહો તેને જોતા હોય તો જેમ ઝેરનો નાશ ગરૂડ કરે છે તેમજ તે બાળકનાં દુઃખરૂપી વિષ ( ઝેર ) નો નાશ કરે છે.

चन्द्राधिष्ठितराशीशे लग्नस्थे शुभवीक्षिते ॥
भृगुणा वीक्षितश्चन्द्रे स्वोच्चे रिष्टं हरेत्तदा ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ-ચદ્ર, જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી લગ્નમાં રહ્યો હોય અને શુભ ગ્રહો તેને જોતા હોય તો બાળકના ઉપર જે દુઃખ પડવાનું હોય તેનો નાશ થાય છે. તેજ પ્રમાણે ચંદ્રમા, ઉચ્ચનો હોય અને શુક્ર તેને જોતો હોય તોપણુ તે બાળકના દુઃખ (રીષ્ટ)નો નાશ થાય છે.

लग्नाधिपोऽतिबलवानशुभैरदृष्टः
केन्द्रस्थितः शुभखगैरवलोक्यमानः ॥
मृत्युं विहाय विदधाति स दीर्घमायुः
सार्धं गुणैर्बहुभिरूर्जितराजलक्ष्म्या ॥ ८३

॥ इत्यरिष्टभङ्गः ॥

૮૩. ભાવાર્થ—લગ્નનો સ્વામી ઘણોજ બળવાન હોય, પાપ ગ્રહો તેને જોતા ન હોય અને શુભ ગ્રહો તેને જોતા હોય અને તે લગ્નનો સ્વામી કેન્દ્રમાં રહ્યો હોય તો તે બાળકનું મરણુ થતું નથી. પણુ તે બાળક ઘણા ગુણોથી મેળવેલી રાજ્ય લક્ષ્મી સાથે લાંબું આયુષ્ય ભોગવે છે.

એ પ્રમાણે અરિષ્ટભંગ યોગ જાણવા.

बलहीने विलग्नेशे जीवे केन्द्रत्रिकोणगे ॥
षष्ठाष्टमव्यये पापे मध्यमायुरुदाहृतम् ॥ ८४ ॥
द्वात्रिंशद्वत्सरादुपरि सप्ततिपर्यन्तं मध्यमायुर्योगः ॥

૮૪. ભાવાર્થ—લગ્નનો સ્વામી નિર્બળ હોય અને ગુરૂ કેન્દ્ર ( ૧,૪, ૭,૧૦ ) અથવા ત્રિકોણુ ( ૫,૯ ) માં રહ્યો હોય, અને લગ્નથી છઠ્ઠે, આઠમે અથવા બારમે એક પાપ ગ્રહ બેઠો હોય તો તે માણસ મધ્યમાયુષ્યવાળો કહેવો. ( ૩૩ વર્ષથી ૭૦ વર્ષ સુધીનો મધ્યમાયુષ્ય કહેવાય.)

चतुष्टये शुभैर्युक्ते लग्नेशे शुभसंयुते ॥
गुरुणा दृष्टिसंयोगे पूर्णमायुर्विनिर्दिशेत् ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—જ્યારે કેન્દ્રમાં ( ૧, ૪, ૭, ૧૦, શુભ ગ્રહો બેઠા હોય ને લગ્નનો સ્વામી શુભ ગ્રહની સાથે હોય અને ગુરૂ તેઓને જોતો હોય તો તેને જોશી લોકોએ પૂર્ણાયુષ્યવાળો કહેવો.

केन्द्रान्विते विलग्नेशे गुरुशुक्रसमन्विते ॥
ताभ्यां निरीक्षिते वापि पूर्णमायुर्विनिर्दिशेत् ॥ ८६ ॥

૮૬. ભાવાર્થ—લગ્નનો સ્વામી કેન્દ્રમાં હોય અને તેની સાથે ગુરૂ, શુક્ર, હોય અથવા તેને જોતા હોય ત્યારે તે પણ સંપૂર્ણાયુષ્યવાળો જાણવો.

उच्चान्वितैस्त्रिभिः खेटैः लग्ने रन्ध्रेशसंयुते ॥
रन्ध्रे पापविहीने च दीर्घमायुर्विनिर्दिशेत् ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—ત્રણ ગ્રહો ઉચ્ચ રાશિના હોય અને લગ્નમાં આઠમાનો સ્વામી હોય અને આઠમું સ્થાન પાપ ગ્રહ વિનાનું હોય તોપણ તે દીર્ઘાયુષ્યવાળો જાણવો.

रन्ध्रस्थितैस्त्रिभिः खेटैः स्वोच्चमित्रस्ववर्गगैः ॥
लग्नेशे बलसंयुक्ते दीर्घमायुर्विनिर्दिशेत् ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—જ્યારે આઠમા સ્થાનમાં ત્રણ ગ્રહો ને તે ત્રણ ગ્રહોમાંથી પ્રથમ પોતાના ઉચ્ચનો, બીજો મીત્રની રાશિનો, ને ત્રીજો પોતાની રાશિનો હોય. આ પ્રમાણે અનુક્રમે હોય અને લગ્નેશ બળવાન હોય ત્યારે લાંબુ આયુર્દા ભોગવે.

स्वोच्चस्थितेन केनापि खेचरेण समन्वितः ॥
शनिर्वा रन्ध्रनाथो वा दीर्घमायुर्विनिर्दिशेत् ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—શનિ અથવા તો અષ્ટમેશ ઉચ્ચ રાશિના ગ્રહ સાથે બેઠો હોય તો તે સંપૂર્ણ દીર્ઘાયુષ્ય ભોગવે છે.

त्रिषडायगताः पापाः शुभाः केन्द्रत्रिकोणगाः ॥
लग्नेशो बलसंयुक्तः पूर्णमायुर्विनिर्दिशेत् ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—પાપ ગ્રહો, લગ્નથી ત્રીજે, છઠ્ઠે, ને અગીયારમે હોય અને શુભ ગ્રહો કેન્દ્રમાં અથવા ત્રિકોણમાં હોય તેમજ લગ્નનો સ્વામી બળવાન હોય ત્યારે પણ પૂર્ણાયુષ્ય જાણવું.

षट्सप्तरन्ध्रभावेषु शुभेषु सहितेषु च ॥
त्रिषडायेषु पापेषु दीर्घमायुर्विनिर्दिशेत् ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—શુભ ગ્રહો લગ્નથી ૬,૭,૮, મા ભાવમાં હોય અને પાપ ગ્રહો ત્રીજે, છઠ્ઠે અને અગીયારમે હોય તોપણ તે સંપૂર્ણ આયુર્દાવાળો થાય છે.

रिःफशत्रुगताः पापा लग्नेशो यदि केन्द्रगः ॥
रन्ध्रस्थानगताः पापाः कर्मेशः स्वोच्चराशिगः ॥
योगद्वयेऽपि दीर्घायुरुपैति बहुसंमतम् ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—પાપ ગ્રહો લગ્નથી બારમે અથવા છઠ્ઠે હોય, અને લગ્નનો સ્વામી કેન્દ્ર ( ૧,૪,૭,૧૦ ) માં હોય તો દીર્ઘાયુષ્ય જાણવો.

અને પાપ ગ્રહો આઠમે હોય અને દશમાનો સ્વામી ઉચ્ચ રાશિનો હોય તો જન્મેલા માણસો લાંબી આયુષ્યવાળા હોય છે. એમ જ્યોતિર્વિદોનું કહેવું છે.

रन्ध्रेशस्थगृहाधीशो यस्मिन् राशौ व्यवस्थितः ॥
तदीशो लग्ननाथश्च केन्द्रगो यदि तादृशम् ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—આઠમાનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશિનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશિનો સ્વામી અને લગ્નનો સ્વામી કેન્દ્રમાં બેઠા હોય, તોપણ લાંબુ આયુષ્ય ભોગવે છે.

द्विस्वभावं गते लग्ने तदीशे केन्द्रगेऽपि वा ॥
स्वोच्चमूलत्रिकोणे वा चिरं जीवति भाग्यवान् ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ-દ્વિસ્વભાવ (એટલે ૩,૬,૯,૧૨ મી ) રાશિનું લગ્ન હોય ને તેનો સ્વામી કેન્દ્રમાં હોય, અથવા પોતાના ઉચ્ચમાં કે મૂળ ત્રિકોણમાં હોય તો તે લાંબી જીંદગી ભોગવે, અને તે ભાગ્યવાન્ થાય છે.

द्विस्वभावं गते लग्ने लग्नेशात् केन्द्रगौ यदि ॥
द्वौ पापौ यस्य जनने तस्यायुर्दीर्घमादिशेत् ॥ ९५ ॥

૯૫. ભાવાર્થ-દ્વિસ્વભાવરાશિનું લગ્ન હોય, અને બે પાપ ગ્રહો લગ્નના સ્વામીથી કેન્દ્રમાં હોય તે વખતે જન્મ થાય તો તે દીર્ઘાયુષી થાય છે.

चरांशकस्था रविमन्दभौमाः स्थिरांशकस्थौ गुरुदानवेज्यौ ॥
शेषाश्च युग्मांशगता यदि स्यात् तदा समुद्भूतनरः शतायुः ॥९६॥

૯૬. ભાવાર્થ—જ્યારે રવિ, શનિ અને મંગળ ચરરાશિ (૧,૪,૭,૧૦) ના નવમાંશમાં હોય અને ગુરૂ તથા શુક્ર સ્થિર રાશિ ( ૨,૫,૮,૧૧ )ના નવમાંશમાં હોય અને બાકીના ગ્રહો દ્વિસ્વભાવ રાશી (૩,૬,૯,૧૨ )ના નવમાંશમાં હોય તો તે માણસ ૧૦૦ વર્ષ જીવે છે.

सप्तत्युपरिशतान्तं पूर्णमायुर्योगः ॥

પૂર્ણાયુષ્ય ૭૦ વર્ષ પછીથી ૧૦૦ વર્ષ સુધીનાને કહે છે.

मन्दांशकस्था रविजीवभौमा धर्मस्थितास्तन्नवभागसंस्थाः ॥
बलान्वितो लग्नगतो हिमांशुर्युगान्तमायुः श्रियमादधाति ॥ ९७ ॥

૯૭. ભાવાર્થ—સૂર્ય, ગુરૂ અને મંગળ લગ્નથી નવમે હોય, અને નવમાંશમાં મકર અથવા કુંભ રાશિના થઈને નવમે બેઠા હોય ને એ ત્રણ ગ્રહો વર્ગોત્તમી થયા હોય અને ચંદ્ર બળવાન થઈને લગ્નમાં બેઠો હોય તો તે માણુસ પૈસાથી સુખ ભોગવી યુગના અંત સુધી જીવે છે.

एकांशभागौ गुरुसूर्यपुत्रौ धर्मस्थितौ वा यदि कर्मसंस्थौ ॥
अर्कोदये सौम्यनिरीक्ष्यमाणौ मुनिर्भवेदत्रभवथिरायुः ॥९८॥

૯૮. ભાવાર્થ—શનિ અને ગુરૂ લગ્નથી નવમે અથવા દસમે હોય અને એકજ નવમાંશમાં બેઠા હોય અને તે બેઉને શુભ ગ્રહો જોતા હોય અને રવિ લગ્નમાં હોય તો એ યોગમાં જન્મેલો માણુસ મુનિ થાય અને ઘણાજ લાંબા આયુષ્યવાળો થાય.

गुरुशशिसहिते कुलीरलग्ने शशितनये भृगुजे च केन्द्रयाते ॥
भवरिपुसहजोपगैश्च शेषैरमितमहायुरसुक्रमाद्विना स्यात् ॥९९॥

૯૯. ભાવાર્થ—કર્ક રાશિના લગ્નમાં ગુરૂ અને ચંદ્રમા હોય, અને શુક્ર તથા બુધ કેન્દ્રમાં બેઠા હોય અને બાકીના ગ્રહો લગ્નથી અગીયારમા, છઠ્ઠા, અથવા ત્રીજા ભાવમાં હોય તો તે માણુસ અમિતાયુષ્યવાળો થાય છે. ( એટલે મોટામાં મોટી લાંબી જીંદગી ભોગવે છે ) કે જે આયુર્દાનો અનુક્રમજ નથી.

त्रिकोणे पापनिर्मुक्ते केन्द्रे सौम्यविवर्जिते ॥
रन्ध्रे पापविहीने च जातस्त्वमरसंनिभः ॥ १०० ॥

૧૦૦. ભાવાર્થ—લગ્નથી ત્રિકોણમાં ( ૫–૯ ) પાપ ગ્રહો ન હોય અને કેન્દ્રમાં શુભ ગ્રહો ન હોય અને આઠમે પણ પાપ ગ્રહો ન હોય, તો તે માણુસ દેવના જેવી કાંતીવાળો અમર થાય છે.

शन्यादिभौमपर्यन्तं लग्नादेः खेचराः स्थिताः ॥
वैशेषिकांशसंयुक्ता जातस्त्वमरसन्निभः ॥ १०१ ॥

૧૦૧. ભાવાર્થ—લગ્નથી ગ્રહોને ગણતાં તેઓ એવી રીતે આવેલા હોય કે શનિ પહેલાં અને મંગળ સૌથી છેલ્લો હોય અને તેઓ વૈશેષિકાંશ ( જુઓ જાતકપારિજાત અધ્યાય ૧ લો શ્લોક ૪૪–૪૭ ) માં બેઠેલા હોય, તો તે માણુસ અમર થાય એમ સમજવું.

मेषान्त्यलग्ने सगुरौ भृगौ वा निशाकरे गोगृहमध्यमांशे ॥
सिंहासनांशे यदि वा धराजे जातस्त्वसंख्यातमुपैति मन्त्रैः १०२

૧૦૨. ભાવાર્થ—ગુરૂ અને શુક્ર મીન રાશિમાં હોય, અથવા ચંદ્રમા વૃષભ રાશિના મધ્ય નવમાંશમાં બેઠો હોય, અથવા મંગળ સિંહાસનાંશમાં હોય, અને જન્મ થાય તો તે માણુસ મંત્રારાધન વડે કરીને અસંખ્ય વર્ષ જીવે છે.

देवलोकांशके मन्दे भौमे पारावतांशके ॥
सिंहासेने गुरौ लग्ने जातो मुनिसमो भवेत् ॥ १०३ ॥

૧૦૩. ભાવાર્થ—શનિ દેવ લોકાંશમાં હોય, અને મંગળ પારાવતાંશમાં હોય, અને ગુરૂ લગ્નમાં સિંહાસનાંશનો હોય ત્યારે મુનિ સરખો જન્મે છે.

गोपुरांशे गुरौ केन्द्रे शुक्रे पारावतांशके ॥
त्रिकोणे कर्कटे लग्ने युगान्तं स तु जीवति ॥ १०४ ॥

૧૦૪. ભાવાર્થ—જ્યારે ગુરૂ કેન્દ્રમાં ગોપુરાંશનો હોય, અને શુક્ર પારાવતાંશનો થઈને કર્ક લગ્ન અથવા ત્રિકોણમાં હોય, ત્યારે તે જન્મનાર માણુસ યુગના અંત સુધી જીવે છે.

चापांशे कर्कटे लग्ने तस्मिन्देवेन्द्रपूजिते ॥
त्रिचतुर्भिर्ग्रहैः केन्द्रे जातो ब्रह्मपदं व्रजेत् ॥ १०५ ॥

૧૦૫. ભાવાર્થ—જ્યારે લગ્ન કર્ક રાશિનું હોય, અને તેનો નવમાંશ ધનનો હોય ને ગુરૂ તેમાં બેઠો હોય અને જ્યારે ત્રણ અથવા ચાર ગ્રહો કેન્દ્રમાં હોય ત્યારે જન્મેલો માણુસ બ્રહ્મપદને પામે છે.

लग्ने सेज्ये भृगौ कामे कन्यायामुडुनायके ॥
चापे मेषांशके लग्ने जातो याति परं पदम् ॥ १०६ ॥

૧૦૬. ભાવાર્થ—લગ્ન ધન રાશિનું હોય અને ગુરૂ તેમાં બેઠો હોય

અને લગ્નનો નવમાંશ મેષનો હોય, ને શુક્ર સાતમા સ્થાનમાં અને ચંદ્રમા કન્યા રાશીમાં હોય તેવા સમયમાં જન્મનાર પરમપદને પામે છે.

बालारिष्टं योगसंजातमल्पं तेषां भङ्गा मध्यमं दीर्घमायुः ॥
दिव्यं योगाभ्यासमन्त्रक्रियाद्यैरायुः सप्तैतानि संकीर्तितानि ॥१०७॥

૧૦૭. ભાવાર્થ—બાલારિષ્ટ (નાનપણનાં દુઃખો) યોગથી જલદી થતાં મરણ, તેનો ભંગ, અને મધ્યમાયુષ્ય, તથા દીર્ઘાયુષ્ય, દિવ્ય યોગાભ્યાસ, મંત્રક્રિયા, આયુર્દા વિગેરે સાત આયુર્દા આ અધ્યાયમાં જણાવેલા છે.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते
बालारिष्टाद्यध्यायश्चतुर्थः ॥

એ પ્રમાણે શ્રી નવ ગ્રહોની કૃપાથી વૈદ્યનાથનો રચેલો જાતક પારિજાતનો બાળારિષ્ટાધ્યાય ૪ થો સંપૂર્ણ.

खेडाप्रान्त समागते कपडवञ्जारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्योऽध्यिकोगुर्जरः ॥१॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી ચોથો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૫ મો.

### આયુર્દાયાધ્યાય:

निसर्गपैण्ड्यांशकरश्मिचक्रनक्षत्रदायाष्टकवर्गजानि ॥
पराशराद्यैः कथितानि यानि संगृह्य तानि क्रमशः प्रवच्मि ॥ १ ॥

૧. ભાવાર્થ—૧ નિસર્ગજ, ૨ પૈણ્ડજ, ૩ અંશજ, ૪ રશ્મિજ, ૫ ચક્રજ, ૬ નક્ષત્રજ, ૭ દાયજ, અને ૮ અષ્ટકવર્ગથી ઉત્પન્ન થએલા આવરદા, પરાશરને આદિ લઇને બીજા આચાર્યોએ કહેલા છે, તેને ગ્રહણ કરીને, અનુક્રમે તે આવરદાને હું કહું છું.

नखाः शशी द्वौ नवकं धृतिश्च कृतिः खवाणा रविपूर्वकाणाम् ॥
इमा निरुक्ताः क्रमशो ग्रहाणां नैसर्गिके ह्यायुषि वर्षसंख्याः ॥२॥

૨. ભાવાર્થ—સૂર્યાદિ ગ્રહોના અનુક્રમે ૨૦,૧,૨,૯,૧૮,૨૦,૫૦ આ વર્ષોની સંખ્યા નિસર્ગ આવરદામાં કહી છે.

नवेन्दवो बाणयमाः शरक्ष्मा दिवाकराः पञ्चभुवः कुपक्षाः ॥
नखाश्च भास्वत्प्रमुखग्रहाणां पिण्डायुषोऽब्दा निजतुंगगानाम् ॥३॥

૩. ભાવાર્થ—સૂર્યને આદિ લઇને ગ્રહોના અનુક્રમે ૧૯,૨૫,૧૫,૧૨, ૧૫,૨૧,૨૦ પોતાના ઉચ્ચને પામેલાના પિણ્ડાયુર્દાના વર્ષોની સંખ્યા છે.

निजोच्चशुद्धः खचरो विशोध्यो भमण्डलात् षड्भवनोनकश्चेत् ।
यथास्थितः षड्भवनाधिकश्चेत् लिप्तीकृतः सङ्गुणितो निजाब्दैः ॥४॥

तत्र खाभ्ररसचन्द्रलोचनैरुद्धृते सति यदाप्यते फलम् ॥
वर्षमासदिननाडिकादिकं तद्धि पिण्डभवमायुरुच्यते ॥ ५ ॥

૪-૫. ભાવાર્થ—પિંડાયુર્દા માટે ગ્રહ પોતાના ઉચ્ચમાંથી બાદ કરવો ને જો તે ૭ રાશિથી ઓછો હોય તો બાર રાશિમાંથી બાદ કરવો, ને ૭ રાશિથી વધારે હોય તો જેમ છે તેમજ રહેવા દેવો, પછી તેની કળાઓ કરી પોતાના પિંડાયુનાં કહેલાં વર્ષો વડે ગુણવા. તે ગુણાકારને ૨૧૬૦૦ થી ભાગ લેતાં જે ફળ આવે તે વર્ષ માસ, દિવસ ને ઘટયાદિ પિણ્ડાયુ થાય છે.

स्वोच्चोनस्फुटखेचरं यदि रसादल्पं भचक्रोद्धृतं
लिप्तीकृत्य निजायुरब्दगुणितं तच्चक्रलिप्ताहृतम् ॥
लब्धं वासरनायकादिखचरैर्दत्तायुरब्दादिकं
नीचार्द्धक्रमशो वदन्ति मुनयः पैण्ड्ये च नैसर्गिके ॥ ६ ॥

૬. ભાવાર્થ—નિસર્ગ આવરદાને વિષે ગ્રહ પોતાના ઉચ્ચમાંથી બાદ કરવો, ને તે ગ્રહ ૭ રાશિથી ઓછો હોય, તો બાર રાશિમાંથી બાદ કરી તેની કળાઓ કરવી. તે કળાઓને જે ગ્રહ બાદ કર્યો છે તેના નીસર્ગાયુર્દાનાં કહેલાં વર્ષોથી ગુણવાને ૨૧૬૦૦ થી ભાગવા. જે ફળ આવે તે સૂર્યાદિક ગ્રહોનો વર્ષાદિ નિસર્ગ આવરદા થાય છે. પીંડાયુ ને નિસર્ગાયુને વિષે. નીચાર્દ્ધ અને એવા બીજા સંસ્કારો કરવા. તેવું મુનિયો કહે છે.

नीचेऽतोऽर्द्धं ह्रसति हि ततश्चान्तरस्थेऽनुपातो
होरा त्वंशप्रतिममपरे राशितुल्यं वदन्ति ॥
हित्वा वक्रं रिपुगृहगतैर्हीयते स्वत्रिभागः
सूर्योच्छिन्नद्युतिषु च दलं प्रोज्झ्य शुक्रार्कपुत्रौ ॥७॥

૭. ભાવાર્થ—જે ગ્રહ નીચ રાશિનો હોય તેના જે વર્ષાદિ આવરદા છે, તેનું અર્ધ કરવું. એટલે (૨) થી ભાગવા પણ જે ઉચ્ચ ને નીચની વચમાં રહેલ હોય તેના આયુર્દામાંથી તેના પ્રમાણમાં બિરાશી કરીને આવરદા બાદ કરવો. લગ્નનો આવરદા નવમાંશ તુલ્યજ થાય છે ( એટલે રાશિને છોડી દઈ અંશ પ્રમાણે કરાય છે.) ને બીજા આચાર્યો રાશિની

બરાબર કહે છે. વક્રગતિ *વિનાં બીજા ગ્રહો શત્રુની રાશિના હોય, તો આવેલા આવરદામાંથી તૃતીયાંશ ⅓ બાદ કરવો. ( એટલે આવરદાને ત્રણથી ભાગી જે લબ્ધ આવે તે આવરદામાંથી બાદ કરવું. ) ને શુક્ર તથા શનિ વિના બીજા જે ગ્રહો અસ્તના હોય તેઓના આવરદાનો અર્ધ કરવો. તેજ આવરદા થાય છે.

भूम्याः पुत्रं वर्जयित्वाऽरिभस्था हन्युः स्वस्वादायुपस्ते त्रिभागम् ॥
अस्तं याताः सर्व एवार्द्धहानिं कुर्युर्हित्वा दैत्यपूज्यार्कपुत्रौ ॥ ८ ॥

૮. ભાવાર્થ—મંગળ વિનાના બીજા ગ્રહો શત્રુની રાશિના હોય તો પોતાના આવરદામાંથી ⅓ ભાગ બાદ કરવો, ને શુક્ર તથા શનિ સિવાયના બીજા ગ્રહો અસ્તના હોય, તો પોતાના આવરદામાંથી અર્ધજ બાદકરવો. તે આવરદા થાય છે.

## व्ययादिहरणम्.

## બારમા ભાવથી સાતમા ભાવ સુધીમાં રહેલા ગ્રહની હાનિ.

सर्वार्द्धत्रिचरणपञ्चषष्ठभागाः क्षीयन्ते व्ययभवनादसत्सु वामम् ॥
सत्स्वर्द्धं ह्रसति तथैकराशिगानामेकोंऽशं हरति वली तथाह सत्यः ॥९॥

૯. ભાવાર્થ—જ્યારે પાપ ગ્રહો બારમા ભાવથી અવળા એટલે (૧૨,૧૧,૧૦,૯,૮,૭) મે ભાવે રહ્યા હોય તો તેના આવરદામાંથી અનુક્રમે આખો ⅟, અરધો ½, એક તૃતીયાંશ ⅓, એક ચતુર્થાંશ ¼, એક પંચમાંશ ⅕, ને એ ષષ્ઠ્યંશ ⅙. એ પ્રમાણે પોતપોતાના આવરદામાંથી કહેલા ભાગ બાદ કરવા ને જો તે ભાવે શુભ ગ્રહો રહ્યા હોય તો દરેક પાપ ગ્રહ પ્રમાણે ભાગ કરી તેનું અર્ધ જે આવે તેજ બાદ કરવું, ને જો એક રાશિમાં ઘણા ગ્રહો હોય તો તેમાંથી જે ગ્રહ **બળવાન** હોય તેનાજ આવરદામાંથી બાદ કરવો. એવું **સત્યાચાર્યે** કહ્યું છે.

---

*શ્લોકમાં લખેલા વક્ર શબ્દનો અર્થ બે રીતે થાય છે. પ્રથમ વક્રગતિવાળા ગ્રહને ત્યાગ કરીને જે કહેલું છે, તે કેટલાક, માને છે; પરંતુ બાદરાયણ જેવા મુનિ કે જેના ઉપરથી વૈદ્યનાથ દિક્ષીત જેવા આચાર્યના કહેવાથી ખાસ ટેકો મળે છે માટે વક્રગ એનો અર્થ ઘણાજ આચાર્યોએ મંગળજ લીધો છે, ને તેજ બરોબર લેવો એવો અમારો પણ મત છે.

एकर्क्षोपगतानां यो भवति बलाधिको विशेषेण ॥
क्षपयति तथोक्तमंशं स एव नान्योऽपि तत्रस्थः ॥१०॥

૧૦. ભાવાર્થ—જો એક રાશિને વિષે ઘણા ગ્રહો રહેલા હોય, તો તેમાં જે સૌથી વધારે બળવાન હોય, તેજ ગ્રહના આવરદામાંથી પોતાનો અંશ (ભાગ) આવે તે બાદ કરવો, ને તેને વિષે બીજા જે ગ્રહો છે તેના આવરદાને કંઈ પણ કરવું નહિ.

## क्रूरोदयहरणम्.
## લગ્નને વિષે પાપ ગ્રહની હાનિ.

सार्द्धोदितोदितनवांशहतात्समस्ता-
द्भागोऽष्टयुक्तशतसंख्यमुपैति नाशम् ॥
क्रूरे विलग्नसहिते विधिना त्वनेन
सौम्येक्षिते दलमतः प्रलयं प्रयाति ॥११॥

૧૧. ભાવાર્થ—લગ્નના જેટલા ઉદિત નવમાંશ હોય, ( એટલે લગ્નના અંશાદિ જેટલા હોય તેમાંથી નવમાંશના ૩ અંશ ને ૨૦ કળાના જેટલા ભાગ જાય તેટલા બાદ કરવાં. ને જે શેષ રહે તેની કળાઓ કરીને ૨૦૦ થી ભાગ લેતાં જે અંશાદિ ફળ આવે તેને નવમાંશના ૩ અંશ ને ૨૦ કળાના જેટલા ભાગ ગયેલા છે તેટલામાં ઊમેરવાં તો તે સાર્દ્ધોદિત ઉદીત નવમાંશ થાય છે. ) તેનાથી દરેક ગ્રહના વર્ષાદિક આવરદાને ગુણવા. તેને ૧૦૮ થી ભાગતાં જે ફળ વર્ષાદિ આવે, તે પોતપોતાના આવરદામાંથી બાદ કરવું, જો લગ્નમાં પાપગ્રહ હોય તો આ વિધિ કરવો. ને તે પાપગ્રહને શુભ ગ્રહ જોતા હોય તો આવેલા ફળનું અર્ધ કરીને આવરદામાંથી બાદ કરવું.

लिप्तीभूतैर्लग्नभागैर्विहन्यादायुर्दायं खेचराणां पृथक्स्थम् ॥
व्योमाकाशर्त्विन्दुपक्षैर्भजेत्तत् स्वायुर्दायाच्छोध्यमब्दादिलब्धम्॥१२॥

૧૨. ભાવાર્થ—બધા ગ્રહોના આવરદાને જુદે જુદા માંડી લગ્નના અંશોની કળાઓ કરી તે વડે ગુણવા. તે ગુણાકારને ૨૧૬૦૦ થી ભાગવા. જે વર્ષાદિ લબ્ધ દરેક ગ્રહોના આવે તે પોતપોતાના ગ્રહના આવરદામાંથી બાદ કરવા.

एतत् क्रूरे लग्नगे सौम्यदृष्टे तस्मिन् पापे तत्फलार्द्धं विशोध्यम् ॥
एतद्राये नांशसंज्ञे विधेयं पिण्डायुर्वत् कर्म नैसर्गिके च ॥१३॥

૧૩. ભાવાર્થ—જ્યારે લગ્નમાં કોઈ પાપ ગ્રહ હોય ત્યારે ઉપર બતાવ્યા પ્રમાણે કરવું, પણ જો લગ્નમાં રહેલા પાપ ગ્રહને શુભ ગ્રહો જોતા હોય તો ઉપર બતાવેલી રીત પ્રમાણે વર્ષાદિ જે લબ્ધ આવ્યાં છે તેનું અર્ધ કરીને પછી પોતપોતાના આવરદામાંથી બાદ કરવું. આ હાનિ અંશાયુર્દાને વિષે કરવી નહીં, પણ પિણ્ડાયુ ને નિસર્ગ આવરદાને માટે છે.

## लग्नायुःसाधनम्.

## લગ્નનો આવરદા સાધવાની રીત.

आयुस्तथैतेषु बलाढ्यलग्ने विहाय राशीन् कृतलिप्तिकेऽत्र ॥
भक्ते द्विशत्या फलमब्दपूर्वं यत्स्यात्दिलग्नायुषि तच्च योज्यम् ॥१४॥

૧૪. ભાવાર્થ—પિણ્ડાયુ, નિસર્ગાયુ ને જીવ શર્મા, આવરદાને વિષે લગ્નનો આવરદા અંશાયુ પ્રમાણે કરવો, પણ જ્યારે લગ્ન બળવાન હોય, તો રાશિને છોડી દઈ અંશાદિકની કળાઓ કરવી પછી તેને ૨૦૦ થી ભાગ દેતાં જે વર્ષાદિક ફળ આવે તે પ્રથમ કરેલા લગ્નના આવરદામાં ઉમેરવું. તે પિણ્ડાદિ ત્રણ આવરદાને વિષે લગ્નનો આવરદા થાય છે.

लग्नराशिसमाश्चाब्दास्तन्मासाद्यनुपाततः ॥
लग्नायुर्दायमिच्छन्ति होराशास्त्रविशारदाः ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—જ્યોતિષ શાસ્ત્રના જાણનારા પંડિતો લગ્નની રાશિના જે અંકો છે, તેટલાજ વર્ષનું લગ્નાયુષ બનેલું છે. ને લગ્નના અંશો છે, તેનાથી ત્રિરાશિ થકી માસાદિક જણાય છે. એ પ્રમાણે લગ્નનો આવરદા બનેલો છે.

## षड्विधहरणम्.

## છ પ્રકારની હાની.

क्रूरोदयास्तरिपुनीचखगोपगानां
रिःफायमाननवरन्ध्रकलत्रगानाम् ॥
कृत्वाऽऽस्यया हरणषट्कमिनादिकानां
लग्नायुषा सह युते यदि तुल्यमायुः ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—સૂર્યને આદિ લઈ બધા ગ્રહોની છ પ્રકારની હાનિ એટલે કે લગ્નમાં પાપ ગ્રહ હોય તેની, અસ્તની, શત્રુની રાશિમાં રહેવાથી, નીચનો થવાથી, બીજા ગ્રહની સાથે રહેવાથી, અને લગ્નથી બારમે, અગીયારમે, દશમે, નવમે, આઠમે ને સાતમે સ્થાને ગ્રહ રહેવાથી, જે જે હાનીયો કહેલી છે, તે તે હાનિ કરીને પછી તે ગ્રહોનો આયુર્દા લગ્નના સ્પષ્ટ આવરદામાં ઉમેરીયે તો બધાનો એકંદર આવરદા આવશે.

## अंशकायुः.
## અંશાયુર્દાય.

स्वमतेन किलाह जीवशर्मा ग्रहदायं परमायुषः स्वरांशम् ॥
ग्रहभुक्तनवांशराशितुल्यं बहुसाम्यं समुपैति सत्यवाक्यम् ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—જીવ શર્મા આચાર્ય પોતાના મત પ્રમાણે કહે છે કે, પરમ આવરદાનો સાતમો ભાગ ગ્રહનો આવરદા છે. ને સત્યાચાર્યના મત પ્રમાણે રાશિના અંશો કરી તેમાં અંશ ઉમેરવા. ને તે જેટલા નવમાંશમાં હોય તેટલાં વર્ષ, ને ત્રિરાશીથી માસાદિક, એ પ્રમાણે દરેક ગ્રહનો આવરદા આવે છે, ને તે મતને ઘણા આચાર્યો માન્ય કરે છે.

सत्योक्ते ग्रहमिष्टं लिप्तीकृत्य शतद्वयेनाप्तम् ॥
मण्डलभागविशुद्धेऽब्दाः स्युः शेषात्तु मासाद्याः ॥१८॥

૧૮. ભાવાર્થ—સત્યાચાર્યના મત પ્રમાણે જે ગ્રહનો આવરદા કરવો છે તે ગ્રહની કળાઓ કરવી. તેને ૨૦૦ થી ભાગવા. લબ્ધ ૧૨ થી વધારે હોય તો ફરીથી તેને ૧૨ થી ભાગવાથી લબ્ધ વર્ષ, ને શેષ રહે તે માસાદિક જાણવું.

स्वतुङ्गवक्रोपगतैस्त्रिसङ्गुणं द्विरुत्तमस्वांशकभत्रिभागगैः ॥
इयान्विशेषस्तु भदन्तभाषितः समानमन्यत्प्रथमेप्युदीरितम् ॥१९॥

૧૯. ભાવાર્થ—જે ગ્રહ ઉચ્ચનો કે વક્ર ગતિનો હોય તો તેના આવેલા આવરદાને ત્રણથી ગુણવાને વર્ગોત્તમી હોય, સ્વગ્રહી હોય, નવમાંશમાં સ્વગ્રહી હોય, કે દ્રેષ્કાણમાં સ્વગ્રહી હોય, તો તેના આવેલા આવરદાને બમણો કરવો, એવી રીતે સત્યાચાર્યે કહ્યું છે. ને બાકીનું બીજું ઉપર કહેવા પ્રમાણે છે.

किंत्वत्र भांशमतिमं ददाति वीर्यान्विता राशिसमं च होरा ॥
क्रूरोदये योऽपचयः स नात्र कार्यं च नाऽर्द्दैः प्रथमोपदिष्टैः ॥२०॥

૨૦. ભાવાર્થ–લગ્નનો આવરદા પણ પોતાના નવમાંશ પ્રમાણેજ થાય છે. પણ જો લગ્ન બળવાન હોય તો રાશિની તુલ્ય વર્ષને અંશાદિક પ્રમાણે માસાદિક આપે છે. લગ્નમાં પાપ ગ્રહ હોય તોપણ સત્યાચાર્યના મતમાં તેની હાનિ થતી નથી. પહેલાં કહેલાં પીંડને નિસર્ગાયુર્દાનાં વર્ષો ઉપરથી આ આવરદા કરવો નહીં.

सत्योपदेशो वरमत्र किन्तु कुर्वन्त्ययोग्यं बहुवर्गणाभिः ॥
आचार्यकन्त्वत्र बहुन्नतायामेकं तु यद्भूरि तदेव कार्यम् ॥२१॥

૨૧. ભાવાર્થ—સત્યાચાર્યના મત પ્રમાણે આવરદા કરવો તે શ્રેષ્ઠ છે. પણ કેટલાક આચાર્યો વારંવાર ગુણાકાર કરાવે છે. પરંતુ જ્યાં વારંવાર ગુણવાનું આવે ત્યાં એકજ વખત વધારે ગુણકથી ગુણવું. જેમકે ગ્રહ ઉચ્ચનો, કે વક્રનો, ને સ્વગ્રહી છે. તો તેને એકજ વખતે ત્રણુથી ગુણવા. તે ઉત્તમ પક્ષ છે. બીજો દાખલો જેમકે એકજ ગ્રહ શત્રુના ઘરનો હોય ને અસ્તનો હોય, તો એક અર્ધનીજ હાનિ કરવી તે ઉત્તમ છે.

॥ रश्मिजायुः ॥

दशगोशरवाणाद्रिवसुसायकरश्मयः ॥
दिननायकमुख्येषु निजतुङ्गगतेषु च ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—જ્યારે સૂર્યને આદિ લઇને ગ્રહો પોતાના ઉચ્ચમાં હોય, ત્યારે અનુક્રમે ૧૦-૯-૫-૫-૭-૮ અને ૫ આ પ્રમાણે રશ્મિ આપે છે.

स्वोच्चोनमिष्टखचरं यदि षड्गृहोनं
चक्राद्विशोध्य कृतलिप्तकमंशुमानैः ॥
हत्वा भचक्रकलिकाहृतमव्दपूर्वं
रव्यादिरश्मिजनितायुरिति ब्रुवन्ति ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—જે ગ્રહનો ઉચ્ચ રશ્મિજ આવરદા કરવો છે તે ગ્રહમાંથી ઉચ્ચ બાદ કરવું, ને જો છ રાશિથી ઓછો હોય તો બાર રાશિમાંથી બાદ કરવો. પછી તેની કળાઓ કરવી, ને પોતપોતાની ઉપર

કહેલી રશ્મિથી ગુણવા, ને ૨૧૬૦૦ થી ભાગવા. તો તે વર્ષાદિ સૂર્યાદિક ગ્રહોનો રશ્મિજ આવરદા થાય છે.

## हरणम्.

स्वराशितुङ्गातिसुहृद्गृहस्थे वक्रोपगे तु द्विगुणीकृतांशुः ॥
वक्रावसानेऽष्टमभागवर्ज्या सपत्नगे द्वादशभागहानिः ॥२४॥

૨૪. ભાવાર્થ—ગ્રહ પોતાની રાશિનો હોય, ઉચ્ચનો હોય, કે અધિમિત્રના ઘરનો હોય, કે વક્રનો હોય, તો તેની રશ્મિને બમણી કરવી. ને વક્રના અંત વખતે એટલે (માર્ગી) હોય તો આઠમો ભાગ બાદ કરવો. ને શત્રુની રાશિનો હોય તો બારમો ભાગ બાદ કરવો.

अस्तं गतेषु द्युचरेषु चार्द्धं हित्वा शनिं दानवपूजितं च ॥
तद्रश्मियोगग्रहदत्तमायुर्महेन्द्रशास्त्रोदितमाहुरार्याः ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—શુક્ર ને શનિ વિના જે ગ્રહ અસ્તનો હોય, તેનો અર્ધ આવરદા બાદ કરવો. તે મહેંદ્રના મત પ્રમાણે, રશ્મિજ આવરદા થાય છે.

## चक्रायुः

## કાળચક્ર દશાનો આવરદા.

रव्यादिसप्तग्रहतारकांशभुक्तावशेषाब्दसमूहमायुः ॥
सव्यापसव्योपगवाक्यजं वा वदन्ति चक्रायुरिनादिकानाम् ॥२६॥

૨૬. ભાવાર્થ—સૂર્યાદિ સાતે ગ્રહોનો આવરદા જે નક્ષત્રમાં જન્મ છે, તેના પાયા ઊપરથી જેટલો ભોગવવાનો પાયો છે. તેટલી તે નક્ષત્રપરથી ગ્રહોના વર્ષ પ્રમાણે ત્રિરાશિકથી પાયા પ્રમાણે સવ્ય ને અપસવ્ય (સવળી રીતે ને અવળી રીતે) ના અક્ષરના વાક્યથી ઊત્પન્ન થયેલા આવરદા તેને સૂર્યાદિ ગ્રહોનો કાળચક્ર આવરદા કહે છે. તેનો સવિસ્તર હેવાલ આજ ગ્રંથના ૧૭ મા અધ્યાયમાં બતાવ્યો છે. તે જેવાથી સમજાશે. પણ તે દશા રીતી છે. જો આવરદા કરવો હોય તો, તે ૧૭ મા અધ્યાયમાં બતાવ્યા પ્રમાણે સૂર્યાદિ સાતે ગ્રહો જે નક્ષત્રના જે પાયા (ચરણ) માં હોય તે પાયા પ્રમાણે જે રાશિ આવે, તે રાશિનો જે ગ્રહ તેનાં જેટલાં વર્ષ, તે વરસો સૂર્યાદિ ગ્રહોનાં જાણવાં, ને તેનો જેટલો પાયો ગયો હોય, તેટલાં વર્ષ તે ગ્રહના વર્ષોમાંથી બાદ કરવાથી જેમ દશાનું

ભુક્તભોગ્ય કરીયે છીયે, તેમ દરેક ગ્રહનું જુદે જુદે કરવું. ને તે વરસાદિકનો જે સરવાળો આવે, તેટલાં વર્ષોનો આવરદા જાણવો.

दशायुः

आदित्यमुख्यनवखेचरयोगतारा
भुक्तावशिष्टघटिकाजनि वत्सराद्यम् ॥
आयुर्दशाजनितमष्टकवर्गजातं
यत्प्रोक्तमत्र सकलं मवदन्ति तज्ज्ञाः ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—સૂર્યાદિ નવ ગ્રહોના નક્ષત્રના યોગથી ભોગવાઈ જતાં, બાકી રહેલી નક્ષત્રની ઘટીઓ ઉપરથી વર્ષાદિ ઉત્પન્ન થાય છે, તેને દશા થકી ઉત્પન્ન થયેલો આવરદા કહે છે. અને અષ્ટક વર્ગથી ઉત્પન્ન થયેલો જે આવરદા કહેલો છે, તેને અષ્ટક વર્ગજ આયુર્દા કહે છે. એવું બુદ્ધિમાન જોશીયો કહે છે.

विलग्नपे वलोपेते शुभदृष्टेऽशसंभवम् ॥
रवौ पिण्डोद्भवं कुर्याचन्द्रे नैसर्गिकं क्रमात् ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—લગ્નનો સ્વામી બળવાન હોય, ને તેને શુભ ગ્રહ જોતા હોય તો અંશાયુર્દા લેવો. ને સૂર્ય બળવાન હોય, ને તેને શુભ ગ્રહ જોતા હોય તો પિણ્ડાયુર્દા, તેમજ ચંદ્રમા બળવાન હોય, ને તેને શુભ ગ્રહ જોતા હોય તો નિસર્ગ આવરદા ગણવો.

उच्चं गते रवौ चान्ये वलिष्ठाः केन्द्रकोणगाः ॥
सर्वेषु स्वोच्चभावेषु वलिष्टे शशहंसके ॥ २९ ॥
एवं चिरादुपां योगेष्वन्येषु गणितेषु च ॥
चान्द्रयोगेषु तुर्ये तु चन्द्रे च वलसंयुते ॥ ३० ॥
महापुरुषयोगेषु वीर्योत्कट्युतेषु च ॥
राजयोगेषु सर्वेषु पैण्ड्यमाह पराशरः ॥ ३१ ॥

૨૯–૩૦–૩૧. ભાવાર્થ—જ્યારે સૂર્ય ઉચ્ચનો હોય, બીજા ગ્રહો બળવાન થઈ કેન્દ્ર કે ત્રિકોણમાં પડયા હોય, અથવા બધા ગ્રહો ઉચ્ચના હોય, બળવાન શશયોગ કે હંસયોગમાં હોય, અથવા દિર્ઘાયુષ યોગ

થયો હોય અને બીજા ગણિતા ગતયોગને વિષે ચંદ્રયોગ (એટલે કેમદ્રુમ યોગ) ને વિષે-ચંદ્રમા ચોથે બળવાન હોય, ત્યારે, મહાપુરૂષ યોગને વિષે, બળવાન ગ્રહથી થતા યોગને વિષે ને બધા રાજ્ય યોગને વિષે, પરાશર મુનિયે પિણ્ડાયુ લીધો છે.

लग्ने गुरौ कर्मगते च भानौ चन्द्रे सुखे वाऽस्तगते वलाढ्ये ॥
केन्द्रत्रिकोणोपचये च सौम्ये पापेष्वथापोक्लिमगेषु पैण्ड्यम् ॥३२॥

૩૨. ભાવાર્થ—જ્યારે લગ્નમાં ગુરૂ, દશમે સૂર્ય, અને ચંદ્રમા ચોથે અથવા સાતમે, બળવાન હોય, ને શુભ ગ્રહો કેન્દ્ર ત્રિકોણ કે ઉપચય સ્થાનમાં હોય, ને પાપ ગ્રહો આપોક્લિમ સ્થાનમાં હોય ત્યારે પિણ્ડાયુ ગણવો.

पैण्ड्यं भानौ निसर्गप्रभवमुडुपतौ रश्मिजं सोमपुत्रे
भौमे भिन्नाष्टवर्गोदितमसुरगुरौ कालचक्रोद्भवायुः ॥
देवाचार्ये दशायुर्दिनकरतनये सामुदायं वलिष्ठे
लग्ने यद्यंशकायुर्भवति वलयुते चाहुराचार्यमुख्याः ॥३३॥

૩૩. ભાવાર્થ—સૂર્ય બળવાન હોય તો પિણ્ડાયુ, ચંદ્રમા હોય તો નિસર્ગાયુ, બુધ હોય તો રશ્મિજ આયુ, ને મંગળ હોય તો અષ્ટક વર્ગજ આયુ, શુક્ર હોય તો કાળચક્રજ આયુ, ગુરૂ હોય તો દશાયુ, ને શનિ હોય તો સામુદાયજ આયુ, ને લગ્ન બળવાન હોય તો અંશાયુર્દા લેવો એવું પંડિતોએ કહ્યું છે.

आयुरब्दादिकं सर्वं निश्चलेन गुणीकृतम् ॥
मातंगेन हृतं लब्धं सौरमानायुरुच्यते ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—જે વર્ષાદિક આવરદા છે, તેને ૩૬૦ થી ગુણી ૩૬૫ થી ભાગવા. જે લબ્ધ આવે, તે સૌર માનનો આવરદા થાય છે.

ये धर्मकर्मनिरता द्विजदेवभक्ता ये पथ्यभोजनरता विजितेन्द्रियाश्च ॥
ये मानवा दधति सत्कुलशीलसीमास्तेषामिदं कथितमायुरुदारधीभिः ३५

૩૫. ભાવાર્થ —જે માણસ ધર્મ કાર્યમાં પ્રીતિવાળો, બ્રાહ્મણ અને દેવને વિષે ભક્તિ રાખનાર, નિયમિત ભોજન કરનાર, જીતેંદ્રિય, પોતાના કુટુંબની આબરૂ પ્રમાણે ચાલનાર છે તેવા માણસોનો ઉદારબુદ્ધિવાળા પંડિતોએ આ આવરદા કહ્યો છે.

ये पापलुब्धाश्चौरा ये देवब्राह्मणनिन्दकाः ॥
बह्वाशिनश्च ये तेपामकालमरणं नृणाम् ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—જેઓ પાપકર્મ કરનારા, ને ચોરી કરનારા, બ્રાહ્મણ ને દેવની નિંદા કરનારા, ને ઘણું ખાનારા છે. તેવા માણસો ઓચિંતા મરી જાય છે.

धर्मे विकल्पबुद्धीनां दुःशीलानां च विद्विपाम् ।
ब्राह्मणानां च देवानां परद्रव्यापहारिणाम् ॥ ३७ ॥
भयंकराणां सर्वेपां मूर्खाणां पिशुनस्य च ॥
स्वधर्माचारहीनानां पापकर्मोपजीविनां ॥ ३८ ॥
शास्त्रेष्वनियतानां च मूढानामपमृत्यवः ॥
अन्येपामुत्तमायुः स्यादिति शास्त्रविदो विदुः ॥ ३९ ॥

૩૭-૩૮-૩૯. ભાવાર્થ—જેઓ ધર્મમાં દુષ્ટબુદ્ધિવાળા, નઠારા આચરણવાળા, બ્રાહ્મણ દેવના ઉપર દ્વેષબુદ્ધિ રાખનાર, પારકુ ધન લેનાર, ॥૩૭॥ બીજાઓને ભય કરનાર, મૂર્ખ, ચાડી કરનાર, પોતાના કુળાચાર પ્રમાણે નહી ચાલનાર, નઠારાં કામ કરી જીવનાર, ॥ ૩૮ ॥ શાસ્ત્રથી ઉલટા ચાલનારા, ને જડ લોકો જે છે તેઓ અકસ્માત્ મરણ પામે છે. ને બીજા લોકોનો ઉત્તમ આવરદા થાય છે. તેવું શાસ્ત્રના જાણનાર પંડીતો કહે છે.

## नानाजातीनामायुः ॥

## નાના પ્રકારના જતી ( માણસ, પશુ, પક્ષી, વિગેરે )નો વધારેમાં વધારે આયુર્દા.

गृध्रोलूकचक(?)ध्वांक्षसर्पाणां च सहस्रकम् ॥
श्येनवानरभल्लूकमण्डूकानां शतत्रयम् ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—ગીધ, ઘુવડ, બગલો, કાગડાઓ, સાપો, તેમનો વધારેમાં વધારે ૧૦૦૦ વર્ષનો. ને બાજ, વાંદરા, રીંછ, ને દેડકાઓનો ૩૦૦ વર્ષનો આવરદા કહેવાય છે.

पञ्चाशदुत्तरशतं राक्षसानां प्रकीर्तितम् ॥
नराणां कुञ्जराणां च विंशोत्तरशतं विदुः ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—રાક્ષસનો ૧૫૦ વર્ષનો, માણસો ને હાથીનો વધારેમાં વધારે ૧૨૦ વર્ષનો, આવરદા ગણાય છે.

द्वात्रिंशदायुरश्वानां पंचविंशत् खरोष्ट्रयोः ॥
वृषमाहिषयोश्चैव चतुर्विंशति वत्सराः ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—ઘોડાનો ૩૨ વર્ષનો, ગધેડા તથા ઉંટનો ૨૫ વર્ષનો, બળદ તથા પાડાનો ૨૪ વરસનો આવરદા ગણાય છે.

विंशत्यायुर्मयूराणां छागादीनां च षोडश ॥
हंसस्य पञ्चनवकं द्वादशाब्दाः पिकाः शुकाः ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—મોરનો ૨૦ વર્ષનો, બકરાં ઘેટાંનો ૧૬ વર્ષનો, હંસનો ૯૫ વર્ષનો, કાકાકઉઆ તથા પોપટનો ૧૨ વરસનો, આવરદા ગણાય છે.

तद्वत्पारावतानां च कुक्कुटस्याष्ट वत्सराः ॥
बुल्बुलानामण्डजानां सप्तसंख्याः समाः स्मृताः ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—તેમજ કબુતરનો પણ ૧૨ વર્ષનો, મરઘડાંનો ૮ વર્ષનો, બુલબુલ ને અંડજ (એટલે રાતે ગાનારાં પક્ષીનો) ૭ વર્ષનો આવરદા ગણાય છે.

## अरिष्टदशा ॥
## મરણ તથા રીષ્ટ કરનાર દશાઓ.

त्रिमण्डलेष्वथैकस्मिन् पापस्तिष्ठति दुर्बलः ॥
न सौम्यग्रहसंयुक्तस्तद्दशान्ते मृतिं वदेत् ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—છઠ્ઠા, આઠમા, કે બારમા, ભાવમાં, જે એક નીર્બળ પાપ ગ્રહ રહ્યો હોય, તેની દશાના અંતમાં મરણ જાણવું. પણ જો તેની સાથે શુભ ગ્રહ ન હોય તોજ જાણવું.

राशिसन्धिस्थखेटानां दशा रोगप्रदा भवेत् ॥
त्रिंशद्भागमनुक्रान्तद्दशायां मरणं नृणाम् ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—કર્ક, વૃશ્ચિક, ને મીનના છેલ્લા નવમાંશમાં એટલે

૨૬ અંશ ૪૦ કળા પછી રૂક્ષ સંધિ કહે છે. ને તેને વિષે રહેલા ગ્રહની દશામાં દુઃખ થાય છે. ને રૂક્ષ સંધિની રાશિના ૩૦ મા અંશમાં રહેલા ગ્રહની દશાને વિષે માણસોનું મરણ થાય છે.

षष्ठाष्टमस्थो रिपुदृष्टमूर्तिः पापग्रहः पापग्रहोपगश्चेत् ॥
स्वान्तर्दशायां मरणं नराणां वदन्ति युद्धे विजितस्य दाये ॥४७॥

૪૭. ભાવાર્થ—જે પાપ ગ્રહ, પાપ ગ્રહની રાશિનો થઈને છઠ્ઠે, આઠમે, રહ્યો હોય, ને તેનો શત્રુ ગ્રહ તેને જોતો હોય તો તે ગ્રહની અંતર્દશામાં માણસનું મરણ થાય છે. પણ તેમાં મહા દશા જે ગ્રહની હોય, તે ગ્રહ યુદ્ધમાં જીતેલો હોય તોજ મરણ કહેવું.

पञ्चम्यारदशा मृत्युं दद्यात् षष्ठी गुरोर्दशा ॥
शनेश्चतुर्थी मृत्युं स्याद्दशा राहोश्च सप्तमी ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—જે દશામાં જન્મ છે, તે દશાથી પાંચમી મંગળની દશા હોય તો તે મંગળની દશા મરણ કરનારી જાણવી. ને તેજ પ્રમાણે છઠ્ઠી ગુરૂની, ચોથી શનિની, અને સાતમી રાહુની, દશા હોય તો આ દરેક દશાઓ મરણ કરે છે.

नीचारातिविमूढस्य विपत्प्रत्यरिनैधनाः ॥
दशा दद्युर्मृतिं तस्य पापयुक्ता विशेषतः ॥ ૪૯ ॥

૪૯. ભાવાર્થ—નીચનો, લગ્નથી છઠ્ઠે બેઠેલો, કે અસ્તનો જે ગ્રહ હોય તે ગ્રહથી ત્રીજે, પાંચમે, અને સાતમે સ્થાને બેઠેલા ગ્રહની દશા મરણ કરે છે, પણ તે ગ્રહ બીજા પાપ ગ્રહથી યુક્ત હોય તો જરૂર કરીને મરણ કરે છે.

तत्तद्भावार्थकामेशदशास्वन्तर्दशासु च ॥
तत्तद्भावविनाशः स्यात् तद्युक्तेक्षितकारकैः ॥ ૫૦ ॥

૫૦ ભાવાર્થ—દરેક ભાવથી બીજા અથવા સાતમા ભાવના સ્વામીની મહા દશામાં અથવા અન્તર્દશાને વિષે તે તે ભાવનો નાશ કરે છે. પણ ભાવ, કારકગ્રહથી યુક્ત હોય કે કારકગ્રહ તેને જોતો હોય, ત્યારે નાશ કરે છે.

अष्टमस्थत्रिभागांशपतिस्थितगृहं शनौ ॥
तद्दीशनवभागर्क्षे गते वा मरणं भवेत् ॥ ૫૧ ॥

૫૧. ભાવાર્થ—આઠમા ઘરના દ્રેષ્કાણનો સ્વામી જે રાશિમાં બેઠો

હોય, તે રાશિમાં ( ગોચર ગ્રહ ) જ્યારે શનિ આવે ત્યારે મરણ થાય છે અથવા તે દ્રેષ્કાણનો સ્વામી નવમાંશમાં જે રાશિનો હોય તે રાશિમાં ( ગોચર ગ્રહ ) શનિ જ્યારે આવે, ત્યારે મરણ થાય છે.

## छिद्रग्रहाः

रन्ध्रेश्वरो रन्ध्रयुक्तो रन्ध्रद्रष्टा खरेश्वरः ॥
रन्ध्राधिपयुतश्चैव चतुःषष्ट्यंशनायकः ॥ ५२ ॥
रन्ध्रेश्वरातिशत्रुश्च सप्त छिद्रग्रहाः स्मृताः ॥
तेषां मध्ये बली यस्तु तस्य दाये मृतिं वदेत् ॥ ५३ ॥

૫૨-૫૩. ભાવાર્થ—નીચલા સાત ગ્રહોને છિદ્ર ગ્રહો અથવા ઘા કરનાર ગ્રહો કહે છે.

૧ આઠમા ભાવનો સ્વામી, ૨ આઠમે ભાવે રહેલો ગ્રહ, ૩ આઠમા ભાવને જે ગ્રહ જોતો હોય તે ગ્રહ, ૪ ખરેશ્વર એટલે ( લગ્નથી બાવીસમા દ્રેષ્કાણનો સ્વામી), ૫ આઠમા ભાવના સ્વામી ભેગો જે ગ્રહ હોય તે ગ્રહ, ૬ જે નવમાંશમાં ચંદ્ર બેઠો હોય તેનાથી ચોસઠમા નવમાંશનો સ્વામી ( એટલે ચતુઃષષ્ટ્યંશનાયક ), ૭ આઠમા ભાવના સ્વામીનો અધિશત્રુ, આ સાત ગ્રહો છિદ્ર ગ્રહ કહેવાય છે. સાતમાં જે ગ્રહ બળવાન હોય, તે ગ્રહની દશામાં મરણ થાય છે. એવું પંડિતો કહે છે.

तत्तद्भावाव्ययस्थस्य तद्भावाधीश्वरस्य वा ॥
वीर्यान्वितस्य खेटस्य पाके मृत्युर्न संशयः ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—આઠમા ભાવથી બારમાને વિષે રહેલો ગ્રહ, વા આઠમા ભાવનો સ્વામી તે બેમાં જે ગ્રહ વધારે બળવાન હોય, તે ગ્રહની દશામાં મરણ થાય છે. એમાં કંઈ સંશય નહીં.

## द्रेक्काणस्वरूपम् ॥

कुलीरमीनालिगता दृगाणा मध्यावसानप्रथमा भुजङ्गाः ॥
अलिद्वितीयो मृगलेयपूर्वः क्रमेण पाशो निगलो विहङ्गः ॥५५॥

૫૫. ભાવાર્થ—કર્ક રાશિ, મધ્યમ દ્રેષ્કાણમાં, મીન રાશિ, છેલ્લા દ્રેષ્કાણમાં, ને પહેલા દ્રેષ્કાણમાં વૃશ્ચિક રાશિ હોય, તો તેને સર્પ દ્રેષ્કાણ કહે છે. વૃશ્ચિક રાશિના બીજા દ્રેષ્કાણને પાશ દ્રેષ્કાણ કહે છે. મકર રાશિના પહેલા દ્રેષ્કાણને નિગલ દ્રેષ્કાણ કહે છે, અને સિંહ રાશિના પહેલા દ્રેષ્કાણને પક્ષિ દ્રેષ્કાણ કહે છે.

विलग्नजन्मद्रेकाणाद्यस्तु द्वाविंशतिः (कः?) खरः ॥
सुधाकरोपगांशर्क्षात् चतुःषष्ट्यंशको भवेत् ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—જન્મ લગ્નના દ્રેષ્કાણથી બાવીસમું દ્રેષ્કાણ, તેને ખર દ્રેષ્કાણ કહે છે, ને ચંદ્રમા જે નવમાંશમાં હોય, તેનાથી ચોસઠમા દ્રેષ્કાણને અંશક દ્રેષ્કાણ છે.

लग्नं पञ्चहतं च मान्दिसहितं प्राणस्फुटं प्राणिनां
चन्द्रस्य स्फुटमष्टकेन गुणितं देहं समान्दिस्फुटम् ॥
सप्तघ्नं गुलिकस्फुटं सह दिवानाथेन मृत्युर्भवेत्
तस्माज्जीवकलेवरत्रयविपुले जातश्चिरं जीवति ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—લગ્નને પાંચે ગુણી તેમાં *માંદિનો આંક ઉમેરવો ને

रविवाराद्दिशान्यन्तं गुलिकादिनिरूप्यते ।
दिवसानष्टधाकृत्वा वारेशाद्गणयेत् क्रमात् ॥
अष्टमांशोनिरीशः स्यात् शन्यंशोगुलिकःस्मृतः ।
रात्रिरप्यष्टधाभक्ता वारेशात्पञ्चमादितः ॥
गणयेदष्टमः खण्डो निष्पत्तिः परिकीर्तितः ।
शन्यंशोगुलिकः प्रोक्तः गुर्वंशोयमकण्टकः ॥
भौमांशोमृत्युरादिष्टः रव्यंशोकालसंज्ञकः ।
सौम्यांशोऽर्धप्रहरकः ॥

દિવસ તથા રાત્રીના ગુલિક, યમકંટક, મૃત્યુ, કાલ, ને અર્ધપ્રહરના ગુણકો.

| વાર. | સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| ગુલિક (માંદિ) ના. | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | દિવસના ગુણકો. |
| યમકંટકના. ..... | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | |
| મૃત્યુના. ...... . | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | |
| કાલના. .. ...... | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | |
| અર્ધપ્રહરના. ... | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | |
| ગુલિક (માંદિ) ના. | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | રાત્રીના ગુણકો. |
| યમકંટકના. . ... | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | |
| મૃત્યુના. ........ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | |
| કાલના. ... .... | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | |
| અર્ધપ્રહરના. | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | |

જે અંક આવે તે પ્રાણીઓનો પ્રાણ કહેવાય છે, ને સ્પષ્ટ ચંદ્રને આઠે ગુણી માંદિનો આંક ઉમેરીએ, તો તે દેહ થાય છે, ને ગુલિકને સાતે ગુણી રવિ જોડીયે તો મૃત્યુ કહેવાય છે. જીવને દેહના અંકનો સરવાળો કરીયે, ને તે મૃત્યુ કરતાં વધારે થાય, તો તે ઘણા કાળ જીવે છે.

**ગુલિક, યમકંટક, મૃત્યુ, કાલ, અને અર્ધ પ્રહર એ ઉપગ્રહો કરવાની રીત.**

જો દિવસે જન્મ હોય તો દિનમાનને, અને રાત્રીએ જન્મ હોય તો રાત્રીમાનને ૮ થી ભાગવા. જે આવે તેને જે ઉપગ્રહ કરવો હોય તેના, દિવસે જન્મ હોય તો દિવસના, અને રાત્રીએ જન્મ હોય તો રાત્રીના, જે વારે જન્મ હોય તે વારના ગુણકથી ગુણવા. એ રીતે કરવાથી જે ઘડી આવે, તે જો દિવસે જન્મ થયો હોય, તો તે ગ્રહોની ઇષ્ટ ઘડી થાય. અને રાત્રીએ જન્મ હોય તો તે આવલી ઘડીઓને દિનમાંનમાં જોડવાથી, તે તે ગ્રહોની ઇષ્ટ ઘડીઓ થશે. પછી તે ઇષ્ટ ઘડી અને જન્મના સૂર્ય વડે સ્પષ્ટ લગ્નની માફક ગણવાથી દરેક ગ્રહો સ્પષ્ટ થશે.

ઉદાહરણ—શકે ૧૭૭૭ શ્રાવણ વદી ૧૪ ૫૨-૩૦ અમાસને સોમવારે, ઇષ્ટ ઘડી ૨૯ પલાનિ-૫૨ વખતે અમદાવાદમાં જન્મ છે. તેના ઉપગ્રહો કરવા છે. તો તે દિવસના દિનમાન ઘટ્યાદિ ૩૧, ૧૮ ને ૮ થી ભાગતાં ઘટ્યાદિ ૩, ૫૫ આવ્યા. તે ને સોમવારે દિવસે જન્મ છે. માટે સોમવારના દિવસના ગુલિકખંડક ૬ થી ગુણતાં ઘટ્યાદિ ૨૩,૩૦ ગુલિકની, યમકંટકના ગુણક ૪ થી ગુણતાં ૧૫,૪૦ યમકંટકની, મૃત્યુના ગુણક ૨ થી ગુણતાં ૭,૫૦ મૃત્યુની, કાલના ગુણક ૭ થી ગુણતાં ૨૭,૨૫ કાલની, ને અર્ધપ્રહરના ગુણક ૩ થી ગુણતાં ૧૧,૪૫ અર્ધપ્રહરની ઇષ્ટ ઘડી થઈ.

જન્મનો સૂર્ય રાશ્યાદિ ૪,૧૪,૧૮,૪૦ છે. તેનાથી અને ગુલિકની ઇષ્ટ ૨૩,૫૦ થી અમદાવાદના માનથી લગ્નની માફક ગણતાં રાશ્યાદિ ૮,૨૨ સ્પષ્ટ ગુલિક થયો.

તેજ સૂર્ય અને યમકંટકની ઇષ્ટ ૧૫,૪૦ થી લગ્નની માફક ગણતાં રાશ્યાદિ ૭,૯ સ્પષ્ટ યમકંટક થયો.

તેજ સૂર્ય અને મૃત્યુની ઇષ્ટ ૭,૫૦ થી લગ્નની માફક ગણતાં ૫,૨૭ મૃત્યુગ્રહ સ્પષ્ટ થયો.

તેજ સૂર્ય અને કાલની ઇષ્ટ ૨૭,૨૫ થી ગણતાં રાશ્યાદિ ૯,૧૬ કાલગ્રહ સ્પષ્ટ થયો.

તેજ સૂર્ય અને અર્ધપ્રહરની ઇષ્ટ ૧૧,૪૫ થી ગણતાં રાશ્યાદિ ૬,૧૮ અર્ધપ્રહર ગ્રહ સ્પષ્ટ થયો. એ રીતે વધારે સ્પષ્ટ કરવા હોય તો રાશિ, અંશ, કલા, વિકલા સુદ્ધાં લાવવું.

जीवमृत्युतनुयोगराशिगे गोचरेण रविजे धनक्षयः ॥
तत्त्रिकोणगृहगेऽथवा नृणां तन्नवांशकयुते मृतिं वदेत् ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—જીવ, મૃત્યુ, ને દેહ તેનો સરવાળો કરીયે, ને જે આંક આવે, તે રાશિમાં શનિ આવે, તો ધનનું નુકશાન કરે છે. અને તેનાથી નવમે, પાંચમે શનિ આવે, અથવા તેના નવમાંશમાં શનિ આવે, તો મરણ થાય છે.

भावत्रिकोणगे मन्दे भावनाशं वदेद्बुधः ॥
भावाधिपतिकोणे वा गुरौ मासे मृतिर्भवेत् ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—જ્યારે આઠમા ભાવથી નવમે પાંચમે શનિ હોય, ત્યારે પંડિતો તે ભાવનો નાશ કરે છે. ને આઠમા ભાવનો સ્વામી આઠમા ભાવથી નવમે, પાંચમે હોય, અથવા ગુરૂ હોય તો તે મરણ કરે છે.

लग्नार्कमान्दिस्फुटयोगराशेरधीश्वरो यद्भवनोपगस्तु ॥
तद्राशिसंस्थे पुरुहूतवन्द्ये तत्कोणगे वा मृतिमेति जातः ॥६०॥

૬૦. ભાવાર્થ—સ્પષ્ટ લગ્ન, સૂર્ય, ને માંદિ એ ત્રણનો સરવાળો કરતાં જે રાશિ આવે, તે રાશિનો સ્વામી જે ભાવમાં રહ્યો હોય, ને તેમાં ગુરૂ આવે, અથવા તેનાથી નવમે પાંચમે ગુરૂ આવે, તો મરણ કરે છે.

स्फुटे विलग्ननाथस्य विशोध्य यमकण्टकम् ॥
तद्राशिनवभागस्थे जीवे मृत्युर्न संशयः ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—સ્પષ્ટ લગ્નના સ્વામીમાંથી યમકંટક બાદ કરવો. ને તે જે રાશિ આવે, તે રાશિમાં અથવા નવમાંશમાં, તે રાશિનો ગુરૂ આવે, તો મરણ થાય છે.

मान्दिस्फुटे भानुसुतं विशोध्य राश्यंशकोणे रविजे मृतिः स्यात् ॥
धूमादिपंचग्रहयोगराशिद्रेक्काणयातेऽर्कसुते च मृत्युः ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—સ્પષ્ટ માંદિમાંથી શનિ બાદ કરવો, ને જે રાશિ આવે તે રાશિથી, ને તે રાશિના નવમાંશથી નવમે, પાંચમે શનિ આવે તો મરણ કરે છે.

ને *ધુમને આદિ લઇ જે પાંચ ગ્રહ છે. તે પાંચ ગ્રહનો યોગ ક-

* જુઓ આમારો બનાવેલો જ્યોતિષ કલ્પતરૂ.

રવો ને જે રાશિ આવે, તેજ રાશિના દ્રેષ્કાણમાં શનિ આવે, તોપણ મરણ કરે છે.

मान्दिस्फुटोदितनवांशगतेऽमरेज्ये तद्वादशांशसहिते दिननाथसूनौ ॥
द्रेक्काणकोणभवने दिनपे च मृत्युर्लग्नेन्दुमान्दियुतभांशगतोदये स्यात् ६३

૬૩. ભાવાર્થ—સ્પષ્ટ માંદિનો નવમાંશ કરવો. ને જે રાશિ આવે, તે રાશિમાં ગુરૂ આવે ને દ્વાદશાંશ કરતાં જે રાશિ આવે.તે રાશિમાં શનિ આવે, ને તે માંદિના દ્રેષ્કાણ કરીયે, ને જે રાશિ આવે, તે રાશિથી નવમે, પાંચમે, સૂર્ય આવે, તો મરણ કરે છે. તેમજ લગ્ન, ચંદ્ર, ને માંદિ તેનો યોગ કરીયે, ને તે રાશિનું લગ્ન અથવા નવમાંશ લગ્ન આવે, તો-પણ મરણ કરે છે.

विलग्नमान्दिस्फुटयोगभांशं निर्याणमासं प्रवदन्ति तज्ज्ञाः ॥
निर्याणचन्द्रो गुलिकेन्दुयोगो लग्नं विलग्नार्किसुतेन्दुयोगम् ॥६४॥

૬૪. ભાવાર્થ—સ્પષ્ટ લગ્ન, ને સ્પષ્ટ માંદિ તે બંનેની રાશિનો સરવાળો કરીયે, ને જે રાશિ આવે, તે રાશિનું લગ્ન કે નવમાંશ લગ્ન આવે, તો તે માસમાં મરણ થાય છે. એવું જોશી લોકો કહે છે.

માંદિ ને ચંદ્રની રાશિનો સરવાળો કરીયે, ને તે રાશિનું લગ્ન આવે, અથવા લગ્ન, માંદી, ને ચંદ્ર એ ત્રણેની રાશિનો સરવાળો કરીયે, ને જે રાશિ થાય તે રાશિનું લગ્ન આવે, તેમાં જો નિર્યાણ (નષ્ટ) ચંદ્ર આવે, તો મરણ કરે છે.

गुलिकं रविसूनुं च गुणित्वा नवसंख्यया ॥
उभयोरैक्यराश्यंशगृहगे रविजे मृतिः ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—ગુલિકને અને શનિને નવથી ગુણવા. તે બેનો સ-રવાળો કરવો. તે રાશિ વિષે, અથવા તે રાશિના નવમાંશને વિષે શનિ આવે તો મરણ કરે છે.

षष्ठावसानरन्ध्रेशस्फुटैक्यभवनं गते ॥
तत्त्रिकोणोपगे वाऽपि मन्दे मृत्युभयं नृणाम् ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—છઠ્ઠા, બારમા, ને આઠમાના સ્વામીનો સરવાળો કરતાં જે રાશિ આવે, તેમાં અથવા તેનાથી નવમી, પાંચમી રાશિમાં શનિ આવે તો મરણ કરે છે

जीवे नन्दहते विरिञ्चिगुणितं मन्दं च मान्दिस्फुटं
संयोज्यं पुनरङ्कवृद्धिमिनजं मन्दात्मजं योजयेत् ॥
तद्देवेशपुरोहितस्फुटचयप्राप्तं नवांशं गते
जीवे गोचरगे यदा यदि नृणां निर्याणकालो भवेत् ॥६७॥

६७. ભાવાર્થ-ગુરૂના અંકને નવે ગુણવા ને તેમાં માંદિને શનિના આંકને નવે ગુણી ઉમેરવા. ને તેને બમણા કરવા. ને તે રાશિનો અથવા તે રાશિના નવમાંશમાં ગુરૂ જ્યારે આવે, ત્યારે મરણ કરે છે.

भानुस्फुटे नवहते रविजं च मान्दिं
हत्वा ग्रहैस्तदिनराशिगणेषु योज्यम् ॥
मान्दिं पुनश्च नवकेन हतं च युञ्ज्यात्
तद्राशिकांशगतपूषणि मृत्युकालः ॥ ६८ ॥

६८. ભાવાર્થ—સ્પષ્ટ સૂર્યને નવે ગુણવા, ને તેમાં શનિ તથા માંદિને નવે ગુણી ઉમેરવા. અને તેમાં માંદિ તથા સૂર્યને નવે ગુણી ફરીથી ઉમેરવા. ને તે રાશિનો અથવા તે રાશિના નવમાંશમાં જ્યારે સૂર્ય આવે, ત્યારે તે માણસ મરણ પામે છે.

सुतेशसंयुक्तगभश्चराणां दशाब्दसंख्या दिननायकाप्ताः ॥
तच्छेषिते मासि मृतिं नराणां वदन्ति लग्नेशयुतग्रहैर्वा ॥६९॥

६९. ભાવાર્થ—લગ્ન અથવા પાંચમા ભાવના સ્વામી ભેગા જેટલા ગ્રહો રહ્યા હોય તે ગ્રહની દશાના વરસ મહીના વિગેરેનો સરવાળો કરી બારે ભાગ લેવો. તેમાં જે અંક શેષ રહે, તે માસમાં મનુષ્યોનું મરણ થાય છે.

चन्द्रस्फुटे नवकसंगुणिते तु मान्दिं मन्दं च नन्दहतमिन्दुनियोजनीयम् ॥
कृत्वा पुनर्नवहतार्किसुतं समेतं यत्तन्नवांशकराशिर्मरणप्रदः स्यात् ॥७०॥

७०. ભાવાર્થ—ચંદ્રમાના અંકને નવે ગુણું તેમાં, શનિ ને માંદિના અંકને નવે ગુણી ઉમેરવા. તે ઉમેરેલા અંકમાં માંદિ તથા ચંદ્રના અંકને નવે ગુણી ફરીથી ઉમેરવા. ને જે રાશિ આવે, તેમાં અથવા તે રાશિના નવમાંશમાં જ્યારે ચંદ્રમા આવે, ત્યારે મરણ કરે છે.

जातोऽह्नि चेदर्कशनिस्फुटैक्यताराादिनिर्याणदशा प्रकल्प्या ॥
तारेशराहुस्फुटयोगतारा पूर्वा दशाऽनिष्टकरा रजन्याम् ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—જે માણસનો જન્મ, દિવસે હોય, તેનું મરણ નીચે મુજબ નક્કી થાય છે.

સ્પષ્ટ સૂર્ય, અને સ્પષ્ટ શનિના રાશ્યાદિકનો યોગ (એકઠા) કરવાથી જે રાશ્યાદિ થાય, તેની રાશિનું જે નક્ષત્ર આવે, તે નક્ષત્રની મહાદશા* જ્યારે આવે ત્યારે મરણ જાણવું.

રાત્રીએ જન્મ હોય તો મરણ નીચે પ્રમાણે નક્કી કરવું.

સ્પષ્ટ ચંદ્રમા અને રાહુનો યોગ કરવો. ને જે રાશ્યાદિ થાય, તે રાશિ જે નક્ષત્રની હોય, તે નક્ષત્રની મહાદશા આવે ત્યારે મરણ જાણવું.

निर्याणहेतुः ॥

उदयाद्द्वाविंशतितमं द्रेक्काणं कारणं मृत्यो ॥
तस्याधिपस्य निर्याणं सूचयेद्विधिवित्तमः ॥ ७२ ॥

૭૨. ભાવાર્થ—લગ્નનું જે દ્રેષ્કાણ છે, તેથી બાવીસમા દ્રેષ્કાણમાં પણ મરણ થાય છે, ને તે બાવીસમા દ્રેષ્કાણના સ્વામીથી પણ મરણ થાય છે.

ज्ञेया जन्मनि यन्नवांशकगतो मान्दिस्तदीयास्तेक
राशौ तिष्ठति चेत् शुभस्तु बलवान् सौख्येन नूनं मृतिः ॥
भूपुत्रे समरेण सूर्यतनये चोरादिभिर्दानवैः
सर्पाद्यैश्च तथा रवौ नृपभयात्क्षीणोडुपे तोयजात् ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ—જન્મકાળમાં માંદિ જે નવ માંશમાં છે, તેથી સાતમે ભાવે જો બળવાન શુભ ગ્રહ રહ્યા હોય, તો તે માણસ દુઃખ ભોગવ્યા

---

* કોઇ પણ જાતની દશા જે જે દેશમાં જોવાતી હોય, અથવા જે દશાને વધારે પ્રમાણ તરીકે ગણી હોય, તે દશામાં ઉપર મુજબ બતાવેલું નક્ષત્ર જે છે, તેની દશા જ્યારે આવે, ત્યારે મરણ થાય છે. જેમકે અષ્ટોત્તરી દશામાં કંઇ દશા મારતા છે? તો ઉપર મુજબના રાશ્યાદિકનું જે નક્ષત્ર છે. તે નક્ષત્ર અષ્ટોત્તરી દશામાં ક્યા ગ્રહનું છે, તે જોતાં જે ગ્રહનું હોય તે ગ્રહની દશા જ્યારે આવે તે દશા મારતા થાય છે. તેમજ જ્યાં વિંશોત્તરી, યોગિની વિગેરે દશાઓ વપરાય છે ત્યાં તે યોગિની કે વિંશોત્તરી દશામાં તે નક્ષત્રની કઇ દશા છે. તે દશા જ્યારે આવે ત્યારે મારતા થાય તેમ જાણવું.

વિના (સુખથી) મરણ પામે છે. પણ જો તેજ સાતમે ભાવે શુભ ગ્રહના બદલામાં મંગળ બળવાન થઈને રહ્યો હોય, તો લડાઈમાં મરણ પામે છે. ને શનિ સાતમે હોય તો ચોરથી મરણ થાય છે. ને રાહુકેતુ હોય તો સર્પાદિકથી, સૂર્ય હોય તો રાજાના ભયથી, ને ક્ષીણ પક્ષનો ચંદ્રમા હોય તો જળચર પ્રાણીથી, મરણ પામે છે.

रन्ध्रं येन निरीक्षितं बलवता तद्धातुकोपान्मृतिः
सूर्यादग्निजलायुधज्वरकफक्षुत्तृट्कृतश्चामयः ॥
लग्नादष्टमधामपे तनुगते कालस्य यद्देहजैः
छिद्रांशे च चरस्थिरोभयगते देशान्तरे स्वे पथि ॥ ७४ ॥

૭૪. ભાવાર્થ—જે બળવાન ગ્રહ આઠમા ભાવને જોતો હોય, તો તે ગ્રહની ધાતુના કોપથી મરણ પામે છે. તેમાં જો સૂર્ય જોતો હોય તો અગ્નિથી, ચંદ્ર હોય તો પાણીથી, મંગળ હોય તો શસ્ત્રાદિક હથિયારથી, બુધ હોય તો તાવથી, ગુરૂ હોય તો કફથી, શુક્ર હોય તો ભુખે મરવાથી, શનિ હોય તો તરસથી, મરણ પામે છે. પણ જો આઠમા ભાવનો સ્વામી લગ્ને હોય તો, આઠમો ભાવ જે કાળપુરૂષનું અંગ બતાવે છે, તે અંગમાં કંઈ પણ જખમ થવાથી મરણ થાય છે. તેમાં પણ જો આઠમો ભાવ ચરરાશિનો હોય તો પરદેશમાં, ને સ્થિર રાશિનો હોય તો પોતાના દેશમાં, ને દ્વિસ્વભાવ રાશિનો હોય તો માર્ગમાં મરણ પામે છે.

शून्यागारे रन्ध्रराशौ बलिष्ठैरादित्याद्यैर्वीक्षिते खेचरेन्द्रैः ॥
नो चेच्छिद्रस्थानयातैश्च नो चेत् तद्द्रेकाणस्वामिना मृत्युमेति ॥७५॥

૭૫. ભાવાર્થ— જો આઠમા ભાવે કોઈ પણ ગ્રહ ન હોય તો તે આઠમા ભાવને બળવાન સૂર્યાદિક ગ્રહો જોતા હોય, તેમાં પણ જે ગ્રહ વધારે બળવાન હોય, તે ગ્રહની અસરથી મરણ પામે છે. કોઈ પણ ગ્રહ જોતા ન હોય તો તેમાં જે ગ્રહ રહ્યો હોય, તેની અસરથી મરણ પામે છે, ને તે આઠમામાં કોઈ ગ્રહ રહ્યો ન હોય તેમ જોતો પણ ન હોય, તો તે આઠમા ભાવના દ્રેષ્કાણના સ્વામિથી (બાવીસમા દ્રેષ્કાણ)થી મરણ થાય છે.

रव्यादिखटनिजधातुभवामयेन जातस्तदीयवलकिंकरपीडया वा ॥
रन्ध्रेऽशुभग्रहयुतेऽतिविलापदैन्यं सौख्येन मृत्युमुपयाति शुभोपयाते ७६

૭૬. ભાવાર્થ—આઠમે ભાવે સૂર્યાદિ જે ગ્રહ રહ્યો હોય, તે ગ્રહની ધાતુથી ઉત્પન્ન થનારા રોગવડે મરણ થાય છે. પણ જો આઠમે પાપગ્રહ હોય તો ઘાતકી માણસના હાથે, અથવા અત્યંત દુઃખ પામીને મરણ પામે છે, ને જો આઠમે શુભ ગ્રહ હોય તો સુખથી તે માણસનું મરણ થાય છે.

तुलायां रुधिरे याते वृषभस्थे दिवाकरे ॥
चन्द्रे मन्दगृहं प्राप्ते विण्मध्ये मरणं भवेत् ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—જેના જન્મકાળમાં મંગળ તુલા રાશિનો, વૃષભનો સૂર્ય, ને ચંદ્ર મકર કે કુંભ રાશિનો હોય, તો તેનું મરણ ખરાબ જગ્યામાં થાય છે.

बलिना शनिना दृष्टे क्षीणेन्दौ निधनाश्रिते ॥
गुदाक्षिरुक्पीडया वा मृत्युः शस्त्रकृतो भवेत् ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—ક્ષીણ ચંદ્રમા આઠમે ભાવે રહ્યો હોય, ને બળવાન શનિ તેને જોતો હોય તો, તે માણસ ગુદા ને આંખના રોગથી અથવા શસ્ત્રથી મરણ પામે છે.

लग्नाच्छिद्रत्रिकोणस्थैरर्कारार्किनिशाकरैः ॥
मृत्युः स्याच्छैलपातेन वज्रकुड्यादिभिश्च वा ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—લગ્નથી આઠમે, નવમે, પાંચમે, સૂર્ય, મંગળ, શનિ, ને ચંદ્રમા હોય તો તે માણસનું મરણ પહાડ ઉપરથી પડવાથી, અથવા વાયુથી, અથવા વજ્ર કે ઘર વિગેરેના પડવાથી થાય છે.

भौमारुणौ यदि परस्परराशियुक्तौ
केन्द्रस्थितौ निधननायकखेचरेन्द्रात् ॥
जातोऽवसानसमये क्षितिपालकोपात्
शूलादिकायुधवरैर्निधनं समेति ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—જન્મકાળમાં સૂર્ય, ને મંગળ પરસ્પર એક બીજાની રાશિમાં હોય ને તે આઠમા ભાવના સ્વામીથી કેંદ્રમાં રહ્યા હોય, તો તે માણસ રાજાના કોપથી, ફાંસીવડે કરીને, અથવા ગરદન મારવાથી મરણ પામે છે.

चन्द्रे तनौ दिनकरे विबलेऽष्टमस्थे
लग्नान्व्यये सुरगुरौ सुखगे च पापे ॥
जातस्य तस्य शयनाच्युतहेतुमृत्युः
शस्त्रेण वा निशि निपादकृतेन वा स्यात् ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—જ્યારે ચંદ્રમા લગ્ને, ને નિર્બળ થયેલો સૂર્ય, આઠમે હોય, ને બારમે ગુરૂ હોય ને પાપગ્રહ ચોથે ભાવે હોય, તો તે માણસનું મરણ ખાટલા ઉપરથી (સુવાની જગ્યા) થી પડી જવાથી અથવા રાત્રીયે ચોરના હાથથી શસ્ત્રવડે થાય છે.

लग्नेशे निधनांशस्थे मूढे षष्ठगतेऽथवा ॥
क्षुद्बाधया च मरणं बन्धुहीने महीतले ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—લગ્નનો સ્વામી લગ્નથી ચોસઠમા નવમાંશમાં રહ્યો હોય, અથવા અસ્તનો હોય, અથવા છઠ્ઠે હોય, તો તેનું મરણ ઉજડ સ્થાનમાં (સગાંવહાલાં તેની પાસે ન હોય તેવી જગ્યામાં) ને ભૂખે મરવાથી થાય છે.

आयुर्विलग्नाधिपती बलेन हीनौ धरासूनुरऋणेशयुक्तः ॥
युद्धे मृतिं तस्य वदन्ति तज्ज्ञाः शस्त्रेण जातस्य मृतिं विशेषात्॥८३॥

૮૩. ભાવાર્થ—લગ્નને આઠમા ભાવના સ્વામીઓ નિર્બળ હોય, ને મંગળ છઠ્ઠા ભાવના સ્વામી સેગો રહ્યો હોય, તો તે માણસ લડાઈમાં હથીયાર વાગવાથી મરણ પામે છે.

लग्नेश्वरे वाहननाथयुक्ते वागीश्वरेणापि युते त्वजीर्णात् ॥
दारेश्वरे वाहनवित्तराशिनाथान्विते वा मरणं त्वजीर्णात् ॥८४॥

૮૪. ભાવાર્થ—લગ્નનો સ્વામી, બીજા અને ચોથા ભાવના સ્વામી સેગો રહ્યો હોય, તો અજીર્ણ થવાથી મરણ પામે છે. તેમજ સાતમા ભાવનો સ્વામી બીજા ને ચોથા ભાવના સ્વામી સાથે રહ્યો હોય, તોપણ અજીર્ણથી મરણ પામે છે.

भुक्त्यंशपो भानुसुतेन युक्तो दुःस्थानगो वा विषभक्षणेन ॥
सद्दादिना वा शिखिना च तस्य मृत्युर्भवेद्रज्जुनिबन्धनेन ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—લગ્નથી દશમા નવમાંશનો સ્વામી, શનિના ભેગો હોય, અથવા છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે રહ્યો હોય, તો તે માણસ ઝેર ખાવાથી મરણ પામે છે. ને જ્યારે લગ્નથી દશમા નવમાંશનો સ્વામી રાહુ અથવા કેતુ ભેગો હોય તો ફાંસીથી મરણ પામે છે.

पिशाचपीडाग्निजले विपत्स्याद् भौमाहिमन्दान्यतमेन युक्ते ॥
क्षीणे शशाङ्के निधनस्थिते च दुःस्थे त्वपस्मारभयान्मृतिः स्यात् ॥८६॥

૮૬. ભાવાર્થ—ક્ષીણ પક્ષનો ચંદ્ર, મંગળ શનિ કે રાહુ ભેગો આઠમે ભાવે રહ્યો હોય, તો ભૂત, અગ્નિ, ને પાણીથી પીડા થાય છે. ને તે ચંદ્રમા ઉપર કહેલા ગ્રહોના ભેગો ખરાબ હાલતમાં હોય, કે છઠ્ઠે બારમે સ્થાને હોય, તો અપસ્માર (ફેગળીયુ, સંગ્રહણી, શીતળા) વીગેરે ઓચીંતા રોગોથી મરણ પામે છે.

रन्ध्रस्थानगते सूर्ये भौमे वा बलवर्जिते ॥
वित्ते पापग्रहैर्युक्ते पित्तरोगान्मृतिं वदेत् ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—સૂર્ય અથવા મંગળ, નિર્બળ થઇ આઠમે ભાવે બેઠા હોય, ને બીજા ભાવમાં પાપગ્રહો હોય, તો પિત્તના રોગથી મરણ પામે છે.

जलराशिगते चन्द्रे चाष्टमस्थेऽथवा गुरौ ॥
पापग्रहेण संदृष्टे क्षयरोगान्मृतिं वदेत् ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—જલચર રાશિનો ચંદ્ર અથવા ગુરૂ, આઠમે ભાવે બેઠો હોય, ને પાપગ્રહ તેને જોતા હોય, તો ક્ષયના રોગથી મરણ થાય છે.

अष्टमस्थानगे शुक्रे पापग्रहनिरीक्षिते ॥
वातरोगात् क्षयाद्वाऽपि प्रमेहाद्वा मृतिं वदेत् ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—શુક્ર આઠમે ભાવે બેઠો હોય, ને તેને પાપગ્રહ જોતો હોય, તો સંધિવા, ક્ષયરોગ, અથવા પરમીયાના દરદથી મરણ પામે છે.

सूर्यस्थानगते सौम्ये पापग्रहनिरीक्षिते ॥
त्रिदोषान्मरणं विद्यात् ज्वररोगेण वा वदेत् ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—બુધ સિંહરાશિમાં હોય, ને તેને પાપગ્રહ જોતો હોય, તો ત્રિદોષથી અથવા તાવથી મરણ પામે છે.

मृत्युस्थानगते राहौ पापग्रहनिरीक्षिते ॥
पिटकाद्युष्णरोगाद्वा सर्पदोषान्मृतिर्भवेत् ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—રાહુ આઠમે ભાવે હોય, ને પાપગ્રહ તેને જોતો હોય, તો વંશપરંપરાથી ઉતરતા પિત્તના રોગથી, અથવા સાપના કરડવાથી, મરણ થાય છે.

पराभवगते राहौ पापग्रहनिरीक्षिते ॥
मसूरिकादिरोगाद्वा पित्तभ्रंशान्मृतिं वदेत् ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—રાહુ આઠમે ભાવે હોય, ને પાપગ્રહ તેને જોતો હોય તો, શીતળા ને એવા બીજા રોગોથી અથવા પિત્તના રોગથી મરણ થાય છે.

"माङ्गल्यरन्ध्रमलिनाधिपपराभवायुः" इति मन्त्रेश्वरः फलदीपिकायाम्.

धर्मे शनौ चाऽथ गुरौ तृतीये करच्छिदा स्यान्निधने व्यये वा ॥
कर्मस्थिताश्चेद्यदि राहुमन्दसौम्याः करच्छेदयुतोऽत्र जातः ॥९३॥

૯૩. ભાવાર્થ—શનિ નવમે ભાવે ને ગુરૂ ત્રીજે ભાવે હોય, અથવા તે બે ગ્રહો આઠમે કે બારમે ભાવે હોય તો, તે માણસના હાથ કપાઈ જાય છે. ને જો રાહુ, શનિ, ને બુધ દશમે ભાવે હોય, તો તે માણસના હાથ ઉપર કાપ હોય છે.

शुक्रेण दृष्टे यदि रन्ध्रनाथे सूर्ये शनौ वा फणिनाथयुक्ते ॥
क्रूरादिषष्ट्यंशसमन्विते वा विच्छेदनं तच्छिरसो वदन्ति ॥९४॥

૯૪. ભાવાર્થ—આઠમા ભાવનો સ્વામી સૂર્ય હોય, ને તેને શુક્ર જોતો હોય અથવા શનિ ને રાહુ ક્રૂરાદિ ષષ્ટ્યંશમાં ભેગા હોય તો ગરદન મારવાથી તેનું મરણ થાય છે.

मन्दे विलग्ने मदने सराहौ कन्यान्विते भार्गवनन्दने च ॥
क्षीणे शशाङ्के मदराशियुक्ते विच्छिन्नहस्तश्च पदेन सार्द्धम् ॥९५॥

૯૫. શનિ લગ્ને, ને રાહુ સાતમે ભાવે હોય, ને શુક્ર કન્યા રાશિનો હોય, ને ક્ષીણ પક્ષનો ચંદ્રમા સાતમા ભાવે હોય, તો તેના બંને હાથ તથા પગ કપાઇ જાય છે.

भृगुसुतुल्मे यदि वा तदंशे सूर्यान्विते कृष्णनिशाकरे तु ॥
फणीशचन्द्रान्मजमंयुतेऽर्कराशौ यदा तद्युदरप्रभेदम् ॥ ९६ ॥

૯૬. ભાવાર્થ—જ્યારે મંગળની રાશિનું લગ્ન, અથવા નવમાંશ લગ્ન હોય, ને તેમાં સૂર્ય તથા કૃષ્ણપક્ષનો ચંદ્રમા બેઠો હોય, ને રાહુ તથા બુધ સિંહ રાશિના હોય, તો તે માણસનું **પેટ ચીરવામાં** આવે છે.

मन्दोदये सौम्यदृशा विहीने सर्पार्कयुक्ते यदि कृष्णचन्द्रे ॥
नाभिप्रदेशोत्तरभेदमाहुः शस्त्रेण जातस्य पराशराद्याः ॥ ९७ ॥

૯૭. ભાવાર્થ—લગ્ને શનિ હોય, ને તેને શુભ ગ્રહ જોતા ન હોય, ને કૃષ્ણ પક્ષનો ચંદ્રમા રાહુ ને સૂર્ય ભેગો હોય, તો તે માણસને **ડુંટીના** ઉપરના ભાગ ઉપર શસ્ત્રથી જખમ થાય છે. એવું **પરાશરાદિ** મુનિઓ કહે છે.

षष्ठाष्टमन्व्यये चन्द्रे लग्ननाथेन वीक्षिते ॥
मन्दमान्द्यगुसंयुक्ते तस्य दुर्मरणं वदेत् ॥ ९८ ॥

૯૮. ભાવાર્થ—ચંદ્ર, છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે હોય, ને લગ્નનો સ્વામી તેને જોતો હોય, ને તે ચંદ્રમા શનિ, માંદિ ને રાહુના ભેગો પડેલો હોય તો તેનું મરણ અકસ્માત્ ( અકુદરતી ) થી થાય છે.

मेषूरणस्थे यदि चित्रभानौ भौमे चतुर्थे न च सौम्ययुक्ते ॥
सौम्ये विलग्नोपगते तु मृत्युं गोशृङ्गतः शूलनिपाततो वा ॥ ९९ ॥

૯૯. ભાવાર્થ—સૂર્ય દશમે ને મંગળ ચોથે ભાવે હોય, ને તેમાં કોઇ પણ શુભ ગ્રહ ન હોય, ને બુધ લગ્ને હોય, તો તે માણસનું મરણ બળદ અથવા ગાયનાં શીંગડાં વાગવાથી, અથવા **પડી જવાથી**, કે ભાલો વાગવાથી, થાય છે.

दशमसुखसमेतैः पापदृष्टैश्च सौम्यै-
रुदयनिधनयातैः शूलपातान्मृतिः स्यात् ॥
शशिनि तनुगृहस्थे बन्धुगे भानुपुत्रे
कलहजनितदोषैरंबरस्थे च भौमे ॥ १०० ॥

૧૦૦. ભાવાર્થ—દશમે, ચોથે, લગ્ને, કે આઠમા ભાવમાં શુભ ગ્રહો બેઠા હોય, ને તેને પાપગ્રહો જોતા હોય, તો ભાલાવડે કરીને તેનું મરણ થાય છે. ને જ્યારે લગ્નમાં ચંદ્ર ને શનિ ચોથે ભાવે, ને મંગળ દશમે ભાવે, હોય તો **કજીઆકંકાસથી** તેનું મરણ થાય છે.

लग्नं गते दिनकरे तरुणीगतेन्दौ
पापेक्षिते कलहतोयभयान्मृतिः स्यात् ॥
लग्ने दिनेशशशिनौ द्विशरीरकेऽन्ये
पापेक्षिता यदि वहृदकशृङ्गिदंष्ट्रात् ॥ १०१ ॥

१०१. ભાવાર્થ—સૂર્ય લગ્નમાં, ને ચંદ્ર કન્યા રાશિનો હોય, તે પાપગ્રહ તેને જોતા હોય, ત્યારે કજીઆથી અથવા પાણીના ભયથી, મરણ થાય છે. ને જો સૂર્ય ચંદ્ર લગ્નમાં ને બીજા ગ્રહો દ્વિસ્વભાવ રાશિના હોય ને પાપગ્રહો તેને જોતા હોય, તો શીંગડાંવાળા અથવા દાંતવાળા જાનવરથી અગર પાણીથી મરણ થાય છે.

तुहिनकिरणलग्नात् पापखेटेोपयाते
नवमतनयराशौ पापखेटेक्षिते वा ॥
भुजगनिगडपाशे रन्ध्रजन्मत्रिभागे
जननसमयलग्नान्मृत्युमुद्बन्धनेन ॥ १०२ ॥

१०२. ભાવાર્થ—ચંદ્રમા જે રાશિનો હોય, તેનાથી નવમી અથવા પાંચમી રાશિમાં પાપગ્રહ હોય, અથવા તેને પાપગ્રહ જોતો હોય, ને જન્મ લગ્નથી આઠમા ભાવનું દ્રેષ્કાણ, એટલે લગ્નથી બાવીસમું દ્રેષ્કાણ, સર્પ અથવા નિગડ કે પાશદ્રેષ્કાણ હોય તો તે માણસનું ફાંસીથી મરણ થાય છે.

मीनोदये शशिरवी यदि पापयुक्तौ
पापेऽष्टमे च मरणं रमणीकृतं स्यात् ॥
भौमे सुखे दिनकरे यदि वा मदस्थे
मन्देऽष्टमे शशिनि चान्नविशेषजन्यम् ॥ १०३ ॥

१०३. ભાવાર્થ—મીન રાશિના લગ્નમાં સૂર્ય ચંદ્ર, પાપગ્રહ યુક્ત હોય, ને આઠમે પણ પાપગ્રહ હોય, તો વેશ્યા સ્ત્રીના હાથથી મરણ થાય છે. ને મંગળ ચોથે, અથવા સૂર્ય સાતમે, હોય અને શનિ ચંદ્ર આઠમે હોય, તો ભારે ખોરાક ખાવાથી મરણ થાય છે.

मन्दे धने सुखगते शशिनि क्षमाजे
मानस्थिते व्रणकृतेन मृतिं समेति ॥

वन्धुस्थितेऽवनिसुते धनगे शशाङ्के
भानौ नभस्थलगते तु गजाश्वयानात् ॥ १०४ ॥

૧૦૪. ભાવાર્થ—શનિ બીજે, ચંદ્ર ચોથે, ને મંગળ દશમે હોય, તો ઘા વાગવાથી માણસનું મરણ થાય છે. ને મંગળ ચોથે, બીજે ચંદ્ર, ને દશમે સૂર્ય હોય, તો હાથી કે ઘોડા ઉપરથી પડી જવાથી મરણ થાય છે.

रन्ध्रे शनौ वियति हीनबले शशाङ्के
भानौ सुखे निभृतकाष्ठहतेन मत्युः ॥
पापान्तरे जननलग्नपतौ सकेतौ
लग्नाष्टमे खलयुते सति मातृकोपात् ॥ १०५ ॥

૧૦૫. ભાવાર્થ—શનિ આઠમે, ને નિર્બળ ચંદ્ર દશમે, સૂર્ય ચોથે હોય તો લાકડું વાગવાથી મરણ થાય છે. લગ્નનો સ્વામી કેતુ સાથે બે પાપગ્રહની વચ્ચે હોય, ને આઠમે ભાવે પાપગ્રહ હોય, તે માતાના કોપથી મરણ થાય છે.

सुखास्पदस्थैरशुभैर्ग्रहेन्द्रैस्त्रिकोणगैर्वाऽथ विलग्नराशौ ॥
रन्ध्रेश्वरे भूतनयेन सार्द्धमुद्बन्धनात्तस्य मृतिं वदन्ति ॥१०६॥

૧૦૬. ભાવાર્થ—પાપગ્રહો ચોથે, દશમે અથવા નવમે, પાંચમે હોય ને આઠમા ભાવનો સ્વામી મંગળ સાથે લગ્નમાં હોય, તો તે માણસ પોતાના હાથે ફાંસો ખાવાથી મરણ પામે છે. એવું જોશીઓ કહે છે.

लग्ने रवौ सुते मन्दे रन्ध्रस्थे तुहिनांशुके ॥
धर्मे गते धरासूनौ वृक्षाशनिभयान्मृतिः ॥ १०७ ॥

૧૦૭. ભાવાર્થ—સૂર્ય લગ્ને, શનિ પાંચમે, ચંદ્રમા આઠમે, ને મંગળ નવમે, ભાવે હોય તો ઝાડ ઉપરથી પડવાથી, અથવા પથ્થર ઉપરથી પડી જવાથી મરણ થાય છે.

पापेष्वाज्ञावन्धुराशिस्थितेषु क्षीणे तारानायके शत्रुराशौ ॥
लग्नाच्छिद्रस्थानराशिं गते वा यात्राकाले शत्रुदोषान्मृतिः स्यात् १०८

૧૦૮. ભાવાર્થ—ચોથે ને દશમે ભાવે પાપગ્રહો હોય, ને ક્ષીણ ચંદ્રમા છઠ્ઠે અથવા આઠમે ભાવે હોય તો જાત્રા (યાત્રા) માં શત્રુઓથી મરણ થાય છે.

लग्नान्त्यगौ भानुधराकुमारौ दिनेशचन्द्रेन्दुसुता मदस्थाः ॥
सुरालयोद्यानवनप्रदेशे प्रवासभूमौ म्रियते तु जातः ॥ १०९ ॥

૧૦૯. ભાવાર્થ—શનિ લગ્ને, ને મંગળ બારમે, સૂર્ય ચંદ્ર ને બુધ સાતમે, હોય તો પરદેશમાં દેવાલયને વિષે અથવા બાગમાં મરણ પામે છે.

लग्नाष्टमे पापयुतेऽष्टमेशे रिःफोपयाते यदि केन्द्रगे वा ॥
लग्नेश्वरे हीनबलेन युक्ते दुर्मार्गदोषात्प्रवदन्ति मृत्युः ॥ ११० ॥

૧૧૦. ભાવાર્થ—પાપગ્રહ આઠમે ભાવે, ને આઠમાનો સ્વામી બારમે અથવા કેંદ્રમાં હોય, ને લગ્નનો સ્વામી નિર્બળ હોય, તો ખરાબ રસ્તે ચાલવાથી મરણ થાય છે.

भौमार्कजक्षेत्रगते शशाङ्के पापेक्षिते पापखगान्तरस्थे ॥
कन्यागृहे वा हिबुकोपयाते मृतिं वदेदग्निजशस्त्रपातैः ॥१११॥

૧૧૧. ભાવાર્થ—મંગળ કે શનિની રાશિનો ચંદ્ર હોય, ને તેને પાપગ્રહ જોતો હોય તેમ તે ચંદ્રમા પાપગ્રહોની વચ્ચે હોય, અથવા ચંદ્રમા કન્યા રાશિનો ચોથે ભાવે હોય, તેમ તે પાપગ્રહોની વચ્ચે હોય તથા પાપગ્રહ તેને જોતો હોય, તો એકદમ બંદુક હથિયાર વાગવાથી મરણ થાય છે.

यदि विषघटिकायामष्टमे पापयुक्ते विषशिखिभवशस्त्रैर्जायते तस्य मृत्युः ॥
बहुदिविचरयुक्ते लग्नपे साष्टमेशे बहुजनमृतिकाले मृत्युमेति प्रभातः११२

૧૧૨. ભાવાર્થ—જેનો જન્મ [1]વિષઘટીમાં હોય ને આઠમે ભાવે

---

१ विषघटी-मुहूर्तमार्तण्ड पञ्चाशा ५० जिन २४ खाग्नय ३० श्च खकृता ४० आखण्डला १४ मूर्च्छना २१
त्रिशा ३० द्विशा २० रदाः ३२ खराम ३० नख २० धृत्ये १८ काश्विनौ २१ विंशतिः २० ।
शक्रे १४ द्वौ १४ दशा १० वासवा १४ रसशराः ५६ सिद्धा २४ नखा २० शा १० द्विशो १०
धृत्य १८ ष्टौ १६ जिन २४ खाग्नयो ३० श्वितइमाभ्योऽग्रेऽश्विनाड्यो विषम् ॥
नक्षत्रस्य गतैष्ययोगगुणितः स्वस्वाभुवः षष्टिहृत्
स्पष्टः स्यादतऊर्ध्वमग्निघटिकाः स्पष्टाः स्युरेवंकृताः ॥

ભાવાર્થ—અશ્વિની નક્ષત્રથી ૨૭ નક્ષત્રોની અનુક્રમે ૫૦, ૨૪, ૩૦, ૪૦, ૧૪, ૨૧, ૩૦, ૨૦, ૩૨, ૩૦, ૨૦, ૧૮, ૨૧, ૨૦, ૧૪, ૧૪, ૧૦, ૧૪, ૫૬,

પાપગ્રહો રહ્યા હોય તો ઝેર ખાવાથી અથવા હથિયાર વાગવાથી તેનું મરણ થાય છે. તેમજ લગ્નનો સ્વામી આઠમા ભાવના સ્વામી સંગાથે રહ્યો હોય ને તેમાં બીજા ગ્રહો પણ રહ્યા હોય તો ઘણા માણસો મરે તે વખતે તેનું મરણ થાય છે.

लग्नेशस्थनवांशस्थराशिकोपोद्भवामयैः ॥
मृत्युं तस्य वदन्त्येके हौरिका मुनिपुङ्गवाः ॥ ११३ ॥

૧૧૩. ભાવાર્થ—લગ્નનો સ્વામી નવમાંશમાં જે રાશિનો હોય, તે રાશિ પ્રમાણે ( એટલે તેના કોપથી ) દુઃખ ઉત્પન્ન થઇ મરણ પામે છે. એવું જ્યોતિષ શાસ્ત્રના જાણનાર, વિદ્વાનો કહે છે.

होरेशेंऽशगते तु तुम्बुरगृहे तापज्वराद्युद्भवै-
रुक्षिण्श्वासविकारशूलजनितैर्युग्मे शिरःशूलजैः ॥
वातोन्मादभवैः कुलीरभवने सिंहे विपस्फोटकैः
कन्यायां जठराग्निगुह्यजनितैर्जातस्य मृत्युं वदेत् ॥ ११४ ॥

૧૧૪. ભાવાર્થ—લગ્નનો સ્વામી મેષના નવમાંશમાં હોય તો સખત તાવથી, ને વૃષભનો હોય તો શ્વાસ, ને ચુંકના રોગથી, ને મિથુનનો હોય તો માથાના દરદથી, કર્કનો હોય તો સંધીવા અથવા ગાંડા થઈ જવાથી, ને સિંહનો હોય તો વિસ્ફોટકથી, કન્યાનો હોય તો જઠરાના રોગથી તથા ગુહ્ય ( છુપા ભાગના ) રોગથી, મરણ થાય છે.

---

૨૪, ૨૦, ૧૦, ૧૦, ૧૮, ૧૬, ૨૪, ૩૦, આ ઘડી ઉપરાંત ( પછી ) ની ચાર ચાર ઘડીઓ વિષ ઘટીકા જાણવી. ॥ ૧ ॥

દરેક નક્ષત્રના સર્વક્ષની ઘડીઓથી પાતપોતાના ધ્રુવક ( ઉપર બતાવેલી ઘડીયો ) ને ગુણીને ૬૦ થી ભાગવા તો તે દરેક નક્ષત્રોની ધ્રુવકની સ્પષ્ટ ઘડીયો થાય છે. એટલે દરેક નક્ષત્રની જે ઉપર ઘડીયો બતાવી છે તે જ્યારે નક્ષત્ર ૬૦ ઘડીનું હોય ત્યારેજ જાણવી. પણ વધારે કે ઓછી ઘડીનું હોય ત્યારે ઉપર પ્રમાણે કરવાથી કેટલી ઘડી પછીથી ચાર ઘડી વિષ ઘડી જાણવી તે જણાશે.

તેમજ તે ચાર ઘડી પણ ૬૦ ઘડીનું નક્ષત્ર હોય ત્યારેજ જાણવી પણ વધારે ઓછી ઘડીનાં નક્ષત્ર હોય છે માટે તેને પણ ઉપર પ્રમાણે કરવાથી કેટલી ઘડી વિષ ઘડી કહેવાય તે જણાશે.

जूके शोकचतुष्पदज्वरभवैः कीटेऽश्मशस्त्रादिभि-
श्चापे तीव्रमरुद्भवैर्मृगमुखे व्याघ्रादि शूलामयैः ।
कुंभे व्याघ्रवधूकृतैरनिमिषे तोयातिसारैर्मृतिं
रन्ध्रस्यांशगता प्रचारधरणी जातस्य मृत्युप्रदा ॥ ११५ ॥

૧૧૫. ભાવાર્થ—જો લગ્નનો સ્વામી તુલાના નવમાંશમાં હોય, તો જાનવરથી, અથવા તાવ આવવાથી. ને વૃશ્ચિકનો હોય તો પથ્થરથી કે હથિયારથી, ધનનો હોય તો અત્યંત વાયુથી, મકરનો હોય તો વાઘ ઈત્યાદી જાનવરથી, અથવા શૂળના રોગથી, કુંભનો હોય તો વાઘથી, અથવા બૈરીથી, અને મીનનો હોય તો પાણીથી અથવા ઝાડાના રોગથી મરણ થાય છે. આઠમાના નવમાંશને પામેલી રાશિની પૃથ્વીમાં જન્મનારનું મરણ કહેવું.

निशिबलयुतराशौ लग्नयातेऽह्नि काले
यदि दिनबलयुक्ते जन्मलग्ने रजन्याम् ।
उदयगनवभागस्वामियोगेक्षितानां
दिशि मृतिमुपयाति स्थानवीर्याधिकस्य ॥११६॥

૧૧૬. ભાવાર્થ—જે રાશિયો રાત્રે બળવાન છે, તેમાંની રાશિનું લગ્ન દિવસે આવેલું હોય અથવા દિવસે બળવાન રાશિનું લગ્ન રાત્રિયે આવ્યું હોય, ને નવમાંશ લગ્ન પોતાના સ્વામીથી યુક્ત, અથવા જોવાયેલું હોય, ને તે ગ્રહસ્થાન બળમાં વધારે હોય, તો તે ગ્રહની દિશામાં મરણ થાય છે.

होराशेषनवांशमानघटिका मोहः स्वभांशेक्षिते
पापैस्तद्द्विगुणीकृतास्त्रिगुणितः सौम्यैरवस्थात्मकः ।
क्रूरापथ्वरसौम्यमिश्रतनुगैर्द्वाविंशति त्र्यंशर्के-
र्नाशं याति शरीरमग्निजलसंमिश्रश्वमुख्यैः क्रमात् ॥११७॥

૧૧૭. ભાવાર્થ—લગ્નના જેટલા નવમાંશ[1] ભોગવવાના બાકી રહ્યા

---

૧. લગ્નના જેટલા અંશો હોય, તેમાંથી ૩ અંશ ને ૨૦ કળાના જેટલા ભાગો જાય, તેટલા ભાગને ૯ ભાગમાંથી બાદ કરવા. તો જે રહે તેટલા નવમાંશ બાકી જાણવા. દાખલો—લગ્નના અંશ ૨૦ છે, તો નવમાંશના ભાગ ૬ ગયા તેને ૯ માંથી બાદ કર્યા તો ૩ નવમાંશ બાકી રહ્યા માટે ૩ ઘડી બેભાન રહેશે. એમ જાણવું.

હોય, તેટલી ઘડી મરણ વખતે બેભાન રહે છે. પણ જો લગ્નને તથા નવમાંશ લગ્નને પાપગ્રહો જોતા હોય, તો ઉપર કહેલી ઘડીને બમણી કરીયે, તેટલી વખત બેભાન રહે. ને તે લગ્નને તથા નવમાંશનેશુભ ગ્રહો જોતા હોય, તો ઉપર કહેલી ઘડીને ત્રણે ગુણીયે, તેટલી ઘડી બેભાન રહે. એ પ્રમાણે લગ્ન દ્રેષ્કાણથી બાવીસમું દ્રેષ્કાણ જળચર રાશિનું હોય ને તેમાં શુભ અથવા પાપ અથવા મિશ્ર ગ્રહ હોય તો અનુક્રમે અગ્નિથી અથવા પાણીથી અથવા ફાડી ખાનાર જાનવરથી તે શરિરની મરણ પછી સ્થિતિ થાય છે.

देवमर्त्यपितृनारकालयप्राणिनो गुरुरिनक्षमासुतौ ॥
कुर्युरिन्दुभृगुजौ बुधार्कजौ मृत्युकालभवलग्नगा यदि ॥११८॥

૧૧૮. ભાવાર્થ—માણસના મરણ વખતનું લગ્ન મુકવું. ને તે લગ્નમાં ગુરૂ હોય તો મરણ પછી દેવલોકમાં જાય છે. ને સૂર્ય કે મંગળ હોય તો મૃત્યુલોકમાં ને ચંદ્ર, શુક્ર હોય તો પિતૃલોકમાં ને બુધ કે શનિ હોય તો નરકલોકમાં જાય છે.

भूचक्रं स्यात् तुम्बुराद्यं चतुष्कं सिंहागाराद्यं भुवश्चक्रमाहुः ॥
चापादिस्थं तत्सुवश्चक्रजन्यं जीवो मृत्युक्षेत्रलोकं समेति ॥११९॥

૧૧૯. ભાવાર્થ—મેષથી અનુક્રમે ચાર રાશિ ભૂર્લોક છે. સિંહથી ચાર રાશિ ભૂવર્લોક છે. ને ધનથી ચાર રાશિ સ્વર્ગ લોક છે. માટે મરણ લગ્ન જે લોકનું છે, તે લોકમાં જીવ જાય છે.

रिःफाधीशे पापषष्ठ्यंशयाते पापैर्दृष्टे नारकं लोकमेति ॥
राहौ रिःफे मान्दिरन्ध्रेशयुक्ते शत्रुस्थानस्वामिदृष्टे तथा स्यात् १२०

૧૨૦. ભાવાર્થ—બારમા ભાવનો સ્વામી પાપષષ્ઠ્યંશમાં રહ્યો હોય, ને તેને પાપગ્રહો જોતા હોય તો મરણ પામેલો નર્કમાં જાય છે. ને રાહુ બારમે માંદિ ને આઠમા ભાવના સ્વામી ભેગો હોય, ને છઠ્ઠા ભાવનો સ્વામી તેને જોતો હોય, તોપણ નર્કલોકમાં જાય છે.

उच्चस्थे शुभखेचरे व्ययगते पापग्रहैः शोभनैः
सन्दृष्टे शुभवर्गके च विपुलं स्वर्गादि भोगं वदेत् ॥

कर्मस्थानपतौ पुरन्दरगुरौ रिःफोपयातेऽथवा
सौम्यव्योमनिवासदृष्टिसहिते तस्यामरत्वं भवेत् ॥१२१॥

૧૨૧. ભાવાર્થ—જો એક ઉચ્ચનો શુભ ગ્રહ બારમે હોય, અથવા શુભગ્રહની રાશિનો થઇ બારમે હોય, ને તેને શુભ તથા પાપગ્રહો જોતા હોય, તો તેને અત્યંત સ્વર્ગનું સુખ કહેવું. ને જ્યારે દશમા ભાવનો સ્વામી ગુરૂ બારમે હોય, ને તેને શુભ ગ્રહો જોતા હોય, તો તે અમર થાય છે.

बृहस्पतौ चापनवांशकस्थे बलान्विते कर्कटलग्नयाते ॥
त्रिभिश्चतुर्भिः सह कण्टकेषु नभश्चरैर्ब्रह्मपदं प्रयाति ॥१२२॥

૧૨૨. ભાવાર્થ—જ્યારે ગુરૂ બળવાન થઇ, ધન રાશિના નવમાંશમાં હોય, ને જન્મમાં કર્કરાશિનો ગુરૂ લગ્ને હોય ને ત્રણ અથવા ચાર ગ્રહો કેંદ્રમાં હોય તો બ્રહ્મપદને પામે છે.

धनुर्विलग्ने यदि तुंवरांशके लग्ने गुरौ दानवपूजितेऽस्ते ॥
कन्यागते शीतकरे बलान्विते परं पदं लोकमुपैति शाश्वतम् १२३

૧૨૩. ભાવાર્થ—જો ધન રાશિનું લગ્ન હોય, ને નવમાંશ લગ્નમાં મેષનો ગુરૂ હોય, શુક્ર સાતમે હોય, ને બળવાન ચંદ્ર કન્યારાશિનો હોય, તો તે માણસ પરંપદને પામે છે.

निसर्गदायप्रमुखायुरब्दस्फुटक्रियामृत्युदशाप्रभेदाः ॥
निर्याणकालप्रभवाश्च सर्वे सङ्कीर्तिता भानुमुखप्रसादात् ॥१२४॥

इति श्री नवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारि-
जाते आयुर्दायाध्यायः पञ्चमः

૧૨૪. ભાવાર્થ—સૂર્ય અને બીજા ગ્રહોની મહેરબાનીથી નિસર્ગ આયુરદાને આદિ લઇ આયરદાનાં સ્પષ્ટ વરસો ગણવાની રીત, તથા નિર્યાણ કાળથી ઉત્પન્ન થતા મરણની દશાના ભેદો તે સર્વે કહ્યા છે. આ પ્રમાણે નવ ગ્રહોની મહેરબાનીથી, વૈદ્યનાથે લખેલા, જાતક પારિજાતનો, પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો.

खेडामान्त समागते कपडवञ्जारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्र ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायऽशरोगुर्जरः ॥१॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી પાંચમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

## नैर्याणिकाऽध्याय.

## નૈર્યાણિકાધ્યાય.

मृत्युर्मृत्युगृहेक्षणेन बलिभिस्तद्धातुकोपोद्भव-
स्तत्संयुक्तभगात्रजो बहुभवो वीर्यान्वितैर्भूरिभिः ॥
अग्न्यम्ब्वायुधजो ज्वरामयकृतस्तृट्क्षुत्कृतश्चाष्टमे
सूर्याद्यैर्निधने चरादिषु परस्वाध्वप्रदेशोष्विति ॥ १ ॥

૧ ભાવાર્થ—જે બળવાન ગ્રહ, આઠમા ભાવને જોતો હોય, તેની ધાતુના કોપથી મરણ જાણવું.

લગ્નથી આઠમે જે રાશિ હોય. તે રાશિ, કાળપુરૂષના અંગનો જે ભાગ હોય તે ભાગમાં, જે જોનાર ગ્રહ છે તેની ધાતુના રોગથી મરણ પામે છે. પણ જો ઘણા ગ્રહો જોતા હોય તો જે વધારે બળવાન ગ્રહ હોય તેની ધાતુના રોગથી, અને જો બળવાન ગ્રહો બહુ હોય ને તે જોતા હોય તો જેટલા ગ્રહ જોતા હોય તેટલા ગ્રહોની ધાતુઓને લગતા આઠમા ભાવની રાશિ પ્રમાણેના શરીરના ભાગમાં રોગો થવાથી મરણ પામે છે.

સૂર્ય, આઠમે હોય તો અગ્નિથી, ચંદ્ર હોય તો જળથી, મંગળ હોય તો શસ્ત્રથી, બુધ હોય તો તાવથી, ગુરૂ હોય તો રોગથી, શુક્ર હોય તો તરસથી, ને શનિ હોય તો ભૂખથી મરણ કરે છે.

આઠમે ચર રાશિમાં હોય તો પરદેશમાં, સ્થિર હોય તો પોતાના દેશમાં, અને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો માર્ગમાં મરણ પામે છે.

शैलाग्राभिहतस्य सूर्यकुजयोर्मृत्युः खबन्धुस्थयोः
कूपे मन्दशशाङ्कभूमितनयैर्बन्ध्वस्तकर्मस्थितैः ॥
कन्यायां स्वजनाद्धिमोष्णकरयोः पापग्रहैर्दृष्टयोः
स्यातां यद्युभयोदयेऽर्कशशिनौ तोये तदा मज्जितः ॥ २ ॥

૨. ભાવાર્થ—(જન્મકુંડલીમાં) દશમે સૂર્ય, અને ચોથે મંગળ, હોય તો પહાડ ઉપરથી પડેલા પથ્થરના વાગવાથી મરણ થાય છે.

શનિ, ચંદ્ર, અને મંગળ, અનુક્રમે ચોથા સાતમા ને દશમા ભાવમાં હોય તો કુવામાં પડવાથી મરણ થાય છે.

સૂર્ય અને ચંદ્ર, કન્યા રાશિમાં હોય અને પાપગ્રહો જોતા હોય, તો પોતાની જાતના માણસથી મરણ થાય છે.

દ્વિસ્વભાવ રાશિના લગ્નમાં સૂર્ય અને ચંદ્ર બેઠા હોય તો પાણીમાં ડુબવાથી મરણ થાય છે.

मन्दे कर्कटगे जलोदरकृतो मृत्युर्मृगाङ्के मृगे
शस्त्राग्निप्रभवः शशिन्यशुभयोर्मध्ये कुजर्क्षे स्थिते ॥
कन्यायां रुधिरोत्थशोषजनितस्तद्वत्स्थिते शीतगौ
सौरर्क्षे यदि तद्वदेव हिमगौ रज्ज्वग्निपातैः कृतः ॥ ३ ॥

૩. ભાવાર્થ—કર્કરાશિમાં શનિ અને મકર રાશિમાં ચંદ્ર બેઠા હોય તો જલંધરના રોગથી મરણ થાય.

મંગળની રાશિમાં ચંદ્ર, બે પાપગ્રહોની વચમાં હોય તો હથિયાર કે અગ્નિથી મરણ થાય.

કન્યારાશિમાં ચંદ્ર, બે પાપગ્રહોની વચમાં હોય તો લોહી બગડવાથી સોજા વિગેરે આવી મરણ થાય.

શનિની રાશિમાં ચંદ્ર, બે પાપગ્રહોની વચમાં હોય તો દોરડાથી, અગ્નિથી, અથવા ઊંચેથી પડવાથી મરણ થાય.

वन्धाद्धीनवमस्थयोरशुभयोः सौम्यग्रहादृष्टयो-
र्द्रेष्काणैश्च ससर्पपाशनिगडैश्छिद्रस्थितैर्बन्धतः ॥

कन्यायामशुभान्वितेऽस्तमयगे चन्द्रे सिते मेषगे
　　सूर्ये लग्नगते च विद्धि मरणं स्त्रीहेतुकं मन्दिरे ॥ ४ ॥

૪. ભાવાર્થ—જે પાપગ્રહ પાંચમા, નવમા ભાવમાં બેઠા હોય, અને શુભગ્રહો ન જોતા હોય તો મરણ બંધીખાનામાં થાય છે.

આઠમા ભાવમાં રહેલી રાશિના દ્રેષ્કાણો સર્પ, પાશ, અથવા નિગડ નામના હોય ( જુઓ અધ્યાય ૫ શ્લોક ૫૫ મો ) તો મરણ બંધીખાનામાં થાય.

ચંદ્ર, કન્યા રાશિમાં સાતમા ભાવમાં પાપગ્રહ સાથે બેઠો હોય, અને શુક્ર મેષ રાશિમાં હોય સૂર્ય, લગ્નમાં હોય તો તે માણસ પોતાનાજ ઘરમાં સ્ત્રીના હાથથી મરણ થાય છે.

शूलोद्भिन्नतनुः सुखेऽवनिसुते सूर्येऽपि वा खे यमे
　　सप्तक्षीणहिमांशुभिश्च युगपत् पापैस्त्रिकोणाद्यगैः ॥
बन्धुस्थे च रवौ वियत्यवनिजे क्षीणेन्दुसंवीक्षिते
　　काष्ठेनाभिहतः प्रयाति मरणं सूर्यात्मजेनेक्षिते ॥ ५ ॥

૫. ભાવાર્થ—સૂર્ય અથવા મંગળ ચોથા ભાવમાં હોય, અને શનિ ૧૦ મા ભાવમાં હોય, તો શૂળી ચડવાથી મરણ થાય.

ક્ષીણ ચંદ્રમા સાથે પાપગ્રહો, ( સૂ. મં. શ. ) પહેલા, નવમા, કે પાંચમા ભાવમાં બેઠા હોય તો શૂળી ચડવાથી મરણ થાય.

સૂર્ય ચોથા ભાવમાં હોય, અને મંગળ દશમા ભાવમાં હોય, ને ક્ષીણ ચંદ્રમા જોતો હોય તો શૂળી ચડવાથી મરણ થાય.

સૂર્ય ચોથા ભાવમાં ને મંગળ ૧૦ મા ભાવમાં હોય, અને શનિ જોતો હોય તો લાકડું વાગવાથી મરણ થાય છે.

रन्ध्रास्पदाङ्गहिबुकैर्लगुडाहताङ्गः
　　प्रक्षीणचन्द्ररुधिरार्किदिनेशयुक्तैः ॥
तैरेव कर्मनवमोदयपुत्रसंस्थै-
　　र्धूमाग्निबन्धनशरीरनिकुट्टनान्तः ॥ ६ ॥

૬. ભાવાર્થ—ક્ષીણપક્ષનો ચંદ્ર, મંગળ, શનિ અને સૂર્ય અનુક્રમે ૮, ૧૦, ૧, ૪, ભાવમાં બેઠા હોય તો લાકડી કે સોટાના મારથી મરણ

થાય છે. પણ તેજ ગ્રહો અનુક્રમે ૧૦, ૯, ૧, ૫ ભાવોમાં બેઠા હોય તો ધૂમાડાથી ગભરાઈ જવાથી, અગ્નિથી, બંધીખાનાથી, અથવા આંચકો મારી નાંખી દેવાથી મરણ થાય છે.

वन्ध्वस्तकर्मसहितैः कुजसूर्यमन्दैः
निर्याणमायुधशिखिक्षितिपालकोपात् ॥
सौरेन्दुभूमितनयैः स्वसुखास्पदस्थै-
र्ज्ञेयः क्षतक्रिमिकृतश्च शरीरघातः ॥ ७ ॥

૭. ભાવાર્થ—મંગળ, સૂર્ય અને શનિ, અનુક્રમે ૪, ૭, ૧૦, મા ભાવમાં હોય તો અગ્નિથી, હથિયારથી અથવા રાજાના ક્રોધથી મરણ થાય છે.

શનિ, ચંદ્ર, અને મંગળ અનુક્રમે ૨, ૪, ૧૦ મા ભાવમાં બેઠા હોય તો ઘાયલ શરીરમાં કીડા પડવાથી મરણ થાય છે.

खस्थेऽर्केऽवनिजे रसातलगते यानप्रपाताद्वधो ॥
यन्त्रोत्पीडनजः कुजेऽस्तमयगे सौरेन्दिनाभ्युद्गमे ॥
विण्मध्ये रुधिरार्किशीतकिरणैर्जूकाजसौरर्क्षगै-
र्यातैर्वा गलितेन्दुसूर्यरुधिरैर्व्योमास्तबन्ध्वाह्वयान् ॥ ८ ॥

૮. ભાવાર્થ—સૂર્ય, દશમા ભાવમાં અને મંગળ ચોથા ભાવમાં હોય તો ગાડીમાંથી પડી જવાથી મરણ થાય છે.

મંગળ, સાતમા ભાવમાં અને સૂર્ય, ચંદ્ર, શનિ, લગ્નમાં હોય તો દુખ ઉપજાવે, એવા હથિયારથી મરણ થાય છે.

મંગળ, શનિ અને ચંદ્ર, અનુક્રમે તુલા, મેષ અને શનિની રાશિમાં બેઠા હોય અથવા ક્ષીણ ચંદ્ર, સૂર્ય, અને મંગળ, અનુક્રમે દશમા સાતમાને ચોથા ભાવમાં બેઠા હોય તો ખરાબ રસ્તામાં મરણ થાય છે.

वीर्यान्वितवक्रवीक्षिते क्षीणेन्दौ निधनस्थितेऽर्कजे ॥
गुह्योद्भवरोगपीडया मृत्युः स्यात् क्रिमिशस्त्रदाहजः ॥ ९ ॥

૯. ભાવાર્થ—ક્ષીણ ચંદ્રમાને બળવાન મંગળ જોતો હોય, અને શનિ આઠમા ભાવમાં હોય તો તે માણસ મસાના અથવા ભગંદરના રોગથી, કીડાઓથી વાઢકાપ કરવાથી, કે ચામડી બળી જાય એવી વસ્તુ લગાડવાથી મરણ થાય છે.

अस्ते रवौ सरुधिरे निधनेऽर्के पुत्रे
क्षीणे रसातलगते हिमगौ खगान्तः ॥
लग्नात्मजाष्टमतपस्विनभौममन्द-
चन्द्रैस्तु शैलशिखराशनिकुड्यपातैः ॥ १० ॥

૧૦. ભાવાર્થ—સૂર્ય અને મંગળ સાતમા ભાવમાં, શનિ આઠમા ભાવમાં, અને ક્ષીણ ચંદ્રમા, ચોથે હોય તો પક્ષિઓથી તેનું મરણ થાય છે.

સૂર્ય, મંગલ, શનિ અને ચંદ્ર, અનુક્રમે ૧, ૫, ૮, ૯ મા ભાવમાં બેઠા હોય તો તેનું મરણ પર્વત કે ટેકરાપરથી પડેલા પથ્થરના વાગવાથી, ભીંત કે વીજળી પડવાથી થાય છે.

द्वाविंशः कथितस्तु कारणं द्रेष्काणो निधनस्य सूरिभिः ॥
तस्याधिपतिर्भवोऽपि वा निर्याणं स्वगुणैः प्रयच्छति ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—માણસના મરણનું કારણ લગ્નથી બાવીસમું દ્રેષ્કાણ પંડિતોએ કહ્યું છે. આ બાવીસમા દ્રેષ્કાણના સ્વામીના અથવા તે દ્રેષ્કાણ જે રાશિનો હશે, તેના સ્વામીના જેવા ગુણવાળો થાય. અને મરણ પણ તે મુજબ સમજવું.

होरानवांशकप्रयुक्तसमानभूमौ
योगेक्षणादिभिरतः परिकल्प्यमेतत् ॥
मोहस्तु मृत्युसमयेऽनुदितांशतुल्यः
स्वेशेक्षिते द्विगुणितस्त्रिगुणः शुभैश्च ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—આ સઘળા ઉપરથી આપણે નિર્યાણ અથવા મરણ, લગ્નના નવમાંશનો સ્વામી બેઠેલો હોય તે રાશિ ઉપરથી મરણની ભૂમી જાણવી અથવા આઠમા ભાવને ગ્રહો જોતા હોય તે ઉપરથી, મરણની ભૂમી નકી કરવી. (જુઓ અધ્યાય ૧ અને શ્લોક ૧૧).

મરણ વખતે લગ્નના જેટલા નવમાંશ બાકી હોય તેટલી ઘડી બેભાન રહેશે એમ કહેવું. અને લગ્નને લગ્નનો સ્વામી જોતો હોય, તો કહેલી ઘડીથી બમણી ઘડી બેભાની રહેશે. લગ્નને શુભ ગ્રહો જોતા હોય તો કહેલી ઘડીથી ત્રણગણી ઘડી બેભાન રહેશે.

दहनजलविमिश्रैर्भस्मसंक्लेदशोषै-
निधनभवनसंस्थैर्व्यालवर्गैर्विडम्बः ॥
इति शवपरिणामश्चिन्तनीयो यथोक्तः
पृथुविरचितशास्त्राद् गत्यनूकादिचिन्त्यम् ॥ १३ ॥

૧૩. ભાવાર્થ—દ્રેષ્કાણુ કુંડલીમાં-આઠમા ભાવે પાપગ્રહની રાશિ, (અગ્નિ દ્રેષ્કાણુ) હોય તો તેના મરેલા શરીર (શબ) ને અગ્નિથી બાળે છે. જો શુભ ગ્રહની રાશિ (જલદ્રેષ્કાણુ) હોય તો પાણીમાં નાખવામાં આવે છે. અને મિશ્રદ્રેષ્કાણુ (શુભ ગ્રહની રાશિમાં પાપગ્રહો હોય, ને પાપગ્રહની રાશિમાં શુભ ગ્રહ) હોય તો શબ સુકાઇ જાય છે.

દ્રેષ્કાણુમાં આઠમા ભાવે દ્રેષ્કાણુ વ્યાલ [1](સર્પ) હોય (જુઓ અધ્યાય ૫ શ્લોક ૫૫) તો શરીરને ફાડીખાવાવાળા જનાવરોને ભક્ષણ કરવા મુકી દેવામાં આવે છે. ઉપર લખ્યા પ્રમાણે મુવેલા માણસના શરીરનું શું થશે તે વિચારી શકાય છે. માણસ મૂવા પછી ક્યાં જશે, અને તે આગલા (ગયા) જન્મમાં કોણ હતો, (એટલે કયા લોકમાંથી આવ્યો હતો) તે જ્યોતિષશાસ્ત્ર ઉપરથી કહેવાય છે.

गुरुरुडुपतिशुक्रौ सूर्यभौमौ यमज्ञौ
विबुधपितृतिरश्चो नारकीयांश्च कुर्युः ॥
दिनकरशशिवीर्याधिष्ठितत्र्यंशनाथाः
प्रवरसमनिकृष्टास्तुङ्गह्रासादनूके ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—સૂર્ય અને ચંદ્ર, બેમાંથી વધારે બળવાન કોણ છે. તે શોધી કાઢવો. જે વધારે બળવાન થયો હોય અને તે જે દ્રેષ્કાણુમાં બેઠો હોય તે દ્રેષ્કાણુનો સ્વામી ગુરૂ હોય તો દેવલોકમાંથી આવેલો, શુક્ર કે ચંદ્ર હોય તો પિતૃલોકમાંથી આવેલો, દ્રેષ્કાણુના સ્વામી સૂર્ય કે મંગળ હોય તો તિર્યકલોકથી આવેલો, દ્રેષ્કાણુનો સ્વામી શનિ કે બુધ હોય તો નરકવાસી લોકોમાંથી આવેલો સમજવો. દ્રેષ્કાણુનો સ્વામી

૧. કર્કનો પહેલો, કર્કનો બીજો, વૃશ્ચિકનો પહેલો ને વૃશ્ચિકનો બીજો અને મીનનો છેલ્લો તેને સર્પ દ્રેષ્કાણુ કહે છે.

ઉચ્ચનો હોય તો તે માણસ આગલા જન્મમાં ઉચ્ચ પદવીનો, ગ્રહ મધ્યમ હોય તો મધ્યમ પદવીનો અને નીચનો હોય તો નીચ પદવીનો સમજવો.

गतिरपि रिपुरन्ध्रत्र्यंशपोऽस्तस्थितो वा
　गुरुरथ रिपुकेन्द्रच्छिद्रगः स्वोच्चसंस्थः ॥
उदयति भवनेऽन्त्ये सौम्यभागे च मोक्षो
　भवति यदि बलेन प्रोज्झितास्तत्र शेषाः ॥ १९ ॥
इति जातकपारिजाते होरानिर्याणाध्यायः ॥

૧૫. ભાવાર્થ—છઠ્ઠા ભાવના દ્રેષ્કાણનો સ્વામી (એટલે લગ્ન દ્રેષ્કાણથી સોળમા દ્રેષ્કાણનો સ્વામી) ને આઠમા ભાવના દ્રેષ્કાણનો સ્વામી (એટલે લગ્ન દ્રેષ્કાણથી બાવીશમા દ્રેષ્કાણનો સ્વામી) તેમાંથી જે વધારે બળવાન હોય, તે ગ્રહના લોકમાં મરણ પછી જાય છે. અથવા લગ્નથી છઠ્ઠે, સાતમે અને આઠમે જે ગ્રહ હોય, તે ગ્રહના લોકમાં જાય છે. ને જો ત્યાં એ ત્રણ ગ્રહો હોય તો તેમાં જે ગ્રહ બળવાન હોય તેના લોકમાં જાય છે.

જેના જન્મકાળમાં ગુરૂ લગ્નથી છઠ્ઠે, આઠમે કે કેન્દ્રમાં ઉચ્ચનો થઇને રહ્યો હોય, તો મોક્ષ પામે છે. અથવા લગ્ન મીન રાશિનું હોય, અને શુભ ગ્રહના નવમાંશમાં હોય, અને તેમાં ગુરૂ બેઠો હોય, અને બાકીના ગ્રહો નિર્બળી હોય તોપણ મોક્ષ પામે છે.

# જાતક પારિજાત.

## જાતકભંગ નામનો અધ્યાય ૬ ઠ્ઠો.

॥ जातकभङ्गाध्यायः ॥

केचिद्योगा राजयोगस्य भङ्गाः
केचिद्रेका नाम दारिद्र्ययोगाः ॥
केचित् प्रेष्याः के च केमद्रुमाख्या-
स्ते चत्वारो जातभङ्गाकराः स्युः ॥ १ ॥

૧ ભાવાર્થ—કેટલાક ગ્રહોના યોગો એવા છે કે, જેઓ રાજ્યોગનો ભંગ કરે છે. વળી કેટલાક એવા છે કે જેને રેકા યોગ કહે છે. અને તે દરિદ્રતા કરે છે. બીજા કેટલાક યોગો પ્રેષ્ય એટલે બીજાઓનું તાબેદારપણું કરાવે છે. ને કેટલાક કેમદ્રુમયોગ કહેવાય છે. આ ચાર જાતના યોગ છે. તેઓ જે પ્રમાણે બનતા હોય તે પ્રમાણે થઈ ભવિષ્યને નુકશાન કરે છે. એટલે રાજયોગનો ભંગ કરે છે.

मेषे जूकनवांशके दिनकरे पापेक्षिते निर्धनः
कन्याराशिगते यदा भृगुसुते कन्यांशके भिक्षुकः ॥
नीचर्क्षे त्वतिनीचभागसहिते जातो दिवानायके
राजश्रेष्ठकुलाग्रजोऽपि विगतश्रीपुत्रदाराशनः ॥ २ ॥

૨. ભાવાર્થ—રવિ, મેષ રાશિનો હોય, અને તુલારાશિનો નવમાંશમાં હોય ને તેને પાપગ્રહ જોતો હોય તો તે માણુસ પૈસા વગરનો થાય છે. ને શુક્ર કન્યારાશિમાં હોય ને કન્યા રાશિના નવમાંશમાં હોય તો તે માણુસ ભીખારી થાય છે.

રવિ નિચ રાશિનો હોય અથવા પૂર્ણ નીચાંશમાં બેઠો હોય તો તે માણસ રાજ્ય તરફથી સન્માન પામેલો હોય તોપણ તે પૈસા, સંતતિ, સ્રી, અને પોતાના પોષણના સાધન વિનાનો થઈ જાય છે.

मन्दाराहिसमन्वितेऽमरगुरौ शुक्रेन्दुपुत्रेक्षिते
जातः शूद्रकलेवरोऽपि निखिलां विद्यामुपैति श्रियम् ॥
तारानाथविकर्तनौ मदगतौ सौरेण संवीक्षितौ
जातोऽसौ समुपैति नीचविहितोपायेन सञ्जीवनम् ॥ ३ ॥

૩. ભાવાર્થ—ગુરૂ, શનિ, મંગળ, અને રાહુના સાથે બેઠો હોય અને શુક્ર તથા બુધ, તેને જોતા હોય તો તે માણસ શૂદ્ર જાતિનો હોય તોપણ તે દરેક જાતની વિદ્યા તેમજ પૈસા સારી રીતે મેળવે છે. રવિ અને ચંદ્ર સાતમા ભાવમાં હોય અને શનિ, તેને જોતો હોય તો તે માણસ જેમ નીચ જાતિનો માણસ પોતાનું ગુજરાન ચલાવે છે તેમ પોતાનું ગુજરાન કરે છે.

केन्द्रस्थे वा विलग्ने दिनकरतनये सौम्यखेटैरदृष्टे
भूसूनोः कालहोरासमयजमनुजो भिक्षुको दासभूतः ॥
सौम्यादृष्टेऽर्कदृष्टे शशिनि सरुधिरे मेषगे भिक्षुकः स्याद्
आर्कीन्द्वर्कैः सकेन्द्रैर्जडतनुरधनश्चान्यभुक्ताशनः स्यात् ॥४॥

૪. ભાવાર્થ—શનિ કેન્દ્રસ્થાને અથવા લગ્નમાં હોય અને શુભ ગ્રહો તેને ન જોતા હોય ને મંગળની કાલહોરામાં જન્મેલો હોય તો તે માણસ ગુલામ અથવા ભીખારી થાય છે. ચંદ્ર મંગળના સાથે મેષમાં હોય અને તેને શુભ ગ્રહો જોતા ન હોય પણ રવિ જોતો હોય તો તે માણસ ભીખારી થાય છે.

શનિ, રવિ, અને ચંદ્ર કેન્દ્રસ્થાનમાં હોય તો તે માણસ દેખાવમાં ઉદાસ, ધનરહિત અને બીજા માણસો તરફથી ખાવાનું મળે ત્યારે તે ખાય તેવી હાલતનો થાય છે.

मन्दे केन्द्रगते विलग्नगृहगे चन्द्रेऽन्त्यभे वाक्पतौ
जातो भिक्षुक एव शोकजलधौ मग्नो विदेशं गतः ॥
धर्मस्थानपतौ तु रिःफगृहगे पापग्रहे केन्द्रगे
जातः पापरतः पराश्रधनभुक् विद्याविहीनो भवेत् ॥ ५ ॥

५. ભાવાર્થ—શનિ કેન્દ્રસ્થાને હોય ચંદ્ર લગ્નમાં હોય અને ગુરૂ બારમા ભાવમાં હોય તો તે માણસ ભીખારી, અને શોકરૂપી સમુદ્રમાં ડુબેલો, પરદેશમાં રહેનારો, થાય છે. નવમા ભાવનો સ્વામી બારમે હોય અને એક પાપગ્રહ કેન્દ્રસ્થાને હોય ત્યારે તે માણસ પાપી બીજા માણસોનું અન્ન તથા ધનની ઇચ્છા રાખનારો, અને વિદ્યાથી રહિત થાય.

जीवे राहुयुतेऽथवा शिखियुते पापेक्षित नीचकृत्
नीचे नीचसमीक्षिते सुरगुरौ विप्रोऽपि दुष्कर्मकृत् ॥
निद्री चन्द्रविलग्नपौ सह दिवानाथेन मन्देक्षितौ
प्रेष्यः स्यादशुभैः शुभग्रहदृशा हीनैश्च मानस्थितैः ॥ ६ ॥

६. ભાવાર્થ—જ્યારે ગુરૂ, રાહુ અથવા કેતુના સાથે હોય, અને પાપગ્રહો તેને જોતા હોય તો તે માણસ હલકાં કામોમાં પ્રવૃત્ત થાય છે. ગુરૂ નીચનો હોય અને તેને કોઇ નીચનો ગ્રહ જોતો હોય, તો તે માણસ બ્રાહ્મણ હોય છતાં નીચ કામો કરે છે. ચંદ્ર અને લગ્નનો સ્વામી રવિના સાથે બેઠા હોય, અને શનિ તેને જોતો હોય, તો તે માણસ આળસુ થાય છે, ને જો પાપગ્રહો દશમા ભાવમાં બેઠા હોય, અને શુભ ગ્રહો તેઓને જોતા ન હોય, તો તે માણસ ઘરનો દાસ થઈ રહે છે.

भाग्येशेऽन्त्यगते सहोदरगतैः पापैर्व्ययेशेऽर्थगे
दुर्भोजी परिवन्धनादिसहितो जातोऽन्यजायारतः ॥
सर्वैर्नीचसपत्नभागसहितैः कर्मेतरस्थानगै-
र्विद्याबुद्धिकलत्रपुत्ररहितः कोपी सदा भैक्षकृत् ॥ ७ ॥

૭. ભાવાર્થ—નવમા ભાવનો સ્વામી બારમે બેઠો હોય, અને પાપગ્રહો ત્રીજા ભાવમાં બેઠા હોય, અને બારમા ભાવનો સ્વામી બીજે બેઠો હોય, તો તે માણસ નહિ ખાવાના પદાર્થો ખાનારો, કેદ ભોગવનાર, પરસ્ત્રીગમન કરનારો થાય છે.

બધા ગ્રહો દશમા ભાવ શિવાય બીજા ભાવોમાં હોય અને તેઓ પોતાની નીચની કે શત્રુની રાશિમાં હોય કે તેઓના નવમાંશમાં બેઠા હોય ત્યારે તે માણસ વિદ્યા, બુદ્ધિ, સ્ત્રી, અને સંતતિ વિનાનો થાય છે. તેમજ ક્રોધીને સદા ભીખારી થાય છે.

लग्नस्वामिनि रिःफगे तु वियति क्रूरे सचन्द्रे कुजे
जातोऽसौ परदेशगः सुखधनत्यागी दरिद्रो भवेत् ॥
होराजन्मपती नशोभनयुतौ चास्तङ्गतावन्त्यगे
भाग्येशे यदि नष्टदारतनयो जातः कुलध्वंसकः ॥ ८ ॥

૮. ભાવાર્થ—લગ્નનો સ્વામી બારમા ભાવમાં બેઠો હોય, અને મંગળ ચંદ્રના સાથે દશમા ભાવે પાપગ્રહની સાથે હોય તો તે માણસને પરદેશ જવું પડે છે. અને ત્યાં તેને સુખ અને ધનનો નાશ થાય છે. અને દુઃખ ભોગવવું પડે છે. લગ્નનો સ્વામી, તેમજ ચંદ્ર, જે ઘરમાં બેઠા હોય, તે ઘરનો સ્વામી શુભ ગ્રહોના ભેગો ન હોય અથવા નવમાનો સ્વામી બારમે હોય અને અસ્તનો હોય તો તે માણસ પોતાની સ્રી તથા છોકરાં ગુમાવે છે. અને પોતાના કુટુંબનો નાશ કરે છે.

सौम्यासौम्ययुतेषु केन्द्रभवनेष्विन्दौ तनुस्वामिना
दृष्टे मन्दनवांशके सति कुलध्वंसी विदारात्मजः ॥
कामे बोधनशुक्रयोः सुतगृहे जीवे सुखस्थेऽशुभे
पापे रन्ध्रगते च चन्द्रभवनाज्जाताः कुलध्वंसिनः ॥ ९ ॥

૯. ભાવાર્થ—શુભ અને પાપગ્રહો કેન્દ્રસ્થાને બેઠા હોય, અને શનિના નવમાંશમાં બેઠેલા ચંદ્રને લગ્નનો સ્વામી જોતો હોય, ત્યારે તે માણસ પોતાના કુળનો તથા સ્રી, અને સંતતિનો નાશ કરનાર થાય છે. બુધ અને શુક્ર સાતમા ભાવમાં બેઠા હોય અને ગુરૂ પાંચમે હોય, ને એક પાપગ્રહ ચોથે હોય, ને બીજો પાપગ્રહ આઠમે હોય, તેમજ આ બધા ભાવો ચંદ્રથી પણ ગણવા. એવા યોગની અંદર જન્મેલાઓ કુળનો નાશ કરે છે.

चरावसाने शशिनि स्थिरादौ द्विदेहमध्ये बलवर्जिते च ॥
हीने विलग्ने यदि खेचरेन्द्रैर्विनाशमेति क्षितिपालयोगः ॥ १० ॥

૧૦. ભાવાર્થ—ચંદ્ર ચર રાશિના અંતમાં હોય અથવા સ્થિર રાશિની શરૂઆતમાં હોય, અથવા દ્વિસ્વભાવ રાશિના વચમાં હોય અને બળ વિનાનો હોય, અને લગ્નમાં કોઇ ગ્રહ ન હોય તો રાજ્યયોગનો નાશ થાય છે.

लग्नराशिनवभागनायका भानुशीतकरदेवपूजिताः ॥
शत्रुभागसहिताः स्वनीचभस्वामिभांशसहिताः परानुगः ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—નવમાંશમાં લગ્નનો સ્વામી સૂર્ય, ચંદ્ર, કે ગુરૂ, હોય અને તે શત્રુના નવમાંશમાં બેઠો હોય, અથવા પોતાની નીચ રાશિના સ્વામીના નવમાંશમાં હોય તો તે માણસ અન્યને ત્યાં નોકર રહે છે.

शशिनि गगनयाते कामगे दानवेज्ये
नवमभवनयाते पापखेटे कुलघ्नः ॥
भृगुजशशिजचन्द्राः केन्द्रगा जन्मलग्ने
तमसि विहितकर्मध्वंसको नीचतुल्यः ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—ચંદ્રમા દશ મા ભાવમાં શુકર સાતમે ને પાપગ્રહ નવમે હોય, તો તે માણસ પોતાના કુળનો નાશ કરનાર થાય છે. શુક્ર, બુધ, અને ચંદ્ર કેન્દ્રસ્થાને હોય અને રાહુ લગ્નમાં હોય, તો તે માણસ તદ્દન નીચ ને અધર્મી થાય છે.

नीचे भृगौ मन्दनवांशके वा दुःस्थानगे भानुसुतेक्षिते च ॥
कामस्थिते शीतकरे सभानौ मात्रा सह मैथ्यमुपैति नित्यम् ॥१३॥

૧૨. ભાવાર્થ—શુક્ર પોતાની નીચ રાશિમાં હોય, અથવા શનિના નવમાંશમાં હોય, અને દુઃસ્થાન એટલે કે (૬-૮-૧૨) મા ભાવમાં હોય, ને શનિ તેને જોતો હોય, ને ચંદ્રમા રવિના સાથે આવી સાતમા ભાવમાં બેઠો હોય, તો તે માણસ હમેશાં પોતાની માતાની સેવા કરનારો થાય છે.

नीचे गुरौ वासरनायके वा केन्द्रस्थिते पापयुते शिशुघ्नः ॥
केन्द्रे सपापे शुभदृष्टिहीने रन्ध्रे गुरौ गोमृगजातिहन्ता ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—ગુરૂ નીચનો હોય, અથવા રવિ નીચનો હોય, ને કેન્દ્રમાં બેઠો હોય, ને એક પાપગ્રહ સાથે હોય, તો તે માણસ બાળ-હત્યા કરનારો થાય છે.

પાપગ્રહ કેન્દ્રમાં હોય, ને તેના ઉપર શુભ દૃષ્ટિ ન હોય, ને ગુરૂ ૮ મા સ્થાને હોય, તો તે માણસ ગાય કે હરણનો નાશ કરનાર થાય છે.

शशाङ्कसौम्यौ दशमोपयातौ पापेक्षितौ पापसमन्वितौ च ॥
नीचांशगौ सौम्यदृशा विहीनौ जातस्तु नित्यं खलु पक्षिहन्ता ॥१५॥

૧૫. ભાવાર્થ—ચંદ્ર અને બુધ, પાપગ્રહોની સાથે દશમા ભાવમાં હોય ને પાપગ્રહ તેને જોતો હોય ને તે નવમાંશમાં નીચના હોય ને તેઓના ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો તે માણસ હમેશાં પક્ષિ મારનાર થાય છે.

चन्द्रात्सुते लग्नपतौ धने वा सौम्येतरेष्वष्टमराशिगेषु ॥
मानस्थितेऽशीतकरे तदानीं जातस्तु जीवत्यतिहेयवृत्त्या ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—લગ્નનો સ્વામી ચંદ્રથી પાંચમા અથવા બીજા ભાવમાં હોય ને પાપગ્રહો આઠમે ને રવિ દશમે હોય, તો તે માણસ અત્યન્ત નિન્દ્યવાલાયક વૃત્તિથી પોતાનું પોષણ ચલાવે.

नीचारिभांशौ भृगुदेवपूज्यौ तदंशके वासरनाथपुत्रे ॥
जातः सदुःखः सुतदारहीनः कृच्छ्रेण संजीवति भाग्यहीनः ॥१७॥

૧૭. ભાવાર્થ—શુક્ર ને ગુરૂ, નવમાંશમાં નીચ કે શત્રુની રાશિના હોયેં, ને શનિ, ગુરૂ કે શુક્રના નવમાંશમાં હોય, તો તે માણસ દુઃખો સહન કરશે. દુઃખથી આયુદા નિર્ગમન કરશે. અને સ્ત્રી તથા સંતતિ રહીત અને ભાગ્યહીન થાય છે.

सर्वे पापाः केन्द्रनीचारिसंस्थाः सौम्यैर्दृष्टा रिःफरन्ध्रारियातैः ॥
निघ्नन्त्येते राजयोगं ग्रहेन्द्राः नीचारातिक्रूरषष्ट्यंशकाश्च ॥१८॥

૧૮. ભાવાર્થ—બધા પાપગ્રહો કેન્દ્રમાં નીચ, કે શત્રુની રાશિના હોય ને શુભ ગ્રહો તેઓને ૧૨-૮ ને ૬ સ્થાને બેશીને જોતા હોય અને ગ્રહો નીચને શત્રુની રાશિમાં કે ક્રૂર ષષ્ટ્યંશમાં હોય તો, તે રાજ્યોગનો નાશ કરે છે.

ટીપ—જો મકર રાશિનું લગ્ન, ને શનિ મેષનો, મંગળ કર્કરાશિનો, ને રવિ તુલાનો હોય તોપણ ઉપરોક્ત મનાત્ર બને છે.

केन्द्रस्थिता मन्दनिशाकरार्काः शुभैरदृष्टा यदि पापपाकी ॥
क्रूरारिषष्ट्यंशकनीचभागा दुष्कर्मयुक्तोऽन्यकलत्रगामी ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—શનિ, ચંદ્ર, ને રવિ, કેન્દ્રસ્થાનેજ બેઠા હોય ને શુભ ગ્રહો તેઓને જોતા ન હોય તો તે માણસ દારૂ પીનાર થાય છે.

અને જો તે ગ્રહો ષષ્ઠ્યંશમાં ક્રૂર અને શત્રુ નામના ભાગમાં હોય અને નીચના અંશમાં હોય તો તે માણસ ખરાબ કૃત્યો કરનારો, તથા પરસ્ત્રીગમન કરનારો થાય છે.

नीचे भृगौ धर्मगते सपापे द्विजमहर्ता यदि पापदृष्टे ॥
व्यये शुभर्क्षेऽर्कसुतांशकस्थे भृगौ च दासीपरनन्दनः स्यात् ॥२०॥

૨૦. ભાવાર્થ—શુક્ર નીચનો હોય, ને પાપગ્રહની સાથે નવમા ભાવમાં બેઠો હોય, ને પાપગ્રહ તેને જોતો હોય, તો તે માણસ બ્રાહ્મણ-પણું મુકીને નીચ જાતિના કૃત્ય કરે છે, અથવા બ્રહ્મહત્યા કરે છે.

બારમા ભાવે શુભ ગ્રહની રાશિમાં શુક્ર બેઠો હોય ને નવમાંશ શનિની રાશિનો હોય તો તે માણસ દાસી ઉપર હરહમેશ પ્રીતિ-વાળો રહે છે.

॥ रेकायोगाः ॥ ( રેકાયોગા. )

लग्नेशे बलवर्जिते परिभवस्थानाधिपेनेक्षिते
सूर्योच्छिन्नकरे पुरन्दरगुरौ रेकाख्ययोगो भवेत् ॥
बन्धुस्थानपसंयुतांशकपतौ तिग्मांशुलुप्तद्युतौ
रिःफेशेन निरीक्षिते सति यदा योगस्तु रेकाह्वयः ॥२१॥

૨૧. ભાવાર્થ—લગ્નનો સ્વામી નિર્બળ હોય, અને આઠમા ભાવનો સ્વામી તેને જોતો હોય, ને ગુરૂ અસ્તનો હોય, ત્યારે રેક નામનો યોગ થાય છે.

ચોથા ભાવનો સ્વામી નવમાંશમાં જે રાશિમાં બેઠો હોય, તેનો સ્વામી અસ્તનો હોય, ને બારમા ભાવનો સ્વામી તેને જોતો હોય તો રેકા નામનો યોગ થાય છે.

षष्ठस्वामिनिरीक्षिते सुखपतौ रन्ध्रेशयुक्ते तथा
मानेशे सुतगे विलग्नरमणे नीचङ्गते रेकभाक् ॥
रन्ध्रारिव्ययराशिगा यदि शुभाः केन्द्रत्रिकोणोपगाः
पापा लाभगृहाधिपे च विबले रेकाभिनस्तो भवेत् ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી આઠમા ભાવના સ્વામી સાથે બેઠો હોય અને તેને છઠ્ઠા ભાવનો સ્વામી જોતો હોય તો રેકાયોગ થાય છે.

દશમા ભાવનો સ્વામી પાંચમે બેઠો હોય, ને લગ્નનો સ્વામી નીચનો હોય તો રેક નામનો યોગ થાય છે.

શુભ ગ્રહો ૮-૬ ૧૨ મા ભાવમાં હોય, ને પાપગ્રહો કેન્દ્ર ને ત્રિકોણ સ્થાને હોય, ને અગીયારમા ભાવનો સ્વામી નિર્બળ હોય તો, તે માણસ રેકાયોગથી નુકશાન પામે છે.

होरेशः खलसंयुतः सितगुरू चास्तंगतौ तद्वदेद्
वन्धुस्थानपतिः शुभेतरयुतश्चास्तं गतो रेकदः ॥
भाग्यस्थानपतौ विकर्तनकरच्छन्ने विलग्नाधिपे
नीचस्थे धनपे च नीचगृहगे रेकाभिधानो भवेत् ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—લગ્નનો સ્વામી પાપગ્રહના સાથે હોય ને શુક્ર તથા ગુરૂ અસ્તના હોય, ને ચોથા ભાવનો સ્વામી પાપગ્રહ સાથે હોય ને અસ્તનો હોય તોપણ રેકાયોગ થાય છે.

નવમા ભાવનો સ્વામી રવિથી અસ્તનો હોય, ને લગ્નનો તથા બીજા ભાવના સ્વામીઓ પોતાની નીચ રાશિમાં બેઠા હોય તોપણ રેકાયોગ જાણવો.

नीचस्थानगता दिनेशकिरणच्छन्नास्त्रयो लग्नपे
दुष्टस्थानगतेऽथवा गतबले योगस्तु रेकप्रदः ॥
होराविचनवास्पदायसुखधीकामानुजस्था खला-
स्तस्यायुर्नवभागरेकफलदा नीचारिपापेक्षिताः ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—ત્રણ ગ્રહો નીચના હોય, કે અસ્તના હોય, ત્યારે અને લગ્નનો સ્વામી એક ખરાબ સ્થાને એટલે ૬-૮ કે ૧૨ મે બેઠો હોય, અથવા નિર્બળ હોય ત્યારે રેકાયોગ થાય છે.

પાપગ્રહો નીચ થયેલા, શત્રુની રાશિના હોય, અથવા પાપગ્રહોથી જોવાયેલા હોય ને તેઓ ૧, ૨, ૯, ૧૦, ૧૧, ૪, ૫, ૭ ને ૩ આમાંથી એકમાં બેઠા હોય તો તેઓ રેકાયોગનું ફળ આપે છે.

एकाद्रिकत्रिकखलद्युचरा नराणां
कल्पस्वविक्रमगताः परतस्तथैव ॥
आदौ तु मध्यवयसि क्रमशस्तदन्त्ये
रेकप्रदा रिपुखलग्रहनीचदृष्टाः ॥ २५ ॥

२५. ભાવાર્થ—એક પાપગ્રહ લગ્નમાં, બે પાપગ્રહ ધનસ્થાનમાં, કે ત્રણ પાપગ્રહ ત્રીજે બેઠા હોય. અને શત્રુ, પાપ, કે નીચ ગ્રહે જોયેલા હોય તો અનુક્રમે પહેલી, બીજી અને ત્રીજી અવસ્થામાં રેકાનું ફળ આપે છે. બીજા સ્થાનોમાં પણ તેજ પ્રમાણે જાણવું.

रेकाफलम्. ( રેકા યોગનું ફળ. )

निर्विद्यो विधनो दरिद्रदहितो रेकोद्भवः कामुकः
क्रोधी दुःखितमानसोऽरुचिकरः सौभाग्यहीनः पटुः ॥
भिक्षाशी मलिनो विवादनिरतो मात्सर्यरोषान्वितो
देवब्राह्मणदूषकः प्रतिदिनं दारात्मजैर्निन्दितः ॥२६॥

२६. ભાવાર્થ—રેકાયોગમાં જન્મેલા માણસને વિદ્યા, તથા પૈસો હોતો નથી, ને તે કૃપણ, દ્વેષી, કામી, ક્રોધી, દુઃખી, ને માણસોને પ્રિય નહીં એવો, કમનશીબનો તથા કપટી હોય છે. ભીખ માગી ખાનારો, નિરન્તર મલીન, તેમજ તોફાની તથા અદેખાઇ ને ગુસ્સાવાળો, તથા મદવાળો, અને દેવ, બ્રાહ્મણનો દ્વેષી, ને પોતાની સંતતિ તથા સ્ત્રીથી નિંદાને પાત્ર થાય છે.

दुष्टात्मा कुनखी कुमार्गनिरतो दौर्भाग्ययोगान्वितो
बन्धूनामपकारदूषणपरस्त्वाल्पायुराभिक्षुकः ॥
मूकोऽन्धो बधिरः प्रमत्तहृदयः कामातुरो रोषवान्
पङ्गुर्नेत्रविकारभावसहितो रेकोद्भवः स्यान्नरः ॥ २७ ॥

२७. ભાવાર્થ—રેકાયોગમાં જન્મેલો માણસ દુષ્ટ વિચારનો, ખરાબ નખવાળો, ખરાબ માર્ગે જનારો, હલકા પ્રારબ્ધવાળો, પોતાના સગાસ્નેહીઓને હલકાં વચન કહેનારો, ને તેઓને હરકત કરનારો, ટુંકી આયુષ્યવાળો, ભીખ માગનાર, વળી મુંગો, આંધળો, બહેરો, ગાંડો, કામી, ગુસ્સાવાળો, લંગડો અને આંખોમાં વિકારવાળો થાય છે.

## ॥ दरिद्रयोगाः ॥ ( દરિદ્ર યોગો. )

भाग्येश्वराद्तिवली निधनेश्वरो वा
लग्नाधिपस्त्रिदशनाथगुरुर्यदि स्यात् ॥
केन्द्राद्वहिर्दिनकरस्य कराभितप्तो
लाभाधिपो यदि विहीनबलो दरिद्रः ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—ગુરૂ આઠમા અથવા પહેલા ભાવનો સ્વામી હોય ને નવમા ભાવના સ્વામી કરતાં બળવાન હોય, ને અગીયારમા સ્થાનનો સ્વામી કેન્દ્રથી બીજા સ્થાને હોય ને અસ્તનો કે નિર્બળી હોય, તો તે માણસ દરિદ્રી થાય છે.

लाभारिव्ययरन्ध्रपुत्रगृहगा जीवारमन्देन्दुजा
नीचस्थानगता यदा रविकरच्छन्नास्तदा भिक्षुकः ॥
भाग्यस्थानगतो दिनेशतनयः सौम्येतरैरीक्षितो
लग्नस्थः शशिनन्दनो रवियुतो नीचांशगो भिक्षुकः ॥२९॥

૨૯. ભાવાર્થ—જો ગુરૂ, મંગળ, શનિ, અથવા બુધ, નીચના હોય ને રવિથી અસ્તના હોય, અને ૧૧, ૬, ૧૨, ૮, કે ૫ મા ભાવમાં બેઠા હોય તો તે માણસ ભીખારી થાય છે.

શનિ નવમા ભાવમાં હોય, અને પાપગ્રહો તેને જોતા હોય, અને બુધ રવિ સાથે પહેલા ભાવમાં રહ્યો હોય, ને નીચ રાશીના નવમાંશમાં બેઠો હોય ત્યારે પણ ભીક્ષુક થાય છે.

जीवज्ञशुक्ररविनन्दनभूमिपुत्रा
रन्ध्रारिरिःफसुतकर्मगता यदि स्यात् ॥
लग्नेश्वरादतिवली व्ययभावनाथो
नीचस्थितो रविकराभिहतो दरिद्रः ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—જો ગુરૂ, બુધ, શુક્ર, શનિ, અને મંગળ, તે અનુક્રમે ૮, ૬, ૧૨, ૫ અને ૧૦ મા ભાવમાં બેઠા હોય, અને બારમા ભાવનો સ્વામી નીચનો, ને અસ્તનો હોય, પણ લગ્નના સ્વામીથી બળવાન હોય તો તે જન્મેલો માણસ ભીખારી થાય છે.

દાખલો—લગ્ન તુલા છે ને ગુરૂ વૃષભમાં, બુધ મીનમાં, શુક્ર કન્યાર
શનિ મકરમાં, ને મંગળ મિથુનમાં હોય ને લગ્નનો સ્વામી શુક્ર કન્યા
હોય તેના કરતાં બુધ મીનમાં હોય તે બળવાન થાય છે.

शुक्रार्यद्विजराजभूमितनया नीचस्थिता जन्मनि
व्योमाये नवमे कलत्रतनये जातो दरिद्रो भवेत् ॥
लग्ने दानवपूजितेऽमरगुरौ पुत्रे धरानन्दने
लाभे रात्रिकरे तृतीयभवने नीचङ्गते भिक्षुकः ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—જે માણસના જન્મ વખતે શુક્ર, ગુરૂ, ચંદ્ર, અ
મંગળ પોતાની નીચ રાશિના થઇ જે ૧૦, ૧૧, ૯, ૭, ૫ ભાવમાં હો
તો તે માણસ દરિદ્રી થાય છે.

શુક્ર પહેલામાં, ગુરૂ પાંચમામાં, મંગળ અગીયારમામાં, ને ચંદ્ર ત્રી
ભાવમાં નીચ રાશિનો થઇને બેઠા હોય તો તે માણસ ભીક્ષુક થાય છે.

लग्ने चरे चरनवांशगतेऽसितेन
दृष्टे च नीचगुरुणा यदि भिक्षुकः स्यात् ॥
जातो विनाऽमरपुरोहितलग्नराशिं
जीवे रिपुव्ययगते तु भवेद्दरिद्रः ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—ચર રાશિનું લગ્ન હોય, ને નવમાંશ પણ ચર રા-
શિનો હોય, અને તેને શનિ તેમજ નીચનો ગુરૂ જોતા હોય તો તે મા-
ણસ ભીક્ષુક થાય છે.

ગુરૂ છઠ્ઠા અથવા બારમા ભાવમાં પોતાની રાશિ કરતાં બીજી રા-
શિમાં બેસે છે. ત્યારે પણ ઉપલાજ બનાવ બને છે.

जातः स्थिरे लग्नगतेषु पापाः केन्द्रत्रिकोणोपगताश्च सर्वे ॥
केन्द्राद्बहिःस्थानगतास्तु सौम्या भिक्षाशनः स्यात्परपोषितश्च ॥३३॥

૩૩. ભાવાર્થ—લગ્ન સ્થિર રાશિનું હોય, ને બધા પાપગ્રહો કેન્દ્ર
અથવા ત્રિકોણ સ્થાને હોય, અને શુભ ગ્રહો કેન્દ્રસ્થાન કરતાં બીજી
જગ્યાએ બેઠા હોય, ત્યારે તે માણસ ભીક્ષુક વૃત્તિથી આજીવિકા ચલા-
વનાર ને પારકા ઉપર આધાર રાખનારો થાય છે.

चरे विलग्ने निशि सौम्यखेटास्त्रिकोणकेन्द्रोपगता नवीर्याः ॥
खलग्रहाः केन्द्रबहिस्थिताश्चेद् भिक्षाशनं नित्यमुपैति जातः ॥३४॥

૩૪. ભાવાર્થ—રાત્રીએ જન્મ થાય અને લગ્ન ચર રાશિનું હોય ને શુભ ગ્રહો કેન્દ્રને ત્રિકોણુ સ્થાનમાં નિર્બળ હોય અને પાપગ્રહો કેન્દ્ર કરતાં બીજે સ્થાને હોય તો, તે માણુસને સદાકાળ ભીખ માગવી પડે છે.

पापा नीचस्थानगाः पापकर्मा सौम्या नीचस्थानगा गूढपापः
जीवे नीचस्थानगे कर्मराशौ नीचे भौमे नन्दनस्थे तथैव ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—કોઇ માણુસના જન્મ વખતે પાપગ્રહો નીચ રાશિમાં હોય તો તે ખરાબ કાર્યો કરે છે, ને જો શુભ ગ્રહો પોતાની નીચ રાશિમાં હોય તો તે પોતાના કરેલા પાપો છાના રાખે.

નીચનો ગુરૂ દશમા ભાવમાં હોય અથવા નીચનો મંગળ પાંચમા ભાવમાં હોય તોપણુ ઉપલુંજ પરિણામ આવે છે.

नीचांशगास्तुङ्गगृहोपयाता जातस्य नीचं फलमाशु दद्युः ॥
नीचंगतास्तुङ्गनवांशकस्थाः सौम्यं फलं व्योमचराः प्रकुर्युः ॥३६॥

૩૬. ભાવાર્થ—જ્યારે ગ્રહો પોતાની ઉચ્ચ રાશિમાં બેઠા હોય પણુ નવમાંશમાં નીચ રાશિના હોય તો તેઓ નીચ ફળો આપે છે. જો તેઓ નીચ રાશિમાં હોય પણુ નવમાંશમાં ઉચ્ચના હોય તો તેઓ સારૂં ફળ આપે છે.

## दरिद्रयोगफलम्. ( દરિદ્ર યોગનું ફળ. )

निर्भाग्यो विकलेन्द्रियो विषमधीर्दारात्मजैर्निन्दितो
भिक्षाशी विषमस्थितो विषमवाक् शिश्नोदरे तत्परः ॥
अन्यायार्जनतत्परस्त्वनुदिनं मात्सर्यवाक् कण्टकी
नित्यं स्यात्परदारसक्तहृदयो नीरोऽन्धमूको जडः ॥३७॥

૩૭. ભાવાર્થ—દરિદ્ર યોગમાં જન્મેલો માણુસ ઘણું કરીને કમનસીબવાળો, બુદ્ધિનો મંદ, ( ઇંદ્રિયો કામ કરીશકતી નથી. ) કપટી થાય, તેની બૈરી અને છોકરાંથી નિંદાયેલો, ભીખ માગી ગુજરાન કરનાર, દુઃખી હાલતમાં રહેનાર, અયોગ્ય શબ્દો બોલનાર, ઘણું ખાવાથી ખુશી રહેનાર, અન્યાયથી પૈસા પેદા કરનાર, હમેશ ગુસ્સાથી બોલનાર, પરસ્ત્રીમાં

પ્રીતિવાળો, નીચ કૃત્યો કરનાર, અને કોઈ વખતે આંધળો, બોબડો ને જડ જેવો થાય છે.

दरिद्रयोगे कलहप्रियः स्यात् कुष्ठी परेषां हितहृत् कृतघ्नः ॥
वाचालको भूसुरभक्तिहीनः कुदारयुक्तः कुनखी च जातः ॥३८॥

૩૮. ભાવાર્થ—દરિદ્રયોગમાં જન્મેલો માણસ તોફાની (કલેશવાળો) થાય છે, ને તેને શરીરે કોઢ ( કોડ) હોય છે. બીજા માણસના થતા લાભનો નાશ કરે છે. કરેલા ઉપકારને જાણતો નથી. બહુ બોલનાર, બ્રાહ્મણને નહિ માનનાર, ખરાબ સ્ત્રીવાળો થાય. અને તેના નખ ખરાબ હોય છે.

॥ प्रेष्ययोगः ॥ ( પ્રેષ્ય (નોકર) યોગો. )

माने रवौ मन्मथगे निशीशे गेहे शनौ सोदरगे धराजे ॥
लग्ने चरे देवगुरौ धनस्थे जातो निशायां परकार्यकृत् स्यात् ॥३९॥

૩૯. ભાવાર્થ—જ્યારે રવિ દશમામાં, ચંદ્ર સાતમામાં, શનિ ચોથામાં, મંગળ ત્રીજામાં હોય, અને લગ્ન ચરરાશિનું હોય, ને ગુરૂ બીજા ભાવે હોય, તેવા યોગમાં રાત્રે જન્મેલો માણસ અન્ય માણસનો નોકર થાય છે.

धर्मे भृगौ कामगते मृगाङ्के वाचस्पतौ वित्तविलग्नपे वा ॥
रन्ध्रस्थिते भूतनये च कीर्त्यां लग्ने स्थिरे प्रेष्यभवा भवन्ति ॥४०॥

૪૦. ભાવાર્થ—જ્યારે નવમે શુક્ર, ચંદ્ર સાતમે, ને ગુરૂ બીજા અથવા પહેલા ભાવનો સ્વામી હોય ને મંગળ આઠમે હોય, ને લગ્ન સ્થિર રાશિનું હોય, તોપણ બીજાનું દાસત્વપણું કીર્તિથી કરે છે.

प्रेष्यश्चरोदयपतौ निशि सन्धियाते
केन्द्रस्थिते यदि खलद्युचरे तु जातः ॥
मन्देन्दुजीवभृगुजा द्विविकेन्द्रकोणे
सन्धिस्थिताश्चिरविलग्नयुते तथा स्यात् ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—કોઈ માણસનો જન્મ રાત્રીનો હોય, ને ચર લગ્નનો સ્વામી સંધિમાં હોય અને પાપગ્રહ કેન્દ્રમાં બેઠો હોય તો તે માણસ દાસ થાય છે.

દિવસે જન્મ હોય, ને શનિ, ચંદ્ર, ગુરૂ અને શુક્ર કેન્દ્રમાં અથવા ત્રિકોણુ સ્થાને બેઠા હોય અને સંધિમાં હોય, ને લગ્ન સ્થિર રાશિનું હોય તો તે માણુસ સદા દાસજ થઇ રહે છે.

ऐरावतांशेन्द्रगुरौ ससन्धौ शीतद्युतौ चोत्तमवर्गयुक्ते ॥
केन्द्राद्बहिःस्थे निशि कृष्णपक्षे शुक्रे विलग्ने परकर्मजीवी ॥४२॥

૪૨. ભાવાર્થ—જ્યારે ગુરૂ ઐરાવતાંશમાં (જુઓ અધ્યાય પહેલો, શ્લોક સુડતાળીશમો), ને સંધિમાં હોય, ને ચંદ્ર ઉત્તમ વર્ગનો હોય, (અધ્યાય પહેલો શ્લોક પીસતાળીસમો જુઓ.) ને કેન્દ્રની બહારની બાજુ હોય ને રાત્રિએ જન્મ હોય, શુક્ર લગ્નમાં હોય, વળી કૃષ્ણપક્ષ હોય, તો તે જન્મેલો માણુસ દાસ થાય છે.

प्रेष्यो भवेद्दरिमुखास्पदसन्धियाता
भूपुत्रदेवगुरुवासरनायकाश्चेत् ॥
पापांशके शशिनि शोभनराशियुक्ते
जीवे विलग्नपयुते परकार्यकृत् स्यात् ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—મનુષ્યના જન્મ વખતે મંગળ, ગુરૂ અને રવિ અનુક્રમે ૯, ૪, ૧૦ ભાવની સંધિમાં બેઠા હોય તો તે દાસ થાય છે.

ચંદ્ર, પાપગ્રહના નવમાંશમાં બેઠા હોય ને જન્મમાં શુભ રાશિ હોય અને ગુરૂ, લગ્નના સ્વામીના સાથે બેઠો હોય તો તે માણુસ બીજાની નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

मृगाननस्थे पुरुहूतवन्द्ये सपत्नभावाष्टमरिःफराशौ ॥
रसातलस्थे हिमगौ विलग्नाज्जातः परप्रेष्यमुपैति नित्यम् ॥४४॥

૪૪. ભાવાર્થ—જ્યારે ગુરૂ દશમી મકર રાશિમાં હોય અને છઠ્ઠા, આઠમા અથવા બારમા ભાવમાં બેઠો હોય, ને ચંદ્ર, લગ્નથી ચોથા ભાવમાં હોય ત્યારે તે માણુસને બીજા માણુસની તાબેદારી કરવી પડે છે.

## प्रेष्ययोगफलम्. (પ્રેષ્ય યોગનું ફળ.)

पापात्मा कलहप्रियः कठिनवाक् भूदेवनान्द्रूपको
विद्याभाग्यविहीनदुष्टरसिको मात्सर्यकोपान्वितः ॥

मिथ्यावादविनोदवञ्चनरतः शिश्नोदरे तत्परः
कारुण्यास्थिरमानभङ्गिचतुरो योगे परप्रेष्यके ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—પ્રેષ્ય યોગમાં જન્મેલો માણસ પાપી ને ઘણોજ તોફાની ( ક્લેશ કરનાર ) હોય, કઠોર ભાષણ કરનારો, બ્રાહ્મણોનો પુરો શત્રુ, વિદ્યા વિનાનો, અને પ્રારબ્ધનો નિર્બળ, અને દુષ્ટ લોકો સાથે પ્રીતિ કરનાર, અત્યન્ત ગર્વીષ્ટ, મીથ્યાવાદ કરવામાં પ્રીતિવાળો, ઠગ, ખાવામાં બુભુક્ષિત, દયા વિનાનો, ચપળ મનનો, ને પ્રતિષ્ઠાની હાનિ કરવામાં ચતુર હોય છે.

॥ अङ्गहीनयोगः ॥ ( અંગહીન યોગો. )

मेषे वृषे चापधरे विलग्ने विकारदन्तो यदि पापदृष्टे ॥
मन्दे मदस्थेऽहियुते कुजे वा बलैर्विहीनेऽङ्गविहीनवान् स्यात् ॥४६॥

૪૬. ભાવાર્થ—મેષ, વૃષભ અને ધન રાશિનું લગ્ન હોય, અને પાપગ્રહ તેને જોતા હોય તો તે માણસને દાંતનું દુઃખ હોય છે.

શનિ સાતમા ભાવમાં બેઠો હોય, ને મંગળ, રાહુના સાથે બેઠો હોય કે મંગળ નિર્બળ હોય તો તે માણસ અવયવમાં ( શરીરના ભાગમાં ) ખામીવાળો હોય છે.

लग्नाद्दशमगश्चन्द्रः सप्तमस्थो धरासुतः ॥
द्वितीयस्थानगो भानुरङ्गहीनो भवेन्नरः ॥ ४७ ॥

૪૭. જ્યારે ચંદ્રમા દશમા ભાવમાં હોય, મંગળ સાતમે, ને રવિ બીજે હોય, ત્યારે તે માણસ પોતાના કેટલાએક શરીરના અવયવોથી નુકશાન પામે છે.

त्रिकोणगे ज्ञे विबलैस्तथापरै-
र्मुखाङ्घ्रिहस्तद्विगुणस्तदा भवेत् ॥
अवागवीन्दावशुभैर्भसन्धिगैः
शुभेक्षितश्चेत् कुरुते गिरं चिरात् ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—જ્યારે બુધ ત્રિકોણ સ્થાને બેઠો હોય, અને બીજા ગ્રહો નબળા હોય, તો તે માણસ બે માથાં, ચાર હાથ, ચાર પગવાળો હોય છે.

ચંદ્ર વૃષભમાં બેઠો હોય, અને પાપગ્રહો ઋક્ષસંધિમાં હોય (અધ્યાય ૧ લો શ્લો. ૨૨ જુઓ.) ત્યારે તે માણસ મુંગો થાય. પણ જો ચંદ્રને શુભ ગ્રહો જોતા હોય તો તે માણસ લાંબે વખતે બોલતો થાય છે.

सौम्यर्क्षांशे रविजरुधिरौ चेत् सदन्तोऽत्र जातः
कुब्जः स्वर्क्षे शशिनि तनुगे मन्दमाहेयदृष्टे ॥
पङ्गुर्मीने यमशशिकुजैर्वीक्षिते लग्नसंस्थे
सन्धौ पापे शशिनि च जडः स्यान्न चेत् सौम्यदृष्टः ॥४९॥

૪૯. ભાવાર્થ—શનિ અને મંગળ મિથુન અથવા કન્યારાશિમાં અથવા નવમાંશમાં કન્યારાશિમાં બેઠા હોય તો તે જન્મેલા બચ્ચાના મોઢામાં દાંત હોય છે.

ચંદ્રમા પહેલા ભાવમાં ને પોતાની કર્ક રાશિમાં હોય ને શનિ તથા મંગળ, તેને જોતા હોય તો તે માણસ ખુંધું, વાંકુ (કુબડો) હોય છે.

જો મીન લગ્ન હોય ને શનિ, ચંદ્ર, મંગળ, તેને જોતા હોય તો તે લુલું, થાય. જો પાપગ્રહ અને ચંદ્ર ઋક્ષ સંધિમાં બેઠા હોય, ને તેના ઊપર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો તે માણસ મુંગું થતા બહેરૂં થાય છે.

सौरशशाङ्कदिवाकरदृष्टे वामनको मकरान्त्यविलग्ने ॥
धीनवमोदयगैश्च दृगाणैः पापयुतैरभुजाङ्घ्रिशिरः स्यात् ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—લગ્ન મકરના છેલ્લા નવમાંશનું હોય, ને શનિ, રવિ, ચંદ્ર, તેને જોતા હોય તો તે બચ્ચું વામન સ્વરૂપ થાય છે. દ્રેષ્કાણ કુંડળીમાં ૫, ૯, ૧ ભાવમાં પાપગ્રહો પડયા હોય તો, હાથ, પગ, અને માથા વિનાનો થાય છે.

लग्नद्रेक्काणगो भौमः सौरसूर्येन्दुवीक्षितः ॥
कुर्याद्द्विशिरसन्तद्वत् पञ्चमे बाहुवर्जितम् ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—દ્રેષ્કાણ લગ્નમાં મંગળ હોય, ને તેને શનિ, રવિ, ને ચંદ્ર, જોતા હોય તો તે બાળક માથા વિનાનું જન્મે છે.

દ્રેષ્કાણમાં પાંચમે મંગળ બેઠો હોય, ને તેને ઉપલા ત્રણ ગ્રહ જોતા હોય, તો તે મનુષ્ય હાથ વિનાનું થાય.

रविशशियुते सिंहे लग्ने कुजार्किनिरीक्षिते
नयनरहितः सौम्यासौम्यैः सबुद्बुदलोचनः ॥
व्ययगृहगतश्चन्द्रो वामं हिनस्त्यपरं रविः
अशुभगदिता योगा याप्या भवन्ति शुभेक्षिताः ॥५२॥

૫૨. ભાવાર્થ—જ્યારે સિંહ રાશિનું લગ્ન હોય, ને રવિ, ચંદ્ર, તેમાં હોય ને શનિ, મંગળ, તેને જોતા હોય તો આંખ વિનાનું બાળક જન્મે છે.

સિંહ લગ્નમાં રવિ ચંદ્ર, હોય, ને શુભ ગ્રહો તેમજ પાપગ્રહો જોતા હોય, તો તેની આંખો દુઃખે છે, ( બુદ બુદ લોચનવાળો થાય છે. )

જો ચંદ્ર, લગ્નથી બારમા ભાવમાં હોય તો ડાબી આંખને નુકશાન થાય છે.

રવિ, બારમે હોય તો જમણી આંખને હરકત થાય છે. પણ ઉપલા યોગોને શુભ ગ્રહો જોતા હોય તો તેની ખરાબી થતી નથી.

शूरस्तब्धो मध्यदृष्टिर्विलग्ने मेषे स्वोच्चे रोगदृक् सिंहगेऽर्के ॥
रात्रावन्धस्तौलिगे निर्धनी स्यात् कर्किण्यर्के लग्नगे बुद्बुदाक्षः ॥५३॥

૫૩. ભાવાર્થ—મેષ લગ્ન હોય, ને ઉચ્ચનો રવિ તેમાં હોય, તો તે માણસ શૂરવીરતામાં સ્તબ્ધ, ટુંકી નજરવાળો થાય છે.

પણ સિંહ રાશિમાં સૂર્ય, લગ્ને હોય ત્યારે તે માણસ આંખોથી દુઃખી રહે છે.

તુલા રાશિનું લગ્ન હોય, ને રવિ તેમાં બેઠો હોય તો તે માણસ રતાંધળો ( રાત્રીએ ન દેખે તે ) ને ગરીબ સ્થિતિનો થાય છે.

જો કર્ક રાશિનું લગ્ન હોય, ને તેમાં રવિ હોય તો તે માણસની આંખો દુઃખે છે. ( બુદ બુદ રહે છે ).

व्यये रवीन्दू युगपत्पृथक्स्थौ नेत्रे हरेतामपसव्यसव्ये ॥
षट्छिद्रगाश्चाक्षि हरन्ति पापाः सव्यं रिपौ दक्षिणमष्टमस्थः ॥५४॥

૫૪. ભાવાર્થ—રવિને ચંદ્ર, સાથે અથવા જુદા જુદા બારમા ભાવમાં બેઠા હોય તો તે અનુક્રમે ડાબી અથવા તો જમણી આંખનો નાશ કરે છે. છઠ્ઠા અથવા આઠમા ભાવમાં પાપગ્રહો હોય તો આંખને ઈજા

કરનારા છે. જો છઠ્ઠા ભાવમાં બેઠા હોય તો ડાબી આંખને અને આઠમા ભાવમાં બેઠા હોય તો જમણી આંખને નુકશાન કરે છે.

विकलेनो लग्नगतोऽस्तगो वा दिनेशपुत्राभियुतेक्षितश्चेत् ॥
तस्येक्षणं दक्षिणमाशु हन्यादहिक्षमासूनुयुतस्तु वामम् ॥५५॥

૫૫. ભાવાર્થ—પહેલા અથવા સાતમા ભાવમાં રવિ હોય, ને શનિ સાથે હોય, અથવા શનિ તેને જોતો હોય, તો તે માણસને જમણી આંખનું નુકશાન થાય છે.

રવિ, રાહુ ને મંગળના સાથે હોય, ને બીજી તમામ બાબત ઉપર મુજબ હોય તો ડાબી આંખને નુકશાન થાય છે.

दिनेशचन्द्रौ यदि रिःफयातौ सपत्नरन्ध्रव्ययगास्त्वसौम्याः ॥
हन्यादरिस्थो नयनं हि वामं रन्ध्रस्थितो दक्षिणभागनेत्रम् ॥५६॥

૫૬. ભાવાર્થ—રવિ, ને ચંદ્ર, બારમા સ્થાને હોય અને છઠ્ઠા, આઠમા, બારમા ભાવમાં પાપગ્રહો હોય, તો છઠ્ઠા ભાવમાં બેઠેલો ગ્રહ ડાબી આંખને નુકશાન કરે છે, અને આઠમા ભાવમાં બેઠેલો ગ્રહ જમણી આંખને હરકત પમાડે છે.

कुजे धनेशे निधने रवीन्द्वोः शत्रुव्ययस्थानगतेऽर्कजेऽन्धः ॥
रन्ध्रावसानारिगते शशाङ्के शनौ सभौमे यदि नष्टनेत्रः ॥५७॥

૫૭. ભાવાર્થ—જો મંગળ બીજા ભાવનો સ્વામી હોય ને આઠમા ભાવમાં રવિ ને ચંદ્ર હોય ને શનિ છઠ્ઠા કે બારમા ભાવમાં હોય તો તે જન્મેલો માણસ આંધળો હોય છે.

ચંદ્ર અને શનિ, મંગળના સાથે આઠ, બાર, છ ભાવમાં હોય તો તે માણસ આંધળો હોય છે.

षष्ठे चन्द्रेऽष्टमे भानौ लग्नादन्त्यगतेऽर्कजे ॥
वित्तस्थानगते भौमे शक्रोऽप्यन्धो भवेद्ध्रुवम् ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—ચંદ્ર છઠ્ઠે, રવિ આઠમે, અને શનિ બારમે, ને મંગળ બીજે હોય, આવા યોગમાં જન્મેલો ઇદ્ર હોય તોપણ આંધળો હોય છે.

लग्नेश्वरेण सहिते यदि वित्तनाथे
दुःस्थेऽक्षिनाशनमथास्फुजिदिन्दुयुक्ते ॥

नेत्रेश्वरे तनुगते यदि नैशकोऽन्यः
स्वोच्चे शुभग्रहयुते न तथा वदन्ति ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—જો બીજા ભાવનો સ્વામી પહેલા ભાવના સ્વામીની સાથે દુષ્ટસ્થાન ( ૬, ૮, ૧૨ ) માં હોય તો તેની આંખો જતી રહે છે.

આંખનો સ્વામી ( એટલે બીજા ભાવનો સ્વામી ) શુક્ર અને ચંદ્રના સાથે પહેલા ભાવમાં બેઠો હોય તો તે માણસ રતાંધળો ( રાત્રીએ ન દેખે તેવો ) થાય છે. પણ જો આંખનો સ્વામી ઉચ્ચનો હોય અથવા એક શુભ ગ્રહના સાથે હોય તો તેને કંઈ પણ હરકત થતી નથી. (એટલે ઊપર પ્રમાણે કહેવું નહીં ).

॥ रोगयोगः ॥ ( રોગયોગ. )

राहौ विलग्ने सकुजेऽर्कपुत्रे साहौ गृहद्वीजमिवाहुरार्याः ॥
लग्नेश्वरे मृत्युगते सराहौ रन्ध्रे समान्दौ च तथैव वाच्यम् ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—રાહુ, શનિ, મંગળ, સાથે લગ્નમાં હોય તો અથવા કેતુ સાથે લગ્નમાં હોય તો તે માણસને ગોળીનો રોગ થાય છે.

જો પહેલા ભાવનો સ્વામી આઠમે હોય, ને તેમાં રાહુ અને માંદી બેઠા હોય તો ડાહ્યા જોશીઓ કહે છે કે ગોળીનો રોગ થાય છે.

लग्ने सराहौ गुलिके त्रिकोणे रन्ध्रे कुजे मन्दयुते तथैव ॥
लग्नेश्वराक्रान्ततदंशनाथे राहारमान्द्यार्कियुते तथैव ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—રાહુ લગ્નમાં બેઠો હોય, ને ગુલિક ત્રીકોણ સ્થાને હોય, ને મંગળ શનિના સાથે આઠમા ભાવમાં હોય તો ઉપલુંજ પરિણામ આવે છે. નવમાંશનો સ્વામી ને લગ્નનો સ્વામી રાહુ, મંગળ, માંદિ અને શનિના સાથે આવે તોપણ ઉપર પ્રમાણે થાય છે.

लग्ने रवौ भूमिसुतेन दृष्टे गुल्मक्षयश्वासनिपीडितः स्यात् ॥
भौमे विलग्ने शनिसूर्यदृष्टे वसूरिरोगाभिहतो मनुष्यः ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—જ્યારે રવિ, લગ્નમાં બેઠો હોય ને મંગળ તેને જોતો હોય, તો તે માણસ ગુલ્મ, ક્ષય, ને હાંફણના દરદથી પીડાય છે.

જ્યારે મંગળ લગ્નમાં હોય, અને શનિ તથા રવિ તેને જોતા હોય તો તે માણસ શીતળાના દરદથી પીડાય છે.

पापेक्षिते रविसुते धनराशियुक्ते पापान्विते शुनकभीतिमुपैति मर्त्यः ॥
तद्भावनाथसहिते दिननाथपुत्रे दृष्टेऽथवा शुनकभीतिमुपैति जातः ॥६३॥

૬૩. ભાવાર્થ—શનિ બીજા ભાવમાં બેઠો હોય, અને તેને પાપગ્રહ જોતા હોય કે સાથે બેઠા હોય તો તે માણસ કૂતરાથી ભય પામે છે.

શનિ બીજા ભાવના સ્વામી સાથે હોય, અથવા બીજા ભાવનો સ્વામી શનિ તેને જોતો હોય તોપણ ઉપલુંજ પરિણામ થાય છે.

चीर्यान्विते राहुसमेतराशिनाथान्विते राहुयुते विलग्ने ॥
सर्पाद्भयं विक्रमराशिनाथे बुधेन युक्ते गलरोगमेति ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—રાહુ લગ્નમાં હોય, અને લગ્નનો સ્વામી જે રાશિમાં બેઠો હોય, તે રાશિ બળવાન હોય તો તે માણસને સાપની ધાસ્તી રહે છે.

ત્રીજા ભાવનો સ્વામી બુધના સાથે હોય તો તે માણસને કંઠરોગ થાય છે.

नीचे तृतीयेऽरिगृहे विमूढे पापेक्षिते तद्गलरोगवान् स्यात् ॥
विषप्रयोगाद्विषभक्षणाद्वा तेषामभावेऽर्थविनाशनार्थः ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—જો નીચનો ગ્રહ શત્રુની રાશિમાં બેઠો હોય, ને રવિના કીર્ણોથી ઢંકાએલો (અસ્તનો) હોય અને ત્રીજા ભાવમાં હોય ને પાપગ્રહ તેને જોતા હોય તો તે માણસ ઝેર લગાડવાથી અથવા ઝેર ખાવાથી તેને કંઠનો વ્યાધિ થાય છે. અથવા તો પૈસેથી હાનિ પામે છે.

पापे तृतीये गलरोगमत्र वदन्ति मान्द्यादियुते विशेषात् ॥
भौमान्विते मेतपुरीशसूनौ तृतीयराशौ यदि कर्णरोगम् ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—ત્રીજે પાપગ્રહ હોય તો કંઠનો રોગ જાણવો, અને માંદિ આદિની સાથે હોય તો વધારે કહેવો.

પણ જો માંદિ મંગળના સાથે ત્રીજા ભાવમાં હોય, તો કાનનો કોઇ પણ રોગ થાય એમ જોશી લોકો કહે છે.

पापेक्षिते सोदरभे सपापे कर्णाद्भयं रोगमुपैति जातः ॥
क्रूरादिषष्ठ्यंशयुते तदीशे कर्णस्य रोगं कथयन्ति तज्ज्ञाः ॥६७॥

૬૭. ભાવાર્થ—ત્રીજા ભાવમાં પાપગ્રહ બેઠો હોય, ને કોઇ પણ પાપગ્રહ તેને જોતો હોય, તો તે માણસ કાનના દર્દથી પીડા પામે છે.

ત્રીજા ભાવનો સ્વામી ક્રૂરાદિષષ્ટયંશમાં હોય ત્યારે પણ કાનનો રોગ થાય તેમ જ્યોતિર્વિદોનું કહેવું છે.

पैत्तोल्वणं याति रवौ रिपुस्थे पापेक्षिते पापसमन्विते च ॥
भानौ सरन्ध्रे विबले धराजे पापे धनस्थे तु तथैव वाच्यम् ॥६८॥

૬૮. ભાવાર્થ—રવિ, છઠ્ઠે પાપગ્રહના સાથે હોય ને પાપગ્રહ તેને જોતો હોય તો તે માણસ પિત્તના રોગથી પીડાય છે.

રવિ આઠમા ભાવમાં બેઠો હોય, મંગળ નિર્બળ હોય, ને એક પાપગ્રહ બીજા ભાવમાં હોય, તોપણ ઉપલુંજ પરિણામ થાય છે.

श्लेष्मामयं बुधयुतेऽवनिजे रिपुस्थे
क्रूरांशके यदि सितेन्दुसमीक्षिते च ॥
पापेक्षितेऽवनिसुते निधनोपयाते
केतौ धनाष्टमगते व्रणरोगमेति ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—મંગળ બુધના સાથે છઠ્ઠા ભાવમાં બેઠો હોય, ને પાપગ્રહના નવમાંશમાં હોય, ને ચંદ્ર તથા શુક્ર, તેને જોતા હોય તો તે માણસ કફના રોગથી પીડાય છે.

મંગળ આઠમા ભાવમાં બેઠો હોય, ને તેને પાપગ્રહ જોતો હોય ને કેતુ બીજે અથવા આઠમે હોય તો નાસુર (વ્રણ) પડે છે.

षष्ठेश्वरे पापयुते विलग्ने रन्ध्रस्थिते वा व्रणयुक्शरीरः ॥
कर्मस्थितं तादृशखेचरेन्द्रे व्रणाङ्कितः स्याच्छुभदृग्विहीने ॥७०॥

૭૦. ભાવાર્થ—જ્યારે છઠ્ઠા ભાવનો સ્વામી પાપગ્રહના સાથે પહેલા અથવા આઠમા ભાવમાં બેઠો હોય તો તે માણસને નાસુરનો રોગ થાય છે.

ઉપર લખેલો ગ્રહ, એટલે છઠ્ઠા ભાવનો સ્વામી પાપગ્રહ સાથે દશમા ભાવમાં બેઠો હોય ને શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય તો તે માણસના શરીરમાં ડાંઘું (વ્રણ) પડે છે.

लग्नेशभूपुत्रशशाङ्कपुत्राः सहस्थिताः सौम्यतरान्यभावाः ॥
अपानरोगं त्वथवाऽपवित्रं पश्यन्ति पष्ठं मुनयो वदन्ति ॥ ७१ ॥

७१. ભાવાર્થ—જો લગ્નનો સ્વામી, મંગળ, અને બુધ, સાથે હોય, અને શુભ ગ્રહ શિવાયના ભાવમાં બેઠા હોય, અને છઠ્ઠા ભાવને જોતા હોય તો અપાન રોગ અથવા મસા આદિ અપવિત્ર રોગો થાય તેમ મુનિઓનું કહેવું છે.

लग्नेशषष्ठाधिपती दिनेशयुक्तौ ज्वरं चन्द्रसमन्वितौ चेत् ॥
जले प्रमादं क्षितिसूनुयुक्तौ युद्धेन वा स्फोटकराशिभिर्वा ॥७२॥

७२. ભાવાર્થ—પહેલા ને છઠ્ઠા ભાવના સ્વામીઓ જો રવિના સાથે હોય તો તાવ ઉત્પન્ન કરે, ને જો ચંદ્રના સાથે હોય તો પાણીની અંદર અકસ્માત્ થવા સંભવ છે. જો મંગળના સાથે હોય તો લડાઈમાં અથવા તો ગુમડાની વ્યાધિથી દુઃખ પામે છે.

पित्तात्प्रमादं यदि सौम्ययुक्तौ निर्व्याधिकः सूरिसमन्वितौ चेत् ॥
शुक्रेण भार्याविपदं वदन्ति मन्देन नीचानिलरोगमाहुः ॥ ७३ ॥

७३. ભાવાર્થ—જો પહેલા ને છઠ્ઠા ભાવના સ્વામીઓ બુધના સાથે હોય તો તે પિત્તના રોગને ઉત્પન્ન કરે છે. અને જો ગુરૂના સાથે હોય તો તે માણસ દરદ રહીત રહે છે. તેમજ જો શુક્રના સાથે આવે તો પોતાની સ્ત્રીને હરકત થવા સંભવ છે, ને શનિના સાથે હોય તો નીચ, (ખરાબ) વાયુનો રોગ થાય છે.

सराहुकेतू यदि सर्पपीडां चोरादिभिर्भीतिमुपैति जातः ॥
केन्द्रत्रिकोणे यदि साहिकेतू वदन्ति तज्ज्ञा निगलं तदानीम् ॥७४॥

७४. ભાવાર્થ—જો પહેલા ને છઠ્ઠા ભાવના સ્વામી રાહુ અથવા કેતુના સાથે આવ્યા હોય, તો તે માણસ સર્પથી, ચોરોથી, અથવા એવાં બીજાં કંઇ પણ કારણોથી નુકશાન પામે છે.

અને જો તે પહેલા ને છઠ્ઠા ભાવના સ્વામીઓ કેન્દ્ર અથવા ત્રિકોણ સ્થાને હોય ને પછી રાહુ કે કેતુના સાથે હોય તો તેને બંધીખાનું ભોગવવું પડે તેમ ભવિષ્યવેત્તા કહે છે.

षष्ठेश्वरश्चन्द्रसुतेन युक्तः सागुर्विलग्ने स्वयमत्र निश्चम् ॥
छिनत्त्यसौ सौम्यदृशा विहीनः सम्गमिपुत्रो यदि लिङ्गरोगी ॥७५॥

૭૫. ભાવાર્થ—જો છઠ્ઠા ભાવનો સ્વામી, બુધ અને રાહુના સાથે લગ્નમાં બેઠો હોય તો તે માણસ પોતાની ઈચ્છાથી શિશ્ન (ઇન્દ્રિ) કાપી નાંખે છે.

છઠ્ઠા ભાવનો સ્વામી મંગળ ને રાહુ સાથે લગ્નમાં બેઠો હોય ને તેના ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન પડતી હોય તો તેને ઇંદ્રીનો રોગ થાય છે.

कामेश्वरे शुक्रयुते रिपुस्थे कलत्रपण्डत्वमुदीरयन्ति ॥
षष्ठेशलग्नाधिपती समन्दौ केन्द्रत्रिकोणे यदि बन्धनं स्यात् ॥७६॥

૭૬. ભાવાર્થ—સાતમાનો સ્વામી છઠ્ઠે બેઠો હોય, ને શુક્રના સાથે હોય તો તેની સ્ત્રી પંઢત્વને પામે છે. એમ જ્યોતિર્વિદો કહે છે.

છઠ્ઠા ને પહેલા ભાવના સ્વામી કેન્દ્રસ્થાને અથવા ત્રીકોણે શનિની સાથે બેઠા હોય તો તે માણસ બંધનમાં પડે છે.

चरे विलग्ने रिपुनाथदृष्टे कुजे च लाभे स्थिरगे च धर्मे ॥
द्वन्द्वेऽस्तराशौ प्रवदेत्नराणां रोगं रिपूणां कृतमाभिचारम् ॥७७ ॥

૭૭. ભાવાર્થ—ચર રાશિનું લગ્ન હોય, ને છઠ્ઠા ભાવનો સ્વામી તેને જોતો હોય, મંગળ અગીઆરમા ભાવમાં હોય, અને નવમું ઘર સ્થિર રાશિનું હોય અને સાતમો ભાવ દ્વિસ્વભાવ રાશિનો હોય એવા યોગમાં જન્મેલો માણસ દુશ્મનોના કરેલા ઉપચારો (ઉપાયો) થી તેને રોગ થાય છે.

जीवे समन्दे दशमेऽर्धचन्द्रे वैकल्यमङ्गे क्षितिजे कलत्रे ॥
दिनेशचन्द्रौ रविराशियुक्तौ चन्द्रर्क्षगौ वा यदि शोषणं स्यात् ॥७८॥

૭૮. ભાવાર્થ—ગુરૂ ને શનિ તથા અર્ધચંદ્ર દશમા ભાવમાં બેઠા હોય, ને મંગળ સાતમે હોય, તો તે માણસના એકાદ અવયવમાં ન્યૂનતા (ખામી) જણાય છે.

રવિ, ને ચંદ્ર, સિંહ, અથવા કર્ક રાશિમાં હોય તો તેને ક્ષયનો રોગ થાય છે.

लग्ने रवौ भूमिसुते कलत्रे सून्मादभाक् तत्र नरो हि जातः ॥
उन्मादबुद्धिं समुपैति लग्ने शनौ कलत्रे सकुजे त्रिकोणे ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—રવિ પહેલા ભાવમાં હોય, મંગળ સાતમા ભાવમાં હોય, તો તે માણસ ગાંડો બની જાય છે.

શનિ પહેલા ભાવમાં હોય, ને મંગળ ત્રિકોણ સ્થાનમાં હોય, તો તે માણસ પોતાની સ્રીને માટે ગાંડો બને છે.

लग्नत्रिकोणे दिननाथचन्द्रौ शौर्ये गुरौ केन्द्रसमन्विते वा ॥
सोन्मादबुद्धिः स भवेत्तदानीं शरासनाद्यो यदि जन्मलग्ने ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—ધન રાશિનું લગ્ન હોય, ને રવિ તથા ચંદ્ર, લગ્ન કે ત્રિકોણમાં બેઠા હોય, ને ગુરૂ ત્રીજા ભાવમાં અથવા કેન્દ્રસ્થાને હોય, આવા યોગમાં જન્મેલો માણસ ગાંડો થાય છે.

केन्द्रस्थितौ सौम्यनिशाकरौ वा सौम्यांशहीनौ भ्रमसंयुतः स्यात् ॥
केन्द्रस्थिता मन्दनिशाकरार्का जडो भवेदत्र मयूपभोक्ता ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—બુધ ને ચંદ્ર, કેન્દ્રસ્થાનમાં હોય અથવા શુભ ગ્રહના નવમાંશમાં ન હોય તો તે માણસ ગાંડો થાય છે.

શનિ, ચંદ્ર, ને રવિ, કેન્દ્રસ્થાનમાં હોય તો તે મનુષ્ય મૂર્ખ ને દારૂડીયો થાય છે.

कुलीरकुंभालिनवांशयुक्ते चन्द्रे समन्दे यदि गुह्यरोगी ॥
चन्द्रे सुखे तद्भवनांशयुक्ते पापान्विते स्याद्यदि कण्ठरोगी ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—ચંદ્ર, કર્ક, કુંભ અથવા વૃશ્ચિક રાશિના નવમાંશમાં બેઠેલો હોય, અને શનિના સાથે આવ્યો હોય તો તે માણસ ગુહ્યસ્થાને રોગ થવાથી પીડાશે.

ચંદ્ર ચોથા ભાવમાં હોય અને નવમાંશમાં પણ ચોથે હોય ને પાપગ્રહોના સાથે આવેલો હોય તો તે માણસ કંઠ રોગથી દુઃખી થાય છે.

चन्द्रे सपापे फणिनाथयुक्ते रिःफे सुते रन्ध्रगतेऽथवापि ॥
उन्मादभाक् तत्र सरोषयुक्तो जातस्तु नित्यं कलहप्रियः स्यात्॥८३॥

૮૩. ભાવાર્થ—ચંદ્ર પાપગ્રહના સાથે આવ્યો હોય, અને રાહુ, લગ્નથી બાર, પાંચ અથવા આઠમે ભાવે બેઠો હોય તો તે માણસ હમેશ કલેશ કરે ને ગાંડા જેવો જણાય છે.

चन्द्रे व्यये वा यदि वाम्बुरेशे मन्दे त्रिकोणे मदरन्ध्रगेऽर्के ॥
दन्ताक्षिरोगी स भवेत्तदानीं नीचारिपापांशगतास्तथैव ॥ ८४ ॥

૮૪. ભાવાર્થ—ચંદ્ર અથવા રાહુ બારમા ભાવમાં બેઠા હોય, શનિ ત્રિકોણ સ્થાનમાં બેઠો હોય, ને રવિ સાતમા અથવા આઠમા ભાવમાં હોય તો તે માણસને દાંત અને આંખોનું દરદ લાગુ થાય છે, જ્યારે ઉપર લખેલા ગ્રહો નીચ, શત્રુ ને પાપગ્રહના નવમાંશમાં બેઠા હોય તો પણ ઉપર પ્રમાણે થાય છે.

सुतांबुगौ पापखगौ विशेषाचंद्रष्टरिः फारिगतेऽन्यता स्यात् ॥
शुभग्रहाणामवलोकहीने चान्धो भवत्येव शुभैर्न दोषः ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—પાંચમા ને ચોથા ભાવમાં પાપગ્રહો બેઠા હોય, ને ચંદ્ર આઠમા, બારમા અથવા છઠ્ઠા ભાવમાં જરૂર હોય, તો તે યોગમાં જન્મેલો માણસ આંધળો થાય છે.

આવા યોગમાં જન્મેલો માણસ ઉપર બતાવેલા સ્થાનોની ઉપર શુભ દૃષ્ટિ ન હોય તો તે જરૂર આંધળો હોવો જોઇએ.

પણ ઉપર બતાવેલા ભાવમાં જો શુભ ગ્રહો બેઠેલા હોય ત્યારે કંઇ પણ ખરાબી થતી નથી.

हित्वा लग्नपतिं विलग्नसहितेष्वन्येषु कुष्ठं वदे-
न्नीलं भानुसुते तु चण्डकिरणे रक्तं सितं भूमिजे ॥
मन्देन क्षितिजेन वा यदि युते कर्क्यन्त्यनक्रांशके
चन्द्रे शोभनयोगदृष्टिरहिते कुष्ठं वदेद्देहिनाम् ॥ ८६ ॥

૮૬. ભાવાર્થ—લગ્નના સ્વામી શિવાય બીજા પાપગ્રહો લગ્નમાં બેઠા હોય ત્યારે જોશીએ તે માણસને કોઢનો રોગ થશે એમ કહેવું જોઇએ. ઉપર લખ્યા પ્રમાણે લગ્નમાં શનિ હોય તો કાળો કોઢ થશે. જો લગ્નમાં રવિ હોય તો લાલ કોઢ થશે. જો મંગળ લગ્નમાં હોય તો સફેદ કોઢ થશે.

ચંદ્રમા, શનિ અથવા મંગળના સાથે કર્ક, મીન અથવા મકર રાશિના નવમાંશમાં બેઠા હોય, અને શુભ ગ્રહોની તેમના પર દૃષ્ટિ ન હોય અથવા શુભ ગ્રહો સાથે ન હોય ત્યારે એવા યોગમાં જન્મેલા માણસને કોઢ થશે એમ જોશીએ કહેવું.

पापान्विते शशिनि रन्ध्रपलग्नराशौ
सर्पेक्षिते निधनपे यदि गुह्यरोगी ॥

रन्ध्रे चतुस्त्रितयपापयुते तथैव
सौम्यग्रहेण सहिते यदि रोगहीनः ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—ચંદ્ર પાપગ્રહના સાથે આઠમા ભાવના સ્વામીની ને લગ્નની રાશિમાં હોય ને રાહુ આઠમા ભાવના સ્વામીને જોતો હોય, તો તે માણસને ગુહ્યસ્થાને રોગ થવાથી પીડા થાય છે.

ને આઠમા ભાવમાં ૪ અથવા ૩ પાપગ્રહ બેઠા હોય ત્યારે પણ ઉપલું પરિણામ નિપજે છે. પણ જો એક શુભ ગ્રહ આઠમા ભાવમાં હોય તો તે માણસને કોઇ પણ રોગ થતો નથી.

जलचरगृहगेन्दौ तत्पतौ षष्ठयाते
जलगृहगतखेटैरीक्षिते मूत्रकृच्छ्रम् ॥
परिभवरिपुयाते शीतगौ भौमदृष्टे
रविसुतयुतलग्ने शोणितं रोगमेति ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—ચંદ્ર, જળચર રાશિ ( મકરનો પાશ્ચમ ભાગ અને મીન ) માં હોય, ને તેનો સ્વામી છઠ્ઠા ભાવમાં હોય, અને જળ રાશિમાં બેઠેલા ગ્રહો તેને જોતા હોય, તો તે માણસ પેસાબ બંધ થવાના રોગથી પીડાય છે.

ચંદ્ર, છઠ્ઠા અથવા આઠમા ભાવમાં બેઠો હોય, મંગળ તેને જોતો હોય, શનિ લગ્નમાં હોય તો તે માણસ મસાના રોગથી પીડાય છે.

क्षीणे मन्दगृहोदये हिमकरे पापग्रहैरन्विते
रन्धारातिगतेऽथवा पवनकृद् गुल्मादिरोगं वदेत् ॥
चन्द्रे पापवियच्चरान्तरगते मन्दे मदस्थानगे
जातो विद्रधिजन्मशोपजनितैः सन्तप्तदेहो भवेत् ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—ક્ષીણ ચંદ્ર, પાપગ્રહોના સાથે શનિની રાશિના લગ્નમાં બેઠો હોય, અથવા આઠમા કે છઠ્ઠા ભાવમાં બેઠો હોય તો વાયુ ને ગુંમડાં વિગેરે રોગથી તે માણસ પીડાય, તેમ જોશીએ કહેવું.

ચંદ્ર બે પાપગ્રહોની વચ્ચે હોય, ને શનિ સાતમા ભાવમાં હોય, તો તે માણસ ફોલ્લા, વાયુ, તથા ક્ષયના રોગોથી પીડાય છે.

अजीर्तिगुल्मामयशूलमेति कुजे विलग्ने विबलेऽरिनाथे ॥
लग्ने सपापे फणिनायके वा मन्देऽष्टमे कुक्षिरुगर्दितः स्यात् ॥९०॥

૯૦. ભાવાર્થ—જ્યારે મંગળ લગ્નમાં હોય, ને છઠ્ઠા ભાવનો સ્વામી નિર્બળ હોય, ત્યારે તે માણસ અજીર્ણ, ગુમડાં અને શૂળના રોગથી દુઃખી થાય છે.

રાહુ અથવા પાપગ્રહ લગ્નમાં બેઠા હોય, ને શનિ આઠમા ભાવમાં હોય તો તે માણસ ઉદરના (પેટના) રોગથી હેરાન થાય.

हृच्छूलरोगमुपयाति सुखे फणीशे
पापेक्षिते गतबलेऽथ विलग्ननाथे ॥
शूलामयं तनुपतौ रिपुनीचराशौ
भौमे सुखे रविसुते यदि पापदृष्टे ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—જ્યારે રાહુ, ચોથા ભાવમાં હોય, ને લગ્નનો સ્વામી નિર્બળ હોય, અને પાપગ્રહ તેને જોતો હોય, તો તે માણસ છાતિના દરદથી પીડાય.

લગ્નનો સ્વામી નીચનો હોય, કે શત્રુની રાશિનો હોય, મંગળ ચોથા ભાવમાં હોય, ને શનિને પાપગ્રહ જોતો હોય, તો ચુંકના (શૂળ) રોગથી પીડાશે એમ સમજવું.

जातो भुक्तिविरोधरोगनिहतो रन्ध्रेश्वरे दुर्बले
लग्ने पापनिरीक्षिते परिभवस्थाने समन्देक्षिते ॥
वान्तिभ्रान्तिजपाण्डुमेति सकुजे चन्द्रे रिपुस्थानगे
जातः शूलविसर्पमेति दिनकृच्चन्द्रारयुक्ते यदा ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—જ્યારે આઠમા ભાવનો સ્વામી નિર્બળ હોય, ને એક પાપગ્રહ લગ્નને જોતો હોય, ને આઠમા ભાવમાં શનિ હોય, અથવા શનિ આઠમા ભાવને જોતો હોય, તો તે માણસને અનાજની રૂચિ ન થાય તેવા દુઃખથી પીડાય છે.

ચંદ્ર, મંગળના સાથે છઠ્ઠે ભાવે હોય તો તે માણસ ઓકારી તથા વાયુના રોગથી દુઃખી થાય છે.

રવિ, ચંદ્ર, મંગળ, છઠ્ઠા ભાવમાં હોય ત્યારે તે શૂળ અને સોજાના દરદથી પીડાય છે.

आरेक्षिते यदि विलग्नगृहेऽरिनाथे
मानेऽथवाऽस्ततनुगे कृतमाभिचारम् ॥
लग्नाधिपेन सहितेऽवनिजे विलग्ने
केन्द्रेऽथवा रिपुपतौ तनुगे तथा स्यात् ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—મંગળ લગ્નને જોતો હોય, ને છઠા ભાવનો સ્વામી દસ, સાત, કે પહેલા ભાવમાં હોય તો તે માણસ તેના શત્રુએ મંત્ર ક્રીયા કરવાથી પીડાય છે. જ્યારે મંગળ લગ્નના સ્વામીના સાથે લગ્નમાં અથવા કેન્દ્રમાં હોય, ને છઠ્ઠા ભાવનો સ્વામી લગ્નમાં હોય, ત્યારે પણ ઉપલું પરિણામ થાય છે.

जातो निर्जरदर्शनेन जनितं रोगं सुखस्थानगे
माने लग्नगतेऽथवाऽमरगुरौ केन्द्रे समन्दात्मजे ॥
मन्देऽस्ते चरलग्नगे यदि शुभे पापेक्षिते शीतगौ
भूतप्रेतपिशाचदर्शनवशाद्रोगं समेति ध्रुवम् ॥९४॥

૯૪. ભાવાર્થ—ગુરૂ ચાર દશ કે પહેલા ભાવમાં હોય ને શનિ કેન્દ્રમાં હોય તો તે માણસ અમર માણસને જોવાથી ને તેની અસર થવાથી તે પીડાય છે.

શનિ સાતમા ભાવમાં હોય, ને શુભ ગ્રહ ચરરાશિના લગ્નમાં બેઠો હોય ને ચંદ્રને પાપગ્રહ જોતો હોય, તો તે ભૂત, પ્રેત, પિશાચના દેખાવાથી પીડાશે.

चन्द्रे पापनिरीक्षिते रिपुगते पापान्विते वातजं
जातः शोणितपित्तमेति वसुधापुत्रे तथाऽस्ते सति ॥
सौम्ये वातकफामयं भृगुसुते मूलातिसारं तथा
मन्दे गुल्ममुपैति राहुशिखिनोः पैशाचरोगं वदेत् ॥९५॥

૯૫. ભાવાર્થ—ચંદ્ર પાપગ્રહની સાથે છઠ્ઠે બેઠો હોય, અને તેના ઉપર બીજા પાપગ્રહની દૃષ્ટિ હોય તો વાયુના રોગથી પીડાશે. જો મંગળ

ઉપલી હાલતમાં આવી સાતમા ભાવમાં બેઠો હોય તો લોહી ને પિત્તના દરદથી પીડાય છે.

જો સાતમા ભાવમાં ઉપલી હાલતમાં બુધ બેઠેલો હોય તો તે માણસ ખરાબ પવન અને કફથી પીડાય છે. જો તેવી રીતે શુક્ર હોય તો અતિસારના રોગથી પીડાય છે. જો શનિ હોય તો ગુલ્મના રોગથી પીડાય છે. અને જો રાહુ કે કેતુ હોય તો ભૂત, પીશાચના રોગથી પીડાય છે.

कासश्वासक्षयजनिरुजं भानुभौमाहिदृष्टे
षष्ठे सौरे गुलिकसहिते सौम्यदृग्योगहीने ॥
रिःफे पापे शशिनि रिपुगे भानुजे रन्ध्रयाते
पापांशस्थे तनुगृहपतौ पीनसं रोगमेति ॥ ९६ ॥

९६. ભાવાર્થ—જ્યારે શનિ માંદિના સાથે છઠ્ઠા ભાવમાં હોય, ને તેને રવિ, મંગળ, ને રાહુ જોતા હોય, પણ શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય, અથવા શુભ ગ્રહની સાથે ન હોય તો તે માણસ કફ, હાંફણુ, ક્ષયના રોગથી પીડાશે. જ્યારે પાપગ્રહ, બારમા ભાવમાં, ચંદ્ર છઠે, શનિ આઠમે, હોય અને લગ્નનો સ્વામી પાપગ્રહના નવમાંશમાં બેઠો હોય તો ત માણસને સુંઘવાની શક્તિ કમતી હોય છે.

मन्दे कुलीरभवनोपगते मृगस्थे चन्द्रे जलोदररुजं समुपैति जातः ॥
सारे शनौ रिपुगते रविराहुदृष्टे लग्नाधिपे च विबले सति दीर्घरोगी ९७

९७. ભાવાર્થ—શનિ કર્કરાશિમાં હોય, ચંદ્ર, મકરમાં હોય, તો તે માણસને જલંદરનો રોગ થાય છે. શનિ મંગળના સાથે છઠ્ઠા ભાવે બેઠો હોય, ને રવિ તથા રાહુ તેને જોતા હોય, ને લગ્નનો સ્વામી નિર્બળ હોય, તો તે માણસ લાંબો વખત માંદગીથી પીડાય છે.

ह्रस्वः कुजे निजगृहे सुखविक्रमस्थे
चन्द्रात्मजे रविसुते यदि लग्नगे स्यात् ॥
स्वर्क्षे कुजे सुखसहोदरगेन्दुसूनौ
होराधिपे शनियुते तु तथा वदन्ति ॥ ९८ ॥

९८. ભાવાર્થ—મંગળ પોતાના સ્થાનમાં હોય, બુધ ચોથા અથવા ત્રીજા ભાવમાં હોય, અને શનિ પહેલા ભાવમાં હોય તો તે માણસ વામન સ્વરૂપે થાય છે.

જ્યારે બીજી સઘળી બાબતો ઉપર બતાવ્યા પ્રમાણે હોય, ને લગ્નનો સ્વામી શનિના સાથે હોય ત્યારે પણ ઉપર મુજબ થાય છે.

लग्नाद्व्ययारिगतयोः शशितिग्मरश्म्योः
पत्न्या सहैकनयनस्य वदन्ति जन्म ॥
द्यूनस्थयोर्नवमपञ्चमसंस्थयोर्वा
शुक्रार्कयोर्विकलदारमुशन्ति जातम् ॥ ९९ ॥

९९. ભાવાર્થ—રવિ અને ચંદ્ર લગ્નથી બારમા કે છઠ્ઠા ભાવમાં હોય તો તે માણસ એક આંખે કાણો થાય છે. તેને સ્ત્રી પણ તેવીજ મળે છે.

શુક્ર ને રવિ બન્ને સાથે સાત, અથવા નવ પાંચમા ભાવમાં હોય તો તે પુરૂષની સ્ત્રીના અવયવમાં એકાદ અંગની ખામી હોય છે. અથવા ભયભીત વા બેહોશ હોય છે.

नवमायतृतीयधीयुता न च सौम्यैरशुभा निरीक्षिताः ॥
नियमाच्छ्रवणोपघातदा रदवैकृत्यकराश्च सप्तमे ॥ १०० ॥

१००. ભાવાર્થ—જો પાપગ્રહો નવ, અગીઆર, ત્રણ ને પાંચમા ભાવમાં કોઈ પણ રીતે હોય ને શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય તો તે માણસની જ્ઞાનેન્દ્રિયો (કાનઇંદ્રિ) ને નુકશાન કર્તા છે. જો તે સાતમા ભાવે હોય ને શુભ દૃષ્ટિ ન હોય તો દાંતને નાશ કર્તા છે.

वर्गोत्तमादिशुभवर्गयुतेऽमरेज्ये
लग्ने रसातलगते यदि वा बलाढ्ये ॥
वित्तायवृद्धिगृहगेषु वियच्चरेषु
लग्नाधिपे बलयुते सुखमेति जातः ॥ १०१ ॥

१०१. ભાવાર્થ—ગુરૂ વર્ગોત્તમાદિ શુભવર્ગમાં હોય અને લગ્ન અથવા ચોથા ભાવમાં બળવાન થઈ બેઠો હોય, ને જ્યારે બીજા ગ્રહો, બીજા, અગીઆરમા, ને ચોથા ભાવમાં બેઠા હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય ત્યારે તે માણસ સુખ ભોગવે છે.

ये जातभङ्गा नृपयोगभङ्गाः प्रेष्या दरिद्राङ्गविहीनरेकाः ॥
ये रोगभेदाः परिकीर्तितास्ते सूर्यादिसर्वेचरप्रसादात् ॥ १०२ ॥

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारि-
जाते जातकभङ्गाध्यायः षष्ठः ॥

૧૦૨. ભાવાર્થ—રવિ અને બીજા ગ્રહોની મહેરબાનીથી રાજ્યોગ-ભંગ, પ્રૈષ્યયોગ, દરિદ્રયોગ, અંગહીનયોગ, રેકયોગ, ને રોગયોગને બનેલો જાતકભંગ આ પ્રકરણમાં ખુલ્લી રીતે સમજાવવામાં આવ્યો છે. આ પ્રમાણે શ્રી નવગ્રહોની કૃપા વડે વૈદ્યનાથે લખેલા જાતકપારિજાતને જાતકભંગ નામને છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો છે.

खेडामान्त समागते कपडवञ्जारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृऽध्यायऽरसोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૭ મો.

॥ राजयोगाध्यायः ॥

રાજયોગ એટલે ગ્રહોના યોગાનયોગે જે રાજ્ય પ્રાપ્તિ કરાવે તે વિષે.

कन्यामीननृयुग्मगोहरिधनुःकुंभस्थितैः खेचरैः
सेनामत्तमतङ्गवाजिविपुलो राजा यशस्वी भवेत् ॥
तौलिच्छागवृषावसानगृहगैर्जातोऽखिलक्ष्मापति-
र्गोचापान्त्यभकेन्द्रगैः पृथुयशाः पृथ्वीश्वरो जायते ॥१॥

૧ ભાવાર્થ—બધા ગ્રહો કન્યા, મીન, મિથુન, વૃષભ, સિંહ, ધન, અને કુંભ રાશિમાં બેઠા હોય તો તે માણસ મોટા સૈન્યવાળો, મોટા હાથી ઘોડા રાખનારો રાજા થાય.

બધા ગ્રહો, તુલા, મેષ, વૃષભ, અને મીનમાં રહ્યા હોય તો રાજાધિરાજ થાય.

બધા ગ્રહો, વૃષભ, ધન, મીન રાશિમાં કેન્દ્રસ્થાનમાં બેઠા હોય તો બહુ કીર્તિ મેળવનારો પૃથ્વીનો રાજા થાય.

कन्यामेषतुलामृगेन्द्रघटगैर्जातो महीपालको
दुर्धिक्ष्यमातिभारसारसकलार्त्तैर्द्धर्मदेशाधिपः ॥
खेटौ विक्रमबन्धुपुत्रगृहगा द्वौ वित्तधर्मस्थितौ
शेषौ लग्नकलत्रराशिसहितौ राजा भवेद्धार्मिकः ॥ २ ॥

૨. ભાવાર્થ—બધા ગ્રહો, કન્યા મેષ, તુલા સિંહ અને કુંભરાશિમાં બેઠા હોય તો રાજા થાય.

બધા ગ્રહ, ત્રીજે, પાંચમે અને ચોથે બેઠા હોય તો બહુ પૈસાવાળો રાજા થાય.

૩,૪,૫,૨,૯,૧,૭ ભાવોમાં અનુક્રમે સાતે ગ્રહો બેઠા હોય તો ધર્મવાળો ન્યાયી રાજા થાય.

तारेशहोरासहिता नभोगा जातो यशस्वी मनुजाधिपः स्यात् ॥
सौम्यास्तपो लाभगृहोपयाताः पापा रिपुव्योमगता नरेशः ॥ ३ ॥

૩. ભાવાર્થ—બધા ગ્રહો, લગ્ન અને ચંદ્ર સાથે હોય તો યશવાળો રાજા થાય.

*શુભ ગ્રહો, નવ, અગીઆરમે હોય અને પાપગ્રહો છઠ્ઠે દશમે હોય તો રાજા થાય.*

लग्नास्पदानङ्गगृहोपयाता बलान्विताः शोभनखेचरेन्द्राः ॥
कुजार्कपुत्रौ नवमायसंस्थौ नृपो भवेत्सर्वगुणाभिरामः ॥ ४ ॥

૪. ભાવાર્થ—શુભ ગ્રહો બળવાન થઇ લગ્ને, દશમે, અને સાતમે હોય. મંગળ અને શનિ અનુક્રમે નવમે અગીયારમે હોય, તો વખાણવા જોગ સદ્ગુણી રાજા થાય.

वर्गोत्तमांशोपगते विलग्ने चन्द्रेऽथवा चन्द्रविमुक्तखेटैः ॥
सुखास्पदानङ्गगृहोपयातैर्विलोकिते मानवनायकः स्यात् ॥ ५ ॥

૫. ભાવાર્થ—ચંદ્ર કે લગ્ન, વર્ગોત્તમી હોય ને તેના ઉપર ચાર, દશ, સાત ભાવમાં રહેલા ચંદ્ર વિનાના ગ્રહોની દૃષ્ટિ હોય તો સરદાર થાય.

अश्विन्यामुदयस्थिते भृगुसुते सर्वग्रहैरीक्षिते
जातो राजकुलाग्रजो रिपुकुलध्वंसी बहुस्त्रीरतः ॥
हित्वा नीचनवांशमंबरचरैरुह्याद्यैः स्वभागान्विते-
रेको लग्नगतो यदि क्षितिपतिः पश्चादिकैर्वित्तवान् ॥ ६ ॥

૬. ભાવાર્થ—શુક્ર, અશ્વિની નક્ષત્રનો લગ્ને હોય, ને તેના ઉપર બીજા સઘળા ગ્રહોની દૃષ્ટિ હોય તો રાજકુળમાં મોટો, શત્રુઓનો નાશ કરનાર, ને બહુ સ્ત્રીયોમાં પ્રીતિવાળો થાય.

ગ્રહો, પોતાની નીચ રાશિના નવમાંશમાં ન હોય. પણ પોતાના ઉચ્ચ, સ્વગૃહી કે મિત્ર નવમાંશમાં હોય અને તેમાંનો એક ગ્રહ જન્મ લગ્ને હોય, તો રાજા થાય છે. એવી રીતે પાંચકે વધારે ગ્રહો હોય તો ધનવાન થાય.

शुक्रेऽरिनीचमपहाय कुटुंबसंस्थे
लग्नेश्वरे बलयुते पृथिवीपतिः स्यात् ॥
चन्द्रेऽतिमित्रनिजभागगते निशायां
शुक्रेक्षिते नृपतिरन्यविलोकहीने ॥ ७ ॥

૭. ભાવાર્થ—શત્રુ કે નીચ ઘર વિનાનો શુક્ર, બીજે ભાવે હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય તો તે પુરૂષ રાજા થાય.

રાત્રીએ જન્મ હોય ને ચંદ્ર, પોતાના નવમાંશનો કે અધિમિત્રની રાશિનો હોય અને શુક્ર, તેને દેખતો હોય ને બીજા ગ્રહોની દૃષ્ટિ ન હોય તો રાજા થાય છે.

मीने मीननवांशके भृगुसुते लग्नस्थिते भूपतिः
स्वोच्चे लग्नगृहाधिपे बलयुते राजा शशाङ्केक्षिते ॥
लग्नस्वामिनि तुङ्गमन्दिरगते नीचारिभागं विना
केन्द्रस्थानगते नभोगवियुते जातो महीपालकः ॥ ८ ॥

૮. ભાવાર્થ—શુક્ર, લગ્ને મીન રાશિમાં હોય, અને મીન નવમાંશમાં હોય તો રાજા થાય.

લગ્નનો સ્વામી બળવાન થઈ, પોતાના ઉચ્ચમાં ચંદ્રમાની દૃષ્ટિવાળો હોય તો રાજા થાય.

લગ્નનો સ્વામી, નીચ કે શત્રુ નવમાંશ શિવાય પોતાની ઉચ્ચ રાશિમાં કેન્દ્રસ્થાનમાં બીજા ગ્રહો શિવાય બેઠો હોય તો પૃથ્વીનું પાલન કરનાર રાજા થાય.

भाग्यस्थे निजतुङ्गमित्रभवने संपूर्णगात्रे विधौ
लग्नादास्पदवित्तराशिगतयोः शन्यारयोर्भूपतिः ॥
चन्द्रे पूर्णकलान्विते बलयुते लग्नं विना केन्द्रगे
दृष्टे दानवमन्त्रिणा च गुरुणा राजा महीदानकृत् ॥ ९ ॥

૯. ભાવાર્થ—પૂર્ણ કળાનો ચંદ્ર, પોતાની રાશિ, ઉચ્ચ રાશિ, કે મિત્રની રાશિમાં નવમા ઘરમાં હોય, અને શનિ, મંગળ, લગ્નથી દશમે બીજે અનુક્રમે બેઠા હોય તો પૃથ્વીનો સ્વામી થાય.

બળવાન પૂર્ણ કળાનો ચંદ્ર, લગ્ન શિવાય કેન્દ્રમાં હોય, અને તેને ગુરૂ, શુક્ર દેખતા હોય તો પૃથ્વીનું દાન આપનાર રાજા થાય.

एकस्मिन् परमाच्चगेऽतिसुहृदा दृष्टे यदि क्ष्मापति-
स्तत्तुल्यो भृगुनन्दने बलयुते लाभेऽथवा रिःफगे ॥
द्वित्रिव्योमचरेषु तुङ्गगृहगेष्विन्दौ कुलीरे स्थिते
लग्ने पूर्णबलान्विते नरपतिः सर्वत्र पूज्यो भवेत् ॥ १० ॥

૧૦. ભાવાર્થ—એક ગ્રહ પોતાની પરમ ઉચ્ચ રાશિમાં હોય ને તેને પોતાનો અધિમિત્ર જોતો હોય તો રાજા થાય.

બળવાન શુક્ર, અગીયારમા કે બારમા ભાવમાં હોય ને તેને અધિમિત્ર ગ્રહ જોતો હોય તો રાજા જેવો થાય.

બે અથવા ત્રણ ગ્રહો પોતાના ઉચ્ચમાં હોય, ચંદ્ર કર્ક રાશિમાં, અને લગ્ન પૂર્ણ બળવાન હોય તો દરેક જગ્યાએ માન પામનાર રાજા થાય.

सर्वे चोपचयस्थिताः शुभखगाः पापा विलग्नस्थिता
मानस्था यदि वा जितारिनिचयः क्रूरो महीपालकः ॥
भानौ सप्तमगे निशाकरयुते तुङ्गादिवर्गस्थिते
सौम्यासौम्यनिरीक्षितेऽतिचपलो राजाऽथवा तत्समः ॥११॥

૧૧. ભાવાર્થ—સર્વે શુભ ગ્રહો ઉપચયસ્થાન ત્રણ, ૭, દશ, અગીઆરમાં હોય, અને પાપગ્રહો પહેલા કે દશમા ઘરમાં હોય તો શત્રુઓને જીતનાર, ઘાતકી રાજા થાય.

ચંદ્રમા સાથે સૂર્ય, પોતાની રાશિ, ઉચ્ચ રાશિ કે મિત્રની રાશિમાં સાતમા ઘરમાં હોય, ને શુભ ગ્રહ જોતા હોય તો રાજા, યા પાપગ્રહ જોતા હોય તો બહુ નિઠ્ઠળ, રાજા જેવો થાય.

चापाजसिंहभवनोदयगे धराजे
मित्रेक्षिते निजबलार्जितराज्यकर्ता ॥

दुश्चिक्यधर्मसुतगा रविचन्द्रजीवा
वीर्यान्विता यदि कुबेरसमो नृपालः ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—મંગળ, ધન, મેષ કે સિંહ રાશિનો લગ્નમાં હોય, ને મિત્રગ્રહો જોતા હોય તો પોતાના બળવડે મેળવેલી પૃથ્વીપર રાજ્ય કરનારો થાય.

સૂર્ય, ચંદ્ર, ગુરૂ, બળવાન થઈ ત્રણ, નવ, ને પાંચમા ભાવમાં અનુક્રમે હોય, તો કુબેર જેવો ધનવાન રાજા થાય.

नीचं गतो जन्मनि यो ग्रहः स्यात्
तद्राशिनाथोऽपि तदुच्चनाथः ॥
स चन्द्रलग्नाद्यदि केन्द्रवर्ती
राजा भवेद्धार्मिकचक्रवर्ती ॥ १३ ॥

૧૩. ભાવાર્થ—જન્મ વખતે જે ગ્રહ નીચનો તે જે રાશિમાં હોય, તે રાશિનો સ્વામી અથવા તેની ઉચ્ચ રાશિનો સ્વામી, લગ્ન ચંદ્રથી કેન્દ્રમાં હોય, તો ધર્મવાળો, ચક્રવર્તી રાજા થાય.

नीचस्थितग्रहनवांशपतौ त्रिकोणे
केन्द्रेऽथवा चरगृहे यदि जन्मलग्ने ॥
तद्भावपे चरगृहांशसमन्विते वा
जातो महीपतिरतिप्रबलोऽथवा स्यात् ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—જન્મમાં નીચ રાશિમાં રહેલો ગ્રહ નવમાંશમાં જે રાશિનો હોય તે રાશિનો સ્વામી કેન્દ્ર અથવા ત્રિકોણમાં કે જન્મ લગ્નમાં ચર રાશિનો હોય, અને તે રાશિનો સ્વામી નવમાંશમાં ચર રાશિનો હોય, તો જન્મેલો માણસ રાજા અથવા બહુ બળવાન થાય.

मानस्थानपतौ पराभवगते पारावतांशेऽथवा
स्वोच्चस्वर्क्षसुहृन्नवांशकगते राजाधिराजो भवेत् ॥
लग्ने नीचगृहे पुरन्दरगुरौ रन्ध्रे सपापग्रहे
तद्राश्यंशसमन्विते यदि यदा राजाधिराजो भवेत् ॥१५॥

૧૫. ભાવાર્થ—દશમા ભાવનો સ્વામી આઠમે પારાવતાંશમાં હોય, યા નવમાંશમાં પોતાની ઉચ્ચ રાશિ, પોતાની રાશિ, કે મિત્રની રાશિનો હોય, તો રાજાધિરાજ ( રાજાઓનો ઉપરી ) થાય.

લગ્ને ગુરૂ મકર રાશિનો અને પાપગ્રહો આઠમે ભાવે બેઠેલા હોય, ને આઠમા ભાવનો નવમાંશ પાપગ્રહની રાશિનો હોય, તો રાજાધિરાજ થાય.

जीवस्य व्ययगे शनौ सहजपे लाभेऽथवा भास्करे
रिःफे लग्नपतौ तु निर्जरगुरावुर्वीशराजो भवेत् ॥
भाग्येशस्थनवांशपे तनयगे बन्धुस्थिते वा नृपो
दृष्टे वा शशिजे सुरेन्द्रगुरुणा युक्ते स राजप्रियः ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—ગુરૂ બારમે, સૂર્ય અગીયારમે હોય, અથવા ત્રીજાનો સ્વામી થઈ શનિ અગીયારમે ભાવે હોય ને લગ્નનો સ્વામી ગુરૂ બારમે હોય, તો રાજાધિરાજ થાય.

નવમાનો સ્વામી નવમાંશમાં જે રાશિનો હોય તે રાશિનો સ્વામી પાંચમે કે ચોથે બેઠો હોય તો રાજા થાય. બુધ ગુરૂ સાથે બેઠો હોય કે બુધને ગુરૂ જોતો હોય તો રાજાનો માનીતો થાય.

भाग्येशेन निरीक्षिते शशिसुते केन्द्रस्थिते भूभुजां
तुल्यत्वं समुपैति जातमनुजो लग्नस्थिते वाक्पतौ ॥
केन्द्रे वा यदि कोणगे रविसुते मूलत्रिकोणोच्चगे
लाभेशेन निरीक्षिते बलयुते भूपालतुल्यो भवेत् ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—ગુરૂ લગ્નમાં હોય, ને બુધ કેન્દ્રમાં નવમાના સ્વામીની દૃષ્ટિવાળો હોય, તો જન્મેલો માણસ રાજાઓ જેવો થાય.

શનિ ઉચ્ચનો, મૂળ ત્રિકોણનો થઈ કેન્દ્રમાં કે નવ, પાંચમે હોય, ને તેને અગીયારમાનો સ્વામી બળવાન થઈને જોતો હોય, તો પૃથ્વીના રાજાઓની બરોબરનો થાય.

लग्ने शीतकरे गुरौ सुखगते कर्मस्थिते भार्गवे
तुङ्गस्वर्क्षगते दिवाकरसुते राजाऽथवा तत्समः ॥
अन्त्योपान्त्यविलग्नवित्तसहजव्यापारगेहेषु वा
सौम्यव्योमचरेषु भूपतिसमो राजाधिराजप्रियः ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—ચંદ્રમા લગ્ને, ગુરૂ ચોથે, શુક્ર દશમે હોય, ને શનિ ઉચ્ચનો કે પોતાના ઘરનો હોય તો રાજા અથવા રાજા જેવો થાય.

શુભ ગ્રહો, બાર, અગીયાર, એક, બે, ત્રણ, દસમા ઘરમાં હોય તો રાજા જેવો ચક્રવર્તી રાજાઓનો માનીતો થાય.

मन्दे चोत्तमवर्गगे बलयुते नीचांशवर्ज्ये गुरौ
भानौ शोभनदृष्टिभागसहिते राजप्रियस्तत्समः ॥
राहौ कर्मणि लाभगे रविसुते भाग्याधिपेनेक्षिते
लग्नेशे यदि नीचखेटरहिते पृथ्वीशतुल्यो भवेत् ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—બળવાન શનિ ઉત્તમ વર્ગનો હોય, ગુરૂ, નીચ રાશિ શિવાયના નવમાંશમાં હોય, સૂર્ય, શુભ ગ્રહના નવમાંશમાં શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય તો રાજા જેવો, રાજાઓને વ્હાલો થાય.

રાહુ દશમે હોય, ને શનિ અગીયારમે નવમાના સ્વામીની દૃષ્ટિવાળો હોય, લગ્નનો સ્વામી નીચ ગ્રહો સાથે ન બેઠો હોય, તો રાજા જેવો થાય.

नीचङ्गता द्वित्रिचतुर्ग्रहेन्द्राः षष्ठ्यंशके शोभनभागयुक्ताः ॥
स्वतुङ्गराश्यंशसमन्विता वा धरापतिर्धार्मिकचक्रवर्ती ॥ २० ॥

૨૦. ભાવાર્થ—બે, ત્રણ અથવા ચાર ગ્રહો નીચના હોય ને ષષ્ટ્યંશમાં શુભ ગ્રહની રાશિના ( સારા ભાગમાં ) હોય, અથવા પોતાની ઉચ્ચ રાશિના નવમાંશમાં હોય, તો ધર્મવાળો ચક્રવર્તી રાજા થાય.

लग्नात्कर्मशुभाधिपौ शुभगृहाव्यापारधर्मेश्वरौ
मानादास्पदभाग्यपौ च सहितावन्योन्यराशिस्थितौ ॥
अन्योन्येक्षणकेन्द्रगौ धनपतेः संबन्धिनौ चेद्धनी
जातो यानप्रकारकोक्षितयुतौ बह्वर्थयानाधिपः ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—લગ્નથી નવમા, દશમાના સ્વામી સાથે અથવા એક બીજાની રાશિમાં કે એક બીજાની દૃષ્ટિવાળા, કેન્દ્રમાં બીજાના સ્વામી સાથે હોય તો ધનવાન, અને ચોથાના સ્વામી કે કારક સાથે અથવા તેમની દૃષ્ટિવાળા હોય તો બહુ પૈસાદાર, ગાડીઓનો સ્વામી થાય.

નવમા ઘરથી, નવમા દશમાના સ્વામી સાથે અથવા એક બીજાની રાશિમાં કે એક બીજાની દૃષ્ટિવાળા, કેન્દ્રમાં બીજાના સ્વામી સાથે હોય

તો ધનવાન, અને ચોથાના સ્વામી કે કારક સાથે અથવા તેમની દૃષ્ટિવાળા હોય તો બહુ પૈસાદાર, ગાડીઓવાળો થાય.

દશમા ઘરથી, નવમા દશમાના સ્વામી સાથે અથવા એક બીજાની રાશિમાં કે એકબીજાની દૃષ્ટિવાળા, કેન્દ્રમાં બીજાના સ્વામી સાથે હોય તો ધનવાન, અને ચોથાના સ્વામી કે કારક સાથે અથવા તેમની દૃષ્ટિવાળા હોય તો પૈસાદાર ગાડીઓવાળો થાય છે.

षट्सु ग्रहेषूच्चगृहस्थितेषु राजाधिराजोऽखिलभूपतिः स्यात् ॥
उच्चंगतैः पञ्चभिरिन्द्रवन्द्ये लग्नस्थिते सर्वजनावनीशः ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—છ ગ્રહો ઉચ્ચના હોય તો રાજાઓનો રાજા થાય, અને આખી પૃથ્વીનું રાજ્ય કરે.

પાંચ ગ્રહો ઉચ્ચના હોય, ને લગ્ને ગુરૂ હોય તો ઇન્દ્રથી નમસ્કાર કરાતો, સર્વે મનુષ્યો અને પૃથ્વીનો સ્વામી થાય.

कुंभोदयस्थे रविजे चतुर्भिः स्वोच्चंगतैः सर्वमहीपतिः स्यात् ॥
मेषोदयस्थे यदि चन्द्रपुत्रे स्वोच्चंगते देवगुरौ नृपालः ॥२३॥

૨૩. ભાવાર્થ—શનિ કુંભ લગ્નમાં અને ચાર ગ્રહો પોતાના ઉચ્ચના હોય, તો સર્વેનો રાજા થાય.

મેષ લગ્નમાં બુધ હોય અને ગુરૂ ઉચ્ચનો હોય તો માણસોનો રાજા થાય.

चन्द्रे वृषोदयगते यदि षड्भिरन्यै-
दृष्टेऽतिबाल्यवयसि क्षितिनायकः स्यात् ॥
तुङ्गस्थितैकखचरे निजमित्रपातै-
रन्यैः समेति नरपालसमानभाग्यम् ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—લગ્ને ચંદ્ર, વૃષભનો હોય અને છ ગ્રહો જોતા હોય, તો બાલ્યાવસ્થામાં રાજા થાય.

એક ગ્રહ ઉચ્ચનો અને બીજા ગ્રહો પોતાના અથવા મિત્રગ્રહની રાશિના હોય, તો રાજા જેવો ભાગ્યશાળી થાય.

वर्गोत्तमे वा यदि पुष्करांशे सारेन्दुदेवेन्द्रगुरौ नृपालः ॥
कर्मस्थिते शोभनदृष्टियुक्ते संपूर्णगात्रे शशिनि क्षितीशः ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—ગુરૂ, મંગળ, ને ચંદ્ર, વર્ગોત્તમી, અથવા પુષ્કરાંશમાં હોય તો રાજા થાય.

પૂર્ણકળાનો ચંદ્ર, દશમા ભાવે શુભ ગ્રહોથી જોવાયેલો હોય તો રાજા થાય.

गुरुसितयुतचन्द्रे चापगे चन्द्रसूनौ
यदि तनुगृहयाते भूमिजे कन्यकायाम् ॥
मृगमुखभवनस्थे भानुपुत्रे नृपः स्यात्
अतिशयबलयुक्तः सर्वभूपालपूज्यः ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—ચંદ્રમા, ગુરૂ અને શુક્ર સાથે ધનરાશિમાં હોય, બુધ લગ્નમાં, ને મંગળ કન્યારાશિમાં, અને શનિ ચોથે ભાવે મકરરાશિમાં હોય, તો બહુ બળવાન, સર્વ રાજાઓનો માનીતો રાજા થાય.

कन्यावसानयुगचापमृगाननस्थैः
सौम्येन्दुभौमगुरुभानुसुतैर्नृपालः ॥
मीनोदये शशिनि पूर्णतनौ बलाढ्ये
स्वोच्चे कुजे रविसुते घटगे नरेशः ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—બુધ, ચંદ્ર, મંગળ, ગુરૂ, ને શનિ, અનુક્રમે કન્યા, મીન, મિથુન, ધન, મકર, રાશિમાં હોય તો રાજા થાય.

પૂર્ણકળાનો બળવાન ચંદ્ર, મીન લગ્નમાં હોય, અને મંગળ, શનિ અનુક્રમે મકર કુંભરાશિમાં હોય, તો રાજા થાય.

मृगोदयस्थे यदि भूकुमारे कुलीरगे चन्द्रमसि क्षितीशः ॥
धराजपूपामरवन्द्यमाना मृगाजकुंभोपगता नरेशः ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—લગ્ને મકરનો મંગળ, અને ચંદ્ર કર્કરાશિમાં હોય, તો રાજા થાય.

મંગળ, સૂર્ય, ગુરૂ, અનુક્રમે મકર, મેષ કે કુંભરાશિમાં હોય, તો રાજા થાય.

लग्नाधिपतियुते यदि पूर्णचन्द्रे
शुक्रज्ञदेवगुरुदृष्टियुते तु राजा

वर्गोत्तमांशसहिता गुरुशुक्रभौमाः

पापा न केन्द्रभवनोपगता नरेशः ॥ २९ ॥

૨૯. ભાવાર્થ—પૂર્ણકળાનો ચંદ્ર, લગ્નના સ્વામી શિવાય કોઇ બીજા ગ્રહ સાથે હોય, અને તેનાપર શુક્ર, બુધ ને ગુરૂની દૃષ્ટિ હોય તો રાજા થાય.

ગુરૂ, શુક્ર, મંગળ, વર્ગોત્તમાંશમાં હોય, અને પાપગ્રહો કેન્દ્રમાં ન હોય તો રાજા થાય.

शीर्षोदयेषु निखिलद्युचरेषु चन्द्रे

सौम्यग्रहेक्षणयुते कर्कटे महीपः ॥

लग्नाधिपे नवमगे दशमस्थिते वा

लग्ने सुधाकरयुते पृथिवीपतिः स्यात् ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—બધા ગ્રહો શિર્ષોદયરાશિમાં હોય, અને ચંદ્ર, કર્કરાશિમાં શુભ ગ્રહો સાથે કે શુભની દૃષ્ટિવાળો હોય તો રાજા થાય.

લગ્નનો સ્વામી નવમે કે દશમે હોય, ને લગ્નમાં ચંદ્ર હોય તો રાજા થાય.

चापार्द्धे गतवान् सहस्रकिरणस्तत्रैव ताराधिपो

लग्ने भानुसुतेऽतिवीर्यसहिते स्वोच्चे च भूनन्दनः ॥

यद्येवं भवति क्षितेरधिपतिः सन्त्यज्य शौर्यं भयाद्

दूरादेव नमन्ति तस्य रिपवो दग्धाः प्रतापाग्निना ॥३१॥

૩૧. ભાવાર્થ—સૂર્ય, ધનરાશિના અર્ધમાં ચંદ્ર સાથે હોય, બળવાન શનિ લગ્નમાં, ને મંગળ પોતાના ઉચ્ચમાં હોય, તો પૃથ્વીનો રાજા થાય; ને તેના પ્રતાપરૂપ અગ્નિથી દાઝતા શત્રુઓ પોતાનું શૂરવીરપણું છોડી ભયથી દૂરથી નમસ્કાર કરે છે.

उपचयगृहसंस्थो जन्मपो यस्य चन्द्रात्

शुभगृहनवमांशे केन्द्रयाताश्च सौम्याः ॥

सकलबलवियुक्ता ये च पापाभिधानाः

स भवति नरनाथः शक्रतुल्यो बलेन ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—લગ્નનો સ્વામી ચંદ્ર થકી ઉપચય (ત્રણ, છ, દસ, અગીઆર) સ્થાનમાં હોય, શુભ ગ્રહો કેન્દ્રમાં હોય ને નવમાંશમાં શુભ

ગ્રહની રાશિના હોય અને પાપગ્રહો નિર્બળી હોય તો ઇન્દ્ર જેવો બળવાન રાજા થાય.

उच्चाभिलाषी सविता त्रिकोणे स्वर्क्षे शशी जन्मनि यस्य जन्तोः ॥
स शास्ति पृथ्वीं बहुरत्नपूर्णां बृहस्पतिः कर्कटकोपगश्चेत् ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—સૂર્ય ઉચ્ચનો અભિલાષી થઇ ત્રિકોણ (નવ, પાંચમા) માં હોય, ચંદ્ર પોતાના ઘરનો ને ગુરૂ કર્કનો હોય, તો તે માણસ બહુરત્નથી પૂર્ણ પૃથ્વીપર રાજ્ય કરે છે.

स्वस्य त्रिकोणे रविरुच्चगोऽपि वा
स्वस्वांशकस्था रविशुक्रसोमजाः ॥
तृतीयषष्ठाष्टमगा निशाकरात्
कुर्वन्ति गोपालमिव क्षितीश्वरम् ॥ ३३ ॥

૩૪. ભાવાર્થ—સૂર્ય મૂળ ત્રિકોણમાં અથવા પોતાના ઉચ્ચનો હોય, અને સૂર્ય, શુક્ર અને બુધ, ચંદ્ર થકી અનુક્રમે ત્રીજે, છઠ્ઠે અને આઠમે રહ્યા હોય; ને પોતાના નવમાંશમાં રહેલા હોય, તો તે માણસ ગોવાળની માફક પોતાના રાજ્યનું રક્ષણ કરે છે.

रविशशिबुधशुक्रैर्व्योम्नि मित्रांशकस्थै-
र्न च रिपुभवनस्थैर्नाप्यदृश्यैर्न नीचैः ॥
स भवति नरपुत्रो भूपतिः स्यात् प्रयाणे
गजमदजलसेकैः सिच्यते यस्य रेणुः ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, બુધ, શુક્ર, દશમે ભાવે મિત્રના નવમાંશમાં હોય, શત્રુ રાશિ, ગલિત ભાવ કે નીચની રાશિમાં ન હોય, તો મોટો રાજા થાય છે, કે જેના લશ્કરના ચાલવા વખતે હાથીના મદનાજળબિંદુઓ વડે ધૂળ સીંચાય છે.

क्षमासुतः स्वोच्चमुपाश्रितो बली
रवीन्दुवाचस्पतिभिर्निरीक्षितः ॥
भवेन्नरेन्द्रो यदि कुत्सितस्तदा
समस्तपृथ्वीपरिरक्षणक्षमः ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—બળવાન મંગળ પોતાના ઉચ્ચમાં હોય, ને તેને સૂર્ય, ચંદ્ર, ગુરૂ જોતા હોય તો નીચ વર્ણનો હોય તોપણ સર્વ પૃથ્વીનું રક્ષણ કરવામાં કુશળ રાજા થાય.

बुधोदये सप्तमगे बृहस्पतौ चन्द्रे कुलीरे सुखराशिगेऽमले ॥
वियद्गते भार्गवनन्दने ग्रहे प्रशास्ति पृथ्वीमगदो निराकुलः ॥३७॥

૩૭. ભાવાર્થ—બુધ લગ્નમાં, ગુરૂ સાતમે, ને ચંદ્રમા અસ્ત વિનાનો કર્કરાશિનો ચોથા ભાવમાં હોય, શુક્ર દશમા ભાવમાં હોય તો નિરોગી, સ્થિર મનવાળો, રાજા થઇ પૃથ્વીપર રાજ્ય કરે છે.

प्रधानबलसंयुक्तः सम्पूर्णः शशलाञ्छनः ॥
एकोऽपि कुरुते जातं नराधिपमरिन्दमम् ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—પૂર્ણકળાનો ચંદ્રમા, પ્રધાન (ઉત્તમ) બળવાળો હોય તો તે એકલોજ શત્રુઓને નાશ કરનારો રાજા કરે છે.

देवमन्त्री कुटुम्बस्थो भार्गवेण समन्वितः ॥
करोति वसुधानाथं निर्जितारातिमण्डलम् ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—ગુરૂ બીજે ભાવે શુક્ર સાથે હોય તો શત્રુઓને જી- તનાર પૃથ્વીનો રાજા થાય છે.

लग्नेशे केन्द्रराशिस्थे कर्मेशे वृद्धिराशिगे ॥
भाग्येशे लाभगे जातश्चिरंजीवी महीपतिः ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—લગ્નનો સ્વામી કેન્દ્રમાં, દશમાનો સ્વામી ચોથે ને નવમાનો સ્વામી અગીયારમે હોય, તો લાંબા આયુષ્યવાળો રાજા થાય.

रविलुप्तकरः सौम्यः स्वस्थो मूलत्रिकोणगः ॥
सर्वविद्याधिको राजा नेतरेषां खचारिणाम् ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—બુધ, અસ્તનો હોય, મૂલ ત્રિકોણનો અથવા પો- તાની રાશિનો હોય, તો સર્વ વિદ્યાઓ જાણનાર રાજા થાય. બીજા ગ્રહો એ પ્રમાણે હોય તો આ ફળ મળતું નથી.

अर्कज्ञौ सुखराशिस्थौ मन्देन्दू दशमस्थितौ ॥
कुजोदये च संजातो यदि राजा न संशयः ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—સૂર્ય, બુધ, ચોથે, શનિ, ચંદ્ર, દશમે ને મંગળ લગ્નમાં હોય તો રાજા થાય. તેમાં સંશય ન સમજવો.

दिवाकरोदये सिंहे शुक्रांशकविवर्जिते ॥
कन्यागते बुधे जातो नीचोऽपि पृथिवीपतिः ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—સૂર્ય સિંહનો લગ્ને હોય, ને નવમાંશમાં શુક્રની રાશિ શિવાયનો હોય, કન્યા રાશિમાં બુધ હોય, તો નીચ કુળનો હોવા છતાં રાજા થાય છે.

मानपुत्रोदयस्थौ वा मन्दावनिसुतौ यदि ॥
पूर्णेन्दौ गुरुराशिस्थे जातो राजा भविष्यति ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—શનિ, મંગળ, દશમે, પાંચમે કે લગ્નમાં ને પૂર્ણકળાનો ચંદ્રમા ગુરૂની રાશિમાં હોય તો તે રાજા થાય.

बली विलग्नाधिपतिश्च केन्द्रे भूपालयोगं कुरुते नाराणाम् ॥
तन्मित्रदृष्टे यदि नीचवंशे जातोऽपि राजा नृपवन्दितो वा ॥४५॥

૪૫. ભાવાર્થ—લગ્નનો સ્વામી બળવાન થઇ કેન્દ્રમાં હોય, તો પુરૂષોને રાજ્યયોગ કરે છે.

કેન્દ્રમાં રહેલા બળવાન લગ્નના સ્વામીને તેના મિત્ર ગ્રહો જોતા હોય તો નીચ કુળમાં જન્મ છતાં રાજા થાય, અથવા રાજાથી નમસ્કાર કરાતો ઉચ્ચ પદવીનો માણસ થાય.

जन्माधिपः स्वोच्चगृहे मृगाङ्कं पश्यत्यवश्यं यदि भूमिपालः ॥
गजादिसेनातुरगादिसङ्घैर्जितारिकोटिर्जगति प्रधानः ॥ ४६ ॥

*૪૬. ભાવાર્થ—લગ્નનો સ્વામી ઉચ્ચનો થઇ ચંદ્રને જોતો હોય તો અવશ્ય રાજા થાય. અને પોતાના લશ્કર, હાથી, ઘોડાઓ, પયદલો વિગેરેથી કરોડો શત્રુઓને જીતી જગતમાં મુખ્ય રાજ્ય કરનાર થાય.

---

* લગ્નના સ્વામીને ચંદ્ર જોવાથી રાજયોગ થાય છે. એમ આજ અધ્યાયના આઠમા શ્લોકમાં કહેલુ છે ને અત્રે ચંદ્રને લગ્નનો સ્વામી જોતો હોય તો રાજયોગ થાય. તે બેઉની મતલબ એક થઇ ત્યારે ફરી કહેવાની મતલબ શું તેને માટે લગ્નનો સ્વામી ગુરૂ, મંગળ, શનિ સાતમે બેઠા શીવાય પણ ચંદ્રને જોઇ શકે છે.

लग्नं विहाय केन्द्रस्थे चन्द्रे पूर्णबलान्विते ॥
गुरुभार्गवसंदृष्टे जातो राजा भवेन्नरः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—પૂર્ણ બળવાન ચંદ્ર, લગ્ન શિવાય કેન્દ્રમાં હોય, અને ગુરૂ, શુક્ર, જોતા હોય તો રાજા થાય.

लग्नेशे केन्द्रभावस्थे नीचमूढारिभं विना ॥
नान्यग्रहयुते राजा सार्वभौमो भविष्यति ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—લગ્નનો સ્વામી નીચનો, અસ્તનો કે શત્રુ રાશિનો ન હોય, ને કેન્દ્રમાં બીજા ગ્રહો શિવાય બેઠો હોય, તો સાર્વભૌમ રાજા થાય.

गुरुचन्द्रदिवानाथाः सुतविक्रमधर्मगाः ॥
जातो यदि महीपालः कुबेरसमवित्तवान् ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—ગુરૂ, ચંદ્ર, સૂર્ય, અનુક્રમે પાંચમે-ત્રીજે-નવમે હોય, તો કુબેર જેવો ધનવાન રાજા થાય.

चापोदयस्थे बलिनि प्रभाकरे महीसुते कर्मगते सशीतगौ ॥
उपान्त्यगे वा भृगुजे व्ययस्थिते सुरेन्द्रतुल्यो नृपतिः प्रजायते ॥५०॥

૫૦. ભાવાર્થ—બળવાન સૂર્ય, ધનરાશિમાં લગ્ને હોય, મંગળ, ચંદ્ર સાથે દશમે, અને શુક્ર અગીયારમે અથવા બારમે હોય, તો ઇન્દ્ર જેવો રાજા થાય છે.

विक्रमायारिगाः पापा जन्मपः शुभवीक्षितः ॥
राजा भवति तेजस्वी समस्तजनवन्दितः ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—પાપગ્રહો ત્રીજે, છઠ્ઠે ને અગીયારમે હોય, ને લગ્નના સ્વામીને શુભ ગ્રહ જોતો હોય તો તેજસ્વી ને દરેક માણસોથી નમસ્કાર કરાતો રાજા થાય.

मृगोदयस्थे बलिनि क्षमासुते शनौ तपःस्थानगतेऽथवान्त्यगे ॥
दिवाकरे सप्तमगे सशीतगौ महीपतिश्चञ्चलमानसो भवेत् ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—બળવાન મંગલ, લગ્ને મકરરાશિમાં હોય, શનિ, નવમે કે બારમે ભાવે ને સૂર્ય, ચંદ્ર સાથે સાતમે ભાવે હોય તો વિહ્વળ મનવાળો રાજા થાય.

लाभे सुखे वा दशमे समन्दश्चन्द्रमा यदि ॥
जातो नृपकुलो राजा तत्समो वा धनी भवेत् ॥५३॥

૫૩. ભાવાર્થ—ચંદ્ર, શનિ સાથે અગીયાર, ચાર, કે દશમા ભાવે હોય, તો રાજાના કુટુંબનો, અથવા રાજા જેવો રાજા કે ધનવાન થાય.

ज्ञातश्चोपचयस्थिते तनुपतौ चन्द्रे तपःस्थानगे
केन्द्रस्थाः शुभवर्गगा यदि शुभा वीर्यान्विता भूपतिः ॥
जीवेन्दू वृषभस्थितौ बलयुतः कोणस्थितो लग्नपः
शन्यारेक्षणवर्जितो यदि यदा जातोऽवनीशो भवेत् ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—લગ્નનો સ્વામી ઉપચય સ્થાનમાં, ચંદ્ર, નવમે અને શુભ ગ્રહો શુભ વર્ગમાં કે કેન્દ્રમાં બળ પામેલા હોય તો તે રાજા થાય.

ગુરૂ અને ચંદ્ર, વૃષભરાશિમાં હોય, લગ્નનો સ્વામી બળવાન થઈ નવમે, પાંચમે; શનિ, મંગળની દૃષ્ટિ વિનાનો હોય, તો રાજા થાય.

दिवाकरे मीनगृहोपयाते कुलीरलग्ने शशिनि क्षितीशः ॥
अरातिनीचग्रहदृष्टियुक्ता भूपालयोगं न दिशन्ति सर्वे ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—સૂર્ય, મીનરાશિમાં અને ચંદ્ર, કર્ક લગ્નમાં હોય તો રાજા થાય; પણ શત્રુ કે નીચ ગ્રહોની દૃષ્ટિ હોય તો રાજયયોગ સમજવો નહિ એમ જોશીઓ કહે છે.

जनयति नृपमेकोऽप्युच्चगो मित्रदृष्टः
प्रचुरगुणसमेतं मित्रयोगादिसिद्धम् ॥
विवसुविसुखमूढव्याधिता बन्धतप्ता
वधदुरितसमेताः शत्रुनिम्नर्क्षगेषु ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—એક ગ્રહ પણ ઉચ્ચનો મિત્ર ગ્રહની દૃષ્ટિવાળો હોય તો બહુ ગુણવાળો, મિત્રોની મદદથી કાર્ય સિદ્ધ કરનાર, રાજા થાય.

બધા ગ્રહો, શત્રુ રાશિ, કે નીચ રાશિમાં હોય તો નિર્ધન, સુખ વિનાનો, મૂર્ખ, રોગી, બંધન ભોગવનાર, કસાઇના જેવાં દુષ્ટ કામ કરનાર થાય.

धनुर्मीनतुलामेषमृगकुंभोदये शनौ ॥
चार्वङ्गो नृपतिर्विद्वान् पुरग्रामाग्रणीभवेत् ॥ ५७॥

૫૭. ભાવાર્થ—શનિ લગ્નમાં ધન, મીન, તુલા, મેષ, મકર અથવા કુંભરાશિનો હોય, તો સુંદર શરીરવાળો, રાજા, વિદ્વાન્ અને શહેર ગામોમાં આગેવાન થાય.

स्वोच्चत्रिकोणस्वसुहृच्छत्रुनीचगृहार्कगैः ॥
शुभं सम्पूर्णपादोनदलपादाल्पनिष्फलम् ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—ગ્રહ, પોતાના ઉચ્ચમાં, મૂળ ત્રિકોણમાં, પોતાની રાશિમાં મિત્રના ઘરમાં, શત્રુના ઘરમાં, નીચમાં અથવા સૂર્ય સાથે હોય તો અનુક્રમે શુભ, સંપૂર્ણ, પોણુ (ત્રણ ચતુર્થાંશ), અર્ધ, ચતુર્થાંશ, થોડું ને નીષ્ફળ, ફળ મળે છે.

## ॥ पञ्चमहापुरुषयोगाः ॥ (પાંચ મહાપુરૂષના યોગ.)

मूलत्रिकोणनिजतुङ्गगृहोपयाता
भौमज्ञजीवसितभानुसुतावलिष्ठाः ॥
केन्द्रस्थिता यदि यदारुचभद्रहंस-
मालव्यचारुशशयोगकरा भवन्ति ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અથવા શનિ, પૂરણ બળવાન થઇ કેન્દ્રમાં હોય, ને તે મૂળ ત્રિકોણમાં પોતાના ઘરમાં કે પોતાના ઉચ્ચ ઘરમાં હોય તો અનુક્રમે રૂચક, ભદ્ર, હંસ, માલવ્ય, શશ, આ પાંચ યોગ થાય છે.

जातः श्रीरुचके बलान्वितवपुःश्रीकीर्तिशीलान्वितः
शास्त्री मन्त्रजपाभिचारकुशलो राजाऽथवा तत्समः ॥
लावण्यारुणकान्तिकोमलतनुस्त्यागी जितारिर्धनी
सप्तत्यब्दमितायुषा सह सुखी सेनातुरङ्गाधिपः ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—(૧) રૂચકયોગમાં જન્મેલો બળવાન શરીરવાળો, લક્ષ્મીવાન, કીર્તિવાન, સારા સ્વભાવવાળો, શાસ્ત્રી, મન્ત્ર, જપ વિગેરે. આચારમાં કુશળ, રાજા અથવા રાજા જેવો, સુંદર લાલ કાંતિ અને

કોમળ શરીરવાળો, અર્થ કરનાર, શત્રુઓને જીતનાર, ધનવાન, લશ્કર ને ઘોડાઓનો સ્વામી સુખી, ૭૦ વર્ષ જીવનાર થાય છે.

धर्मेशलाभेशधनेश्वराणामेकोऽपि शीतद्युतिकेन्द्रवर्ती ॥

स्वयं च लाभाधिपतिर्गुरुश्चेदखण्डसाम्राज्यपतित्वमेति ॥६१॥

૬૧. ભાવાર્થ—નવમાનો સ્વામી, અગીયારમાનો સ્વામી ને બીજાને સ્વામી, તેઓમાંથી એક પણ ચંદ્રથી કેન્દ્રમાં હોય. અને ગુરૂ અગીયારમાનો સ્વામી હોય, તો જન્મેલો માણસ સામ્રાજ્ય રાજા થાય છે.

शार्दूलप्रतिमाननो गजपतिः पीनोरुवक्षःस्थलो
　　लम्बापीनसुवृत्तबाहुयुगलस्तत्तुल्यमानोच्छ्रयः ॥
मानी बन्धुजनोपकारनिपुणः श्रीभद्रयोगोद्भवो
　　राजाऽशीतिमितायुरेति विपुलप्रज्ञायशोवित्तवान् ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—(૨) ભદ્રયોગમાં જન્મેલો વાઘ જેવા મુખવાળો, હાથી જેવી ચાલનો, જાડી ને મોટી છાતી તથા સાથળવાળો, લાંબા જાડા ને ગોળ હાથવાળો, અને તેના બરોબર તેજસ્વી કદવાળો, માનવાળો, કુટુંબપર ઉપકાર કરવામાં કુશળ, રાજા, બુદ્ધિશાળી, યશવાળો, ધનવાન અને ૮૦ વર્ષ જીવનારો થાય છે.

रक्तास्योन्नतनासिकः सुचरणो हंसस्वरः श्लेष्मको
　　गौराङ्गः सुकुमारदारसहितः कन्दर्पतुल्यः सुखी ॥
शास्त्रज्ञानपरायणोऽतिनिपुणः श्रीहंसयोगे गुणी
　　यातोऽशीतिकमायुरेति स युगं साधुक्रियाचारवान् ॥६३॥

૬૩. ભાવાર્થ—(૩) હંસયોગમાં જન્મેલો લાલ મુખ ને ઉંચા સુંદર નાકવાળો, સુંદર પગ, હંસના જેવા સ્વરને કફવાળો, ગૌરશરીરવાળો, બહુ કોમળ સ્રીવાળો, કામદેવ જેવો, સુખી, શાસ્ત્રજ્ઞાન જાણનાર, બહુ હુશિયાર, ગુણવાન; સારી ક્રિયાને આચારવાળો, ૮૨ વર્ષ જીવનારો થાય.

स्त्रीचेष्टाललिताङ्गसन्धिनयनः सौन्दर्यशाली गुणी
　　तेजस्वी सुतदारवाहनधनी शास्त्रार्थवित्पण्डितः ॥

उत्साहप्रभुशक्तिमन्त्रचतुरस्त्यागी परस्त्रीरतः
सप्तत्यब्दमुपैति सप्तसहितं मालव्ययोगोद्भवः ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—( ૪ ) માલવ્ય યોગમાં જન્મેલો સ્ત્રીઓની મશ્કરી કરનાર, સુંદર શરીરના બાંધા અને આંખોવાળો, રૂપવાન, ગુણવાન, તેજસ્વી, છોકરા, સ્ત્રી, વાહન ને ધનવાળો, શાસ્ત્રના અર્થને જાણનાર, પંડિત, ઉત્સાહી, બહુ શક્તિવાળો, સલાહ આપનાર, ત્યાગી, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, ૭૭ વર્ષની ઉમરવાળો થાય.

भूपो वा सचिवो वनाचलरतः सेनापतिः क्रूरधी-
र्धातोर्वादविनोदवञ्चनपरो दाता सरोषेक्षणः ॥
तेजस्वी निजमातृभक्तिनिरतः शूरोऽसिताङ्गः सुखी
जातः सप्ततिमायुरेति शशके जारक्रियाशीलवान् ॥६५॥

૬૫. ભાવાર્થ—(૫) શશયોગમાં જન્મેલો રાજા, અથવા પ્રધાન, વન અને પહાડોમાં પ્રીતિવાળો, સેનાપતિ, ક્રૂર બુદ્ધિવાળો, વિવાદ કરનાર, ઘાતકી, વિનોદી, ઠગનાર, દાન આપનાર, ક્રોધી આંખોવાળો, તેજસ્વી, પોતાની માતાની ભક્તિમાં પ્રીતિવાળો, શૂરવીર, કાળા રૂપવાળો, સુખી, વ્યભિચારી, ૭૦ વર્ષના આયુષ્યવાળો થાય.

यस्य योगस्य यः कर्ता बलवान् जितदग्युतः ॥
अधियोगादियोगेषु स्वदशायां फलप्रदः ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—અધિયોગ (બાબત-શ્લોક ૧૧૩–૧૧૫ માં છે.) વિગેરે યોગનો જે કર્તા ગ્રહ બળવાન હોય, ને તેથી ઓછા બળવાળા ગ્રહ સાથે રહ્યો હોય કે તેની દૃષ્ટિવાળો હોય, તે પોતાની દશામાં અધિયોગાદિ યોગનું ફળ આપે છે.

### भास्करादियोगः ( ભાસ્કરાદિ યોગ. )

भानोरर्थगते बुधे शशिसुताल्लाभस्थितश्चन्द्रमाः
चन्द्रात्कोणगतः पुरन्दरगुरुर्योगस्तदा भास्करः ॥
शूरो भास्करयोगजः प्रभुसमः शास्त्रार्थविद्रूपवान्
गान्धर्वश्रुतिवित्तवान् गणितविद्धीरः समर्थो भवेत् ॥६७॥

૬૭. ભાવાર્થ—સૂર્યથી બુધ બીજે, બુધથી ચંદ્ર અગીઆરમે, ને ચંદ્રથી નવમે પાંચમે, ગુરૂ હોય તો ભાસ્કરયોગ થાય.

ફળ—ભાસ્કરયોગમાં જન્મેલો શૂરવીર, ઈશ્વર જેવો, શાસ્ત્રાર્થ જાણનાર, રૂપવાન, ગાંધર્વ વિદ્યા જાણનાર, ધનવાન, ગણિત કામ જાણનાર, ધીરજવાળો ને સમર્થ થાય છે.

चन्द्राद्विक्रमगः कुजोऽवनिसुतादस्ते शनिः सूर्यजात्
अस्ते दैत्यगुरुः सितान्मदनगो जीवो यदीन्द्राह्वयः ॥
ख्यातस्तत्रभवः सुशीलगुणवान् भूपोऽथ वा तत्समो
वाग्मी वित्तविचित्रभूषणयशोरूपप्रतापान्वितः ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—ચંદ્રથી મંગળ ત્રીજે, મંગળથી શનિ સાતમે, શનિથી શુક્ર સાતમે, અને શુક્રથી ગુરૂ સાતમે હોય, તો ઈન્દ્રયોગ થાય.

ફળ—ઈન્દ્રયોગમાં જન્મેલો પ્રસિદ્ધ, સારા સ્વભાવવાળો, ગુણવાન, રાજા અથવા રાજા જેવો, ભાષણ આપનાર, ધનવાન, વિચિત્ર આભૂષણ, યશ, રૂપ ને પ્રતાપવાળો થાય.

शुक्रात् कोणगतो गुरुः सुरगुरोः पुत्रे शशी शीतगोः
केन्द्रस्थानसमाश्रितो दिनकरो योगो मरुत्संज्ञकः ॥
वाग्मी वायुमतो विशालहृदयः स्थूलोदरः शास्त्रवित्
संपन्नः क्रयविक्रयेषु कुशलो राजाऽथवा तत्समः ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—શુક્રથી ગુરૂ નવમે, પાંચમે; ગુરૂથી ચંદ્ર પાંચમે, ને ચંદ્રથી સૂર્ય કેન્દ્રમાં હોય તો ( મરૂત્યોગ ) મરૂયોગ થાય.

ફળ—મરૂત્યોગમાં જન્મેલો, ભાષણ કરનાર, પહોળી છાતીવાળો, મોટા પેટવાળો, શાસ્ત્ર જાણનાર, વેપાર કરવામાં કુશળ, રાજા અથવા રાજા જેવો થાય.

लग्नेड्यो गुरुकेन्द्रगो हिमकरश्चन्द्राददहिर्वित्तगः
शौर्यस्थानगतौ च भानुरुधिरौ योगो बुधः कीर्तितः ॥
राजश्रीर्बुधयोगजोऽतुलबलप्रख्यातनामा विदुः
शास्त्रज्ञः क्रयविक्रयेषु चतुरो धीमानशत्रुर्भवेत् ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—ગુરૂ લગ્નમાં, ચંદ્ર ગુરૂ થકી કેન્દ્રમાં, રાહુ ચંદ્રથી બીજે અને સૂર્ય તથા મંગળ, ચંદ્રથી ત્રીજા સ્થાનમાં હોય તો બુધયોગ થાય.

ફળ—બુધયોગમાં જન્મેલો રાજ્ય લક્ષ્મીવાળો, બહુ બળવાન, પ્રસિદ્ધ, શાસ્ત્ર જાણનાર, વેપારમાં ચતુર, બુદ્ધિવાન્, શત્રુ વિનાનો થાય.

॥ केमद्रुमयोगः ॥ ( કેમદ્રુમયોગ. )

लग्नस्थिते हिमकरे यदि वा मदस्थे
केमद्रुमो भवति जीवदृशा विहीने ॥
अत्यल्पबिन्दुसहिता यदि खेचरेन्द्राः
केमद्रुयोगफलदा विबलाश्च सर्वे ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—ચંદ્ર, પહેલા અથવા સાતમા ઘરમાં ગુરૂની દૃષ્ટિરહિત હોય તો કેમદ્રુમયોગ થાય. બહુ થોડા બિંદુવાળાને નિર્બળ સર્વે ગ્રહો હોય તો કેમદ્રુમયોગનાં ફળ આપે છે.

द्वितीये द्वादशे पार्श्वे द्वये खेचरसंयुते ॥
शीतांशोः सुनफायोगस्त्वनफा नाम कीर्तितः ॥ ७२ ॥
योगो धुरधराख्यः स्याद्विना सर्वत्र भास्करम् ॥
एतद्योगत्रयाभावे केमद्रुमफलं वदेत् ॥ ७३ ॥

૭૨-૭૩. ભાવાર્થ—સુનફાયોગ ચંદ્રમાથી બીજે સૂર્ય શિવાયના બીજા ગ્રહો બેઠા હોય તો થાય.

અનફાયોગ—ચંદ્રમાથી બારમે સૂર્ય શિવાયના બીજા ગ્રહો બેઠા હોય તો થાય છે.

ધુરધરાયોગ—ચંદ્રમાથી બીજે અને બારમે સૂર્ય શિવાયના બીજા ગ્રહો બેઠા હોય તો થાય છે.

તે ત્રણ યોગોમાંનો એક પણ ન થયો હોય તો કેમદ્રુમયોગ થાય છે.

चन्द्रे सभानौ यदि नीचदृष्टे पापांशके याति दरिद्रयोगम् ॥
क्षीणेन्दुलग्नाधिपने निशायां पापेक्षिते पापयुते तथा स्यात् ॥७४॥

૭૪—સૂર્ય સાથે ચંદ્ર પાપ ગ્રહના નવમાંશમાં હોય, ને નીચનો ગ્રહ જોતો હોય તો દરિદ્રીયોગ થાય.

ક્ષીણચંદ્ર લગ્નથી આઠમા ભાવે પાપ ગ્રહ સાથે હોય કે તેને પાપ-ગ્રહ જોતા હોય ને રાત્રીનો જન્મ હોય તો દરિદ્રીયોગ થાય.

विधुन्तुदादिग्रहपीडितेन्दौ पापेक्षिते चाशु दरिद्रमेति ॥
लग्नाचतुष्केन्द्रगृहे सपापे निशाकराद्वा यदि तद्वदन्ति ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—રાહુ યા કેતુની સાથે ચંદ્ર હોય, ને પાપ ગ્રહો જોતા હોય તો દરિદ્રી થાય.

લગ્ન અથવા ચંદ્રથી કેન્દ્રસ્થાન ૧,૪,૭,૧૦ માં પાપ ગ્રહ હોય તો (જોશીઓ) દરિદ્રી યોગ કહે છે.

चन्द्रे पराजितशुभग्रहदृष्टियुक्ते राह्वादिपीडिततनौ तु दरिद्र एव ॥
नीचारिवीक्षणयुते रिपुराशिवर्गे चन्द्रे तुलाधरगते तु तथा वदन्ति७६

૭૬. ભાવાર્થ—ચંદ્ર ઉપર પરાજય (હાર) પામેલા શુભ ગ્રહની દૃષ્ટિ હોય, અને રાહુ કે કેતુ સાથે લગ્નમાં હોય તો દરિદ્રી થાય.

ચંદ્ર, નીચ અથવા શત્રુ ગ્રહ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય ને તુલા-રાશિમાં હોય ને શત્રુના નવમાંશમાં હોય તો (જોશીઓ) દરિદ્રીયો કહે છે.

केन्द्रे वा यदि कोणगे हिमकरे नीचारिवर्गस्थिते
चन्द्रादन्त्यसपत्नरन्ध्रगृहगे जीवे दरिद्रो भवेत् ॥
पापांशे रिपुवीक्षिते चरगृहे चन्द्रे चरांशेऽथवा
जातो याति दरिद्रयोगमतुलं देवेज्यदृग्वर्जिते ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—ચંદ્ર, નીચ કે શત્રુના નવમાંશમાં હોય ને જન્મમાં કેન્દ્ર કે ત્રિકોણમાં હોય, ને ચંદ્રથી બારમે, છઠ્ઠે કે આઠમે ગુરૂ હોય તો દરિદ્રી થાય.

પાપ ગ્રહના નવમાંશમાં, ચર રાશિમાં કે ચર નવમાંશમાં ચંદ્ર, શત્રુ ગ્રહની દૃષ્ટિવાળો હોય, ને ગુરૂની દૃષ્ટિ ન હોય તો બહુ દરિદ્રીયોગ થાય છે.

अन्योन्यदृष्टौ शनिदानवेज्यौ नीचारिपापग्रहवर्गयातौ ॥
एकर्क्षगौ वा यदि राजवंशे जातोऽपि केमद्रुमयोगमेति ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—શનિ અને શુકર, નીચ શત્રુ કે પાપ ગ્રહની રાશિમાં રહી એક બીજાને જોતા હોય, અથવા એકજ રાશિમાં હોય તો રાજવંશમાં જન્મ્યો હોય તોપણ કેમદ્રુમયોગને પામે છે.

चन्द्रे पापयुते तु पापभवने पापांशके वा निशि
व्योमेशेन निरीक्षिते गतबले केमद्रुयोगो भवेत् ॥
भाग्यस्थानपवीक्षिते खलयुते नीचांशकेऽब्जे तथा
चन्द्रे नीचयुते निशि क्षयतनौ जातस्य केमद्रुमः ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—ચંદ્ર પાપ ગ્રહ સાથે, પાપ ગ્રહના ઘરમાં કે પાપ ગ્રહના નવમાંશમાં નિર્બળી હોય ને રાત્રીએ જન્મ હોય, ને દશમાનો સ્વામી જોતો હોય તો કેમદ્રુમયોગ થાય.

ચંદ્ર, નીચના નવમાશમાં હોય ને પાપ ગ્રહ સાથે હોય. ને તેને નવમાનો સ્વામી જોતો હેય તો કેમદ્રુમયોગ થાય.

ક્ષીણ ચંદ્ર નીચનો હોય, ને રાત્રીએ જન્મ હોય તો કેમદ્રુમયોગ થાય.

॥ केमद्रुमयोगापवादः ॥ ( કેમદ્રુમયોગાપવાદ. )

निशाकरे केन्द्रगते भृगौ वा जीवेक्षिते नैव दरिद्रयोगः ॥
शुभान्विते वा शुभमन्यगेन्दौ जीवेक्षिते नैव दरिद्रयोगः ॥८०॥

૮૦. ભાવાર્થ—ચંદ્ર કે શુક્ર કેન્દ્રમાં હોય, ને ગુરૂની દૃષ્ટિ હોય તો દરિદ્રીયોગ થતો નથી, ચંદ્ર શુભ ગ્રહ સાથે અથવા બે શુભ ગ્રહોની વચમાં હોય, ને ગુરૂ જોતો હોય તો દરિદ્રીયોગ ન થાય.

चन्द्रेऽतिमित्रनिजतुङ्गगृहांशकस्थे
जीवेक्षिते यदि दरिद्रतया विहीनः ॥
पूर्णे तनौ शुभयुते दिवि तुंगयाते
जीवेक्षिते हिमकरे न भवेद्दरिद्रः ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—ચંદ્ર, નવમાંશમાં ઉચ્ચનો કે અધિ મિત્રની રાશિનો હોય, ને ગુરૂ જોતો હોય તો દરિદ્રતા વિનાનો થાય છે.

પૂર્ણિમાનો ચંદ્ર લગ્ને શુભ ગ્રહ સાથે હોય, અથવા ઉચ્ચનો દશમે હોય, ને ગુરૂની દૃષ્ટિ હોય તો દારિદ્રી ન થાય.

योगे केमद्रुमे प्राप्ते यस्मिन् कस्मिंश्च जातके ॥
राजयोगा विनश्यन्ति हरिं दृष्ट्वा यथा द्विपाः ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—કોઈની જન્મ પત્રિકામાં કેમદ્રુમયોગ થયો હોય તો હાથી સિંહને જોઇ નાશી જાય છે તેમ રાજયોગો નાશ થાય છે.

हित्वार्कं सुनफाऽनफा दुरुधुरा स्वान्त्योभयस्थैर्ग्रहैः
शीतांशोः कथितोऽन्यथा तु बहुभिः केमद्रुमोऽन्यैस्त्वसौ ॥
केन्द्रे शीतकरेऽथवा ग्रहयुते केमद्रुमो नेष्यते
केचित्केन्द्रनवांशकेषु च वदन्त्युक्तिं प्रसिद्धा न ते ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—ચંદ્રથી સૂર્ય શિવાય બીજા ગ્રહો, બીજે, બારમે અથવા બેઉ જગ્યોએ હોય તો અનુક્રમે સુનફા, અનફા, ને દુરૂધરા યોગ થાય. જો એ ત્રણમાંનો એક પણ યોગ ન હોય તો કેટલાક ઋષિયો કેમદ્રુમયોગ કહે છે.

કેટલાક આચાર્યના મત પ્રમાણે લગ્નથી ચંદ્ર કેન્દ્રમાં રહેલો હોય, અથવા તો ચંદ્રની સાથે કોઈ ગ્રહ હોય તો કેમદ્રુમયોગ થતો નથી.

કેટલાકના મત પ્રમાણે આ સુનફા, અનફા, અને દુર્ધરા ઉપર પ્રમાણેજ ચંદ્રના કેન્દ્ર સ્થાનમાં રહેલા ગ્રહપરથી થાય છે. એટલે ચંદ્રથી ચોથે ભૌમાદિ ગ્રહ રહ્યા હોય તો સુનફા, અને દશમે હોય તો અનફા, અને દશમે તથા ચોથે બેઉ જગ્યાએ હોય તો દુરૂધરા, અને એ પ્રમાણે ન હોય તો કેમદ્રુમયોગ થાય છે. અને કેટલાક તેના નવમાંશપરથી તે યોગ જોવાનું કહે છે. એટલે નવમાંશમાં ચંદ્રથી બીજે ગ્રહ હોય તો સુનફા, બારમે હોય તો અનફા અને બે જગ્યાએ હોય તો દુરૂધરા, અને તે બે જગ્યોએ ન હોય તો કેમદ્રુમયોગ થાય છે. પણ તે યુક્તિથી કહેલા છે, માટે પ્રસિદ્ધ નથી.

स्वयमधिगतवित्तः पार्थिवस्तत्समो वा
भवति हि सुनफायां धीधनख्यातिमांश्च ॥
प्रभुरगदशरीरः शीलवान् ख्यातकीर्ति-
र्विषयसुखसुवेषो निर्वृतश्चानफायाम् ॥ ८४ ॥

૮૪. ભાવાર્થ—સુનફાયોગમાં જન્મેલો માણસ રાજા, અથવા રાજા જેવો, પોતાના પરાક્રમ વડે ધન મેળવનાર, બુદ્ધિવાળો, ધનવાન, પ્રસિદ્ધ થાય છે.

*અનફાયોગમાં જન્મેલો માણસ રાજા, નિરોગી શરીરવાળો, સારા* સ્વભાવવાળો, પ્રસિદ્ધ કીર્તિવાળો, વિષય સુખવાળો, સુંદર કપડાં પહેરનાર, સંતોષી થાય

उत्पन्नभोगसुखभाक् धनवाहनाढ्यः
त्यागान्वितो दुरुधुराप्रभवः सुभृत्यः ॥
केमद्रुमे मलिनदुःखितनीचनिःस्वा
प्रेष्याः खलाश्च नृपतेरपि वंशजाताः ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—દુરૂધરાયોગમાં જન્મેલો માણસ મેળવેલા ભોગનું સુખ ભોગવનાર, ધનવાન, વાહનવાળો, બહુ ઉદાર, સારા ચાકરવાળો થાય. કેમદ્રુમયોગમાં જન્મેલો માણસ મલિન, દુઃખી, નીચ, નિર્ધન, ચાકર, ને લુચ્ચા થાય છે. એ પ્રમાણે રાજાના કુળમાં જન્મ્યા હોય તો પણ થાય છે.

## कुजादिग्रहयुतसुनफायोगः
## ( મંગળ વિગેરે ગ્રહોથી સુનફાયોગે. )

जातश्च भूपतिश्चण्डो हिंस्रो दम्भी सुधीरधीः ॥
धनविक्रमवान् कोपी चन्द्राद्धनगते कुजे ॥ ८६ ॥

૮૬. ભાવાર્થ—ચંદ્રથી બીજે ભાવે મંગળ હોય તો રાજા, ક્રોધી, હિંસા કરનાર, દંભ કરનાર, ધીરજવાન, બુદ્ધિવાળો, ધનવાન, પરાક્રમી, ને ઉગ્ર થાય.

वेदशास्त्रकलागेयकुशलः सुशरीरवान् ॥
मनस्वी हितवाक् धर्मी चन्द्राद्वित्तगते बुधे ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—ચંદ્રથી બીજે ભાવે બુધ હોય તો વેદશાસ્ત્ર, કળા ને ગાયનને વિષે કુશળ, સારા શરીરવાળો, મનસ્વી, મીઠું બોલનાર, ને ધર્મવાન્ થાય.

सर्वविद्याधिकः श्रीमान् कुटुम्बी नृपवल्लभः ॥
राजतुल्ययशस्वी च चन्द्राद्वित्तगते गुरौ ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—ચંદ્રથી બીજા ભાવમાં ગુરૂ હોય તો સર્વ વિદ્યા જાણનાર, લક્ષ્મીવાળો, કુટુંબવાળો, રાજાને વ્હાલો, રાજા જેવી આબરૂવાળો થાય.

विक्रमस्त्रीधनक्षेत्रकर्मवान् बहुवित्तवान् ॥
चतुष्पदाढ्यो राजश्रीः सिते चन्द्रात्कुटुम्बगे ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—ચંદ્રથી બીજા ભાવે શુક્ર હોય તો પરાક્રમી, સ્ત્રીવાળો, ધનવાન, જમીનવાળો, કર્મ કરનાર, બહુ દ્રવ્યવાન, ગાય ભેંસ વિગેરે પશુવાળો, રાજ્યલક્ષ્મી ભોગવનાર થાય.

पुरग्रामस्थिताशेषैः पूजितो धनवान् सुधीः ॥
निपुणः सर्वकार्येषु चन्द्राद्वित्तगते शनौ ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—ચંદ્રથી બીજા ભાવમાં શનિ હોય તો શહેર અને ગામોમાં રહેલા બહુ માણસો વડે પૂજાનાર, ધનવાન, સારી બુદ્ધિવાળો, સર્વ કામોમાં હુશિયાર થાય.

## कुजादिग्रहयुतानफायोगः
## ( મંગળ વિગેરે ગ્રહોથી અનફાયોગો. )

मानी रणोत्सुकः क्रोधी धृष्टश्चोरजनप्रभुः ॥
धीरः स्वतनुलोभी स्याच्चन्द्रादन्त्यगते कुजे ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—ચંદ્રથી બારમે મંગળ હોય તો માની, રણમાં ઉત્સાહી, ક્રોધી, ધીરજવાળો, ચોર લોકોનો ઉપરી, ધાતકી, પોતાના શરીરને સાચવનાર થાય.

गान्धर्वलेख्यपटुवाक् कविर्वक्ता सुदेहवान् ॥
यशस्वी राजपूज्यः स्याच्चन्द्रान्व्ययगते बुधे ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—ચંદ્રથી બારમે બુધ હોય તો ગાયનકળા, ચિત્રકળા વિગેરેમાં હુશિયાર, કવિ, ભાષણ કરનાર, સુંદર શરીરવાળો, યશવાન, રાજાથી પૂજાનાર, ચતુર થાય.

राजपूज्योऽतिमेधावी गाम्भीर्यगुणसत्ववान् ॥
शुचिः स्थानधनाढ्यः स्यात् चन्द्राद्द्वादशगे गुरौ ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—ચંદ્રથી બારમે ગુરૂ હોય તો રાજાઓથી, માન પામનાર, બહુ બુદ્ધિશાળી, ગંભીરતા રાખનાર, સત્વગુણી, પવિત્ર, જગ્યા, અને ધનવાળો થાય.

युवतीजनकन्दर्पः पश्वादिधनवान् सुधीः ॥
धनधान्याधिकश्चन्द्रादन्त्यस्थानगते भृगौ ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ—ચંદ્રથી બારમે શુક્ર હોયતો યુવતી સ્ત્રીઓનો શોખીન, પશુ વિગેરે ધનવાળો, બુદ્ધિમાન, ધનવાન, અનાજવાળો થાય.

विस्तीर्णबाहुर्गुणवान् नेता पश्वादिवित्तवान् ॥
गृहीतवाक्यो दुःस्त्रीकश्चन्द्रादन्त्यगते शनौ ॥ ९५ ॥

૯૫. ભાવાર્થ—ચંદ્રથી બારમે શનિ હોય તો લાંબા હાથવાળો, ગુણવાન, ગાય ભેંસ વિગેરે બહુ પશુ અને ધનવાળો, આગેવાન, ગ્રહણ કરવા લાયક વચન બોલનાર, ખરાબ સ્ત્રીવાળો થાય.

## दुरुधरायोगः ( દુરૂધરાયોગો. )

असत्यवादी गुणवान् निपूणोऽतिशठो घृणी ॥
लुब्धो वृद्धासतीसक्तश्चन्द्रे सौम्यारमध्यगे ॥ ९६ ॥

૯૬.—ભાવાર્થ બુધ અને મંગળના વચમાં ચંદ્ર હોય તો જુઠુ બોલનાર, ગુણવાન, હુંશિયાર, બહુ લુચ્ચો, નિર્દય, લોભી, વૃદ્ધ સ્ત્રી સાથે પ્રીતિ કરનાર થાય.

स्वकर्मविभवोद्दष्टो यशस्वी रिपुपीडितः ॥
स्वगेहशीलकृच्चन्द्रे मध्यगे कुजजीवयोः ॥ ९७ ॥

૯૭. ભાવાર્થ—ચંદ્ર, મંગળ અને ગુરૂના વચમાં હોય તો પોતાનાં કર્મ પાળનાર, વૈભવવાળો, પ્રખ્યાત, યશવાળો, શત્રુથી દુઃખ પામનાર, પોતાના ઘરવાળો, સારા સ્વભાવનો થાય.

व्यायामी सुभगः क्रूरो हृष्टः सत्कामवित्तवान् ॥
भयादशीलः शीतांशौ मध्यगे कुजशुक्रयोः ॥ ९८ ॥

૯૮. ભાવાર્થ—ચંદ્ર, મંગળ અને શુક્રના વચમાં હોય તો, કસરત કરનાર, રૂપવાન, ક્રૂર, હર્ષમાં રહેનાર, સારા આચરણવાળો, ધનવાન, ભયથી ખરાબ વિચાર ધરાવનાર થાય.

कुत्सितस्त्रीरतः क्रोधी धनवान् पिशुनोऽरिमान् ॥
असन्तप्तो निशानाथे मध्यगे कुजमन्दयोः ॥ ९९ ॥

૯૯. ભાવાર્થ—ચંદ્ર, મંગળ અને શનિના વચમાં હોય તો ખરાબ સ્ત્રીમાં પ્રીતિવાળો, ક્રોધી, ધનવાન્, ચાડી ખાનાર, શત્રુઓવાળો દુઃખી થાય.

धर्मात्मा शास्त्रविद्वाग्मी सत्कविः सज्जनान्वितः ॥
यशस्वी च निशानाथे मध्यगे बुधजीवयोः ॥ १०० ॥

૧૦૦. ભાવાર્થ—ચંદ્ર, બુધ અને ગુરૂના વચમાં હોય તો ધર્મવાન, શાસ્ત્ર જાણનાર, ભાષણ કરનાર, સારો કવિ, સજ્જનોની મિત્રાચારીવાળો, કીર્તિવાન્ થાય.

नृत्यगानरतः कान्तः प्रियवाक् सुभगः सुधीः ॥
शूरप्रकृतिकश्चन्द्रे मध्यगे बुधशुक्रयोः ॥ १०१ ॥

૧૦૧. ભાવાર્થ—ચંદ્ર, બુધ અને શુક્રના વચમાં હોય તો નાચ અને ગાયનમાં પ્રીતિ રાખનાર, રૂપવાન, મીઠાં વચન બોલનાર, ભાગ્યશાળી, સારી બુદ્ધિવાળો, શુરવીર થાય.

देशाद्देशं गतः पूज्यो नातिविद्याधनान्वितः ॥
स्वबन्धुजनविद्वेषी चन्द्रे मन्दज्ञमध्यगे ॥ १०२ ॥

૧૦૨—ચંદ્ર, શનિ અને બુધના વચમાં હોય તો એક દેશથી બીજા દેશ જનારો, માન પામનાર, સાધારણ વિદ્યા અને ધનવાળો, પોતાના સગાઓ મિત્રો વિગેરેનો દ્વેષ કરનાર થાય.

नृपतुल्यकरः श्रीमान् नीतिज्ञो विक्रमान्वितः ॥
ख्यातोऽदुष्टमतिश्चन्द्रे मध्यगे गुरुशुक्रयोः ॥ १०३ ॥

૧૦૩. ભાવાર્થ—ચંદ્ર, ગુરૂ અને શુક્રના વચમાં હોય તો રાજાઓના જેવા ઠાઠવાળો, લક્ષ્મીવાળો, નીતિ જાણનાર, પરાક્રમી, પ્રસિદ્ધ, સારી બુદ્ધિવાળો થાય.

सुखी विनयविज्ञानविद्यारूपगुणान्वितः ॥
धनी शान्तिकरश्चन्द्रे मध्यगे शनिजीवयोः ॥ १०४ ॥

૧૦૪. ભાવાર્થ—ચંદ્ર, ગુરૂ અને શનિના વચમાં હોય તો સુખી, નમ્રતાવાળો, જ્ઞાની, વિદ્વાન્, રૂપવાન, ગુણવાન, ધનવાન, શાંતવાળો થાય.

वृद्धाचारकुलाढ्यश्च निर्गुणस्त्रीजनप्रभुः ॥
धनी नृपप्रियश्चन्द्रे सितादित्यसुतान्तरे ॥ १०५ ॥

૧૦૫. ભાવાર્થ—ચંદ્ર, શુક્ર અને શનિના વચમાં હોય તો આગેવાન, આચારવાળો, કુળવાન, ગુણવિનાની સ્ત્રીયોનો સ્વામી, ધનવાન, રાજાને વ્હાલો થાય.

स्वोच्चस्वमित्रभवनोपगतेषु सर्वं
प्राप्नोति जातमनुजो नियतं यदुक्तम् ॥
स्वांशेषु वा निजसुहृद्गृहसंयुतेषु
माहुस्तथैव फलमस्ति पराशराद्याः ॥ १०६ ॥

१०६. ભાવાર્થ—પોતાના ઉચ્ચમાં, પોતાના મિત્ર ઘરમાં, પોતાની રાશિમાં ગ્રહો બેસી જેવો યોગ કરતા હોય તે પ્રમાણે ફળ આપે છે પોતાના નવમાંશમાં અથવા પોતાના મિત્ર ઘરમાં હોય તો તેજ પ્રમાણે ફળ મળે છે. એમ પરાશરાદિ ઋષિયો કહે છે.

चन्द्रः सराहुर्यदि वा सकेतुश्चन्द्राददहिर्वा यदि रिःफयातः ॥
नीचास्तगो वा यदि योगकर्ता जातस्य मिश्रं फलमाहुरार्याः ॥१०७॥

१०७. ભાવાર્થ—ચંદ્ર, રાહુ સાથે અથવા કેતુ સાથે હોય, કે ચંદ્રથી રાહુ બારમે હોય, અથવા યોગ કરનાર ગ્રહ નીચનો કે અસ્તનો હોય, તો જ્યોતિષીયો મિશ્ર ફળ કહે છે.

## अथ शकटादियोगः ( શકટાદિયોગ. )

षष्ठाष्टमगतश्चन्द्रात्सुरराजपुरोहितः ॥
केन्द्रादन्यगतो लग्नाद्योगः शकटसंज्ञितः ॥ १०८ ॥

१०८. ભાવાર્થ—ગુરૂ, ચંદ્રથી છઠ્ઠે, આઠમે, લગ્નથી કેન્દ્ર શિવાયના કોઈ ઘરમાં બેઠો હોય તો શકટ નામનો યોગ થાય.

अपि राजकुले जातो निःस्वः शकटयोगजः ॥
क्लेशायासवशान्नित्यं सन्तप्तो नृपविप्रियः ॥ १०९ ॥

१०९. ભાવાર્થ—રાજાના કુળમાં જન્મેલો હોય પણ શકટ યોગમાં જન્મેલો નિર્ધન, કલેશ અને મહેનતથી દુઃખી, રાજાનો વેરી થાય.

## अथ पारिजातादियोगः ( પારિજાતાદિયોગ. )

सपारिजातद्युचरः सुखानि नीरोगतामुत्तमवर्गयातः ॥
सगोपुरांशो यदि गोधनानि सिंहासनस्थः कुरुते विभूतिम् ॥११०॥

११०. ભાવાર્થ—પારિજાતાંશ બળ પામેલો ગ્રહ, સુખી, ઉત્તમ વર્ગાંશ પામેલો નિરોગી, ગોપુરાંશ પામેલો, બહુ ગાયો અને ઢોરાંવાળો અને સિંહાસનાંશ યોગને પામેલો ગ્રહ વૈભવવાળો કરે છે.

करोति पारावतभागयुक्तो विद्यायशःश्रीविपुलं नराणाम् ॥
सदेवलोको बहुयानसेनामैरावतस्थो यदि भूपतित्वम् ॥ १११ ॥

૧૧૧ ભાવાર્થ—પારાવતાંશ બળવાળો ગ્રહ, પુરૂષોને વિદ્યા, યશ ને બહુ લક્ષ્મી આપે છે. દેવલોકાંશ પામેલો બહુ ગાડી ઘોડા ને લશ્કરનું સુખ આપે છે. ઐરાવતાંશમાં હોય તો રાજ્યપદ આપે છે.

## अधमादियोगाः ( અધમાદિયોગ. )

अधमसमवरिष्ठान्यर्ककेन्द्रादिसंस्थे
शशिनि विनयवित्तज्ञानधीनैपुणानि ॥
अहनि निशि च चन्द्रे स्वाधिमित्रांशके वा
सुरगुरुसितदृष्टे वित्तवान् स्यात् सुखी च ॥११२॥

૧૧૨. ભાવાર્થ—સૂર્યથી ચંદ્ર કેન્દ્રમાં હોય તો વિનય, જ્ઞાન, ધન, બુદ્ધિ, હુશિયારી વિગેરે ફળ બહુજ થોડું મળે છે.

સૂર્યથી ચંદ્ર પણફરમાં હોય તો વિનય, જ્ઞાન, ધન, બુદ્ધિ, હુશિયારી વિગેરે ફળ મધ્યમ મળે છે.

સૂર્યથી ચંદ્ર આપોક્લિમમાં હોય તો વિનય, જ્ઞાન, ધન, બુદ્ધિ, હુશિયારી વિગેરે ફળ બહુ સારૂં મળે છે.

દિવસે કે રાત્રીએ જન્મ હોય પણ ચંદ્ર, પોતાના નવમાંશમાં કે અધિમિત્રના નવમાંશમાં હોય, ને તેને ગુરૂ કે શુક્ર જોતા હોય તો ધનવાન અને સુખી થાય.

## चन्द्राधियोगः ( ચંદ્રાધિયોગ. )

सौम्यैः स्मरारिनिधनेष्वधियोग इन्दोः
तस्मिंश्च भूपसचिवक्षितिपालजन्म ॥
सम्पत्तिसौख्यविभवाहतशत्रवश्च
दीर्घायुषो विगतरोगभयाश्च जाताः ॥ ११३ ॥

૧૧૩. ભાવાર્થ—ચંદ્રથી શુભ ગ્રહો છઠ્ઠે, સાતમે કે આઠમે હોય તો ચંદ્રાધિયોગ થાય છે. તે યોગમાં જન્મેલો, રાજા કે રાજાનો પ્રધાન, સંપત્તિવાળો, સુખી, વૈભવવાળો, શત્રુઓનો નાશ કરનાર, દીર્ઘાયુષ્યવાળો, નિરોગી, નિર્ભય થાય,

## लग्नाधियोगः ( લગ્નાધિયોગ. )

लग्नादरिद्यूनगृहाष्टमस्थैः शुभैर्न पापग्रहयोगदृष्टैः ॥
लग्नाधियोगो भवति प्रसिद्धः पापैः सुखस्थानविवर्जितैश्च ॥११४॥

૧૧૪. ભાવાર્થ—લગ્નથી છઠ્ઠે, સાતમે, આઠમે પાપ ગ્રહો શિવાય શુભ ગ્રહો બેઠા હોય, ને પાપ ગ્રહોની દૃષ્ટિ ન હોય, પાપ ગ્રહો ચોથા ભાવમાં ન બેઠા હોય તો પ્રસિદ્ધ લગ્નાધિયોગ થાય છે.

लग्नाधियोगे बहुशास्त्रकर्ता विद्याविनीतश्च बलाधिकारी ॥
मुख्यस्तु निष्कापटिको महात्मा लोके यशोवित्तगुणान्वित स्यात्११५

૧૧૫. ભાવાર્થ—લગ્નાધિયોગ થયો હોય તો બહુ શાસ્ત્ર કરનાર, વિદ્વાન્, વિનયવાળો, લશ્કરનો ઉપરી, દયાળુ, કીર્તિવાળો, નિષ્કપટી, મહાત્મા, ધનવાન, ગુણવાન થાય.

## गजकेसरीयोगः ( ગજકેસરીયોગ. )

केन्द्रस्थिते देवगुरौ मृगाङ्कात् योगस्तदाहुर्गजकेसरीति ॥
दृष्टे सितार्येन्दुसुतैः शशाङ्के नीचास्तहीनैर्गजकेसरी स्यात् ॥११६॥

૧૧૬. ભાવાર્થ—ચંદ્રથી કેન્દ્રમાં ગુરૂ હોય તો ગજકેસરી યોગ થાય છે. ચંદ્રને, શુક્ર, ગુરૂ અને બુધ જોતા હોય, ને તે જોનારા ગ્રહો નીચ અસ્ત રહિત હોય તો ગજકેસરીયોગ થાય.

गजकेसरीसंजातस्तेजस्वी धनधान्यवान् ॥
मेधावी गुणसंपन्नो राजप्रियकरो भवेत् ॥ ११७॥

૧૧૭. ભાવાર્થ—ગજકેસરીયોગમાં જન્મેલો તેજસ્વી, ધન અને અનાજવાળો, બુદ્ધિવાળો, ગુણવાન, રાજાનું ભલું ચાહનાર થાય.

## अमलायोगः ( અમલાયોગ. )

यस्य जन्मसमये शशिलग्नात् सद्ग्रहो यदि च कर्मणि संस्थः ॥
तस्य कीर्तिरमला भुवि तिष्ठेदायुषोन्तमविनाशनसंपत् ॥ ११८ ॥

૧૧૮. ભાવાર્થ—ચંદ્ર દશમાથી ઘરમાં શુભ ગ્રહ હોય તો અમલાયોગ થાય છે, ને તેની પવિત્ર કીર્તિ પૃથ્વીપર ફેલાય છે. અને જીવે ત્યાં સુધી સંપત્તિનો નાશ થતો નથી.

लग्नाद्वा चन्द्रलग्नाद्वा दशमे शुभसंयुते ॥
योगोयममला नाम कीर्तिराचन्द्रतारकी ॥ ११९ ॥

૧૧૯. ભાવાર્થ—લગ્નથી અથવા ચંદ્રથી દશમા ઘરમાં કોઈ શુભ ગ્રહ હોય તો અમલાયોગ થાય. આ યોગમાં જન્મેલો માણસ ચંદ્રને તારાઓ જ્યાં સુધી છે, ત્યાં સુધી કીર્ત ભોગવે છે.

राजपूज्यो महाभोगी दाता वन्धुजनप्रियः ॥
परोपकारी गुणवानमलायोगसंभवः ॥ १२० ॥

૧૨૦. ભાવાર્થ—અમલાયોગમાં જન્મેલો માણસ રાજાથી બહુ માન પામનાર, બહુ ભોગ ભોગવનાર, દાન આપનાર, સગાં સંબંધીને વ્હાલો, પરોપકારી, ગુણવાન્ થાય.

### वोशीयोगादि. ( વોસિઆદિયોગો.)

व्ययधनयुतखेटैर्वोसिवेशी दिनेशा-
दुभयचरिकयोगश्चोभयस्थानसंस्थैः ॥
निजगृहसुहृदुच्चस्थानयातैश्च जाता
वहुधनसुखयुक्ता राजतुल्या भवन्ति ॥ १२१ ॥

૧૨૧. ભાવાર્થ—સૂર્યથી ચંદ્ર શિવાય ગ્રહો બારમા, બીજા ઘરમાં હોય, અથવા બેઉ ઘરમાં હોય તો અનુક્રમે વોસિ, વેશિ ને ઉભયચરીયોગ થાય છે.

ઉપલા ત્રણ યોગો કરનારા ગ્રહ પોતાની રાશિના, મિત્ર ગ્રહની રાશિના અથવા ઉચ્ચના હોય તો મનુષ્યોને બહુ ધનવાળા, સુખી ને રાજા જેવા કરે છે.

जातः सुशीलः शुभवोशियोगे वाग्मी धनी वीतभयो जितारिः ॥
पापग्रहे दुष्टजनानुरक्तः पापात्मको वित्तसुखादिहीनः ॥ १२२ ॥

૧૨૨. ભાવાર્થ—શુભ ગ્રહથી થયેલા વોસિ યોગમાં જન્મેલો માણસ સારા સ્વભાવાળો, બોલવામાં ચતુર, ધનવાન, ભય વિનાનો, શત્રુઓને જીતનાર થાય છે.

વોસિયોગ કરનાર પાપ ગ્રહ હોય તો ખરાબ માણસોમાં પ્રીતિવાળો, પાપી, નિર્ધન, સુખ રહિત થાય.

वेसौ शुभग्रहयुते निपुणः प्रदाता
विद्याविनोदसुखवित्तयशोबलाढ्यः ॥
पापान्विते यदि विदेशगतोऽतिमूर्खः
कामातुरो वधरुचिर्विकृताननः स्यात् ॥ १२३ ॥

१२३. ભાવાર્થ—શુભ ગ્રહથી બનેલા વેશિયોગમાં જન્મેલો હુંશિયાર, દાન આપનાર, વિદ્યાવાળો, આનંદી, સુખી, ધનવાન, યશવાળો બળવાન થાય.

પાપ ગ્રહથી બનેલા વેશિયોગમાં જન્મેલો માણસ પરદેશ રહેનાર, બહુ મૂર્ખ, કામી, વધ કરવામાં પ્રીતિવાળો, બે ડોળ મોઢાવાળો થાય.

सौम्यान्वितोभयचरिभवा नरेन्द्रा-
स्तत्तुल्यवित्तसुखशीलदयानुरक्ताः ॥
पापान्वितोभयचरौ यदि पापकृत्या
रोगाभिभूतपरकर्मरता दरिद्राः ॥ १२४ ॥

१२४. ભાવાર્થ—શુભ ગ્રહથી બનેલા ઉભયચરીયોગમાં જન્મેલો માણસ રાજા થાય અથવા તેના પ્રમાણમાં ધનવાળો, સુખી, સારા સ્વભાવનો, દયાળુ થાય.

પાપ ગ્રહથી થયેલા ઉભયચરીયોગમાં જન્મેલો માણસ પાપી કામ કરનાર, રોગી, દરિદ્રી, ચાકરી કરનાર થાય છે.

॥ अथ शुभयोगादि ॥ ( શુભાદિયોગ. )

शुभाशुभाढ्ये यदि जन्मलग्ने शुभाशुभाख्यौ भवतस्तदानीम् ॥
व्ययस्वगैः पापशुभैर्विलग्नात् पापाख्यसौम्यग्रहकर्तरी च ॥ १२५ ॥

१२५. ભાવાર્થ—જન્મ લગ્નમાં શુભ ગ્રહ હોય તો શુભ, ને પાપ ગ્રહ હોય તો અશુભ યોગ થાય છે. લગ્નથી બારમે અને બીજે પાપ ગ્રહો હોય તો પાપ ને શુભ ગ્રહ હોય તો શુભ કર્તરી થાય છે.

शुभयोगभवो वाग्मी रूपशीलगुणान्वितः ॥
पापयोगोद्भवः कामी पापकर्मा परार्थभुक् ॥ १२६ ॥

१२६. ભાવાર્થ—શુભયોગમાં જન્મેલો ભાષણ કરનાર, સારા સ્વભાવવાળો, રૂપવાન, ગુણવાન થાય.

પાપયોગમાં જન્મેલો કામી, પાપી કામ કરનાર, પારકો પૈસો ભોગવનાર થાય.

शुभकर्तरिसंजातस्तेजोवित्तबलाधिकः ॥
पापकर्तरिके पापी भिक्षाशी मलिनो भवेत् ॥ १२७ ॥

૧૨૭. ભાવાર્થ—શુભ કર્તરીમાં જન્મેલો તેજસ્વી, ધનવાન, બળવાન થાય.

પાપ કર્તરિમાં જન્મેલો પાપી, ભીખ માગી ખાનાર, મલિન થાય.

## पर्वतयोगः ( પર્વતયોગ. )

सौम्येषु केन्द्रगृहगेषु सपत्नरन्ध्रे
शुद्धेऽथवा शुभयुते यदि पर्वतः स्यात् ॥
लग्नान्त्यपौ यदि परस्परकेन्द्रयातौ
मित्रेक्षितौ भवति पर्वतनामयोगः ॥ १२८ ॥

૧૨૮. ભાવાર્થ—શુભ ગ્રહો કેન્દ્રમાં હોય, ને આઠમા કે છઠ્ઠા સ્થાનમાં શુભ ગ્રહ હોય કે ન હોય, તો પર્વતયોગ થાય.

લગ્નનો સ્વામી અને બારમાનો સ્વામી પરસ્પર કેન્દ્રમાં હોય, ને મિત્રગ્રહો દેખતા હોય તો પર્વતયોગ થાય.

भाग्यान्वितः पर्वतयोगजातो विद्याविनोदाभिरतः प्रदाता ॥
कामी परस्त्रीजनकेलिलोलस्तेजोयशस्वी पुरनायकः स्यात् ॥१२९॥

૧૨૯. ભાવાર્થ—પર્વતયોગમાં જન્મેલો માણસ ભાગ્યશાળી, વિદ્યાવિનોદમાં પ્રીતિવાળો, દાન આપનાર, કામી, પારકી સ્ત્રીઓની મશ્કરી કરવામાં ચતુર, તેજસ્વી, યશવાળો, શહેરમાં આગેવાન થાય.

## काहलयोगः ( કાહલયોગ. )

अन्योन्यकेन्द्रगृहगौ गुरुबन्धुनाथौ
लग्नाधिपे बलयुते यदि काहलः स्यात् ॥
कर्मेश्वरेण सहिते तु विलोकिते वा
स्वोच्चस्वके सुखपतौ यदि तादृशः स्यात् ॥ १३० ॥

૧૩૦. ભાવાર્થ—નવમા ને ચોથાનો સ્વામી એક બીજાથી કેન્દ્રમાં હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય તો કાહલયોગ થાય છે.

ચોથાનો સ્વામી ઉચ્ચ રાશિનો અથવા પોતાની રાશિનો હોય, ને દશમાનો સ્વામી સાથે હોય, કે જોતો હોય તો કાહલયોગ થાય.

ओजस्वी साहसी मूर्खश्चतुरङ्गबलैर्युतः ॥
यत्किंचिद्ग्रामनाथस्तु जातः स्यात् काहले नरः ॥१३१॥

૧૩૧. ભાવાર્થ—કાહલયોગમાં જન્મેલો માણસ બળવાન, સાહસી, મૂર્ખ, ઘોડેસ્વાર ને પગે ચાલનાર વિગેરે સેનાવાળો, કોઈ ગામનો સ્વામી થાય.

### मालिकायोगः ( મલિકાયોગ. )

लग्नादिसप्तगृहगा यदि सप्तखेटा
जातो महीपतिरनेकगजाश्वनाथः ॥
वित्तादिगा निधिपतिः पितृभक्तियुक्तो
धीरोग्ररूपगुणवान् नरचक्रवर्ती ॥ १३२ ॥

૧૩૨. ભાવાર્થ—લગ્નથી સાત ઘરમાં અનુક્રમે સાતે ગ્રહો હોય તો માલિકાયોગ થાય તેમાં જન્મેલો બહુ હાથી ઘોડાવાળો રાજા થાય.

બીજા ભાવથી અનુક્રમે સાત ઘરમાં સાતે ગ્રહો હોય તો માલિકાયોગ થાય છે. તેમાં જન્મેલો પૈસાના ભંડારનો સ્વામી, માબાપની સેવા કરનાર, ધીરજવાન, ક્રોધી, રૂપવાન, ગુણવાન, પુરૂષોમાં ચક્રવર્તિ થાય છે.

जातो यदा विक्रममालिकायां
भूपः स शूरो धनिकश्च रोगी ॥
सुखादिका चेद्बहुदेशभाग्य-
भोगी महादानपरो महीपः ॥ १३३ ॥

૧૩૩. ભાવાર્થ—એજ પ્રમાણે ત્રીજા ભાવથી માલિકાયોગ થયો હોય તો રાજા, શૂરવીર, ધનવાન, રોગી થાય.

એજ પ્રમાણે ચોથા ભાવથી માલિકાયોગ થયો હોય તો બહુ દેશ ભોગવનાર, ભાગ્યવાન, મોટાં દાન આપનાર રાજા થાય.

पुत्राद्या यदि मालिका नरपतिर्यज्वाग्रया कीर्तिमान्
जातः षष्ठगृहात् क्वचिद्धनमुखप्राप्तो दरिद्रो भवेत् ॥

कामादिग्रहमालिका यदि यहृत्स्त्रीवल्लभो भूपति-
दीर्घायुर्धनवर्जितो नरवरः स्त्रीनिर्जितश्चाष्टमात् ॥ १३४ ॥

૧૩૪. ભાવાર્થ—એજ પ્રમાણે પાંચમા ભાવથી થયેલા માલિકાયોગમાં જન્મેલો માણસ રાજા, યજ્ઞ કરનાર, અથવા કીર્તિવાળો થાય.

એજ પ્રમાણે છઠ્ઠા ભાવથી માલિકાયોગ થયો હોય તો કોઇ વખત ધનનું સુખ ભોગવનાર, દરિદ્રી થાય છે.

એજ પ્રમાણે સાતમા ભાવથી માલિકાયોગ થયો હોય તો બહુ સ્ત્રીયોને વ્હાલો રાજા થાય.

એજ પ્રમાણે આઠમા ભાવથી માલિકાયોગ થયો હોય તો લાંબા આયુષ્યવાળો, નિર્ધન, શ્રેષ્ઠ પુરૂષ, સ્ત્રીથી નહિ જીતાયેલો થાય.

धर्मादिग्रहमालिका गुणनिधिर्यज्वा तपस्वी विभुः
कर्माद्या यदि धर्मकर्मनिरतः संपूजितः सज्जनैः ॥
लाभाद्राजवराङ्गनामणिपतिः सर्वक्रियादक्षको
जातो रिःफगृहाद्बहुव्ययकरः सर्वत्र पूज्यो भवेत् ॥१३५॥

૧૩૫. ભાવાર્થ—એજ પ્રમાણે નવમા ભાવથી થયેલા માલિકાયોગમાં જન્મેલો માણસ ગુણનો ભંડાર, યજ્ઞ કરતાર, તપસ્વી, સમર્થ થાય.

એજ પ્રમાણે દશમા ભાવથી થયેલા માલિકાયોગમાં જન્મેલો માણસ ધર્મ અને કર્મમાં પ્રીતિવાળો, સજ્જનોથી પૂજનાર થાય.

એજ પ્રમાણે અગીયારમાથી થયો હોય તો સારી સ્ત્રીવાળો, રાજકુળમાં જન્મેલો, મણિયો ભોગવનાર, સર્વ ક્રિયામાં ચતુર થાય છે.

અને એજ પ્રમાણે બારમા ભાવથી માલિકાયોગ થયો હોય એટલે બારમાથી છઠ્ઠા ભાવ સુધીમાં અનુક્રમે સાતે ગ્રહો રહ્યા હોય તો બહુ ખર્ચ કરનાર, દરેક જગ્યોએ માન પામનાર થાય છે.

## चामरयोगः ( ચામરયોગ. )

लग्नेश्वरे केन्द्रगते स्वतुङ्गे जीवेक्षिते चामरनामयोगः ॥
सौम्यद्वये लग्नगृहे कलत्रे नवास्पदे वा यदि चामरः स्यात् ॥१३६॥

૧૩૬. ભાવાર્થ—લગ્નનો સ્વામી પોતાના ઉચ્ચમાં કેન્દ્રમાં હોય, ને ગુરૂની દષ્ટિ હોય તો ચામરયોગ થાય.

બે શુભ ગ્રહો લગ્ને, સાતમે, નવમે, કે દશમે, હોય તો ચામરયોગ થાય.

योगे जातश्चामरे राजपूज्यो विद्वान् वाग्मी पण्डितो वा महीपः ॥
सर्वज्ञः स्याद्वेदशास्त्राधिकारी जीवेद्वर्षं सप्ततिर्वत्सराणाम् ॥ १३७ ॥

१३७. ભાવાર્થ—ચામરયોગમાં જન્મેલો, રાજાથી માન પામેલો, વિદ્વાન્, ભાષણ કરનાર, પંડિત, અથવા રાજા, સર્વ જાણનાર, વેદશાસ્ત્રનો અધિકારી, ૭૦ વર્ષ જીવનાર થાય છે.

### शङ्खयोग ( શંખયોગ. )

अन्योन्यकेन्द्रगृहगौ सुतशत्रुनाथौ
लग्नाधिप बलयुते यदि शङ्खयोगः ॥
लग्नाधिपे च गगनाधिपतौ चरस्थे
भाग्याधिपे बलयुते तु तथा वदन्ति ॥ १३८ ॥

१३८. ભાવાર્થ—પાંચમા અને છઠ્ઠાનો સ્વામી એકબીજાથી કેન્દ્રમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન હોય તો શંખયોગ થાય છે.

લગ્નનો સ્વામી અને દશમાનો સ્વામી ચરરાશિમાં હોય, ને નવમાનો સ્વામી બળવાન હોય તોપણ શંખયોગ થાય છે.

शङ्खे जातो भोगशीलो दयालुः स्त्रीपुत्रार्थक्षेत्रवान् पुण्यकर्मा॥
शास्त्रज्ञानाचारसाधुक्रियावान् जीवेद्वर्षं वत्सराणामशीतिः ॥१३९॥

१३९. ભાવાર્થ—શંખયોગમાં જન્મેલો માણસ ભોગ ભોગવનાર, દયાળુ, સ્ત્રી, ધન ને જમીનનું સુખ ભોગવનાર, પવિત્ર કામ કરનાર, શાસ્ત્રના જ્ઞાનવાળો, આચારવાળો, સારી ક્રિયા કરનાર, ૮૦ વર્ષ જીવનાર થાય છે.

### भेरीयोगः ( ભેરીયોગ. )

स्वान्त्योदयास्तभवनेषु वियच्चरेषु
कर्माधिपे बलयुते यदि भेरियोगः ॥
केन्द्रं गतौ सुरगुरोः सितलग्ननाथौ
भाग्येश्वरे बलयुते तु तथैव वाच्यम् ॥ १४० ॥

१४०. ભાવાર્થ—બીજે, બારમે, પહેલે, સાતમે બધા ગ્રહો હોય, અને દશમાનો સ્વામી બળવાન હોય તો ભેરીયોગ થાય છે.

ગુરૂથી શુકર, અને લગ્નનો સ્વામી કેન્દ્રસ્થાનમાં હોય ને નવમાનો સ્વામી બળવાન હોય તોપણ ભેરીયોગ થાય છે.

दीर्घायुषो विगतरोगभया नरेन्द्रा
वह्वर्थभूमिसुतदारयुताः प्रसिद्धाः ॥
आचारभूरिसुखशौर्यमहानुभावा
भेरीप्रजातमनुजा निपुणाः कुलीनाः ॥ १४१ ॥

૧૪૧. ભાવાર્થ—ભેરીયોગમાં જન્મેલા પુરૂષો લાંબા આયુષ્યવાળા, રોગ ને ભયવિનાના, રાજા, બહુ પૈસો, જમીન છોકરા ને સ્ત્રીયોવાળા, પ્રખ્યાત, આચારવાળા, બહુ સુખ ને પરાક્રમવાળા, લાંબો વિચાર કરનારા, હુંશિયાર, કુલીન થાય છે.

## मृदङ्गयोगः ( મૃદઙ્ગયોગ. )

उच्चग्रहांशकपतौ यदि कोणकेन्द्रे
तुङ्गस्वकीयभवनोपगते वलाढ्ये ॥
लग्नाधिपे वलयुते तु मृदङ्गयोगः
कल्याणरूपनृपतुल्ययशःप्रदः स्यात् ॥ १४२ ॥

૧૪૨. ભાવાર્થ—નવમાંશમાં જે ગ્રહ ઉચ્ચનો હોય, તે જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી જન્મ કુંડળીમાં ત્રીકોણ કે કેન્દ્રમાં ઉચ્ચનો કે સ્વગ્રહી ને બળવાન થઈને બેઠો હોય, અને લગ્નનો સ્વામી બળવાન હોય તો મૃદંગયોગ થાય છે.

મૃદઙ્ગયોગનું ફળ—સમર્થ, પવિત્ર, રાજા જેવી આબરૂવાળો થાય છે.

## श्रीनाथयोगः ( શ્રીનાથયોગ. )

कामेश्वरे कर्मगते स्वतुङ्गे कर्माधिपे भाग्यपसंयुते च ॥
श्रीनाथयोगः शुभदस्तदानीं जातो नरः शक्रसमो नृपालः ॥१४३॥

૧૪૩. ભાવાર્થ—સાતમાનો સ્વામી દશમે હોય અને દશમાનો સ્વામી પોતાના ઉચ્ચમાં નવમાના સ્વામી સાથે હોય તો શુભ ફળ આપનાર શ્રીનાથયોગ થાય છે.

ફળ—ઇન્દ્ર જેવો રાજા થાય છે.

## शारदायोगः (શારદાયોગ.)

योगः शारदसंज्ञकः सुतगते कर्माधिपे चन्द्रजे
केन्द्रस्थे दिननायके निजगृहप्राप्तेऽतिवीर्यान्विते ॥
चन्द्रात्कोणगते पुरन्दरगुरौ सौम्यत्रिकोणे कुजे
लाभे वा यदि देवमन्त्रिणि बुधात्तच्छारदासंज्ञकः ॥१४४॥

૧૪૪. ભાવાર્થ—દશમાનો સ્વામી પાંચમો હોય, બુધ કેન્દ્રમાં હોય ને બહુ બળવાન થઈ સૂર્ય પોતાના ઘરમાં હોય, તેમજ ચંદ્રથી ગુરૂ નવમે કે પાંચમે (કોણમાં) હોય; મંગળ, બુધથી ત્રિકોણમાં હોય; ગુરૂ, બુધથી અગીયારમે હોય; તો શારદાયોગ થાય છે.

स्त्रीपुत्रबन्धुसुखरूपगुणानुरक्ता
भूपप्रिया गुरुमहीसुरदेवभक्ताः॥
विद्याविनोदरतिशीलतपोबलाढ्या
जाताः स्वधर्मनिरता भुवि शारदाख्ये ॥ १४५ ॥

૧૪૫. ભાવાર્થ—શારદાયોગમાં જન્મેલા સ્ત્રી, પુત્ર, ભાઈ ને સગાં-સંબંધીવાળા, સુખી, રૂપવાન, ગુણવાન, રાજાઓને વ્હાલા, ગુરૂ, બ્રાહ્મણ અને દેવતાઓની ભક્તિ કરનારા, વિદ્યાવાળા, આનંદી, સારા સ્વભાવ-વાળા, તપસ્વી, બળવાન, પોતાના ધર્મમાં પ્રીતિ રાખનાર થાય છે.

## मत्स्ययोगः ( મત્સ્યયોગ. )

लग्नधर्मगते पापे पञ्चमे सदसद्युते ॥
चतुरस्रं गते पापे योगोऽयं मत्स्यसंज्ञकः ॥ १४६ ॥

૧૪૬. ભાવાર્થ—પાપગ્રહ લગ્નથી નવમે હોય, ને પાંચમે શુભ અને અશુભ ગ્રહ હોય, લગ્નથી ચોથે કે આઠમે પાપગ્રહ હોય, તો મત્સ્ય યોગ થાય છે.

कालज्ञः करुणासिन्धुर्गुणधीबलरूपवान् ॥
यशोविद्यातपस्वी च मत्स्ययोगसमुद्भवः ॥ १४७ ॥

૧૪૭. ભાવાર્થ—મત્સ્યયોગમાં જન્મેલો માણસ જ્યોતિષ જાણુ-નાર, દયાનો સમુદ્ર, ગુણવાન, બુદ્ધિવાન, બળવાન, રૂપવાન, યશવાળો, વિદ્વાન્, તપસ્વી થાય છે.

## कूर्मयोगः ( કૂર્મયોગ.)

कलत्रपुत्रारिगृहेषु सौम्याः स्वतुङ्गमित्रांशकराशियाताः ॥
तृतीयलाभोदयगास्त्वसौम्या मित्रोच्चसंस्था यदि कूर्मयोगः ॥१४८॥

૧૪૮. ભાવાર્થ—શુભ ગ્રહો સાતમે, પાંચમે ને છઠ્ઠે પોતાની રાશમાં ઉચ્ચમાં મિત્રરાશિ કે નવમાંશમાં ઉચ્ચ, પોતાની કે મિત્રની રાશિમાં હોય, અને પાપગ્રહો ત્રીજે, અગીયારમે અને લગ્ને મિત્રની કે ઉચ્ચ રાશિમાં હોય તો કૂર્મયોગ થાય છે.

विख्यातकीर्तिर्भुवि राजभोगी धर्माधिकः सत्वगुणप्रधानः ॥
धीरः सुखी वागुपकारकर्ता कूर्मोद्भवो मानवनायको वा ॥१४९॥

૧૪૯. ભાવાર્થ—કૂર્મયોગમાં જન્મેલો માણસ પ્રસિદ્ધ કીર્તિવાળો, રાજાઓ સાથે ભોગ ભોગવનાર, બહુ ધર્મવાન, સત્વગુણી, ધીરજવાળો, સુખી, વાણીથી ઉપકાર કરનાર, માણસોમાં આગેવાન થાય છે.

## खड्गयोगः ( ખડ્ગયોગ.)

भाग्येशे धनभावस्थे धनेशे भाग्यराशिगे ॥
लग्नेशे केन्द्रकोणस्थे खड्गयोग इतीरितः ॥ १५० ॥

૧૫૦ ભાવાર્થ—નવમાનો સ્વામી બીજા ભાવમાં, ને બીજાનો સ્વામી નવમા ભાવમાં હોય, લગ્નનો સ્વામી કેન્દ્ર કે કોણ (નવ, પાંચમાં) માં હોય તો ખડ્ગયોગ થાય છે.

वेदार्थशास्त्रनिखिलागमतत्त्वयुक्ति-
बुद्धिप्रतापबलवीर्यसुखानुरक्ताः ॥
निर्मत्सराश्च निजवीर्यमहानुभावाः
खड्गे भवन्ति पुरुषाः कुशलाः कृतज्ञाः ॥ १५१ ॥

૧૫૧. ભાવાર્થ—ખડ્ગયોગમાં જન્મેલા માણસો વેદાંત, સર્વ શાસ્ત્ર ને વેદતત્ત્વ જાણનારા, બુદ્ધિવાળા, પ્રતાપી, બળવાન, પરાક્રમી, સુખી, ગર્વ વિનાના, પોતાના પરાક્રમથી માન પામનારા, કુશળ, ને કરેલા ઉપકારને જાણનારા થાય છે.

## लक्ष्मीयोगः ( લક્ષ્મીયોગ. )

केन्द्रमूलत्रिकोणस्थे भाग्येशे परमोच्चगे ॥
लग्नाधिपे बलाढ्ये च लक्ष्मीयोग इतीरितः ॥ १९२ ॥

૧૫૨. ભાવાર્થ—નવમાનો સ્વામી પરમ ઉચ્ચમાં, કે મૂળ ત્રિકોણમાં કેન્દ્રમાં હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય તો લક્ષ્મીયોગ થાય.

गुणाभिरामो बहुदेशनाथो विद्यामहाकीर्तिरनङ्गरूपः ॥
दिगन्तविश्रान्तनृपालवन्द्यो राजाधिराजो बहुदारपुत्रः ॥१९३॥

૧૫૩. ભાવાર્થ—લક્ષ્મીયોગમાં જન્મેલો માણસ ગુણવાન, બહુ દેશોનો સ્વામી, વિદ્વાન્, જમીનવાળો, કીર્તિવાળો, કામદેવ જેવો, દરેક દિશાઓના રાજાથી નમસ્કાર કરાતો, બહુ સ્ત્રીપુત્રવાળો, રાજાધિરાજ થાય છે.

## कुसुमयोगः ( કુસુમયોગ. )

स्थिरलग्ने भृगौ केन्द्रे त्रिकोणेन्दौ शुभेतरे ॥
मानस्थानगते सौरे योगोऽयं कुसुमो भवेत् ॥ १९४ ॥

૧૫૪ લગ્ન સ્થિરરાશિનું હોય ને શુક્ર કેન્દ્રમાં ને ચંદ્ર ત્રિકોણ (નવ, પાંચમા ) માં હોય અને શુભ ગ્રહો બીજા સ્થાનોમાં ને શનિ દશમે હોય તો કુસુમયોગ થાય છે.

दाता महीमण्डलनायवन्द्यो भोगी महावंशजराजमुख्यः ॥
लोके महाकीर्तियुतः प्रतापी नाथो नराणां कुसुमोद्भवः स्यात् १९९

૧૫૫. ભાવાર્થ—કુસુમયોગમાં જન્મેલો માણસ દાન આપનાર, રાજાઓથી નમસ્કાર કરાતો, ભોગી, મોટા રાજકુળમાં જન્મેલો, લોકોમાં બહુ યશવાળો, ને પ્રતાપી રાજા થાય છે.

## पारिजातयोगः ( પારિજાતયોગ. )

विलग्ननायस्थितराशिनाथः स्थानेश्वरो वापि तदंशनाथः ॥
केन्द्रत्रिकोणोपगतो यदि स्यात् स्वतुङ्गगो वा यदि पारिजातः १९६

૧૫૬. ભાવાર્થ—જે રાશિમાં લગ્નનો સ્વામી હોય તે રાશિનો સ્વામી જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી જેના નવમાંશમાં હોય, તે

ગ્રહ કેન્દ્ર કે ત્રિકોણ (નવ, પાંચમા) માં પોતાના ઉચ્ચમાં હોય તો પારિજાતયોગ થાય છે.

मध्यान्तसौख्यः क्षितिपालवन्द्यो युद्धप्रियो वारणवाजियुक्तः ॥
स्वकर्मधर्माभिरतो दयालुर्योगो नृपः स्याद्यदि पारिजातः ॥१५७॥

૧૫૭. ભાવાર્થ—પારિજાતયોગમાં જન્મેલો મધ્ય ને અંત્ય અવસ્થામાં સુખી, રાજાઓથી નમસ્કાર કરાતો, યુદ્ધમાં પ્રીતિ રાખનાર, હાથી ઘોડાઓવાળો, પોતાના ધર્મ કામમાં પ્રીતિવાળો, ને દયાળુ રાજા થાય છે.

## कलानिधियोगः (કળાનિધયોગ.)

द्वितीये पञ्चमे जीवे बुधशुक्रयुतेक्षिते ॥
क्षेत्रे तयोर्वा सम्प्राप्ते योगः स्यात् स कलानिधिः ॥ १५८ ॥

૧૫૮. ભાવાર્થ—ગુરૂ, બીજે પાંચમે બુધ શુક્ર સાથે હોય કે બુધ શુક્રની દૃષ્ટિવાળો અથવા ગુરૂ, બુધ, શુક્રના ઘરમાં હોય તો કળાનિધિયોગ થાય છે.

कामी कलानिधिभवः सुगुणाभिरामः
संस्तूयमानचरणो नरपालमुख्यैः ॥
सेनातुरङ्गमदवारणशङ्खभेरी-
वाद्यान्वितो विगतरोगभयारिसङ्घः ॥ १५९ ॥

૧૫૯. ભાવાર્થ—કળાનિધિયોગમાં જન્મેલો માણસ, કામી, સારા ગુણોમાં પ્રીતિવાળો, ઘણા મોટા રાજાઓથી સ્તુતિ કરાતો, લશ્કર ઘોડા અને બળવાન હાથીઓવાળો, શંખ ભેરી વિગેરે લશ્કરી ગાયનનાં વાજાંવાળો, રોગ અને ભય વિનાનો, ને શત્રુ રહિત થાય છે.

## अंशावतारयोगः (અંશાવતારયોગ.)

केन्द्रगौ सितदेवेज्यौ स्वोच्चे केन्द्रगतेऽर्कजे ॥
चरलग्ने यदा जन्म योगोऽयमवतारजः ॥ १६० ॥

૧૬૦. ભાવાર્થ—શુક્ર, ગુરૂ કેન્દ્રમાં હોય, અને શનિ ઉચ્ચનો થઇ કેન્દ્રમાં હોય, લગ્ન ચરરાશિનું હોય તો અંશાવતારયોગ થાય છે.

पुण्यश्लोकस्तीर्थचारी कलाज्ञः कामासक्तः कालकर्ता जितात्मा ॥
वेदान्तज्ञो वेदशास्त्राधिकारी जातो राजश्रीधरोंऽशावतारे ॥१६१॥

૧૬૧. ભાવાર્થ—અંશાવતારયોગમાં જન્મેલો રાજા જેવી લક્ષ્મીવાળો, પવિત્ર વાત કરનાર, તીર્થનાં ફરનાર, કળાઓ જાણનાર, કામ રહિત, જે વખતમાં પોતે હોય તે વખતનો ચીતાર ઉતારનાર, આત્માને જીતનાર, વેદાંત જાણનાર, ને વેદશાસ્ત્રનો અધિકારી થાય છે.

## हरिहरब्रह्मयोगः ( ૩-હરિહર બ્રહ્મયોગો. )

वित्तेशाद्धनरिःफरन्ध्रभवनप्राप्ताश्च सौम्यग्रहाः
कामेशात्सुखभाग्यरन्ध्रगृहगा जीवाब्जचन्द्रात्मजाः ॥
देहेशाद्यादे बन्धुमानभवगा सूर्यास्फुजिद्भूमिजाः
प्रोक्तास्तत्र पुरातनैर्हरिहरब्रह्माख्ययोगा इमे ॥ १६२ ॥

૧૬૨. ભાવાર્થ—(૧) બીજા ભાવના સ્વામીથી બીજે, બારમે અને આઠમે શુભ ગ્રહો હોય તો હરિહર બ્રહ્મયોગ થાય છે.

(૨) ગુરૂ, ચંદ્ર, બુધ, સાતમા ભાવના સ્વામીથી ચોથે, નવમે, આઠમે અનુક્રમે હોય તોપણ તે હરિહર બ્રહ્મયોગ થાય છે.

(૩) સૂર્ય, શુક્ર, મંગળ, લગ્નના સ્વામીથી ચોથે, દશમે ને અગીયારમે અનુક્રમે બેઠેલા હોય તોપણ હરિહર બ્રહ્મયોગ થાય છે.

ઉપર પ્રમાણે ત્રણ યોગો આગળના મહર્ષિયોએ કહેલા છે.

निखिलनिगमविद्यापारगः सत्यवादी
सकलसुखसमेतश्चारुवाक्कामशीलः ॥
जितरिपुकुलसङ्घः सर्वजीवोपकारी
हरिहरविधियोगे सम्भवः पुण्यकर्मा ॥ १६३ ॥

૧૬૩. ભાવાર્થ—હરિહર બ્રહ્મયોગમાં જન્મેલો સમગ્ર શાસ્ત્રની વિદ્યાના પારને પામનાર, સાચું બોલનાર, દરેક રીતે સુખ ભોગવનાર, સુંદર વચન બોલનાર, બહુ ઇચ્છાવાળો, શત્રુઓને જીતનાર, સર્વ જીવનો ઉપકાર કરનાર, પવિત્ર કામ કરનાર થાય છે.

## नाभसादियोगः ( નાભસાદિયોગો. )

यूपेषुशक्तियवदण्डगदासमुद्र-
छत्रार्धचन्द्रशकटाम्बुजपक्षियोगाः ॥

नौचक्रवज्रहलकार्मुककूटवापी
शृङ्गाटकाश्च विविधाकृतिविंशतिः स्युः ॥ १६४ ॥

૧૬૪. ભાવાર્થ—(૧) યૂપ, (૨) ઈષુ (શર), (૩) શક્તિ, (૪) યવ, (૫) દંડ, (૬) ગદા, (૭) સમુદ્ર, (૮) છત્ર, (૯) અર્ધ ચંદ્ર, (૧૦) શકટ, (૧૧) અંબુજ, (૧૨) પક્ષિન, (૧૩) નૌ, (૧૪) ચક્ર, (૧૫) વજ્ર, (૧૬) હલ, (૧૭) કાર્મુક, (૧૮) કૂટ, (૧૯) વાપી, (૨૦) શૃઙ્ગાટક.

એ પ્રમાણે જુદા જુદા પ્રકારના ૨૦ આકૃતિયોગ છે.

रज्जुर्नलश्च मुसलास्त्रितयाश्रयाख्याः
स्रग्भोगिनौ तु दलयोगभवौ भवेताम् ॥
वीणादयश्च कथिता वरदामपाश-
केदारशूलयुगगोलकसप्तसंख्याः ॥ १६५ ॥

૧૬૫. ભાવાર્થ—રજ્જુ, નળ, મુસલ એ ત્રણ આશ્રયયોગ છે.

સ્રક્ (માળા), ભોગિન્ (સર્પ) એ બે દલયોગ છે.

વીણા, વરદામ (દામિનિ), પાશ, કેદાર, શૂળ, યુગ, ગોલક, એ સાત સંખ્યાયોગ છે.

रज्जुर्मुसलं नलश्चराद्यैः सत्यस्त्वाश्रयजाञ्जगाद योगान् ॥
केन्द्रैः सदसद्युतैर्दलाख्यौ स्रक्सर्पौ कथितौ पराशरेण ॥१६६॥

૧૬૬. ભાવાર્થ—ચર રાશિમાં તમામ ગ્રહો રહેલા હોય તો રજ્જુયોગ થાય.

સ્થિર રાશિમાં તમામ ગ્રહો રહેલા હોય તો મુસલયોગ થાય.

દ્વિસ્વભાવ રાશિમાં તમામ ગ્રહો રહેલા હોય તો નળયોગ થાય.

આ ત્રણ આશ્રયયોગ, સત્યાચાર્યના મત પ્રમાણે કહ્યા છે.

કેન્દ્રમાં શુભ ગ્રહો હોય તો સ્રક્ (માલા) અને પાપગ્રહો હોય તો સર્પ એ બે નામના દલયોગો પરાશર ઋષિએ કહ્યા છે. (શુભ કે અશુભ ગ્રહોમાં ચંદ્ર લેવો નહિ.)

योगा व्रजन्त्याश्रयजाः समत्वं
यवाब्जवज्राण्डजगोलकाद्यैः ॥

केन्द्रोपगैः प्रोक्तफलौ दलाख्या-
वित्याहुरन्ये न पृथक्फलौ तौ ॥ १६७ ॥

૧૬૭. ભાવાર્થ—યવ, કમળ, વજ્ર, વિહંગ, અને ગોલાદિયોગો આશ્રયયોગની સાથે ઉત્પન્ન થાય છે, અને કેન્દ્રથી ઉત્પન્ન થતા યોગો દળ યોગની સાથે ઉત્પન્ન થાય છે અને તેનું જે ફળ કહ્યું છે તે બીજા આચાર્યો જુદું જુદું કહેતા નથી.

आसन्नकेन्द्रभवनद्वयगैर्गदाख्य-
स्तान्वस्तगेषु शकटं विहगः खवन्ध्वोः ॥
शृङ्गाटकं नवमपञ्चमलग्नसंस्थैः
लग्नान्यगैर्हलमिति प्रवदन्ति तज्ज्ञाः ॥ १६८ ॥

૧૬૮. ભાવાર્થ—પાસે પાસેના બે કેન્દ્રમાં સર્વે ગ્રહો સમાયેલા હોય તો ગદાયોગ થાય. આ રીતે ગદાયોગ ચાર પ્રકારથી થાય છે.

૧—લગ્ને અને ચોથે તે બેજ ભાવે હોય તો ગદાયોગ થાય.

૨—ચોથે અને સાતમે હોય તો ગદાયોગ થાય.

૩—સાતમે અને દશમે હોય તો ગદાયોગ થાય.

૪—દશમે અને લગ્ને હોય તો ગદાયોગ થાય છે.

બધા ગ્રહો પહેલા અને સાતમા ભાવમાં હોય તો શકટયોગ થાય છે.

બધા ગ્રહો ચોથા ને દશમા ભાવમાં હોય તો વિહંગયોગ (પક્ષિન્) થાય છે.

બધા ગ્રહો લગ્ન નવમા ને પાંચમા ભાવમાં હોય તો શૃંગાટક-યોગ થાય છે.

લગ્ન શિવાય ત્રિકોણ ઘરોમાં બધા ગ્રહો હોય તો હળયોગ થાય છે. તે ત્રણ પ્રકારના છે.

૧. બીજે, છઠ્ઠે, દશમે, સર્વે ગ્રહો હોય તો હળયોગ થાય.

૨. ત્રીજે, સાતમે, અગીયારમે, સર્વે ગ્રહો હોય તો હળયોગ થાય.

૩. ચોથે, આઠમે, બારમે, સર્વે ગ્રહો સમાયેલા હોય તો હળયોગ થાય છે એમ જ્યોતિર્વિદો કહે છે.

शकटाण्डजवच्छुभाशुभैर्वज्रन्तद्विपरीतगैर्यवः ॥
कमलं तु विमिश्रसंस्थितैर्वापी तद्यदि केन्द्रबाह्यतः ॥ १६९ ॥

૧૬૯. ભાવાર્થ—શુભ ગ્રહો પહેલા ને સાતમા ઘરમાં અને પાપ ગ્રહો ચોથા ને દશમા ઘરમાં હોય તો વજ્રયોગ થાય.

તેનાથી ઉલટી રીતે એટલે પાપ ગ્રહો પહેલા ને સાતમા ઘરમાં ને શુભ ગ્રહો ચોથા ને દશમા ઘરમાં હોય તો યવયોગ થાય.

શુભ અને પાપ ગ્રહો લગ્ને ચોથે સાતમે, ને દશમે મિશ્ર રહ્યા હોય તો કમળયોગ થાય છે.

બધા ગ્રહો કેન્દ્ર શિવાય પણફર કે આપોક્લિમમાં બેઠા હોય તો વાપીયોગ થાય.

कण्टकादिप्रवृत्तैश्च चतुर्गृहगतैर्ग्रहैः ॥

यूपेषुशक्तिदण्डाख्या होराद्यैः कण्टकैः क्रमात् ॥ १७० ॥

૧૭૦. ભાવાર્થ—યૂપયોગ લગ્ને, બીજે, ત્રીજે અને ચોથે ભાવે બધા ગ્રહો હોય તો યૂપયોગ થામ.

શરયોગ—ચોથે, પાંચમે, છઠ્ઠે અને સાતમે ભાવે બધા ગ્રહો હોય તો શરયોગ થાય.

શક્તિયોગ—સાતમે, આઠમે, નવમે અને દશમે ભાવે બધા ગ્રહો હોય તો શક્તિયોગ થાય.

દંડયોગ—દશમે, અગીયારમે, બારમે, અને પહેલે ભાવે બધા ગ્રહો હોય તો દંડયોગ થાય.

नौकूटछत्रचापानि तद्वत्सप्तर्क्षसंस्थितैः ॥

अर्धचन्द्रस्तु नावाद्यैः प्रोक्तस्त्वन्यर्क्षसंस्थितैः ॥ १७१ ॥

૧૭૧. ભાવાર્થ—નૌકાયોગ—લગ્નથી અનુક્રમે સાત ઘરમાં બધા ગ્રહો હોય તો નૌકાયોગ થાય.

કૂટયોગ—ચોથા સ્થાનથી અનુક્રમે સાત ઘરમાં બધા ગ્રહો હોય તો કૂટયોગ થાય.

છત્રયોગ—સાતમા સ્થાનથી અનુક્રમે સાત ઘરમાં બધા ગ્રહો હોય તો છત્રયોગ થાય છે.

ચાપયોગ—દશમા સ્થાનથી અનુક્રમે સાત ઘરમાં બધા ગ્રહો હોય તો ચાપયોગ થાય છે.

પણફર કે આપોકિલમથી સાત ઘરમાં બધા ગ્રહો હોય તો અર્ધ-ચંદ્રયોગ થાય.

તે નીચે પ્રમાણે ૮ પ્રકારે થાય છે.

૧. બીજા ભાવથી આરંભીને અનુક્રમે આઠમા ભાવ સુધીમાં સર્વ ગ્રહો હોય તો અર્ધચંદ્રયોગ થાય.

૨. ત્રીજાથી નવમા ભાવ સુધીમાં હોય તો અર્ધચંદ્રયોગ થાય.

૩. પાંચમાથી અગીઆરમા ભાવ સુધીમાં હોય તો,

૪. છઠ્ઠાથી બારમા ભાવ સુધીમાં હોય તો,

૫. આઠમાથી બીજા ભાવ સુધીમાં હોય તો,

૬. નવમાથી ત્રીજા ભાવ સુધીમાં હોય તો,

૭. અગીયારમાથી પાંચમા ભાવ સુધીમાં હોય તો,

૮. બારમાથી છઠ્ઠા ભાવ સુધીમાં હોય તો,

एकान्तरगतैरर्थात्समुद्रः षड्ग्रहाश्रितैः ॥
विलग्नादिस्थितैश्चक्रमित्याकृतिजसङ्ग्रहः ॥ १७२ ॥

૧૭૨. ભાવાર્થ—સાત ગ્રહો બીજા ભાવથી છ ભાવમાં બેઠા હોય, અને સર્વે એક બીજાથી એક એક ઘર છોડી રહ્યા (એટલે ૨,૪,૬,૮,૧૦,૧૨ ભાવોમાં.) હોય તો સમુદ્રયોગ થાય છે.

ગ્રહો લગ્નથી છ ભાવમાં એક બીજાથી એક એક ઘર છોડી [ એટલે ૧,૩,૫,૭,૯,૧૧ ભાવોમાં] રહ્યા હોય તો ચક્રયોગ થાય છે. એ પ્રમાણે આકૃતિયોગો છે. સંખ્યાયોગો નીચે પ્રમાણે છે.

संख्यायोगाः सप्तसप्तर्क्षसंस्थैरेकापायाद्वल्लकीदामपाशाः ॥
केदाराख्यः शूलयोगो युगञ्च गोलश्चान्यान्पूर्वमुक्तान्विहाय ॥१७३॥

૧૭૩. ભાવાર્થ—વીણાયોગ-સાત સ્થાનમાં સર્વે ગ્રહો હોય તો વીણાયોગ થાય.

દામિનિયોગ-છ સ્થાનમાં બધા ગ્રહો હોય તો દામિનીયોગ થાય.

પાશયોગ—પાંચ સ્થાનમાં બધા ગ્રહો હોય તો પાશયોગ થાય.

કેદારયોગ—ચાર સ્થાનમાં બધા ગ્રહો બેઠા હોય તો કેદારયોગ થાય.

શૂળયોગ—ત્રણ સ્થાનમાં બધા ગ્રહો બેઠા હોય તો શૂળયોગ થાય.

યુગયોગ—બે સ્થાનમાં બધા ગ્રહો બેઠા હોય તો યુગયોગ થાય.

ગોલયોગ—એક સ્થાનમાં બધા ગ્રહો બેઠા હોય તો ગોલયોગ થાય.
ઉપરના સાત યોગોને સંખ્યાયોગો કહે છે.

*પૂર્વ કહેલા યોગો ન થતા હોય તો આ યોગ થયેલા જાણવા:

ईर्ष्युर्विदेशनिरतोऽध्वरुचिश्च रज्वां
मानी धनी च मुसले बहुकृत्यसक्तः ॥
व्यङ्गस्थिराढ्यनिपुणो नलजः स्रगुत्थो
भोगान्वितो भुजगजो बहुदुःखभाक् स्यात् ॥१७४॥

૧૭૪. ભાવાર્થ—રજ્જુયોગમાં જન્મેલો માણસ અદેખાઈ કરનાર, પરદેશમાં પ્રીતિવાળો, મુસાફરીનો શોખીન થાય.

મુસલયોગમાં જન્મેલો માનવાળો, ધનવાન, ને ઘણા કામોમાં રોકાયેલો થાય.

નલયોગમાં જન્મેલો શરીરમાં ખોડવાળો, દ્દઢ ઠરાવવાળો ને હુંશિયાર થાય.

---

* ઉપર બતાવેલા બત્રીસ યોગોમાંના પહેલા ત્રણ યોગોને આશ્રયયોગ કહે છે, ને તે પછીના બે યોગોને દલયોગ કહે છે, અને તે પછી વીશ યોગને આકૃતિયોગ કહે છે, અને બાકીના સાત યોગને સંખ્યાયોગ કહે છે.

દલ અને આકૃતિયોગ એકજ વખતે બનતા નથી, તેમજ દલ અને આશ્રયયોગ પણ એક વખત થતા નથી.

પણ દલ અને સખ્યાયોગ એકજ વખતે બને છે.

જ્યારે કોઈ પણ કુંડળીમાં દલને સખ્યાયોગ સાથે થાય, ત્યારે સખ્યાયોગનું ફળ મળશે નહિ. ફક્ત દલયોગનુંજ ફળ મળશે એમ જાણવું.

આકૃતિ અને આશ્રયયોગ એકજ વખતે ઉત્પન્ન થાય છે, અને એ બે યોગો સાથે થયા હોય ત્યારે આશ્રયયોગનું ફળ નહિ મળતાં આકૃતિયોગનું ફળ મળે છે.

આકૃતિ ને સંખ્યાયોગ પણ એકજ વખતે થાય છે, માટે તે વખતે આકૃતિયોગનુંજ ફળ મળે છે, તેમજ આશ્રયયોગની સાથે પણ સખ્યાયોગ થાય છે. તો સંખ્યાયોગ ઉપલા યોગોમાં સમાઈ જાય છે, માટે તે વખતે સંખ્યાયોગનું ફળ બીલકુલ મળતું નથી અને બીજા થયેલા યોગનું ફળ મળશે; તેમજ એક કરતાં વધારે નાભસયોગો જે કુંડળીમાં થયા હોય તો તેમાંથી વધારે બળવાન યોગ હોય તેનુંજ ફળ મળશે. બાકીના યોગોનું મળશે નહિ. નાભસયોગ ઉપજાવનાર ગ્રહની મહાદશા અન્તર્દશામાં તે યોગનું ફળ મળશે એમ જાણવું.

સ્રક્ (માળા) યોગમાં જન્મેલો ભોગ ભોગવનાર થાય.
સર્પયોગમાં જન્મેલો બહુ દુઃખ ભોગવનાર થાય.

यज्वार्थभाक् सततमर्थरुचिर्गदायाम्
तद्वृत्तिभुक् शकटजः सरुजः कुदारः ॥
दूतोऽटनः कलहकृद्विहगे मदिष्टः
शृङ्गाटके चिरसुखी कृषिकृद्धलाख्ये ॥ १७५ ॥

૧૭૫ ભાવાર્થ—ગદાયોગમાં જન્મેલો યત્ન કરનાર, પૈસાવાળો, હમેશાં પૈસા મેળવવામાં પ્રીતિ રાખનાર થાય.

શકટયોગમાં જન્મેલો ગાડુ હાંકી પોતાની વૃત્તિ ચલાવનાર રોગી, ખરાબ સ્ત્રીવાળો થાય.

વિહગયોગમાં જન્મેલો ચાકર, ફરનાર, કજીઆ કરનાર થાય.
શૃઙ્ગાટકયોગમાં જન્મેલો પાછલી અવસ્થામાં સુખી થાય.
હળયોગમાં જન્મેલો ખેતીવાડી કરનાર થાય.

वज्रेन्त्यपूर्वसुखितः सुभगोऽतिशूरो
वीर्यान्वितोऽप्यशु यवे सुखितो वयोन्तः ॥
विख्यातकीर्त्यमितसौख्यगुणश्च पद्मे
वाप्यां तनुस्थिरसुखो निधिकृन्न दाता ॥ १७६ ॥

૧૭૬. ભાવાર્થ—વજ્રયોગમાં જન્મેલો પહેલી અને છેલ્લી અવસ્થામાં સુખી, સુંદર, શૂરવીર થાય.

યવયોગમાં જન્મેલો માણસ બહાદુર, મધ્ય અવસ્થામાં સુખી થાય.
કમળયોગમાં જન્મેલો પ્રસિદ્ધ કીર્તિવાળો, બહુ સુખી, ગુણવાન થાય
વાપીયોગમાં જન્મેલો શરીરનું સ્થિર સુખ ભોગવનાર, પૈસાનો ભંડાર કરનાર, કોઇને નહિ આપનારો થાય.

त्यागात्मवान् क्रतुवरैर्यजत च यूपे
हिंस्रोऽथ गुप्त्यधिकृतः शरकृच्छराख्ये ॥
नीचोऽलसः सुखधनैर्वियुतश्च शक्तौ
दण्डे प्रियैर्विरहितः पुरुषोऽन्त्यवृत्तिः ॥ १७७ ॥

૧૭૭. ભાવાર્થ—સુપયોગમાં જન્મેલો દાન આપનાર, પોતાના હાથે પેદા કરનાર, મોટા યત્ન કરનારો થાય.

શરયોગમાં બહુ ઘાતકી સ્વભાવનો, બંધીખાનામાં રહી બાણ બનાવનાર થાય.

શક્તિયોગમાં નીચ, આળસુ, સુખ અને ધનરહિત થાય.

દંડયોગમાં ગુલામગીરી કરનારો, સ્ત્રી, પુત્ર વિગેરે વ્હાલાંથી રહિત થાય.

छत्रे चाद्यन्तसौख्यातुलधनबलवान्नौभवस्तोयजीवी
चक्रे राजा यशस्वी जलधिभवनरस्तोयवृत्तिः क्षितीशः ॥
अर्धेन्दौ भोगशाली गिरिविपिनचरः क्रूरकर्मा च कूटे
चापे जाता मनुष्या यदि गहनचराश्चोरनिष्ठा निकृष्टाः ॥१७८॥

૧૭૮. ભાવાર્થ—છત્રયોગમાં જન્મેલો પહેલી અને છેલ્લી અવસ્થામાં સુખી, બહુ ધનવાન, બળવાન થાય.

નૌયોગમાં જન્મેલો પાણીમાં રહી આજીવિકા ચલાવનાર થાય.

ચક્રયોગમાં રાજા, પ્રસિદ્ધ યશવાળો થાય.

સમુદ્રયોગમાં પાણીમાં રહી આજીવિકા ચલાવનાર, રાજા થાય.

અર્ધ ચંદ્રયોગમાં જન્મેલો મોજશોખવાળો થાય.

કૂટયોગમાં બહુ પહાડો ને જંગલોમાં ફરનારો, ખરાબ કામ કરનારો થાય.

ચાપયોગમાં જન્મેલો ચોરી કરનારા, ખરાબ જગ્યોએ ફરનારા લોકોથી ધીક્કાર પામનારા થાય છે.

वीणायां सकलक्रियासु निपुणः सङ्गीतनृत्यप्रियो
दामिन्यामुपकारकृत्पटुमतिः मल्यातविद्याधनी ॥
पाशे शीलधनार्जनेऽतिचतुरो वाचालकः पुत्रवान्
केदारे कृषिवित्तवानलसधीर्नृपकारी भवेत् ॥ १७९ ॥

૧૭૯. ભાવાર્થ—વિણાયોગમાં જન્મેલો દરેક કામમાં હુંશિયાર, સંગીત (ગાયન) અને નાચમાં પ્રેમ રાખનાર થાય

દામિનિયોગમાં જન્મેલો ઉપકાર કરનાર, ચપળ બુદ્ધિવાળો, પ્રસિદ્ધ, વિદ્યાવાળો, ધનવાન થાય.

પાશયોગમાં સારૂં જ્ઞાન અને ધન મેળવવામાં ચતુર, બહુ બોલનાર, પુત્રોવાળો થાય.

કેદારયોગમાં ખેતીનો ધંધો કરનારો, ધનવાન, ધીમી બુદ્ધિવાળો, પોતાના ભાઇઓ ઉપર ઉપકાર કરનાર થાય.

शूले कोपरसान्वितो धनरुचिः शूरः क्षतो निर्धनी
भिक्षाशी युगयोगजोऽतिचपलः पापण्डको मद्यपः ॥
गोले निर्धनिकोऽलसोऽटनपरः स्वल्पायुरज्ञानधीः
द्वात्रिंशत्कथिता वराहमिहिराचार्येण योगा इमे ॥ १८० ॥

૧૮૦. ભાવાર્થ-શૂળયોગમાં જન્મેલો બહુ ક્રોધી, પૈસામાં પ્રીતિવાળો, લડાઈમાં ઘા ખમવા છતાં શૂરવીરતાવાળો, ને નિર્ધન થાય.

યુગયોગમાં ભીખ માગી ખાનારો, બહુ વિંહ્વલ, બહુ દારૂ પીનારો, પાખંડી થાય.

ગોલયોગમાં જન્મેલો ધનરહિત, આળસુ, ભટકનાર, થોડા આયુષ્યવાળો, ને અજ્ઞાની થાય. એવી રીતે ૩૨ યોગો વરાહમીહરાચાર્યે કહેલ છે.

भूपालयोगरुचपञ्चकभास्कराद्याः
केमद्रुमाधमसमग्रहमालिकाश्च ॥
लक्ष्मीहरीशविधिकाहलनाभसाद्याः
सूर्यादिदेवकृपया परिकीर्तितास्ते ॥ १८१ ॥

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते
राजयोगाध्यायः सप्तमः ॥

૧૮૧. ભાવાર્થ—રાજ્યયોગ, રૂચકાદિ પાંચયોગ, ભાસ્કરાદિયોગ, કેમદ્રુમ, અધમ, સમ, ગ્રહમાલિકા, લક્ષ્મીયોગ, હરિહર બ્રહ્મયોગ, કાહલયોગ, અને નાભસાદિ બીજા યોગો સૂર્ય વિગેરે દેવની કૃપા વડે કહ્યા છે.

એ પ્રમાણે નવગ્રહોની કૃપાથી વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતનો રાજયોગાધ્યાય નામનો સાતમો અધ્યાય સમાપ્ત થયો.

खेडाप्रान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात चित्रुऽध्यायोगजोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી સાતમો અધ્યાય સંપૂર્ણ કર્યો.





# જાતક પારિજાત.

## અધ્યાય ૮ મો.

### ग्रहाश्रयफलाध्यायः ॥

(બે અથવા વધારે ગ્રહો સાથે બેસવાથી અનુક્રમે થતાં ફળ.)

जातः स्त्रीवशगः क्रियासु निपुणश्चन्द्रान्विते भास्करे
तेजस्वी बलसत्ववाननृतवाक् पापी सभौमे रवौ ॥
विद्यारूपबलान्वितोऽस्थिरमतिः सौम्यान्विते पूषणि
श्रद्धाकर्मपरो नृपप्रियकरो भानौ सजीवे धनी ॥ १ ॥

### अथ द्विग्रहयोगः ॥ (બે ગ્રહો સાથે બેસવાથી થતું ફળ.)

૧. ભાવાર્થ—સૂ. ચં. સ્ત્રીને વશ થનાર, દરેક કામમાં હુંશિયાર થાય.
સૂ. મં. તેજસ્વી, બળવાન, પરાક્રમી, જુઠો, ને પાપી થાય.
સૂ. બુ. વિદ્વાન્, રૂપવાન, બળવાન, વિહ્વલ બુદ્ધિવાળો થાય.
સૂ. ગુ. શ્રદ્ધાવાન, રાજાનું ભલું કરનાર, ધનવાન થાય.

स्त्रीमूलार्जितवन्धुमाननियतः प्राज्ञः सशुक्रेऽरुणे
मन्दप्रायमतिः सपत्नवशगो मन्देन युक्ते रवौ ॥
शूरः सत्कुलधर्मवित्तगुणवानिन्दौ धराजान्विते
धर्मी शास्त्रपरो विचित्रगुणवान् चन्द्रे सताराम्रुते ॥ २ ॥

૨. ભાવાર્થ—સૂ. શુ. સ્ત્રીના સગા સંબંધીઓને માન આપનાર, બહુ બુદ્ધિશાળી થાય.
સૂ. શ. મંદ બુદ્ધિવાળો, શત્રુઓને વશ થનાર થાય.

ચં. મં. બહાદુર, સારા કુળવાળો, ધર્મવાળો, ગુણવાન થાય.
ચં. બુ. ધર્મવાળો, શાસ્ત્રમાં તત્પર, જુદા જુદા પ્રકારના ગુણ-
વાળો થાય.

जातः साधुजनाश्रयोतिमतिमानार्येण युक्ते विधौ
पापात्मा क्रयविक्रयेषु कुशलः शुक्रे सशीतद्युतौ ॥
कुस्त्रीकः पितृदूषको गतधनस्तारापतौ सार्कजे
वाग्मी चौपयशिल्पशास्त्रकुशलः सौम्यान्विते भूसुते ॥ ३ ॥

૩. ભાવાર્થ—ચં. ગુ. બહુ બુદ્ધિશાળી, સત્પુરૂષોનું પાલન કરનાર થાય.
ચં. શુ. પાપી, લેવડદેવડમાં કુશળ, થાય.
ચં. શ. ખરાબ સ્ત્રીવાળો, માબાપને ગાળો દેનાર, નિર્ધન થાય.
મં. બુ. ભાષણ કરનાર, આયુર્વેદ જાણનાર (વૈદ્ય) શીલ્પ શાસ્ત્રમાં
હુશીયાર થાય.

कामी पूज्यगुणान्वितो गणितविद् भौमे सदेवार्चिते
धातोर्वादरतः प्रपञ्चरसिको धूर्त्तः सभौमे भृगौ ॥
वादी गानविनोदविज्जडमतिः सौरेण युक्ते कुजे
वाग्मी रूपगुणान्वितोऽधिकधनी वाचस्पतौ सेन्दुजे ॥ ४ ॥

૪. ભાવાર્થ–મં. ગુ. ધર્માભિમાની, યશસ્વી, ગણીતશાસ્ત્રના જ્ઞાનવાળો થશે.
મં. શુ. ધાતુ અને રસાયણશાસ્ત્રને જાણનાર, લુચ્ચાઈ તથા
યુક્તિઓ રચવામાં પ્રવીણ ધુતારો થાય છે.
મં. શ. વાદ કરવામાં કુશળ, ગાયનના શોખવાળો, અને જડ
બુદ્ધિવાળો થાય છે.
બુ. ગુ. ભાષણ કરનાર, (બોલવામાં ચતુર) દેખાવડો, દરેકના
સાથે સ્નેહ રાખનાર, અને દ્રવ્યવાન થાય.

शास्त्री गानविनोदहास्यरसिकः शुक्रे सचन्द्रात्मजे
विद्यावित्तविशिष्टधर्मगुणवानर्कात्मजे सेन्दुजे ॥
तेजस्वी नृपतिप्रियोऽतिमतिमान् शूरः सशुक्रे गुरौ
शिल्पी मन्त्रिणि सार्कजे पशुपतिर्मल्लः सिते सासिते ॥ ५ ॥

૫. ભાવાર્થ—બુ. શુ. ગાવામાં કુશળ, શાસ્ત્ર જાણનાર, વિનોદ અને હાસ્યમાં રસિક થાય.

બુ. શ. વિદ્યાને દ્રવ્યથી યુક્ત, અને ધર્મવાળો, ને ગુણવાન્ થાય.

ગુ. શુ. તેજસ્વી, રાજાને ઘણોજ પ્રિય, (વાહાલો) ને અત્યન્ત બુદ્ધિમાન તથા શૂરવીર થાય.

ગુ. શ. શિલ્પશાસ્ત્રને જાણનાર, મંત્ર તંત્ર જાણનારો થાય છે.

શુ. શ. ઘણાજ ઢોર રાખનારો, અને પહેલવાન, ( કુસ્તી કરનારો થાય. )

त्रिग्रहयोगः ( ત્રિગ્રહયોગ. )

सूर्येन्दुक्षितिनन्दनैररिकुलध्वंसी धनी नीतिमान्
जातश्चन्द्ररवीन्दुजैर्नृपसमो विद्यायशस्वी भवेत् ॥
सोमार्कामरमन्त्रिभिर्गुणनिधिर्विद्वान् नृपालप्रियः
शुक्रार्केन्दुभिरन्यदारनिरतः क्रूरोऽरिभीतो धनी ॥ ६ ॥

૬. ભાવાર્થ—જો ત્રણ ગ્રહ એક સાથે બેઠેલા હોય તો તેનું અનુક્રમે ફળ.

સૂર્ય, ચંદ્ર, મંગળ.–સર્વ શત્રુનો નાશ કરનાર, પૈસાવાળો, નિતિમાન થાય.

સૂર્ય, ચંદ્ર, બુધ–રાજાની બરોબરી કરે તેવો, વિદ્યામાં કુશળ, યશ મેળવનારો થાય છે.

સૂર્ય, ચંદ્ર, ગુરૂ,–ઘણોજ ગુણવાન, રાજ્યમાં આબરૂવાળો, પૈસાવાળો, વિદ્યાવાન થાય છે.

સૂર્ય, ચંદ્ર, શુક્ર–પારકી સ્ત્રીમાં સ્નેહવાળો, ઘાતકી, પૈસાવાળો, શત્રુથી ભય પામનાર, થાય.

मन्देन्दुर्कसमागमे खलमतिर्मायी विदेशप्रियो
भास्वद्भूसुतबोधनैर्गतमुखः पुत्रार्थदारान्वितः ॥
जीवार्कावनिजैरतिप्रियकरो मन्त्री चमूपोऽथवा
भौमार्कासुरवन्दितैर्नयनरुक् भोगी कुलीनोऽर्थवान् ॥ ७ ॥

૭. ભાવાર્થ—સૂર્ય. ચંદ્ર. શનિ. લુચ્ચાઈ કરનાર, પ્રપંચ કરનારો, અને પરદેશ જવાને શોખીન થાય.

સૂર્ય, મંગળ, બુધ–સ્ત્રી, છોકરાં, પૈસાવાળો, પણ સુખ વિનાનો થાય છે.

સૂર્ય, મંગળ, ગુરૂ–સર્વ પ્રાણીને અત્યન્ત પ્રિય, કોઇ રાજ્યનો મંત્રી, અથવા કોઇ એક સેનાનો પતિ થાય.

સૂર્ય, મંગળ, શુક્ર–નેત્રના રોગવાળો, વિષયી (ભોગી), કુલીન (ભાયાળુ) પૈસાવાળો, થાય છે.

मन्दार्कावनिजै स्वबन्धुरहितो मूर्खो धनी रोगभाक्
इन्द्राचार्यरवीन्दुजैः पटुमतिर्विद्यायशोवित्तवान् ॥
भानुज्ञासुरपूजितैर्मृदुतनुर्विद्यायशस्वी सुखी
सौरादित्यबुधैर्विबन्धुरधनो द्वेषी दुराचारवान् ॥ ८ ॥

૮. ભાવાર્થ—સૂર્ય, મંગળ, શનિ–કુટુંબ વિનાનો (કુટુંબનો વિસ્તાર નહીં) મૂર્ખ પૈસાવાળો, રોગથી પીડાતો રહે છે.

સૂર્ય, બુધ, ગુરૂ–સારી બુદ્ધિવાળો (ઘણોજ હોંશિયાર) વિદ્વાન તથા ધનવાન, પ્રખ્યાત થાય.

સૂર્ય, બુધ, શુક્ર–ઘણાજ કોમળ શરીરવાળો, વિદ્વાન્ યશસ્વી અને હમેશાં સુખી થાય.

સૂર્ય, બુધ, શનિ–બન્ધુથી રહિત, નિર્ધન, દ્વેષી ને દુરાચારી થાય.

जीवादित्यसितैः सदारतनयः प्राज्ञोऽक्षिरुग्वित्तवान्
मन्देन्द्रार्चितभानुभिर्गतभयो राजप्रियः सात्विकः ॥
जातो भानुसितासितैः कुचरितो गर्वाभिमानान्वितो
चन्द्रारेन्दुसुतैः सदाशनपरो दुष्कर्मकृद्रूपकः ॥ ९ ॥

૯. ભાવાર્થ—સૂર્ય, ગુરૂ, શુક્ર–બુદ્ધિમાન્, સ્ત્રી, તથા પુત્રવાળો, ધનવાન અને નેત્રના રોગવાળો થાય છે.

સૂર્ય, ગુરૂ, શનિ–ભય વિનાનો, રાજ્ય દરબારમાં માનીતો, અને શાન્ત મનનો હોય છે.

સૂર્ય, શુક્ર, શનિ–દુષ્ટ, ગર્વવાળો અને અભિમાની થાય.

ચંદ્ર, મંગળ, બુધ–ખાવામાં અત્યન્ત પ્રીતિવાળો, દુષ્ટ કર્મ કરનાર, અને નીચ થાય છે.

जीवेन्दुक्षितिजैः सरोषवचनः कामातुरो रूपवान्
इन्दुक्ष्माजसितैर्विशीलतनयः सञ्चारशीलो भवेत् ॥
तारेशार्कजभूसुतैश्चलमतिर्दुष्टात्मको मातृहा
जीवेन्दुज्ञसमागमे बहुधनख्यातोऽवनीशप्रियः ॥ १० ॥

૧૦. ભાવાર્થ—ચંદ્ર, મંગળ, ગુરૂ–કઠોર વચન બોલનાર, વિષયી, અને રૂપવાન થાય છે.

ચંદ્ર, મંગળ, શુક્ર–ખરાબ છોકરાવાળો, સારા ગુણથી યુક્ત હોય છે.

ચંદ્ર, મંગળ, શનિ–અત્યન્ત ચંચળ, દુષ્ટ વિચારવાળો, માતાને હણનારો થાય.

ચંદ્ર, બુધ, ગુરૂ–ઘણાજ પૈસાવાળો, પ્રખ્યાત, તેમજ રાજાનો માનીતો થાય છે.

विद्यावानपि नीचकर्मनिरतः सेव्यः सितज्ञेन्दुभिः
त्यागी भूपतिपूजितश्च गुणवानिन्दुज्ञतिग्मांशुजैः ॥
प्राज्ञः साधुसुतः कलासु निपुणः शुक्रेन्दुदेवार्चितैः
शास्त्री वृद्धवधूरतो नृपसमो वाचस्पतीन्द्वर्कजैः ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—ચંદ્ર, બુધ, શુક્ર–ઘણીજ વિદ્યાવાળો, પણ દુષ્ટ કર્મ કરવામાં પ્રીતિવાળો અને સેવવા લાયક થાય છે.

ચંદ્ર, બુધ, શનિ–ઉદાર દીલનો, રાજાના તરફ માન્ય મળે તેવો અને ગુણવાળો થાય.

ચંદ્ર, ગુરૂ, શુક્ર–બુદ્ધિવાળો, સારા પુત્રવાળો, કળાઓમાં કુશળ હોય.

ચંદ્ર, ગુરૂ, શનિ–શાસ્ત્રોમાં નિપુણ, વૃદ્ધ સ્ત્રીમાં સ્નેહ કરનાર, રાજાના જેવો સુખી થાય છે.

वेदी राजपुरोहितोऽतिसुभगः शुक्रेन्दुचण्डांशुजैः
गान्धर्वश्रुतिकाव्यनाटकपरो जीवज्ञभूनन्दनैः ॥
हीनाङ्गः खलवंशजश्चलमतिः शुक्रारचन्द्रात्मजे
प्रेष्यः सामयलोचनोऽटनपरस्ताराजभौमासितैः ॥ १२ ॥

.૨. ભાવાર્થ—ચંદ્ર, શુક્ર, શનિ-વેદ જાણનાર, રાજાનો ગોર, અને સારો ભાગ્યવાન થાય.

મંગળ, બુધ, ગુરૂ-ગાયન વિદ્યામાં કુશળ, કવિતા બનાવનાર, તથા નવીન નાટકો રચનાર થાય છે.

મંગળ, બુધ, શુક્ર-કોઈ પણ શરીરના અવયમાં ખોડ વાળો, દુષ્ટને ત્યાં જન્મવાળો અને ચંચળ બુદ્ધિવાળો થાય.

મંગળ, બુધ, શનિ-હલકા ઉદ્યોગવાળો, આંખના રોગવાળો અને ભટકનાર થાય છે.

शुक्रारेन्द्रपुरोहितैर्नरपतेरिष्टः सुपुत्रः सुखी
जीवारार्कसुतैः कृशोऽसुखतनुर्मानी दुराचारवान् ॥
सौरारासुरपूजितैः कुतनयो नित्यं प्रवासान्वितः
शुक्रज्ञामरमन्त्रिभिर्जितरिपुः कीर्तिप्रतापान्वितः ॥ १३ ॥

૧૩. ભાવાર્થ—મંગળ, ગુરૂ, શુક્ર-રાજા સાથે સ્નેહવાળો, સારા પુત્રવાળો, અને સદા સુખી થાય.

મંગળ, ગુરૂ, શનિ-દુર્બળ શરીરવાળો, દુઃખી, અભિમાની, અને દુષ્ટ કર્મ કરનારો થાય.

મંગળ, શુક્ર, શનિ-પ્રજા ખરાબ થાય, ને સદા પરદેશમાં રહેવું પડે.

બુધ, ગુરૂ, શુક્ર—શત્રુને જીતનાર, અને કીર્તિવાળો, તથા પ્રતાપી થાય.

देवेज्येन्दुजभानुजैरतिसुखश्रीकः स्वदारप्रियो
मन्दज्ञासुरवन्दितैरनृतवाग्दुष्टोऽन्यजायारतः ॥
जातो जीवसितासितैरमलधीर्विख्यातसौख्यान्वित-
श्चन्द्रे पापयुते सदाल्पसुखवान् भानौ पितुस्तद्वदेत् ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—બુધ, ગુરૂ, શનિ-અત્યન્ત સુખી, ઘણાજ પૈસાવાળો, અને પોતાની સ્ત્રીનો ઘણોજ માનીતો થાય.

બુધ, શુક્ર, શનિ-જુઠું બોલનારો, દુષ્ટ કામ કરનારો અને પારકી સ્ત્રી સાથે સ્નેહ કરનારો થાય.

ગુરૂ, શુક્ર, શનિ-ઘણોજ બુદ્ધિમાન, સારી પ્રસિદ્ધિને પામેલો, અને સારૂ સુખ ભોગવનારો થાય છે,

જ્યારે ચંદ્ર પાપગ્રહના સાથે હોય તો તેના સુખ શાન્તિનો નાશ કરે છે અને સૂર્ય પાપ ગ્રહો સાથે હોય તો તેના પીતા તરફથી સુખનો નાશ થાય છે તેમ જ્યોતિર્વિદોનું કહેવું છે.

### चतुर्ग्रहयोगः ( ચારગ્રહયોગ. )

एकर्क्षगैरिनसुधाकरभूसुतज्ञै-
मायी प्रपञ्चकुशलो लिपिकश्च रोगी ॥
चन्द्रारभानुगुरुभिर्धनवान् यशस्वी
धीमान् नृपप्रियकरो गतशोकरोगः ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ–જાદુ વિગેરે પ્રપંચી વિદ્યા જાણનારો, લેખમાં કુશળ અને રોગી રહે.

સૂર્ય, ચંદ્ર મંગળ, ગુરૂ–પૈસાવાળો, આબરૂદાર, બુદ્ધિમાન્, રાજાનો માનિતો, શોક અને રોગ વિનાનો સદા રહે.

आरार्कचन्द्रभृगुजैः सुतदारसम्पद्
विद्वान् मिताशनसुखी निपुणः कृपालुः ॥
सूर्येन्दुभानुसुतभूमिसुतैरशान्त-
नेत्रोऽटनश्च कुलटापतिरर्थहीनः ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, શુક્ર–સ્ત્રી પ્રજા ને સમૃદ્ધિવાળો, વિદ્યાવાન્, અલ્પાહારિ, ( થોડું ખાનાર ) સુખી, બુદ્ધિમાન્ અને દયાવાન્ થાય છે.

સૂર્ય, ચંદ્ર, મંગળ, શનિ–તોફાનિ, શાન્તિ વિનાનો, નેત્રના દોષવાળો, ભટકનારો, ખરાબ સ્ત્રીવાળો અને પૈસા વિનાનો થાય છે.

तारासुतेन्दुरविमन्त्रिभिरिष्टपुत्र-
दारार्थवान् गुणयशोबलवानुदारः ॥
शुक्रेन्दुभानुदाशिजैर्विकलश्च वाग्मी
मन्देन्दुविद्दिनकरैरधनः कृतघ्नः ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, બુધ, ગુરૂ–પૈસા, સ્ત્રીથી સુખી, ગુણવાન્, યશસ્વી, બલીષ્ઠ, અને ઉદાર થાય છે.

સૂર્ય, ચંદ્ર, બુધ, શુક્ર—વિહ્હલ ને વાચાલ થાય છે.

સૂર્ય, ચંદ્ર, બુધ, શનિ—પૈસા વિનાનો, ને નઠારાં કામ કરનાર થાય છે.

तोयाटवीक्षितिचरोऽवनिपालपूज्यो
भोगी दिनेशतुहिनद्युतिजीवशुक्रैः ॥
जातो विशालनयनो बहुवित्तपुत्रो
वाराङ्गनापतिरिनेन्दुसुरेज्यमन्दैः ॥ १८ ॥

૧૮. સૂર્ય, ચંદ્ર, ગુરૂ, શુક્ર—પરદેશમાં દરીયાઈ મુસાફરી કરે, વળી જં- ગલમાં પણ મુસાફરી કરે, અને પોતાના સ્વામી રાજા તરફથી માન્ય મેળવે, અને સારૂં સુખ ભોગવે.

સૂર્ય, ચંદ્ર, ગુરૂ, શનિ—મોટી આંખોવાળો, ઘણાજ પુત્ર તથા પૈસાવાળો, અને વારાંગનાનો સ્વામી થાય.

मन्देन्दुभानुभृगुजैर्विबलोऽतिभीरुः
कन्याजनाश्रयधनाशनतत्परश्च ॥
आरारुणज्ञगुरुभिः सबलो विपन्नो
दारार्थवान् नयनरोगयुतोऽटनः स्यात् ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, શુક્ર, શનિ—નિર્બળ, અત્યન્ત બીકણ, કન્યા વિક્રય કરી તેના પૈસાથી સુખ ભોગવવાની ઇચ્છા રાખનારો થાય છે.

સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ—બળવાન, વૈભવવાળો, સ્ત્રી, પૈસાથી સુખી, આંખના રોગવાળો, અને ભટકનારો થાય છે.

रविकुजबुधशुक्रैरन्यदारानुरक्तो
विषमनयनवेषश्चोरधीर्वीतसत्त्वः ॥
दिनकरकुजतारासूनुमन्दैश्च भूपो
नरपतिसचिवो वा नीचकृद्योगशीलः ॥ २० ॥

૨૦. ભાવાર્થ—સૂર્ય, મંગળ, બુધ, શુક્ર—પર સ્ત્રીગમન કરનારો, ખરાબ આંખોવાળો, શરીરમાં બેડોળ દેખાતો, ચોરી કરનારો, અને ધનની ઇચ્છા રાખનાર થાય છે.

સૂર્ય, મંગળ, બુધ, શનિ-કોઈ રાજ્યનો સેનાપતિ થાય છે. અ-
થવા દીવાન, અથવા બીજો કોઈ સારો હોદ્દો ભોગવે,
પણ હલકી વૃત્તિમાં સુખ મેળવવાની ઇચ્છા રાખ-
નારો થાય છે.

सूर्यारार्यसितैर्महीपतिसमख्यातोऽतिपूज्यो धनी
जीवारार्किदिवाकरैर्गतधनो भ्रान्तः सुहृद्बन्धुमान् ॥
भूपुत्रार्कसितासितैः परिभवप्राप्तो विकर्माग्रणीः
शुक्रार्केन्दुजसूरिभिर्धनयशोमुख्यप्रधानो भवेत् ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—સૂર્ય, મંગળ, ગુરૂ, શુક્ર-રાજાના જેવી આબરૂવાળો, અને
લોકો-તેને માને તેવો, પૈસાવાળો થાય.

સૂર્ય, મંગળ, ગુરૂ, શનિ-પૈસાનો નાશ થાય. મન ભટકતું રહે.
પણ મિત્ર ને સ્નેહીઓ સારા મળે.

સૂર્ય, મંગળ, શુક્ર, શનિ-પરાજય પામે, અને દુષ્ટ કર્મ કરવામાં
અગ્રેસર થાય.

સૂર્ય, બુધ, ગુરૂ, શુક્ર-પૈસાવાળો, યશ મેળવનાર, પોતાની
જ્ઞાતિમાં સલાહકાર તરીકે મુખ્ય માણસ ગણાય.

जीवार्कित्तदिवाकरैः कलहकृन्मानी दुराचारवान्
मन्दज्ञारुणभार्गवैः सुवदनः सत्यव्रताचारवान् ॥
अर्कार्यार्किसितैः कलासु निपुणो नीचप्रभुः साहसी
जीवेन्दुज्ञकुजैर्नृपप्रियकरो मन्त्री कविः क्ष्मापतिः ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—સૂર્ય, બુધ, ગુરૂ, શનિ-ક્લેશ કરતાર, અહંકાર કરનારો,
ખરાબ આચરણવાળો થાય છે.

સૂર્ય, બુધ, શુક્ર, શનિ-સારા મુખવાળો, પોતાના ધર્મમાં સુસ્ત,
અને સારાં કાર્ય કરનારો થાય છે.

સૂર્ય, ગુરૂ, શુક્ર, શનિ-અનેક કળામાં હુંશિયાર, હલકા મા-
ણસોનું ઉપરિપણું કરનાર, ને સાહસ (વગર વિચા-
રથી) કામ કરે તેવો થાય છે.

ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ-રાજાને વહાલો, અથવા મંત્રી, કવિતાઓ રચનાર, અથવા પૃથ્વિપતિ થાય છે.

चन्द्रारज्ञसितैः सुदारतनयः माज्ञो विरूपः सुखी
मन्दारेन्दुबुधैर्द्विमातृपितृकः शूरो बहुस्त्रीसुतः ॥
चन्द्रारार्यसितैरधर्मकुशलो निद्रालुरर्थातुरो
जीवारार्किनिशाकरैः स्थिरमतिः शूरः सुखी पण्डितः ॥२३॥

૨૩. ભાવાર્થ—ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર-સ્ત્રી તથા છોકરાંથી સુખી, બુદ્ધિમાન્, શરીરને બેડોળ, અને સંસારમાં સુખી થાય.

ચંદ્ર, મંગળ, બુધ, શનિ-બે માતા ને બે બાપવાળો, શુરવીર, અનેક સ્ત્રી ને પુત્રવાળો થાય.

ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર-અધર્મમાં કુશળ, અત્યંત નિદ્રાવાળો, અને પૈસાની ઇચ્છા રાખનારો થાય છે.

ચંદ્ર, મંગળ, ગુરૂ, શનિ-દ્દઢ મનવાળો, શૂરવીર ને સુખી, વિદ્વાન્ થાય છે.

शुक्रज्ञेन्दुसुरार्चितैः सबधिरो विद्वान् यशस्वी धनी
चन्द्रार्किज्ञसुरार्चितैरतिधनी बन्धुप्रियो धार्मिकः ॥
शीतांशुज्ञसितासितैर्बहुजनद्वेषी परस्त्रीपति-
र्जीवेन्द्वर्कजभार्गवैर्गतसुखः श्रद्धादयावर्जितः ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર-બહેરો, વિદ્વાન્, યશવાળો અને પૈસાવાળો થાય છે.

ચંદ્ર, બુધ, ગુરૂ શનિ-ઘણાજ પૈસાવાળો, સગાંવહાલાં ઉપર સ્નેહ રાખનારો ને ધર્મમાં તત્પર હોય.

ચંદ્ર, બુધ, શુક્ર શનિ-ઘણા માણુસો સાથે દ્વેષ કરનારો, અને પરસ્ત્રીનો પતિ થાય.

ચંદ્ર, ગુરૂ, શુક્ર, શનિ-સુખ વિનાનો, દયા વિનાનો અને શ્રદ્ધા વિનાનો થાય છે.

कुजबुधगुरुशुक्रैरर्थवान्निन्दितः स्यात्
बुधगुरुशनिभौमैः सामयो वित्तहीनः ॥

गुरुसितशनिसौम्यैरेकगेहोपयातै-
रतिशयधनविद्याशीलमेति प्रजातः ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—મંગળ, બુધ, ગુરૂ, શુક્ર-ઘણાજ પૈસાવાળો અને નિન્દવાલાયક થાય છે.

મંગળ, બુધ, ગુરૂ, શનિ-શરીરે સાજો માંદો (રોગી) અને પૈસા વિનાનો રહે છે.

બુધ, ગુરૂ, શુક્ર, શનિ-અત્યન્ત પૈસા, વિદ્યા અને ગુણવાળો થાય છે.

पञ्चग्रहयोगः ॥ ( પંચગ્રહયોગ. )

एकर्क्षगैरिनशशिक्षितिजज्ञजीवै-
र्जातस्तु युद्धकुशलः पिशुनः समर्थः ॥
शुक्रारभानुबुधशीतकरैर्विधर्म-
श्रद्धालुरन्यजनकार्यपरो विबन्धुः ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ-યુદ્ધને વિશે કુશળ થાય, અનેક બાતમી આપનારો ને મહા સમર્થ થાય છે.

સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર-બહુ ધર્મવાળો, શ્રદ્ધાવાળો, માણસોના કાર્ય કરનારો, અને બન્ધુ વિનાનો થાય.

भूनन्दनेन्दुरविमन्दपुरन्दरेड्यैराशालुरिष्टरमणीविरहाभिभूतः ॥
चन्द्रारभानुशशिसूनुदिनेशपुत्रैरल्पायुरर्जनपरो विकलत्रपुत्रः ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, ગુરૂ શનિ-કોઇ માણસ ઉપર આશા રાખવાવાળો, અને ઇચ્છિત સ્ત્રીના વિયોગથી દુઃખ પામે તેવો થાય છે.

સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, શનિ-ટુંકિ આયુષ્યવાળો, પૈસો મેળવવામાં તત્પર, ને સ્ત્રી તથા પ્રજા વિનાનો ને આંખ વિનાનો થાય.

जीवेन्दुभौमसितभानुभिराततायी त्यक्तः स्वमातृपितृबन्धुजनैरनेत्रः ॥
मन्देन्दुशुक्रविभूमिसुतैर्विनामवित्तप्रभावकुशलो मलिनोऽन्यदारः २८

૨૮. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર–પાપી કામ કરનારો, માતા-પિતા, બંધુઓએ જેનો ત્યાગ કર્યો છે તેવો, ને નેત્ર વિનાનો હોય.

સૂર્ય, ચંદ્ર, મંગળ, શુક્ર, શનિ–પોતાનું નામ પ્રસિદ્ધ કરે, પૈસા તથા પોતાની આબરૂ સંભાળવામાં કુશળ, મલિન, અને પર સ્ત્રીલંપટ થાય છે.

तारेशभानुगुरुबोधनदानवेज्यैर्मन्त्री धनी निजयशोबलदण्डनाथः ॥
भास्वद्बुधेन्दुगुरुभानुसुतैः परान्नभोजी सुभीरुरतिपापरतोग्रवृत्तिः ॥२९॥

૨૯. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર–મંત્રિ થાય, પૈસા મેળવે, પોતાના યશને ને બળવડે ગુન્હેગારોને યોગ્ય શિક્ષા કરનારો થાય.

સૂર્ય, ચંદ્ર, બુધ, ગુરૂ, શનિ–પારકું અન્ન ખાવાને ઇચ્છા રાખનારો, ઘણોજ બીકણ, દુષ્ટ કાર્ય કરવામાં પ્રીતીવાળો ને કઠોર સ્વભાવનો થાય છે.

सौम्यासितेन्दुसितभानुभिरर्थहीनो दीर्घाकृतिर्गतसुतो बहुरोगगात्रः ॥
जीवेन्दुशुक्ररविभानुसुतैः सदारो वाग्मीन्द्रजालचतुरो विभयः सशत्रुः ॥३०॥

૩૦. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, બુધ, શુક્ર, શનિ–પૈસા વિનાનો, લાંબી શરીરની આકૃતિવાળો, પુત્ર વિનાનો અને ઘણા રોગથી શરીરે પીડા પામનારો થાય છે.

સૂર્ય, ચંદ્ર, ગુરૂ, શુક્ર શનિ–સ્ત્રીવાળો, ભાષણ કર્તા, (બોલવામાં ચતુર) જાદુ વિદ્યામાં કુશળ, ભયવિનાનો, ને શત્રુવાળો થાય છે.

शुक्रारभानुगुरुचन्द्रसुतैर्विशोकः
सेनातुरङ्गपतिरन्यवधूविलोलः ॥
भूसूनुजीवरविबोधनभानुपुत्रै-
र्भिक्षाशनो मलिनजीर्णनराम्बरः स्यात् ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ, શનિ–શોક વિનાનો, સેના ઘોડાના સ્વામી તરીકે રહે, અને પરસ્ત્રી સંબંધમાં ચપળ થાય.

સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ, શનિ–ભીક્ષા માગીને ખાનારો, ઘણોજ ગંદો ને

ફાટયાં તુટયાં વસ્ત્ર પહેરનાર થાય છે.

पूज्यः कलासु निपुणो वधवन्धनाढ्यो
रोगी सितासितगुरुज्ञधराकुमारैः ॥
श्रेष्ठोऽतिदुःखभयरोगयुतः क्षुधार्त्तः
शन्यारबोधनविकर्तनदानवेज्यैः ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ–પુજવા લાયક, કળાઓમાં કુશળ, વધ કરવામાં અને બન્ધન થવામાં સામેલ, અને રોગી હોય છે.

સૂર્ય, મંગળ, બુધ, શુક્ર, શનિ–ઊંચિ પદવીને પામે તેવો, અત્યન્ત દુઃખ, રોગ ને ભયવાળો, અને ભુખથી પીડા પામે તેવો થાય છે.

प्रेष्योऽधनो मलिनवेषयुतोऽतिमूर्ख-
श्चोरः कुजेन्दुगुरुशुक्रदिनेशपुत्रैः ॥
यन्त्रक्रियामुरतधातुवलप्रसिद्ध-
कर्मा गुरुज्ञशनिभानुवसुन्धराजैः ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર, શનિ–હલકાં કામ કરનારો, પૈસા વિનાનો, ગંદાં કપડાં પહેરનારો, ને અત્યન્ત મૂર્ખ અને ચોર થાય છે.

સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ, શનિ–યંત્રકળામાં હોંશીયાર ને શરીરમાં બળવાન અને પ્રસિદ્ધ કામ કરનાર થાય છે.

ज्ञानी सदेवगुरुसम्मतधर्मशीलः
शास्त्री दिनेशगुरुशुक्रशनीन्दुपुत्रैः ॥
साधुः सुखी बहुधनः प्रवलश्च विद्वान्
इन्दुज्ञदेवगुरुदानवपूजितारैः ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—સૂર્ય, બુધ, ગુરૂ, શુક્ર, શનિ–સારા જ્ઞાનવાળો, દેવ તથા ગુરૂને માનવાવાળો, અને ધર્મિષ્ટ અને શાસ્ત્ર સારી રીતે જાણનારો થાય છે.

ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર–ઘણા ગુણવાળો, સુખી, ઘણા પૈસાવાળો, અત્યન્ત બળવાન્ ને વિદ્વાન થાય છે.

पञ्चग्रहैरेकगृहोपयातैश्चन्द्रज्ञजीवासुरवन्द्यमन्दैः ॥
सर्वत्र पूज्यो विकलेक्षणश्च महीपतुल्यः सचिवोऽथवा स्यात् ॥३५॥

૩૫. ભાવાર્થ—ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર, શનિ-હરેક જગોથી માન્ય પામે તેવો, ચપળ દૃષ્ટિવાળો, એક રાજાના સરખો, અથવા તો દિવાન તરિકે હોદ્દો ભોગવે છે.

॥ अथ षड्ग्रहयोगः ॥ (અથ ષડ્ગ્રહયોગ.)

सूर्येन्द्वारबुधामरेज्यभृगुजैरेकर्क्षगैस्तीर्थकृत्
जातोऽरण्यगिरिप्रदेशनिलयः स्त्रीपुत्रवित्तान्वितः ॥
शुक्रेन्द्वर्कबुधामरेज्यदिनकृत्पुत्रैः शिरोरोगवान्
उन्मादप्रकृतिश्च निर्जनधरावासो विदेशं गतः ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર-યાત્રા કરે છે, વનમાં અને ડુંગરાની વચ્ચેની જમીનપર રહેનારો થાય છે; તેમજ સ્ત્રી પુત્ર ને પૈસાવાળો હોય છે.

સૂર્ય, ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર, શનિ-મસ્તકના રોગવાળો, ઉન્મત્ત પ્રકૃતિનો, મનુષ્યો રહી ન શકે તેવા સ્થાનમાં રહેનારો અને પરદેશમાં ગમન કરનારો નિવડે છે.

जीवज्ञारुणभूमिजासितसितैः सञ्चारशीलः सुधीः
इन्दुज्ञारसितार्किदेवगुरुभिस्तीर्थाटनः स्याद्व्रती ॥
जीवारेन्दुरवीन्दुजारुणसुतैश्चोरः परस्त्रीरतः
कुष्ठी बान्धववर्जितो गतसुतो मूर्खो विदेशं गतः ॥३७॥

૩૭. ભાવાર્થ—સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ-ફરવામાં પ્રીતિવાળો, ને સારી બુદ્ધિવાળો હોય છે.

ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ-યાત્રાઓ કરનાર અને સત્કાર્યમાં સામેલ થાય છે.

સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શનિ-ચોર, પરસ્ત્રીમાં પ્રીતિવાળો, કોઢના રોગવાળો, ભાઈઓએ જેનો ત્યાગ કર્યો છે તેવો પુત્ર વિનાનો, મૂર્ખ ને પરદેશમાં ફરનારો થાય.

नीचोऽन्यकर्मनिरतः क्षयपीनसार्तो
निन्द्यो महीसुतरवीन्दुसितासितज्ञैः ॥
मन्त्रीकलत्रधननन्दनमोदहीनः
शान्तः सितासितकुजारुणजीवचन्द्रैः ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર, શનિ–નીચ, નહી કરવા યોગ્ય એવાં કર્મોમાં પ્રીતિવાળો, ક્ષય તથા નાસુરના રોગવાળો, અને લોકમાં નિન્દવા લાયક થાય છે.

સૂર્ય, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર, શનિ–કોઇ સ્થળે રાજાનો માનિતો થાય. પણ સ્ત્રી પૈસા ને છોકરાંથી હર્ષ વિનાનો હોય, છતાં શાન્ત પ્રકૃતિ વાળો થાય છે.

## ॥ मेषादिराशिस्थितग्रहफलम् ॥

## મેષાદિ ૧૨ રાશિઓમાં રહેલા ગ્રહોનું ફળ.

जातस्वल्पधनस्तु गानरसिको विद्याधनक्लेशधी-
रज्ञः सर्वकलारसज्ञचतुरो हैरण्यकः साहसी ॥
सम्पूज्यः क्रुवणिक् क्रियासु कुशलः पुत्रादिभाग्यच्युतः
श्रीमान् तोयकृषिक्रियादिभिरिने मेषादिराशिस्थिते ॥३९॥

### મેષ વિગેરે બાર રાશિમાં રહેલા સૂર્યનું અનુક્રમે ફળ.

૩૯. ભાવાર્થ—(૧) થોડા પૈસાવાળો, (૨) ગાયનમાં કુશળ, (૩) વિદ્યા ને પૈસાવાળો, ક્લેશ બુદ્ધિવાળો, (૪) બુદ્ધિથી રહિત, (૫) સર્વ કળાઓ જાણવામાં ચતુર, (૬) સોના સંબંધી ધંધો કરનાર, (૭) સાહસીક, (૮) દરેક જગ્યાએ માન પામનાર, (૯) થોડો ઘણો વેપાર કરનાર, ને જુઠો, (૧૦) દરેક કામમાં કુશળ, (૧૧) પુત્ર વિગેરે સમૃદ્ધિથી રહિત, અને (૧૨) મીન રાશિમાં સૂર્ય હોય તો ખેતી સંથા વિગેરે કામમાં કુશળ ને ધનવાન થાય છે.

स्वर्क्षे भूपकृषिक्रियाटनधनः शुक्रर्क्षगे कामधीः
सौम्यर्क्षे परिदीनवाक् कटकभे राजप्रियो वित्तवान् ॥

सिंहे भूमिसुते तु निर्भयधनो जैवे जितारिः सुखी
कुम्भे दुर्जनसेवितो मृगगते भूपोऽथवा तत्समः ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—મંગળ, મેષ, વૃશ્ચિક રાશિમાં હોય તો રાજા તરફથી, ખેતીથી, મુસાફરીથી, અથવા કોઈ ધંધાથી ધનવાળો થાય. વૃષભ, તુલા રાશિમાં હોય તો વિષય બુદ્ધિવાળો; મિથુન, કન્યા રાશિમાં હોય તો બહુ ગરીબ વચન બોલનાર; કર્ક રાશિમાં હોય તો રાજાને વ્હાલો, ધનવાન, સિંહ રાશિમાં હોય તો ભય વિનાનો, ધનવાન; મીન ધન રાશિમાં હોય તો શત્રુઓને જીતનાર, સુખી; કુંભરાશિમાં હોય તો ખરાબ મનુષ્યોથી સેવા કરાતો, અને મકર રાશિમાં મંગળ હોય તો રાજા અથવા રાજા જેવો થાય છે.

कौजे चन्द्रसुतेऽधनः सितगृहे विद्वान्नृयुग्मे सुखी
कर्किस्थे निज वित्तहा हरिगते जाते वधूनिर्जितः ॥
कन्यास्थे सगुणाकरो गतभयश्चापे नृपालप्रियो
मीनस्थे जितसेवकः शनिगृहे शिल्पी परप्रेष्यकः ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—બુધ, મેષ ને વૃશ્ચિકમાં નિર્ધન, વૃષભ તુલામાં વિદ્વાન્, મિથુનમાં સુખી, કર્ક રાશિમાં પોતાના ધનનો ખર્ચ કરનાર, સિંહ રાશિમાં સ્ત્રીથી નહિ જીતાયેલો, કન્યા રાશિમાં બહુ ગુણવાન, ને ભય વિનાનો, ધન રાશિમાં રાજાને વ્હાલો, મીન રાશિમાં નોકરને તાબે કરનાર, મકર, કુંભ રાશિમાં હુંશિયાર કારીગર અને બીજાની ચાકરી કરનાર થાય છે.

सेनावित्तसुताधिकः सुगुणवान् दाता कुजर्क्षे गुरौ
तेजस्वी सितभे परिच्छदसुहृत्तारासुतर्क्षे गते ॥
प्राज्ञः पुत्रधनश्च कर्किणि घटे भोगी यशस्वी हरौ
राजा राजसमोऽथवा निजगृहे नीचऽधनः क्लेशधीः ॥४२॥

૪૨. ભાવાર્થ—ગુરૂ, મેષ વૃશ્ચિક રાશિમાં હોય તો, લશ્કરવાળો, ધનવાન, બહુ છોકરાંવાળો, સારા ગુણવાળો, દાન આપનાર; વૃષભ, તુલામાં તેજસ્વી; મિથુન, કન્યામાં બહુ મિત્રોવાળો; કર્ક રાશિમાં ડાહ્યો, પુત્રવાળો, ધનવાન; કુંભમાં ભોગ ભોગવનાર; સિંહમાં યશવાળો; મીન

ધનરાશિમાં રાજા અથવા રાજા જેવો, અને મકર રાશિમાં ભમનાર, કલેશ બુદ્ધિવાળો કરે છે.

जारः श्रीमतिमित्रबन्धुविभवो विद्याधनज्ञानवान्
भीरुर्मन्दसुतोऽतिनीचविहिताचारो नृपालप्रियः ॥
दुष्टस्त्रीगणसेवितो जनपतिर्भोगी कुमारीरतः
श्रीविद्यागुणशीलवान् भृगुसुते मेषादिराशिस्थिते ॥४३॥

૪૩. ભાવાર્થ—શુક્ર, મેષાદિ બાર રાશિમાં હોય તો અનુક્રમે નીચે પ્રમાણે ફળ છે.

(૧) વ્યભિચારી, લક્ષ્મીવાળો, (૨) મિત્રોવાળો, સગાં સંબંધીવાળો, (૩) વિદ્વાન્, પૈસાદાર, અને જ્ઞાની (૪) બીકણ, (૫) થોડાં છોકરાંવાળો, (૬) હલકી પદ્ધતિનો ને નીચ આચારવાળો, (૭) રાજાને વ્હાલો, (૮) દુષ્ટ સ્ત્રીઓથી સેવાતો, (૯) માણસોનો સ્વામી, (૧૦) સુખ શાંતિ ભોગવનાર, (૧૧) કુમારીકાઓમાં લંપટ, (૧૨) વિદ્વાન્, ગુણવાન ને બુદ્ધિમાન થાય છે.

मूर्खो नातिधनो गतस्वसुतधीरम्बासुखप्रच्युतो
नार्यः स्वल्पधनात्मजो गणपुरग्रामाग्रणीरुग्रधीः ॥
जातः पुत्रकलत्रवित्तविभवो राजप्रियो वित्तवान्
तेजोराजगुणाधिको रविसुते मेषादिराशिस्थिते ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—શનિ, મેષાદિ બાર રશિમાં હોય તો અનુક્રમે નીચે પ્રમાણે ફળ છે.

(૧) મૂર્ખ, બહુ ધન વિનાનો, (૨) નિર્ધન, (૩) છોકરાં, પૈસા તથા બુદ્ધિ રહિત, (૪) માતાના સુખ વિનાનો, (૫) નઠારો પુરૂષ, (૬) થોડા ધન અને છોકરાંવાળો (૭) માણસો શહેર અને ગામોનો ઉપરી, (૮) દુષ્ટ અંતઃકરણનો, (૯) છોકરાંવાળો, સ્ત્રી ધનવાળો, વૈભવવાળો, (૧૦) રાજા તરફથી માન પામનાર, (૧૧) લક્ષ્મીવાળો, (૧૨) તેજ અને ગુણથી રાજાઓની સરાબરી કરનાર થાય છે.

यदुक्तमुडुनाथस्य फलं मेषादिराशिषु ॥
तदंशकफलञ्चात्र परिचिन्त्य वदेद्बुधः ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—મેષાદિ રાશિઓમાં ચંદ્રમાનું જે ફળ કહ્યું તેના નવમાંશનું ફળ બુદ્ધિમાન જોશીએ વિચારી કહેવું.

पापेक्षिते गगनगामिनि दुष्टरोगी
जातः स्वधर्मगुणवित्तयशोविहीनः ॥
पापान्विते तु परवित्तवधूविलोलः
पारुष्यवाक् कपटबुद्धियुतोऽलसः स्यात् ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—ગ્રહપર પાપ ગ્રહની દૃષ્ટિ હોય તો ખરાબ રોગવાળો, પોતાના ધર્મ રહિત, ગુણ ધન અને યશ રહિત થાય છે.

ગ્રહ, પાપ ગ્રહો સાથે હોય તો પારકાનું ધન અને સ્ત્રીમાં પ્રીતિવાળો, ખોટું બોલનાર, કપટી બુદ્ધિવાળો, આળસુ થાય છે.

यदि शुभकरदृष्टे खेचरे जातमर्त्यः
सुतधनयुतभोगी सुन्दरो राजपूज्यः ॥
परिभवरहितः स्यात् सौम्यखेटोपयाते
जितरिपुरिह धर्माचारवानिङ्गितज्ञः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—ગ્રહપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો જન્મેલો માણસ છોકરાંને ધનવાળો, ભોગી સુંદર, રાજાથી પૂજાનાર, દરેક જગ્યોએ જય પામનાર, થાય.

ગ્રહ શુભ ગ્રહ સાથે બેઠો હોય તો શત્રુઓને જીતનાર, ધર્મને આચારવાળો, ચેષ્ટા, જાણનાર થાય.

चन्द्रे मेषगते कुजादिखचरैरालोकिते भूपतिः
विद्वान् राजसमः समस्तगुणवान् चोरो दरिद्रो (?) भवेत् ॥
निस्वस्थेयनृमान्यभूपधनिकप्रेष्यो वृषस्थे तथा
युग्मस्थे विकलो नृपः सुमतिमान् धीरः खलो निर्धनः ॥४८॥

૪૮. ભાવાર્થ—મેષ રાશિમાં ચંદ્ર હોય ને મંગળ વિગેરે ગ્રહો જોતા હોય તો અનુક્રમે રાજા, વિદ્વાન્, રાજા જેવો, સર્વ ગુણવાળો, ચોર, દરિદ્રી થાય છે.

વૃષભ રાશિમાં ચંદ્ર હોય ને મંગળ વિગેરે છ ગ્રહો જોતા હોય તો અનુક્રમે નિર્ધન શાંતિવાળો, રાજા તરફથી માન પામનાર, રાજા, ધનવાન, ચાકર થાય છે.

મિથુન રાશિમાં ચંદ્ર હોય, ને બીજા ગ્રહો જોતા હોય તો અનુક્રમે વિહ્વલ, રાજા, બુદ્ધિમાન, ધીરજવાળો, લુચ્ચો નિર્ધન થાય છે.

कर्किस्थे शशिनि क्षमासुतमुखैरालोकिते शौर्यवान्
आर्यश्रेष्ठकविर्महीपतिरयोजीवी सनेत्रामयः ॥
भूपः पण्डितवाक् धन नरपतिः पापी विभुः सिंहगे
कन्यायां धनिको विभुः मनुसमो विद्वान्विशीलः सुखी ॥४९॥

૪૯. ભાવાર્થ—કર્ક રાશિમાં ચંદ્ર હોય ને મંગળ વિગેરે ગ્રહો જોતા હોય તો પરાક્રમી, શ્રેષ્ઠ પુરૂષ, કવિ, રાજા, લોખંડના કારખાનામાં કામ કરનાર, આંખનો રોગી થાય.

સિંહ રાશિમાં ચંદ્ર હોય ને મંગળ વિગેરે ગ્રહો જોતા હોય તો રાજા, પંડિત જેવી વાણી બોલનાર, ધનવાન, માણસોનો ઉપરી, પાપી સમર્થ થાય.

કન્યા રાશિમાં ચંદ્ર હોય ને મંગળ વિગેરે જોતા હોય તો અનુક્રમે ધનવાન, સમર્થ, ઇશ્વર જેવો, વિદ્વાન, ખરાબ સ્વભાવનો, સુખી થાય છે.

तौलिस्थे हिमगौ बुधादिशुभदैरालोकितैस्तत्क्रमात्
भूपः स्वर्णकरो वणिक्कुजरविच्छायासुतैः पण्डकः ॥
कीटस्थे शशिनि द्विमातृपितृको राजप्रियो नीचकृत्
रोगी निर्धनिको नृपालसचिवो दृष्टे बुधादिग्रहैः ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—તુલામાં ચંદ્ર હોય ને બુધ, ગુરૂ, શુક્ર, વિગેરે જોતા હોય તો અનુક્રમે રાજા સોનાનું કામ કરનાર, વેપાર કરનાર થાય. ને તુલા રાશિમાં ચંદ્ર હોય ને તેને સૂર્ય, મંગળ, શનિ, જોતા હોય તો નપુંશક (હીજડો) થાય છે. વૃશ્ચિકમાં ચંદ્ર હોય ને બુધ જોતો હોય તો બે માતાને બે બાપવાળો, ગુરૂ જોતો હોય તો રાજાનેપ્રીય, શુક્ર જોતો હોય તો નીચાં કર્મ કરનાર, શનિ જોતો હોય તો રોગી, સૂર્ય જોતો હોય તો નિર્ધન, મંગળ જોતો હોય તો રાજાનો પ્રધાન કરે છે.

चन्द्रे धनुस्थे शुभदृष्टियुक्ते विद्याधनज्ञानयशोबलाढ्यः ॥
दृष्टे कुजादित्यदिनेशपुत्रैः सभाशठः पण्यवधूरतः स्यात् ॥५१॥

૫૧. ભાવાર્થ—ધન રાશિમાં ચંદ્ર હોય, ને શુભ ગ્રહો જોતા હોય તો વિદ્વાન્, ધનવાન, જ્ઞાનવાન, યશવાન, બળવાન થાય.

ધન રાશિમાં ચંદ્ર હોય ને મંગળ, રવિ અને શનિ જોતા હોય તો સભામાં પંચાત કરનાર, વેશ્યા સ્ત્રીયો સાથે પ્રીતિ રાખનાર થાય.

राजा महीपतिर्विद्वान् धनी निर्धनिको विभुः ॥
बुधादिग्रहसन्दृष्टे मकरस्थे निशाकरे ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—મકર રાશિમાં ચંદ્ર હોય, ને બુધ વિગેરે જોતા હોય તો અનુક્રમે રાજા, પૃથ્વીનો સ્વામી, વિદ્વાન્, ધનવાન, નિર્ધન, સમર્થ થાય.

कुम्भस्थिते निशानाथे शुभदृष्टे यशोधनः ॥
जातः परवधूलोलः पापखेटनिरीक्षितः ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—કુંભ રાશિમાં ચંદ્રપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો યશવાળો, ધનવાન, થાય. અને પાપગ્રહોની દૃષ્ટિ હોય તો પારકી સ્ત્રીમાં લંપટ થાય.

मीनस्थे शुभवीक्षिते हिमकरे हास्यप्रियो भूपतिः
विद्वान् पापनिरीक्षिते परुषवाक् पापात्मको जायते ॥
पापांशे खलवीक्षिते शठमतिर्जातोऽन्यजायारतः
सौम्यांशे शुभवीक्षिते हिमकरे जातो यशस्वी भवेत् ॥५४॥

૫૪. ભાવાર્થ—મીન રાશિમાં ચંદ્રને શુભ ગ્રહો જોતા હોય તો રાજા મશ્કરી કરનારો, વિદ્વાન્ થાય છે, અને પાપ ગ્રહો જોતા હોય તો ખોટું બોલનાર, પાપી થાય.

પાપ નવમાંશમાં ચંદ્ર હોય ને પાપ ગ્રહો જોતા હોય તો ખરાબ બુદ્ધિવાળો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો થાય છે.

શુભ નવમાંશમાં ચંદ્રને શુભ ગ્રહ જોતા હોય તો યશવાળો થાય.

राशिदृष्टिफलं यत्तद्दंशकेषु च योजयेत् ॥
भवन्ति शुभदाः सर्वे शुभदृग्योगसंयुताः ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—શશિ ઉપર દૃષ્ટિનું ફળ જેવું મળે છે તેવું નવમાંશ-પર દૃષ્ટિનું ફળ કહેવું.

બધા ગ્રહો શુભ ગ્રહો સાથે કે શુભની દૃષ્ટિવાળા હોય તો શુભ ફળ આપે છે.

## ॥ लग्नादिभागवतग्रहफलम् ॥

## લગ્નાદિભાવમાં રહેલા ગ્રહનું ફળ.

मार्तण्डो यदि लग्नगोऽल्पतनयो जातः सुखी निर्घृणः
स्वल्पाशी विकलेक्षणो रणतलश्लाघी सुशीलो नटः ॥
ज्ञानाचाररतः सुलोचनयशःस्वातन्त्र्यकस्तूच्चगे
मीने स्त्रीजनसेवितो हरिगते रात्र्यन्धको वीर्यवान् ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—લગ્નમાં સૂર્ય હોય તો થોડા છોકરાંવાળો, સુખી, નિર્દય, થોડું ખાનાર, વિંહ્વલ આંખોવાળો, લડાઈની જમીનનાં વખાણ કરનાર, સુશીલ, નટનું કામ કરનાર થાય.

સૂર્ય લગ્નમાં ઉચ્ચનો હોય તો જ્ઞાની, આચારમાં પ્રીતિવાળો, સારી આંખોવાળો, યશવાળો, સ્વતંત્ર થાય.

લગ્ને મીન રાશિમાં સૂર્ય હોય તો સ્ત્રીઓથી સેવા કરાતો થાય.

સિંહ રાશિમાં સૂર્ય હોય તો રાત્રીએ આંધળો, ને બળવાન થાય છે.

क्षीणेशशिन्युदयगे बधिरोऽङ्गहीनः
प्रेष्यश्च पापसहिते तु गतायुरेव ॥
स्वोच्चस्वके धनयशोबहुरूपशाली
पूर्णे तनौ यदि चिरायुरुपैति विद्वान् ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—ક્ષીણ ચંદ્રમા લગ્નમાં બેઠો હોય તો બહેરો, શરીર ખોડવાળો, ચાકર, અને પાપ ગ્રહ સાથે હોય તો આયુષ્ય વિનાનો થાય છે.

ચંદ્રમા પોતાના ઉચ્ચમાં કે પોતાના ઘરમાં હોય તો ધનવાન, કીર્તિવાળો, બહુ રૂપવાન, અને પૂર્ણ ચંદ્રમા હોય તો લાંબા આયુષ્યવાળો વિદ્વાન્ થાય.

क्रूरः साहसिकोऽटनोऽतिचपलो रोगी कुजे लग्नगे
विद्यावित्ततपःस्वधर्मनिरतो लग्नस्थिते बोधने ॥

जीवे लग्नगते चिरायुरमलज्ञानी धनी रूपवान्
कामी कान्तवपुः सदारतनयो विद्वान्विलग्ने भृगौ ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—મંગળ, લગ્નમાં હોય તો, ક્રૂર, સાહસી, ભ્રમનાર, બહુ ચંચળ, રોગી થાય.

બુધ, લગ્નમાં હોય તો વિદ્વાન્, ધનવાન, તપસ્વી, પોતાના ધર્મમાં પ્રીતિવાળો થાય.

ગુરૂ, લગ્નમાં હોય તો લાંબા આયુષ્યવાળો, સારા જ્ઞાનવાળો, ધનવાન, રૂપવાન થાય.

લગ્નમાં શુક્ર હોય તો કામી, સુંદર શરીરવાળો, સ્ત્રી પુત્રવાળો, વિદ્વાન્ થાય.

दुर्नासिको वृद्धकलत्ररोगी मन्दे विलग्नोपगतेऽङ्गहीनः ॥
महीपतुल्यः सुगुणाभिरामो जातः स्वतुङ्गोपगते चिरायु ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—લગ્નમાં શનિ હોય તો ખરાબ નાકવાળો, વૃદ્ધ સ્ત્રીવાળો, રોગી, શરીરમાં ખોડવાળો થાય છે.

લગ્નમાં શનિ પોતાના ઉચ્ચમાં હોય તો રાજા જેવો, સારા ગુણવાળો, લાંબા આયુષ્યવાળો થાય.

क्रूरो दयाधर्मविहीनशीलो राहौ विलग्नोपगते तु रोगी ॥
केतौ विलग्ने सरुजोऽतिलुब्धः सौम्येक्षिते राजसमानभोगी ॥६०॥

૬૦. ભાવાર્થ—રાહુ લગ્નમાં હોય તો ક્રૂર, નિર્દય, અધર્મી, રોગી થાય.

કેતુ લગ્નમાં હોય તો રોગી, લોભી, થાય. અને શુભ ગ્રહની તેપર દૃષ્ટિ હોય તો રાજા જેવા ભોગ ભોગવનારો થાય.

रविक्षित्रोदये राहू राजभोगाय सम्पदे ॥
स्थिरार्थपुत्रान् कुरुते मन्दक्षेत्रोदये शिखी ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—સિંહ લગ્નમાં રાહુ હોય તો, રાજા જેવા ભોગો ભોગવનાર, અને સંપત્તિવાળો થાય છે.

મકર કે કુંભ લગ્નમાં કેતુ બેઠો હોય તો સ્થિર ધનવાળો, પુત્રવાન થાય છે.

## द्वितीयम् ॥ (બીજો ભાવ.)

त्यागी धातुद्रव्यवानिष्टशत्रुर्वाग्मी वित्तस्थानगे चित्रभानौ ॥
कामी कान्तश्चारुवागिङ्गितज्ञो विद्याशीलो वित्तवान् वित्तगेन्दौ ॥६२॥

૬૨. ભાવાર્થ—બીજા ભાવમાં સૂર્ય હોય તો ખર્ચ કરનાર, ધાતુના ધનવાળો, શત્રુઓ ઉપર પ્રીતિ રાખનાર, ભાષણ કરનાર થાય.

બીજા ભાવમાં ચંદ્ર હોય તો કામી, કાંતિવાળો, સારૂ બોલનાર, બીજાના મનની વાત જાણનાર, વિદ્વાન્, ધનવાન થાય.

धातोर्वादकृषिक्रियाटनपरः कोपी कुजे वित्तगे
बुद्धयोपार्जितवित्तशीलगुणवान् साधुः कुटुम्बे बुधे ॥
वाग्मी भोजनसौख्यवित्तविपुलस्त्यागी धनस्थे गुरौ
विद्याकामकलाविलासधनवान्वित्तस्थिते भार्गवे ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—મંગળ બીજા ભાવમાં હોય તો રસાયણ શોધ વિધાને ખેતીવાડીનું કામ કરનાર, ભમનાર, ક્રોધી થાય.

બીજા ભાવમાં બુધ હોય તો બુદ્ધિથી ધન મેળવનાર, સારા સ્વભાવવાળો, ગુણવાન, સત્પુરૂષ થાય.

બીજા ભાવમાં ગુરૂ હોય તો ભાષણ કરનાર, સારા ભોજનના શોખવાળો, બહુ ધનવાન, ખર્ચ કરનાર થાય.

શુક્ર બીજા ભાવમાં હોય તો વિદ્યાવાળો, કામ કળામાં કુશળ, વિલાસી, બહુ ધનવાન થાય છે.

असत्यवादी चपलोऽटनोऽधनः शनौ कुटुम्बोपगते तु वञ्चकः ॥
विरोधवान्वित्तगते विधुन्तुदे जनापराधी शिखिनि द्वितीयगे ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—શનિ બીજા ભાવમાં હોય તો ખોટુ બોલનાર, અવિચારી, ભટકનાર, નિર્ધન, અને લુચ્ચો થાય છે.

બીજા ભાવમાં રાહુ હોય તો વિરોધ કરનાર, અને કેતુ બીજે હોય તો માણસોનો શત્રુ થાય છે.

## तृतीयम् ॥ (ત્રીજો ભાવ.)

शूरो दुर्जनसेवितोऽनिधनवांस्त्यागी तृतीये रवौ
चन्द्रे सोदरराशिगेऽल्पधनिको बन्धुप्रियः सात्विकः ॥
ख्यातोऽपारपराक्रमोऽशठमतिर्दुश्चिक्ययाते कुजे
मायाकर्मपरोऽटनोऽनिचपलो दीनोऽनुजस्थे बुधे ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—ત્રીજે ભાવે સૂર્ય બેઠો હોય તો શૂરવીર, ખરાબ માણસોથી સેવાતો, બહુ ધનવાન, ખર્ચ કરનાર થાય.

ત્રીજે ભાવે ચંદ્ર હોય તો થોડા ધનવાળો, ભાઈઓને વ્હાલો, સત્વગુણી થાય.

ત્રીજે ભાવે મંગળ હોય તો પ્રસિદ્ધ, બહુ પરાક્રમી, સારી બુદ્ધિવાળો થાય.

ત્રીજે ભાવે બુધ હોય તો માયાવી, ભટકનાર, અવિચારી, ગરીબ થાય.

भ्रातृस्थानगते गुरौ गतधनः स्त्रीनिर्जितः पापकृत्
शुक्रे सोदरगे सरोषवचनः पापो वधूनिर्जितः ॥
अल्पाशी धनशीलवंशगुणवान् भ्रातृस्थिते भानुजे
राहौ विक्रमगेऽतिवीर्यधनिकः केतौ गुणी वित्तवान् ॥६६॥

૬૬. ભાવાર્થ—ત્રીજા ભાવમાં ગુરૂ હોય તો નિર્ધન, સ્ત્રીને વશ થનાર ખરાબ કામ કરનાર થાય.

ત્રીજા ભાવમાં શુક્ર હોય તો ક્રોધવાળાં વચન બોલનાર, પાપી, સ્ત્રીને વશ થાય છે.

ત્રીજા ભાવમાં શનિ હોય તો થોડુ ખાનાર, ધનવાન, પોતાના કુટુંબમાં ગુણવાન થાય.

ત્રીજા ભાવમાં રાહુ હોય તો બહુ બળ અને ધનવાળો, અને કેતુ હોય તો ગુણવાન્ ને ધનવાન થાય.

सोदरारातिगः शुक्रः शोकरोगभयप्रदः ॥
तत्रैव शुभकारी स्यात् पुरतो यदि भास्करात् ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—શુક્ર ત્રીજા અને છઠ્ઠા ભાવમાં હોય તો દીલગીરી, રોગ ને ભય આપે છે. સૂર્યથી ત્રીજે છઠ્ઠે શુક્ર હોય તો શુભ ફળ આપે છે.

## चतुर्थम् ॥ (ચોથો ભાવ.)

हृद्रोगी धनधान्यबुद्धिरहितः क्रूरः सुखस्थे रवौ
विद्याशीलसुखान्वितः परवधूलोलश्चतुर्थे विधौ ॥
भौमे बन्धुगते तु बन्धुरहितः स्त्रीनिर्जितः शौर्यवान्
बन्धुस्थे शशिजे विबन्धुरमलज्ञानी धनी पण्डितः ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—ચોથા ભાવમાં સૂર્ય હોય તો હૃદયનો રોગી, ધન, અનાજ અને બુદ્ધિ વિનાનો, ક્રૂર, થાય.

ચોથા ભાવમાં ચંદ્ર હોય તો વિદ્યાવાળો, સારા સ્વભાવનો સુખી, પારકી સ્ત્રીઓ પછવાડે ભમનાર થાય.

ચોથા ભાવમાં મંગળ હોય તો સગાં વિનાનો, સ્ત્રીને વશ, બહાદુર, થાય છે.

ચોથા ભાવમાં બુધ હોય તો ભાઈઓ રહિત, પવિત્ર, જ્ઞાની, ધનવાન, પંડિત થાય.

वाग्मी धनी सुखयशोबलरूपशाली
जातः शठप्रकृतिरिन्द्रगुरौ सुखस्थे ॥
स्त्रीनिर्जितः सुखयशोधनबुद्धिविद्या
वाचालको भृगुसुते यदि बन्धुयाते ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—ચોથા ભાવમાં ગુરૂ હોય તો ભાષણ કરનાર, ધનવાન, આબરૂવાળો, બળવાન, ને રૂપવાન થાય. પણ લુચ્ચા સ્વભાવનો થાય છે.

ચોથા ભાવમાં શુક્ર હોય તો સ્ત્રીને વશ, સુખી, યશવાળો, ધનવાન, બુદ્ધિમાન, વિદ્વાન્, બહુ બોલનાર થાય છે.

आचारहीनः कपटी च मातृक्लेशान्वितो भानुसुते सुखस्थे ॥
राहौ कलत्रादिजनावरोधी केतौ सुखस्थे च परापवादी ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—ચોથા ભાવમાં શનિ હોય તો આચાર વિનાનો, કપટી, માતા તરફથી ક્લેશ ભોગવનાર થાય.

ચોથા ભાવે રાહુ હોય તો સ્ત્રીઓને પાસે નહિ આવવા દેનાર, અને કેતુ હોય તો બીજાઓની નિન્દા કરનાર થાય.

## पञ्चमम् ॥ (પાંચમો ભાવ.)

राजप्रियश्चञ्चलबुद्धियुक्तः प्रवासशीलः सुतगे दिनेशे ॥
मन्त्रक्रियासक्तमना दयालुर्धनी मनस्वी तनये सतीन्दौ ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—સૂર્ય પાંચમા ભાવમાં હોય તો રાજાને વ્હાલો, ચંચળ બુદ્ધિવાળો, પરદેશમાં રહેનાર થાય.

પાંચમા ભાવમાં ચંદ્ર હોય તો મંત્ર ક્રિયા જાણનાર, દયાળુ, ધનવાન, ને મનસ્વી થાય છે.

क्रूरोऽटनश्चपलसाहसिको विधर्मा
भोगी धनी च यदि पञ्चमगे धराजे ॥
मन्त्राभिचारकुशलः सुतदारवित्त-
विद्यायशोबलयुतः सुतगे सति ज्ञे ॥ ७२ ॥

૭૨. ભાવાર્થ—પાંચમા ભાવે મંગળ હોય તો ઘાતકી, બહાર ભટકનાર, ચપળ, વગર વિચારે કામ કરનાર, ધર્મ વિનાનો, ભોગવાળો ને ધનવાન થાય છે.

પાંચમા ભાવે બુધ હોય તો મંત્ર અને આચારમાં કુશળ, છોકરાં ને સ્ત્રીવાળો, ધનવાન, વિદ્યાવાળો, યશવાન, ને બળવાન થાય છે.

मन्त्री गुणी विभवसारसमन्वितः स्यात्
अल्पात्मजः सुरगुरौ सुतराशियाते ॥
सत्पुत्रमित्रधनवानतिरूपशाली
सेनातुरङ्गपतिरात्मजगे च शुक्रे ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ—પાંચમા ભાવે ગુરૂ હોય તો પ્રધાન, ગુણવાળો, વૈભવવાળો, બળવાન, થોડાં છોકરાંવાળો થાય.

પાંચમા ભાવે શુક્ર હોય તો સારા છોકરા, મિત્રો ને ધનવાળો, બહુ રૂપવાન લશ્કર અને ઘોડાઓનો સ્વામી થાય.

मत्तश्चिरायुरसुखी चपलश्च धर्मी
जातो जितारिनिचयः सुतगेऽर्कपुत्रे ॥
भीरुर्दयालुरधनः सुतगे फणीशे
केतौ शठः सलिलभीरुरतीव रोगी ॥ ७४ ॥

૭૪. ભાવાર્થ—પાંચમા ભાવમાં શનિ હોય તો દિવાનો, લાંબો વખત જીવનાર, સુખ વિનાનો, વિહ્વલ, ધર્મવાળો, શત્રુઓને જીતનાર થાય.

પાંચમા ભાવમાં રાહુ હોય તો બીકણ, દયાળુ, નિર્ધન થાય.

પાંચમા ભાવમાં કેતુ હોય તો લુચ્ચો, પાણીથી બીકણ, અને રોગી થાય છે.

## षष्ठम् ॥ ( છઠ્ઠો ભાવ. )

कामी शूरो राजपूज्योऽभिमानी ख्यातः श्रीमान् शत्रुयाते दिनेशे ॥
अल्पायुः स्यात् क्षीणचन्द्रेऽरिसंस्थे पूर्णे जातोऽतीव भोगी चिरायु ७५

૭૫. ભાવાર્થ—સૂર્ય છઠ્ઠે ભાવે બેઠો હોય તો કામી, શૂરવીર, રાજાઓથી માન પામનાર, અભિમાની, કીર્તિવાળો, પૈસાવાળો થાય.

ક્ષીણ ચંદ્રમાં છઠ્ઠે ભાવે હોય તો થોડા આયુષ્યવાળો, અને પૂર્ણ ચંદ્ર હોય તો બહુ ભોગ ભોગવનાર, લાંબા આયુષ્યવાળો થાય.

स्वामी रिपुक्षयकरः प्रबलोदराग्निः
श्रीमान्यशोबलयुतोऽवनिजे रिपुस्थे ॥
विद्याविनोदकलहप्रियकृद्विशीलो
बन्धूपकाररहितः शशिजेऽरियाते ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—મંગળ છઠ્ઠે ભાવે હોય તો ધનનો સ્વામી, શત્રુઓનો નાશ કરનાર, ખુબ ખાનાર, લક્ષ્મીવાળો, કીર્તિવાળો, બળવાન્ થાય.

બુધ છઠ્ઠે ભાવે હોય તો વિદ્યા વિનોદમાં કજીઆ કરનાર, ખરાબ સ્વભાવવાળો, સગાં વ્હાલાં ઉપર ઉપકાર નહિ કરનાર થાય છે.

कामी जितारिरबलोऽरिगतेऽमरेज्ये
शोकापवादसहितो भृगुजे रिपुस्थे ॥
बह्वाशनी विषमशीलसपत्नभीतः
कामी धनी रविसुते सति शत्रुयाते ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—ગુરૂ છઠ્ઠા ભાવમાં હોય તો કામી, શત્રુઓને જીતનાર, નિર્બળ થાય.

શુક્ર છઠ્ઠા ભાવમાં હોય તો દુઃખી, બીજાઓ ઉપર આરોપ મુકનાર થાય.

શનિ છઠ્ઠા ભાવે હોય તો બહુ ખાનાર, ખરાબ સ્વભાવવાળો, દુશ્મનોથી બીહનાર, રંડીબાજી કરનાર, ધનવાન થાય છે.

राहौ रिपुस्थानगते जितारिश्चिरायुरत्यन्तसुखी कुलीनः ॥
बन्धुप्रियोदारगुणप्रसिद्धविद्यायशस्वी रिपुगे च केतौ ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—રાહુ છઠ્ઠા ભાવે હોય તો શત્રુઓને જીતનાર, લાંબા આયુષ્યવાળો, બહુ સુખી, ને કુલીન થાય છે.

કેતુ છઠ્ઠા ભાવે હોય તો સગાંઓ તરફ માયાળુ, સારા ગુણવાળો, પ્રખ્યાત, વિદ્યાવાળો, ને આબરૂવાળો થાય છે.

## सप्तमभावम् ॥ (સાતમો ભાવ.)

स्त्रीद्वेषी मदनस्थिते दिनकरेऽतीव प्रकोपी खलः
चन्द्रे कामगते दयालुरटनः स्त्रीवश्यको भोगवान् ॥
स्त्रीमूलप्रविलापको रणरुचिः कामस्थिते भूमिजे
व्यङ्गः शिल्पकलाविनोदचतुरस्ताराप्रुतेऽस्तंगते ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—સાતમા ભાવમાં સૂર્ય હોય તો સ્ત્રીજાતિને ધિક્કારનાર, બહુ ક્રોધી, ખરાબ માણસ થાય છે

સાતમા ભાવમાં ચંદ્ર હોય તો દયાળુ, ભટકનાર, સ્ત્રીયોને વશ, ભોગ ભોગવનારો થાય.

સાતમા ભાવમાં મંગળ હોય તો સ્ત્રીથી દુઃખ પામનાર, લડાઈમાં પ્રીતિવાળો થાય.

સાતમા ભાવમાં બુધ હોય તો શરીરમાં ખોડવાળો, કારીગર કળામાં ચતુર થાય.

धीरश्चारुकलत्रवान् पितृगुरुद्वेषी मदस्थे गुरौ
वेश्यास्त्रीजनवल्लभश्च सुभगो व्यङ्गः सिते कामगे ॥
भाराध्वश्रमतप्तधीरधमिको मन्दे मदस्थानगे
गर्वी जारशिखामणिः फणिपतौ कामस्थिते रोगवान् ॥८०॥

૮૦. ભાવાર્થ—સાતમા ભાવમાં ગુરૂ હોય તો ધીરજવાળો, સારી સ્ત્રીવાળો, માબાપ અને ગુરૂને ધિક્કારનાર થાય.

સાતમા ભાવમાં શુક્ર હોય તો વેશ્યા સ્ત્રીયોનો માનીતો, સુંદર, પણ લંગડો થાય.

સાતમા ભાવમાં શનિ હોય તો ગરીબ, દૂર બોજો લઇ જવાના કામથી દુઃખી થનારો ને નિર્ધન થાય છે.

સાતમા ભાવમાં રાહુ હોય તો ગર્વિષ્ઠ, બહુ વ્યભિચારી, રોગી થાય.

अनङ्गभावोपगते तु केतौ कुदारको वा विकलत्रभोगः ॥
निद्री विशीलः परिदीनवाक्यः सदाटनो मूर्खजनाग्रगण्यः ॥८१॥

૮૧. ભાવાર્થ—સાતમા ભાવમાં કેતુ હોય તો ખરાબ સ્ત્રીવાળો સ્ત્રી તરફથી દુઃખ ભોગવનાર, ઉંઘવાવાળો, ખરાબ સ્વભાવનો, બહુ ગરીબ વચન બોલનાર, હમેશાં ભટકનાર, મૂર્ખોઓમાં આગેવાન થાય.

## ॥ अष्टमम् ॥ આઠમો ભાવ.

मनोभिरामः कलहप्रवीणः पराभवस्थे च रवौ न तृप्तः ॥
रणोत्सुकस्त्यागविनोदविद्याशीलः शशाङ्के सति रन्ध्रयाते ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—આઠમા ભાવમાં સૂર્ય હોય તો બીજાના મનને ખુશી કરનાર, કજીઆમાં ચતુર, ને અસંતોષી થાય.

આઠમા ભાવમાં ચંદ્ર હોય તો લડાઇને માટે આતુર, ઉદાર દિલનો, રમત ગમતનો શોખીન અને વિદ્વાન્ થાય છે.

विनीतवेषो धनवान् गणेशो महीसुते रन्ध्रगते तु जातः ॥
विनीतिबाहुल्यगुणप्रसिद्धो धनी सुधारश्मिसुतेऽष्टमस्थे ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—આઠમા ભાવમાં મંગળ હોય તો સાદાં કપડાં પહેરનાર, ધનવાન, લોકોપર સત્તા ચલાવનાર થાય.

આઠમા ભાવમાં બુધ હોય તો નિતિ અને સારા ગુણોથી પ્રસિદ્ધ, ધનવાન થાય.

मेधावी नीचकर्मा यदि दिविजगुरौ रन्ध्रयाते चिरायुः
दीर्घायुः सर्वसौख्यातुलबलधनिको भार्गवे चाष्टमस्थे ॥
शूरो रोष्यग्रगण्यो विगतबलधनो भानुजे रन्ध्रयाते
राहौ क्लेशापवादी परिभवगृहगे दीर्घसूत्रश्च रोगी ॥ ८४ ॥

૮૪. ભાવાર્થ—આઠમા ભાવમાં ગુરૂ હોય તો લાંબા આયુષ્યવાળો, બુદ્ધિમાન, નીચ કામ કરનાર થાય.

આઠમા ભાવમાં શુક્ર હોય તો લાંબી જીન્દગી ભોગવનાર, દરેક સુખ મેળવનાર, બહુ બળવાન, ધનવાન થાય.

આઠમા ભાવમાં શનિ હોય તો શૂરવીર, બહુ ક્રોધી, બળ અને ધન વિનાનો થાય.

આઠમા ભાવમાં રાહુ હોય તો કલેશ અને અરોપવાળો, આળસુ, ને રોગી થાય.

केतौ यदा रन्ध्रगृहोपयाते जातः परद्रव्यवधूरतेच्छुः ॥
रोगी दुराचाररतोऽतिलुब्धः सौम्येक्षितेऽतीव धनी चिरायुः ॥८५॥

૮૫. ભાવાર્થ—આઠમા ભાવમાં કેતુ હોય તો બીજાઓનું ધન અને સ્ત્રીઓ મેળવવામાં પ્રીતિવાળો, ખરાબ આચરણ કરનાર, રોગી, બહુ લોભી થાય. જો શુભ ગ્રહો જોતા હોય તો બહુ ધનવાન, લાંબા આયુષ્યવાળો થાય.

॥ **नवमफलम्** ॥ નવમા ભાવનું ફળ.

आदित्ये नवमस्थिते पितृगुरुद्वेषी विधर्माश्रितः
चन्द्रे पैतृकदेवकार्यनिरतस्त्यागी गुरुस्थे तदा ॥
भूसूनौ यदि पित्रनिष्टसहितः ख्यातः शुभस्थानगे
सौम्ये धर्मगते तु धर्मधनिकः शास्त्री शुभाचारवान् ॥ ८६ ॥

૮૬. ભાવાર્થ—નવમા ભાવમાં સૂર્ય હોય તો મા, બાપ અને ગુરૂનો દ્વેષ કરનાર, અધર્મી થાય.

નવમા ભાવમાં ચંદ્ર હોય તો પિતૃઓ અને દેવના કામમાં પ્રીતિવાળો, ઉદાર દિલનો થાય.

નવમા ભાવમાં મંગળ હોય તો બાપ અથવા સગાં સંબંધીનું ખરાબ કરનાર, પ્રસિદ્ધ થાય.

નવમા ભાવમાં બુધ હોય તો ધર્મવાન, ધનવાન, શાસ્ત્રી, સારા આચારવાળો થાય.

ज्ञानी धर्मपरो नृपालसचिवो जीवे तपःस्थानगे
विद्यावित्तकलत्रपुत्रविभवः शुक्रे शुभस्थे सति ॥
मन्दे भाग्यगृहस्थिते रणतलख्यातो विदारो धनी
भाग्यस्थे भुजगे तु धर्मजनकद्वेषी यशोवित्तवान् ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—નવમા ભાવમાં ગુરૂ હોય તો જ્ઞાની, ધર્મવાન, રાજાનો પ્રધાન થાય.

નવમા ભાવમાં શુક્ર હોય તો વિદ્યાવાળો, ધનવાન, સ્ત્રી પુત્ર અને વૈભવવાળો થાય.

નવમા ભાવમાં શનિ હોય તો લડાઈમાં પ્રસિદ્ધ, સ્ત્રી વિનાનો, ધનવાન થાય.

નવમા ભાવમાં રાહુ હોય તો ધર્મ અને બાપનો દ્વેષ કરનાર, યશવાન, ધનવાન થાય.

केतौ गुरुस्थानगते तु कोपी वाग्मी विधर्मा परनिन्दकः स्यात् ॥
शूरः पितृद्वेषकरोऽतिदम्भाचारो निरुत्साहरतोऽभिमानी ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—નવમા ભાવમાં કેતુ હોય તો ક્રોધી, ભાષણ કરનાર, અધર્મી, પારકાની નિન્દા કરનાર, શૂરવીર, માબાપનો દ્વેષ કરનાર, બહુ દંભ કરનાર, આળસુઓની દોસ્તારી કરનાર, અભિમાની થાય.

## ॥ दशमम् ॥ દશમો ભાવ.

मानस्थिते दिनकरे पितृवित्तशील-
विद्यायशोबलयुतोऽवनिपालतुल्यः ॥
चन्द्रे यदा दशमगे धनधान्यवस्त्र-
भूपावधूजनविलासकलाविलोलः ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—સૂર્ય દશમા ભાવમાં હોય તો બાપ તરફથી ધન મેળવનાર, સદ્ગુણી, વિદ્યા અને કીર્તિવાળો, બળવાન, રાજા જેવો થાય.

ચંદ્ર, દશમા ભાવમાં હોય તો ધન, અનાજ, કપડાં, અલંકાર, વિગેરેનું સુખ ભોગવનાર, સ્ત્રીઓ સાથે ઈશ્કબાજી અને હુન્નરમાં ચતુર થાય.

मेषूरणस्थेऽवनिजे तु जाताः प्रतापवित्तप्रबलप्रसिद्धाः ॥
व्यापारगे चन्द्रसुते समस्तविद्यायशोवित्तविनोदशीलः ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—મંગળ દશમા ભાવમાં હોય તો પ્રતાપી, ધનવાન, બળવાન, પ્રખ્યાત થાય.

બુધ દશમે હોય તો દરેક વિદ્યાવાળો, કીર્તિવાન, ધનવાન, વિનોદી થાય.

सिद्धारम्भः साधुवृत्तः स्वधर्मी विद्वानाढ्यो मानगे चामरेज्ये ॥
शुक्रे कर्मस्थानगे कर्षकाच्च स्त्रीमूलाद्वा लब्धवित्तो विभुः स्यात् ॥९१॥

૯૧. ભાવાર્થ—ગુરૂ દશમે હોય તો આરંભેલું કામ સિદ્ધ કરનાર, સારી વૃત્તિવાળો, પોતાનો ધર્મ સાચવનાર, વિદ્વાન, ધનવાન થાય.

શુક્ર દશમા ભાવમાં હોય તો ખેતી કરનાર તરફથી અથવા સ્ત્રીથી બહુ ધનવાન, સમર્થ થાય.

मन्दे यदा दशमगे यदि दण्डकर्ता
मानी धनी निजकुलप्रभवश्च शूरः ॥
चोरक्रियानिपुणबुद्धिरतो विशीलो
माने गते फणिपतौ तु रणोत्सुकः स्यात् ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—શનિ દશમા ભાવે હોય તો અપરાધીઓને દંડ કરનાર, ધનવાન, માન મેળવનાર, પોતાના કુળમાં પ્રસિદ્ધ, શૂરવીર થાય.

રાહુ દશમા ભાવે હોય તો ચોરી કરવામાં ચાલાક, સદ્ગુણો વિનાનો, મારામારી કરવામાં આતુર થાય.

सुधीर्वली शिल्पविदात्मबोधी जनानुरागी च विरोधवृत्तिः ॥
कफात्मकः शूरजनाग्रगण्यः सदाटनः कर्मगते च केतौ ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—કેતુ દશમા ભાવે હોય તો સારી બુદ્ધિવાળો, બળવાન, કારીગર, જ્ઞાની માણસોપર પ્રીતિ રાખનાર, વિરૂદ્ધ કામ કરનાર, કફવાળો, શૂરવીરોમાં આગેવાન, હમેશાં ભટકનાર થાય.

## ॥ लाभभावम् ॥ અગીયારમો ભાવ.

भानौ लाभगते तु वित्तविपुलस्त्रीपुत्रदासान्वितः
सन्तुष्टश्च विपादशीलधनिको लाभस्थिते शीतगौ ॥
आयस्थे धरणीसुते चतुरवाक्कामी धनी शौर्यवान्
सौम्ये लाभगृहं गते निपुणधीर्विद्यायशस्वी धनी ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ—અગીયારમા ભાવમાં સૂર્ય હોય તો બહુ ધનવાન, સ્ત્રી છોકરાં અને નોકરવાળો થાય.

અગીયારમા ભાવે ચંદ્ર હોય તો સંતોષી, ઉદાસ સ્વભાવનો, ધનવાન થાય.

અગીયારમા ભાવે મંગળ હોય તો બોલવામાં ચતુર, કામી, ધનવાન, પરાક્રમી થાય.

અગીયારમા ભાવે બુધ હોય તો ચતુર, બુદ્ધિવાળો, વિદ્વાન્, યશવાળો ને ધનવાળો થાય.

आयस्थेऽमरमन्त्रिणि प्रबलधीर्विख्यातनामा धनी
लाभस्थे भृगुजे सुखी परवधूलोलोऽटनो वित्तवान् ॥
भोगी भूपतिलब्धवित्तविपुलः प्राप्तिं गते भानुजे
राहौ श्रोत्रविनाशको रणतलश्लाघी धनी पण्डितः ॥ ९५ ॥

૯૫. ભાવાર્થ—અગીયારમા ભાવે ગુરૂ હોય તો બહુ બુદ્ધિવાળો, પ્રસિદ્ધ, ધનવાન થાય.

અગીયારમા ભાવે શુક્ર હોય તો સુખી, પારકી સ્ત્રીયોમાં વિન્હલ, ભટકનાર, ધનવાન થાય.

અગીયારમા ભાવે શનિ હોય તો ભોગી, રાજા તરફથી બહુ ધન મેળવનાર થાય છે.

અગીયારમા ભાવે રાહુ હોય તો બહેરો, લડાઈમાં પ્રસિદ્ધ ધનવાન, પંડિત, થાય.

उपान्त्ययाते शिखिनि प्रतापी परप्रियश्चान्यजनाभिवन्द्यः ॥
सन्तुष्टचित्तः प्रभुरल्पभोगी शुभक्रियाचाररतः प्रजातः ॥ ९६ ॥

૯૬. ભાવાર્થ—અગીયારમા ભાવે કેતુ હોય તો પ્રતાપી, બીજાઓને વ્હાલો બીજાઓથી નમસ્કાર કરાતો, સંતોષી, સમર્થ, થોડા ભોગવાળો, સારાં કામ અને આચારમાં પ્રીતિવાળો થાય.

॥ अथव्ययम् ॥ બારમો ભાવ.

व्ययस्थिते पूषणि पुत्रशाली व्यङ्गः सुधीरः पतितोऽटनः स्यात् ॥
चन्द्रेऽन्त्ययाते तु विदेशवासी भौमे विरोधी धनदारहीनः ॥९७॥

૯૭. ભાવાર્થ—બારમે સૂર્ય હોય તો છોકરાંવાળો, શરીરમાં ખોડ-વાળો, ધીરજવાળો, આથ વિનાનો, ભટકનાર થાય.

બારમે ચંદ્ર હોય તો પરદેશમાં રહેનાર થાય.

બારમે મંગળ હોય તો વિરોધ કરનાર, ધન અને સ્ત્રી વિનાનો થાય.

बन्धुद्वेषकरोऽधनी विगतधीस्ताराप्तुते रिःफगे
चार्वाकी चपलोऽटनः खलमतिर्जीवे यदान्त्यं गते ॥
शुक्रे बन्धुविनाशकोऽन्त्यगृहगे जारोपचारोऽधनी
मन्दे रिःफगृहं गते विकलधीर्मूर्खोऽधनी वञ्चकः ॥ ९८ ॥

૯૮. ભાવાર્થ—બારમે બુધ હોય તો સગાંઓનું બુરૂ ઇચ્છનાર, નિર્ધન, બુદ્ધિ વિનાનો થાય.

બારમે ગુરૂ હોય તો સુંદર બોલનાર, ચપળ, ભટકનાર, ખરાબ બુદ્ધિવાળો થાય.

બારમે શુક્ર હોય તો ભાઈઓનો નાશ કરનાર, વ્યભિચારી નિર્ધન થાય.

બારમે શનિ હોય તો ખરાબ બુદ્ધિવાળો, મૂર્ખ, નિર્ધન ઠગારો થાય.

विधुन्तुदे रिःफगते विशीलः सम्पत्तिशाली विकलश्च साधुः ॥
पुराणवित्तस्थितिनाशकः स्यात् चलो विशीलः शिखिनि व्ययस्थे॥९९॥

૯૯. ભાવાર્થ—રાહુ બારમા ભાવમાં હોય તો ખરાબ સ્વભાવનો, સંપત્તિવાળો, વિહ્વલ, બીજાઓને મદત કરનાર (સાધુ) થાય.

કેતુ બારમા ભાવમાં હોય તો બાપ વિગેરે તરફથી મળેલા ધનનો નાશ કરનાર, ચંચળ, દુરાચારી થાય.

## ॥ स्वोच्चफलम् ॥ પોતાના ઉચ્ચનું ફળ.

उच्चस्थे दिननायके यदि धनी सेनापतिः शीतगौ
मिष्टान्नाम्बरभूषणः कुतनयो भूनन्दने शौर्यवान् ॥
सौम्ये वंशविवर्धनो जनपतिर्धीमाञ्जितारिः सुखी
जीवे वंशकरः सुशीलचतुरो विद्वान् नृपालप्रियः ॥ १०० ॥

૧૦૦. ભાવાર્થ–સૂર્ય ઉચ્ચનો હોય તો ધનવાન, અને સેનાપતિ થાય.

ચંદ્ર ઉચ્ચનો હોય તો મીઠાં ભોજન ખાનાર, કપડાં અને પુષ્કળ ઘરેણાંવાળો, ખરાબ છોકરાંવાળો થાય.

મંગળ ઉચ્ચનો હોય તો પરાક્રમી થાય.

બુધ ઉચ્ચનો હોય તો વંશને વધારનાર, માણસોનો ઉપરી, બુદ્ધિમાન, શત્રુઓને જીતનાર, સુખી થાય.

ગુરૂ ઉચ્ચનો હોય તો કુટુંબને વધારનાર, સારા સ્વભાવવાળો, ચતુર, વિદ્વાન, અને રાજાને વ્હાલો થાય.

शुक्रे स्वोच्चगते विलासवनितासङ्गीतनृत्यप्रियो
मन्दे ग्रामपुराद्यधीक्षितिपतिर्जातः कुमारीरतः ॥

राहौ चोरजनाधिपः कुलवरः शूरः कुकर्मी धनी
केतौ चोररतस्तु हीनधरणीपालप्रियो जायते ॥ १०१ ॥

૧૦૧. ભાવાર્થ—શુક્ર ઉચ્ચનો હોય તો વિલાસી સ્ત્રીયો ગાયન અને નાચમાં પ્રીતિ રાખનાર થાય.

શનિ ઉચ્ચનો હોય તો ગામ, નગર, વન અને પૃથ્વીનો સ્વામી, કુંવારી છોકરીઓમાં પ્રીતવાળો થાય.

રાહુ ઉચ્ચનો હોય તો ચોર લોકોનો ઉપરી, કુળમાં શ્રેષ્ટ, શૂરવીર, ખરાબ કામ કરનાર, ધનવાન થાય.

કેતુ ઉચ્ચનો હોય તો ચોરીમાં પ્રીતિવાળો, નાના રાજા જેવો થાય.

एकः स्वतुङ्गः खेटो मित्रग्रहनिरीक्षितः ॥
जनयत्यवनीशं तं पूज्यं शस्यं सुहृद्युतम् ॥ १०२ ॥

૧૦૨. ભાવાર્થ—એક ગ્રહ પોતાના ઉચ્ચમાં હોય અને મિત્ર ગ્રહો જોતા હોય તો રાજા, પ્રખ્યાત, માન પામનાર ને મિત્રોવાળો થાય.

तुङ्गस्थैकवियच्चरे बलयुते जातः सधान्यो धनी
सामन्तः खचरद्वये त्रिषु यदा जातोऽवनीशो भवेत् ॥
उच्चस्थेषु चतुर्ग्रहेषु बलवान् केन्द्रेषु भूपालराट्
पञ्चव्योमचरेषुतुङ्गभवनमाप्तेषु लोकेश्वरः ॥ १०३ ॥

૧૦૩. ભાવાર્થ—એક ગ્રહ પોતાના ઉચ્ચમાં બળવાન હોય તો અનાજવાળો, ધનવાન થાય.

બે ગ્રહ ઉચ્ચના ને બળવાન હોય તો જાગીરદાર અથવા ખંડીઓ રાજા, ત્રણ ગ્રહ હોય તો રાજા થાય છે.

ચાર ગ્રહ પોતાના ઉચ્ચમાં બળવાન થઈ કેન્દ્રમાં હોય તો બળવાન, રાજાઓનો રાજા થાય છે.

પાંચ ગ્રહ પોતાના ઉચ્ચમાં બળવાન હોય તો આખી દુનિયાનો રાજા થાય.

॥ मूलत्रिकोणगतफलम् ॥

## મૂળ ત્રિકોણમાં રહેલા ગ્રહોનું ફળ.

मार्तण्डे यदि मूलकोणगृहगे जातो धनी वन्दितः
चन्द्रे वित्तसुखान्वितश्च रुधिरे कोपी दयावर्जितः ॥

तारा्जे धनिको जपी सुरगुरौ भोगी नृपालप्रियः
शुक्रे ग्रामपुराधिपस्तरणिजे शूरस्तु राहौ धनी ॥१०४॥

૧૦૪. ભાવાર્થ—સૂર્ય મૂળ ત્રિકોણમાં હોય તો ધનવાન, લોકોથી નમસ્કાર કરાતો થાય.

ચંદ્ર હોય તો પૈસાદાર અને સુખી થાય.

મંગળ હોય તો ક્રોધી, અને નિર્દય થાય.

બુધ હોય તો ધનવાન, ધર્મવાળો, જપ કરનાર થાય.

ગુરૂ હોય તો વૈભવવાળો, રાજાને વ્હાલો થાય.

શુક્ર હોય તો ગામ અને શહેરોનો સ્વામી થાય.

શનિ હોય તો બહાદુર થાય.

રાહુ હોય તો ધનવાન થાય.

॥ स्वक्षेत्रफलम् ॥

## પોતાના ઘરમાં રહેલા ગ્રહોનું ફળ.

स्वर्क्षे भास्वति चारुमन्दिरदुराचारोग्रकामी विधौ
तेजोरूपधनी कुजे कृषिबलख्यातो बुधे पण्डितः ॥
जीवे काव्यकलागमश्रुतिपरः शुक्रे मनस्वी धनी
मन्दे चण्डपराक्रमो गतसुखो राहौ यशोवित्तवान् ॥ १०५ ॥

૧૦૫. ભાવાર્થ—સૂર્ય સિંહ રાશિમાં હોય તો સારા ઘરવાળો, ખરાબ આચારવાળો, ઉગ્ર (ક્રૂર) ને કામી થાય છે.

ચંદ્ર કર્ક રાશિમાં હોય તો તેજસ્વી, રૂપવાન, ધનવાન થાય.

મંગળ મેષ કે વૃશ્ચિક રાશિમાં હોય તો ખેતી કરવાથી પ્રસિદ્ધ થાય.

બુધ કન્યા કે મિથુન રાશિમાં હોય તો પંડિત થાય.

ગુરૂ ધન કે મીન રાશિમાં હોય તો કાવ્યકળા અને શાસ્ત્ર વેદમાં કુશળ થાય.

શુક્ર વૃષભ કે તુલા રાશિમાં હોય તો પોતાની બુદ્ધિથી ચાલનાર, ધનવાન થાય.

શનિ મકર કે કુંભ રાશિમાં હોય તો પરાક્રમવાળો, સુખ વગરનો થાય છે.

રાહુ કન્યા રાશિમાં હોય તો યશવાળો, ધનવાન થાય.

स्वजातिकल्पाधिकपूज्यवित्तो धनाधिकः क्ष्मापतितुल्यभूपः ॥
एकादिभिः स्वर्क्षगतैर्ग्रहेन्द्रैर्जातक्रमेणैव भवेन्मनुष्यः ॥ १०६ ॥

૧૦૬. ભાવાર્થ—જાણીને ગુંથવાથી જેમ વધતી જાય છે તેમ એક બે ત્રણ પ્રમાણે ગ્રહો પોતાના ઘરમાં હોય તો અનુક્રમે પોતાની જાતિના બરોબરીયો, મોટી પદવી મેળવનાર, માન પામનાર, ધનવાન, બહુ ધનવાન રાજા જેવો રાજા થાય છે.

**मित्रक्षेत्रफलम् ॥ મિત્રના ઘરમાં રહેલા ગ્રહોનું ફળ.**

मित्रक्षेत्रगते रवौ दृढसुहृद्दाता यशस्वी भवेत्
तारेशे बहुमानसौख्यधनिको जातो धरानन्दने ॥
वित्तागारसुहृत्प्रियः शशिसुते चातुर्यहास्याग्रणी-
र्जीवे शिष्टरतः सिते सुतसुखी मन्दे परान्नोऽधनी ॥१०७॥

૧૦૭. ભાવાર્થ—સૂર્ય, મિત્રના ઘરમાં હોય તો મજબૂત દોસ્તારવાળો, ઉદાર, કીર્તિવાળો થાય.

ચંદ્ર હોય તો બહુ માનવાળો, સુખી અને ધનવાન થાય.
મંગળ હોય તો પૈસાદાર, મિત્રોને વ્હાલો થાય.
બુધ હોય તો ચતુર, હસમુખા સ્વભાવનો થાય.
ગુરૂ હોય તો વિદ્વાનો સાથે પ્રેમ રાખનાર થાય.
શુક્ર હોય તો છોકરાંઓથી સુખી થાય.
શનિ હોય તો નિર્ધન, પારકાનું આપેલું અનાજ ખાનારો થાય.

ख्यातः सुखी सुहृत्प्रीतः चातुर्यगुणवान् सुधीः ॥
भोगी परान्नभोक्ता च मित्रराशिफलं क्रमात् ॥ १०८ ॥

૧૦૮. ભાવાર્થ—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ અનુક્રમે મિત્ર રાશિમાં બેઠા હોય તો અનુક્રમે પ્રખ્યાત, સુખી, મિત્રોને વ્હાલો, ચતુર, ગુણવાન, સારી બુદ્ધિવાળો, વૈભવ ભોગવનાર, બીજાનું અનાજ ખાનાર થાય છે.

परद्रव्योपभोक्ता स्यादेको मित्रर्क्षगो ग्रहः ॥
द्वौ सुहृद्वित्तभोगी स्यात् त्रयः स्वार्जितवित्तभुक् ॥१०९॥

सुहृच्चतुष्टये दाता गणपः पञ्च खेचराः ॥
चमूपः षड् ग्रहाः सप्त ग्रहाः स्याद्धरणीपतिः ॥ ११० ॥

૧૦૯.-૧૧૦. ભાવાર્થ—એક ગ્રહ મિત્રરાશિમાં હોય તો પારકાનું ધન ભોગવનાર થાય.

બે ગ્રહ મિત્ર રાશિમાં હોય તો મિત્રોનું ધન ભોગવનાર થાય.
ત્રણ ગ્રહ હોય તો પોતે પેદા કરેલું ધન ભોગવનાર થાય.
ચાર ગ્રહ હોય તો દાન આપનાર (ઉદાર) થાય.
પાંચ ગ્રહ હોય તો ઘણા માણસો ઉપર સત્તા ચલાવનાર થાય.
છ ગ્રહ હોય તો સેનાપતિ થાય.
સાત ગ્રહ મિત્ર રાશિમાં હોય તો રાજા થાય.

त्रिभिरुच्चङ्गतैर्भूपस्त्रिभिर्मन्त्री स्वराशिगैः ॥
त्रिभिरस्तङ्गतैर्दासस्त्रिभिर्नीचं गतैर्जडः ॥ १११ ॥

૧૧૧. ભાવાર્થ—ત્રણ ગ્રહો ઉચ્ચ રાશિમાં હોય તો રાજા થાય.
ત્રણ ગ્રહો પોતાની રાશિમાં હોય તો પ્રધાન થાય.
ત્રણ ગ્રહો અસ્તના હોય તો ચાકર થાય.
ત્રણ ગ્રહો નીચના હોય તો જડ જેવો થાય.

## शत्रुक्षेत्रगतफलम् ॥ શત્રુના ઘરમાં રહેલા ગ્રહોનું ફળ.

शत्रुक्षेत्रगते रवौ पितृसुखत्यागी च सेवापरः
शीतांशौ यदि मातृदुःखनिरतो हृद्रोगशाली भवेत् ।
भूसूनौ विकलोऽकृतज्ञमलिनः सौम्येऽसुखी पापधीः
जीवे भाग्यरतः सिते तु भृतको मन्देऽध्वशोकाकुलः ११२

૧૧૨. ભાવાર્થ—સૂર્ય શત્રુના ઘરમાં હોય તો પિતાના સુખ રહિત, બીજાની તાબેદારી કરનાર થાય.

ચંદ્ર હોય તો માતાને દુઃખ દેનાર, હ્રદયના દુઃખથી દુઃખી થાય.
મંગળ હોય તો વિકળ (વિહ્‌વલ) નિમકહરામ મલિન થાય.
બુધ હોય તો દુઃખી અને પાપી થાય.

ગુરૂ હોય તો સટ્ટો કરનાર થાય.
શુક્ર હોય તો ચાકર થાય.
શનિ હોય તો ખેપીઓ થાય.

मित्रदा रिपुगाः पञ्च षड्ग्रहा हीनसौख्यदाः ॥
सर्वदुःखकराः सप्त मूढाः कुर्वन्त्यशोभनम् ॥ ११३ ॥

૧૧૩. ભાવાર્થ—પાંચ ગ્રહો શત્રુના ઘરમાં હોય તો ખરાબ ફળ આપે છે.

છ ગ્રહો શત્રુની રાશિમાં હોય તો સુખનો નાશ કરે છે.

સાત હોય તો સર્વ પ્રકારે દુઃખ કરે છે અને અસ્તના હોય તો પણ ખરાબ ફળ આપે છે.

## नीचराशिफलम् ॥ નીચની રાશિમાં રહેલા ગ્રહોનું ફળ.

नीचस्थे दिननायके तु पतितोऽबन्धुः प्रवासे रतः
शीतांशौ सरुजोऽल्पपुण्यधनवान् भौमे कृतघ्नो धनी ॥
क्षुद्रो बन्धुविरोधकृच्छशिसुते जीवेऽपवादी खलः
शुक्रे दुःखरतः शनौ गतधनस्त्रीको विपन्नः खलः ॥११४॥

૧૧૪. ભાવાર્થ—સૂર્ય નીચની રાશિમાં હોય તો પાપી, ભાઈ સગાંઓ વિગેરેથી રહિત, પરદેશ રહેનાર થાય.

ચંદ્ર હોય તો રોગી; થોડા પુન્ય અને ધનવાળો થાય.
મંગળ હોય તો કૃતઘ્રી, ધનવાન થાય.
બુધ હોય તો સગાંઓનો વિરોધી, નીચ થાય.
ગુરૂ હોય તો અપવાદવાળો ખરાબ કામ કરનાર થાય.
શુક્ર હોય તો દુઃખી, પીડાતો થાય.
શનિ હોય તો નિર્ધન, સ્રી વિનાનો, ખરાબ નશિબનો ને ઠગ થાય છે.

स्वेपूच्चभावेषु फलं समग्रं त्रिकोणवत्स्यात्फलमंशकेषु ॥
स्वराशितुल्यं सुहृदंशकेषु नीचे विमूढेष्वरिराशितुल्यम् ॥११५॥

૧૧૫. ભાવાર્થ—ગ્રહો ઉચ્ચ સ્થાનમાં હોય ત્યારે આખું ફળ આપે છે.

ગ્રહો મૂળ ત્રિકોણમાં હોય ને જેટલું ફળ આપે તેટલું ફળ પોતાના નવમાંશનો હોય ત્યારે આપે છે. તેઓ પોતાના ઘરમાં (સ્વગ્રહી) જેટલું ફળ આપે છે. તેટલુંજ મિત્રના નવમાંશમાં હોય ત્યારે આપે છે. અને શત્રુના ઘરમાં જેટલું ફળ આપે છે તેટલું ફળ નીચના અથવા અસ્તના હોય ત્યારે આપે છે.

स्वोच्चत्रिकोणस्वसुहृच्छत्रुनीचगृहार्कगैः ॥
शुभं सम्पूर्णपादोनदलपादाल्पनिष्फलम् ॥ ११६ ॥

૧૧૬. ગ્રહો પોતાની ઉચ્ચ રાશિ, મૂળ ત્રિકોણ રાશિ, પોતાના ઘરમાં, મિત્ર ઘરમાં, શત્રુ ઘરમાં, નિચ રાશિના કે અસ્તના હોય ત્યારે શુભ આખો, પોણો, અર્ધો, પા, જરા અને કંઈ નહીં એવું ફળ અનુક્રમે આપે છે.

केन्द्रत्रिकोणगाः सर्वे शुभदा बलिनः शुभाः ॥
त्रिषडायगताः पापा बलिनो यदि शोभनाः ॥ ११७ ॥

૧૧૭. ભાવાર્થ—શુભ ગ્રહ બળવાન થઇ કેન્દ્ર અથવા ત્રિકોણ ભાવમાં બેઠા હોય ત્યારે સારૂં ફળ આપે છે. પાપગ્રહો બળવાન થઇ ત્રિજા છઠ્ઠા અથવા અગિયારમા ભાવમાં બેઠા હોય. તો સારૂં ફળ આપે છે.

षट्पञ्चकत्रिचतुरक्षितिविचरेन्द्रसम्पर्कजद्युचरभावभवानि यानि ॥
तुङ्गादिकग्रहफलानि च कीर्तितानि मद्योतनमुखलब्धवरप्रसादात् ११८

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातक-
पारिजाते ग्रहाश्रयफलाध्यायोऽष्टमः ॥

૧૧૮ ભાવાર્થ—છ, પાંચ, ચાર, ત્રણ બે ગ્રહો સાથે હોય તેનું ફળ અને ગ્રહોનું ભાવથી થતું ફળ અને તેઓ ઉચ્ચની રાશિમાં હોય કે મૂળ ત્રિકોણ, પોતાનું ઘર, મિત્રનું ઘર કે શત્રુના ઘરના હોય, કે નીચના હોય ત્યારે શું ફળો આપે છે? તે આ પ્રકરણમાં સૂર્ય વિગેરે બીજા ગ્રહોની મહેરબાનીથી લખ્યાં છે.

નવ ગ્રહોની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં ગ્રહાશ્રમ ફળ નામનો આઠમો અધ્યાય સમાપ્ત થયો.

खेडामान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मया ज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडादा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोगजोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉર્મંગથી આઠમો અધ્યાય સંપૂર્ણ કર્યો.





# જાતક પારિજાત.

## અધ્યાય ૯ મો.

### मान्धब्दादिफलानि ॥

### માન્દિ અને વર્ષાદિ ( સંવત્સરાદિ ) નું ફળ.

मान्धब्दादिफलानि वच्मि गुलिके लग्नस्थिते मन्दधीः
रोगी पापयुते तु वञ्चनपरः कामी दुराचारवान् ॥
वित्तस्थे विषयातुरोऽटनपरः क्रोधी दुरालापवान्
पापव्योमचरान्विते गतधनो विद्याविहीनोऽथवा ॥ १ ॥

૧ ભાવાર્થ—માન્દિ વર્ષાદિનાં ફળ કહું છું લગ્નમાં ગુલિક હોય તો મંદ બુદ્ધિવાળો ને રોગી થાય ને પાપી ગ્રહ સાથે હોય તો ઠગ, કામી, ખરાબ આચારવાળો, થાય. ને બીજા ભાવમાં ગુલિક હોય તો વિષયી ફરનાર, ક્રોધી, ખરાબ વચન બોલનાર, થાય. ને પાપી ગ્રહ સાથે હોય તો નિર્ધન, વિદ્યા રહિત થાય છે.

विरहगर्वमदादिगुणैर्युतः प्रचुरकोपधनार्जनसम्भ्रमः ॥
विगतशोकभयश्च विसोदरः सहजधामनि मन्दसुते यदा ॥ २ ॥

૨. ભાવાર્થ—ત્રીજા ભાવમાં માન્દિ (ગુલિક) હોય તો વિયોગ, ગર્વ, મદ વિગેરે ગુણોવાળો, બહુ ક્રોધી, ધન મેળવવા માટે ભમનાર, શોકને ભય વિનાનો, ભાઇ ભાંડુ રહિત થાય છે.

हिबुकभवनसंस्थे मन्दजे वीतविद्या
धनगृहसुखवन्धुक्षेत्रयानोऽटनः स्यात् ॥

तनयभवनयाते मन्दसूनौ विशीलः
चलमतिरघबुद्धिः स्वल्पपुत्रोऽल्पजीवी ॥ ३ ॥

૩. ભાવાર્થ—ચોથા ભાવમાં ગુલિક હોય તો વિદ્યા રહિત, નિર્ધન ઘરના સુખ રહિત, બંધુ રહિત, ભમનાર, જમીન વિનાનો, ગાડી, પાલખી વિગેરેથી રહિત થાય છે. ને પાંચમા ભાવે ગુલિક લગ્ન હોય તો દુરાચારી, ચંચળ બુદ્ધિવાળો, પાપમાં બુદ્ધિ રાખનાર, થોડું જીવનાર, થોડા પુત્રોવાળો થાય છે.

बहुगणरिपुहन्ता भूतविद्याविनोदी
यदि रिपुगृहयाते मन्दपुत्रे तु शूरः ॥
कलहकृदिनपौत्रे कामयाते कुदारः
सकलजनविरोधी मन्दबुद्धिः कृतघ्नः ॥ ४ ॥

૪. ભાવાર્થ—છઠ્ઠા ભાવમાં ગુલિક હોય તો બહુ શત્રુઓનો નાશ કરનાર, ભૂત વિદ્યામાં આનંદી, શૂરવીર થાય છે, ને સાતમા ભાવમાં ગુલિક હોય તો કજીઆ કરનાર, ખરાબ સ્ત્રી વાળો, સર્વે મનુષ્યો સાથે વિરોધ કરનાર, મંદ બુદ્ધિવાળો ને કૃતઘ્ની થાય છે.

विकलनयनवक्त्रः स्वल्पदेहोऽष्टमस्थे
गुरुजनपितृहन्ता नीचकृत्यो गुरुस्थे ॥
अशुभशतसमेतः कर्मगे मन्दसूनौ
निजकुलहितकर्माचारहीनो विमानः ॥ ५ ॥

૫. ભાવાર્થ—આઠમા ભાવમાં ગુલિક હોય તો વિન્હલ આંખો ને મોઢાવાળો, ટુંકા આયુષ્યવાળો, થાય છે. ને નવમે ગુલિક હોય તો વડીલો ને બાપનો નાશ કરનાર, ખરાબ કામ કરનાર, તથા સેંકડો અશુભ ફળવાળો થાય છે ને દશમા ભાવમાં હોય તો પોતાના કુળનાં સારાં કર્મને આચાર રહિત, આબરૂ વિનાનો થાય છે.

अतिसुखधनतेजोरूपवान् लाभयाते
दिनकरसुतपुत्रे चाग्रजं हन्ति जातः ॥
विषयरहितवेषो दीनवाक्यप्रवीणो
निखिलधनहरः स्यान्मन्दजे रिःफयाते ॥ ६ ॥

૬. ભાવાર્થ—અગીયારમા ભાવે ગુલિક હોય તો બહુ સુખ, ધન, તેજ ને રૂપવાળો, ને પોતાના મોટાભાઈનો નાશ કરનાર થાય છે. ને બારમે ગુલિક હોય તો વિષય રહિત, પોશાકવાળો, નમ્ર વચન (બોલવા) માં ચતુર ને સર્વ ધનનો નાશ કરનાર થાય છે.

मान्दित्रिकोणोपगतं विलग्नं तद्द्वादशांशे यदि वा नवांशे॥
मान्द्यन्वितो मान्दियुतर्क्षनाथः सर्वे सदाऽनिष्टकरा भवन्ति ॥७॥

૭. ભાવાર્થ—ગુલિક ત્રિકોણમાં, લગ્ન, દ્વાદશાંશ કે નવમાંશમાં હોય ગુલિક જે રાશિમાં હોય, તે રાશિનો સ્વામી ગુલિક સાથે હોય તો બધા ખરાબ ફળ આપનાર થાય છે.

संयुक्ते यदि भास्करेण गुलिके जातः पितृद्वेषको
मातृक्लेशकरस्तु शीतरुचिना भौमेन वीतानुजः ॥
सोन्मादः शशिजेन देवगुरुणा पाषण्डको दूषकः
शुक्रेण प्रमदाकृतामयहतो नीचाङ्गनावल्लभः ॥ ८ ॥

૮. ભાવાર્થ—ગુલિક સાથે સૂર્ય હોય તો પિતાની અદેખાઈ કરનાર, ચંદ્ર હોય તો માતાને દુઃખ દેનાર, મંગળ હોય તો નાનાભાઈઓ વિનાનો, બુધ હોય તો મહોન્મત્ત, ગુરૂ હોય તો પાખંડી, દોષવાળો, શુક્ર હોય તો સ્ત્રીએ કરેલા રોગથી નાશ પામનાર, નીચ સ્ત્રીનો સ્વામી થાય છે.

जातः सौख्यरतस्तु मन्दतनये मन्देन युक्ते यदा
सर्पेणैव विषमदस्तु शिखिना वह्निमदो जायते ॥
भिक्षुः स्याद्विपनाडियुक्तगृहगे भूपालकोऽपि ध्रुवं
जातस्योपग्रहान्विता गगनगाः कुर्वन्त्यनिष्टं फलम् ॥ ९ ॥

૯. ભાવાર્થ—ગુલિક શનિ યુક્ત હોય તો સુખમાં પ્રીતિ, રાહુ યુક્ત હોય તો ઝેર આપનાર, કેતુ સાથે હોય તો અગ્નિથી ભય, અને વિષ ઘટી યુક્ત હોય તો રાજા હોય તો પણ ભીખારી, ગ્રહો ઉપગ્રહોવડે યુક્ત હોય તો ખરાબ ફળ કરે છે.

प्रभवशरदि जातः साहसी सत्यवादी
सकलगुणसमेतः कान्तिविद्धर्मशाली ॥

विभवशरदि कामी निर्मलो नित्यतुष्टः
मंत्रलधनसमेतो बन्धुविद्यायशस्वी ॥ १० ॥

૧૦. ભાવાર્થ—પ્રભવ સંવત્સરમાં જન્મેલો માણસ સાહસી, સત્ય બોલનાર, સઘળા ગુણોવાળો, વખત જાણનાર, ધર્મવાન ને વિભવ સંવત્સરમાં જન્મેલો માણસ કામી, નિર્મળ, હમેશાં સંતોષી, બહુ ધનવાન, ભાઈઓવાળો, વિદ્વાન ને યશવાળો થાય છે.

शुक्लाब्दे परदारगो गतबलस्त्यागी मनस्वी भवेत्
मन्त्री कार्यपरोऽतिभाषणपटुर्जातः प्रमोदूतके ॥
धर्मी दानपरायणः सुतधनः शान्तः प्रजोत्पत्तिजो
नीतिज्ञो निपुणः कृपालुरनिशं चाङ्गीरसाब्दे धनी ॥११॥

૧૧. ભાવાર્થ—શુક્લ સંવત્સરમાં જન્મેલો માણસ પારકી સ્ત્રી પ્રત્યે જનાર, નિર્બળ, ત્યાગ ( ખર્ચ ) કરનાર, મનસ્વી, પ્રમોદૂતમાં જન્મેલો પ્રધાન, કાર્યમાં તત્પર, બોલવામાં બહુ ચતુર થાય છે ને પ્રજોત્પત્તિમાં જન્મેલો ધર્મવાન, દાન કરનાર, છોકરારૂપી ધનવાળો, શાન્ત થાય છે. આઙ્ગિરસ સંવત્સરમાં જન્મેલો નીતિ જાણનાર, હુંશિયાર, હમેશાં દયાળુ ને ધનવાન થાય છે.

जातः श्रीमुखवत्सरे परवधूलोलः शुचिर्वित्तवान्
योगी राजकरो महाधनबलख्यातो भवाब्दे भवः ॥
लुब्धश्चञ्चलधीः कृशामयतनुः क्रोधी युवाब्दे भिषक्
जातो धातुभवोऽन्यदारनिरतः कार्यार्थवादी शठः ॥१२॥

૧૨. ભાવાર્થ—શ્રીમુખ સંવત્સરમાં જન્મેલો પારકી સ્ત્રીમાં વિહ્વલ, પવિત્ર, ધનવાન થાય છે, ભવ સંવત્સરમાં જન્મેલો યોગી, રાજા, બહુ ધન ને બળવડે પ્રસિદ્ધ થાય છે. યુવ સંવત્સરમાં જન્મેલો લોભી, ચંચળ બુદ્ધિવાળો, દુર્બળ, ને રોગી શરીરવાળો, ક્રોધી, વૈદ્ય થાય છે. ધાતુ સંવત્સરમાં જન્મેલો પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, લુચ્ચો, કાર્ય પ્રયોજન કહેનાર થાય છે.

श्रीमानीश्वरवत्सरेऽचलमतिर्जातो गुणग्राहकः

क्रूरः पापरतः प्रमादिशरदि क्रोधी विबन्धुः सुखी
जातो विक्रमवत्सरे यदि धनी सेनापतिः शौर्यवान् ॥१३॥

૧૩. ભાવાર્થ—ઈશ્વર સંવત્સરમાં જન્મેલો લક્ષ્મીવાન, સ્થિરબુદ્ધિવાળો, ગુણ ગ્રહણ કરનાર, સારાં કામ કરનાર થાય છે. બહુ ધાન્ય સંવત્સરમાં જન્મેલો ભોગી, વેપારી, ધનવાન થાય છે. પ્રમાદિ સંવત્સરમાં જન્મેલો ક્રૂર, પાપમાં પ્રીતિવાળો, ક્રોધી, ભાઈઓ રહિત, ને સુખી થાય છે. વિક્રમ સંવત્સરમાં જન્મેલો ધનવાન, સેનાપતિ, પરાક્રમી થાય છે.

विषुशरदि दरिद्रो वीतलज्जो विकर्मा
दिनकरसमतेजोरूपवान् चित्रभानौ ॥
यदि निजकुलविद्याचारधर्मः सुभानौ
बहुधनबलशाली तारुणाब्दे विवेकी ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—વિષુ સંવત્સરમાં જન્મેલો દરિદ્રી, શરમવિનાનો, કર્મ રહિત થાય છે. ચિત્રભાનુમાં જન્મેલો સૂર્ય જેવો કાંતિવાન, રૂપવાન થાય છે. સુભાનુમાં જન્મેલો પોતાના કુટુંબ (કુલ)ની વિદ્યા આચાર ને ધર્મવાળો, તારૂણ સંવત્સરમાં જન્મેલો બહુ ધનને બળવડે શોભનાર, વિવેકી થાય.

जातः पार्थिववत्सरे नरपतिः श्रीमानतुल्यः सुखी
कामी भीरुरशीलवित्तपणवान् पापी व्ययाब्दे यदि ॥
वाग्मी सर्वजिदब्दकेऽतिबलवान् शास्त्री गुणी तत्त्ववित्
सम्पन्नो यदि सर्वधारिजनितः शिल्पी नृपालप्रियः ॥१५॥

૧૫. ભાવાર્થ—પાર્થિવ સંવત્સરમાં જન્મેલો રાજા, લક્ષ્મીવાન, બહુ જ સુખી થાય છે. વ્યય સંવત્સરમાં જન્મેલો કામી, બીકણ, ખરાબ સ્વભાવવાળો, નિર્ધન ને પાપી થાય છે. સર્વજીત્ સંવત્સરમાં જન્મેલો વક્તા, બહુ બળવાન, શાસ્ત્રી, ગુણવાન, તત્ત્વ જાણનાર થાય ને સર્વધારિમાં જન્મેલો ગુણવાન, (સંપન્ન) કારિગર, રાજાને વ્હાલો થાય છે.

शोकी दुष्टरतोऽतिपापनिरतः क्रूरो विरोध्यब्दके
मायावी मदनातुरो विकृतिजो मन्त्रक्रियातन्त्रधीः ॥

निर्मोही विगुणोऽतिदीनवचनः पापी खराब्दे खलः
सर्वानन्दकरो नृपप्रियकरो मन्त्रार्थविन्नन्दने ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—વિરોધી સંવત્સરમાં જન્મેલો શોકવાળો, દુષ્ટમાં પ્રીતિવાળો, બહુ પાપમાં પ્રીતિવાળો, ક્રૂર થાય છે. વિકૃતિમાં જન્મેલો માયાવી કામી, મંત્ર ને તંત્ર ક્રિયામાં બુદ્ધિવાળો થાય છે. ખર સંવત્સરમાં જન્મેલો મોહ વિનાનો, ગુણ વિનાનો, બહુ ગરીબ વચનવાળો, પાપી લુચ્ચો થાય છે. નન્દન સંવત્સરમાં જન્મેલો સર્વને આનન્દ આપનાર, રાજાનું ભલું કરનાર, મંત્રના અર્થ જાણનાર થાય છે.

विजयशरदि धर्मी सत्यसंपत्तिशाली
यदि जयशरदि स्याद्राजतुल्यो नृपो वा ॥
मदनरतिविलोलो मन्मथाब्दे जितारि-
र्गुणधनरहितः स्याद्दुर्मुखाब्दे विशीलः ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—વિજય સંવત્સરમાં જન્મેલો ધર્મી, સત્યને સંપત્તિવાળો થાય છે. જય સંવત્સરમાં જન્મેલો રાજા જેવો, અથવા રાજા થાય. મન્મથ સંવત્સરમાં રતિ ક્રીડામાં વિહ્વલ, શત્રુઓને જીતનાર થાય. દુર્મુખ સંવત્સરમાં ગુણ ને ધન રહિત, ખરાબ સ્વભાવ ( નઠારાં આચરણ વાળો થાય છે.

दुष्टात्मा यदि हेमलम्बिजनितः कृष्यादिकर्मोत्सुकः
श्रीमान्विप्रजनाश्रितः फलपरित्यागी विलम्ब्यब्दके ॥
रोगी भीरुरवित्तवान् चलमतिर्नीचो विकार्यब्दके
शार्वर्यामतिवित्तभोगसुमनाः सत्यव्रताचारवान् ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—હેમલમ્બિ સંવત્સરમાં જન્મેલો દુષ્ટ આત્માવાળો, ખેતી વિગેરે કામમાં ઉત્સાહી થાય. વિલંબિ સંવત્સરમાં જન્મેલો લક્ષ્મીવાન, બ્રાહ્મણોના આશ્રય રૂપ, ફળનો ત્યાગ કરનાર થાય. વિકારિ સંવત્સરમાં રોગી, બીકણ, નિર્ધન, ચંચળ બુદ્ધિવાળો, નીચ થાય. શાર્વરિ સંવત્સરમાં જન્મેલો બુદ્ધિ, ધન, ભોગ ને સારા મનવાળો, સત્યવ્રત ને આચારવાળો થાય છે.

शान्तोदारकृपाकरः प्लवभवः शूरः स्वधर्माश्रितो
जातः स्त्रीजनवञ्चितः शुभकृतिः प्राज्ञः शुभाङ्गः सुधीः ॥
ज्ञानी शोभकृति क्षिती शगुणवान् विद्याविनोदप्रियो
दुर्भोगी परदारगः शठमतिः क्रोध्यब्दजः क्रोधयुक् ॥१९॥

૧૯. ભાવાર્થ—પ્લવ સંવત્સરમાં જન્મેલો શાંત, ઉદાર, દયા કરનાર, શૂરવીર, પોતાના ધર્મનો આશ્રય કરનાર થાય. શુભકૃતમાં જન્મેલો સ્ત્રીઓથી ઠગાનાર, ડાહ્યો સુંદર શરીરવાળો, સારી બુદ્ધિવાળો થાય. શોભકૃતમાં જન્મેલો જ્ઞાની, રાજા જેવા ગુણવાળો, વિદ્યાના વિનોદમાં પ્રીતિ રાખનાર થાય ને ક્રોધિ સંવત્સરમાં જન્મેલો ખરાબ ભોગવાળો, પાપી બુદ્ધિવાળો, પારકી સ્ત્રી પ્રત્યે જનાર ને ક્રોધી થાય છે.

मानी हास्यरसप्रियो गुणधनश्लाघी च विश्वावसौ
दुष्टाचारपरः पराभवशरज्जातः कुलध्वंसकः ॥
कामी बन्धुरतः प्लवङ्गजनितो बालप्रियो मन्दधीः
देवाराधनतत्परोऽतिसुभगः शौर्यान्वितः कीलके ॥ २० ॥

૨૦. ભાવાર્થ—વિશ્વાવસુ સંવત્સરમાં જન્મેલો માનવાળો, હાસ્ય રસમાં પ્રીતિવાળો, ગુણવાન, ધનવાન, વખણાતો થાય. પરાભવ સંવત્સરમાં જન્મેલો ખરાબ આચારવાળો, કુળનો નાશ કરનાર થાય. પ્લવંગ સંવત્સરમાં જન્મેલો કામી, ભાઈઓમાં પ્રીતિવાળો, બાળકપર પ્રેમ રાખનાર ને મન્દ બુદ્ધિવાળો થાય. ને કીલકમાં જન્મેલો દેવની પ્રાર્થના કરવામાં તત્પર, બહુ સુંદર ને શૂરવીર થાય છે.

शान्तः सर्वजनप्रियोऽतिधनिकः सौम्याब्दजो धैर्यवान्
नानाशास्त्रविशारदोऽविकलधीः साधारणाब्दे नरः ॥
आशालुश्च विरोधकृद्भवनरः क्रोधी दरिद्रोऽटनो
दुःशीलः परिधाविवत्सरभवः पारुष्यवाग्वित्तवान् ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—સૌમ્ય સંવત્સરમાં જન્મેલો શાંત, બધા મનુષ્યોને વ્હાલો, બહુ ધનવાન, ધીરજવાળો થાય. સાધારણ સંવત્સરમાં જન્મેલો પુરૂષ નાના પ્રકારના શાસ્ત્રોમાં કુશળ, સ્થિર બુદ્ધિવાળો થાય. વિરોધ

ક્રૂતસંવત્સરમાં જન્મેલો લાંબી ઇચ્છાવાળો, ક્રોધી, દરિદ્રી, ભમનાર ને ખરાબ સ્વભાવવાળો થાય. પરિધાવિ સંવત્સરમાં જન્મેલો બૃહસ્પતિ જેવી વાણીવાળો ને ધનવાન થાય છે.

जातो बन्धुविरागकृत् परवधूलोलः प्रमाथीचजो
मोदात्मा निखिलागमश्रुतिपरश्चानन्दजस्तत्त्ववित् ॥
पापी राक्षसवत्सरे यदि वृथालापोऽपकारी सतां
दाता दानगुणान्वितो नलभवः शान्तः सदाचारवान् ॥२२॥

૨૨. ભાવાર્થ—પ્રમાથિ સંવત્સરમાં જન્મેલો ભાઈઓથી વિરોધ કરનાર, પારકી સ્ત્રી વિશે વિહ્વલ થાય. આનન્દ સંવત્સરમાં જન્મેલો આનંદી, સર્વ શાસ્ત્રવેદમાં શ્રેષ્ઠ, તત્વ જાણનાર થાય. રાક્ષસ સંવત્સરમાં જો જન્મ્યો હોય તો પાપી, ફોકટ બોલનાર, ને સત્પુરૂષોનું અપમાન કરનાર થાય ને નલસંવત્સરમાં જન્મેલો દાતા, દાન આપનાર, ગુણવાન, શાંત, સદાચારવાળો થાય છે.

योगी पिङ्गलवत्सरे जितमना जातस्तपस्वी भवेत्
कालज्ञो यदि कालयुक्तिशरदि श्रीभोगसत्कर्मवान् ॥
सिद्धार्थो गुरुदेवभक्तिनिरतः सिद्धार्थिजातः सुधीः
जारो रौद्रिसमुद्भवः कुटिलधीर्मानी दुराचारवान् ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—પિઙ્ગલ સંવત્સરમાં જન્મેલો યોગી, મનને જીવનાર ને તપસ્વી થાય. કાળ યુક્તિ સંવત્સરમાં જન્મેલો કાળ જાણનાર, લક્ષ્મીવાળો ભોગવાળો, સારાં કર્મ કરનાર થાય. સિદ્ધાર્થિ સંવત્સરમાં જન્મેલો કામ સિદ્ધ કરનાર, ગુરૂ અને દેવની ભક્તિમાં પ્રીતિવાળો, સારો બુદ્ધિમાન થાય ને રૂદ્ર સંવત્સરમાં જન્મેલો, વ્યભિચારી, નીચ બુદ્ધિવાળો, અભિમાની, ને ખરાબ આચારવાળો, થાય છે.

कामी दुर्मतिवत्सरे जडमतिः शोकाभितप्तः खलः
स्थूलोरूदरबाहुमस्तकतनुः स्याद्दुन्दुभौ भोगवान् ॥
प्राज्ञः सत्यरतः सुखी च रुधिरोद्गार्यब्दजो वित्तवान्
शान्तो बन्धुजनप्रियोतिसुभगो रक्ताक्षिजः शीलवान् ॥२४॥

૨૪. ભાવાર્થ—દુર્મતિ સંવત્સરમાં જન્મેલો કામી, જડ બુદ્ધિવાળો, શોકથી તપનાર, લુચ્ચો થાય. દુન્દુભિ સંવત્સરમાં જન્મેલો સ્થૂળ સાથળ, પેટ, હાથ, માથા, ને શરીરવાળો, તથા ભોગવાળો થાય. રૂધિરોદગારિ સંવત્સરમાં જન્મેલો ડાહ્યો, સત્યમાં પ્રીતિવાળો, સુખી, ધનવાન થાય ને રક્તાક્ષિ સંવત્સરમાં જન્મેલો શાંત, ભાઈઓને વ્હાલો, સારા ભાગ્યવાળો, નેસારા સ્વભાવવાળો થાય છે.

जातो जारः क्रोधनाब्दे कुमार्गी बन्धुद्वेषी चोरनिष्ठारतः स्यात् ॥
शिष्टाचारः सुप्रसन्नः सुरूपी मानी वीतारातिरोगोऽक्षयाब्दे ॥ २५॥

૨૫. ભાવાર્થ—ક્રોધન સંવત્સરમાં જન્મેલો વ્યભિચારી, ખરાબ રસ્તે જનાર, ભાઈઓની અદેખાઈ કરનાર, ચોરી કરવામાં પ્રીતિવાળો થાય, ને અક્ષય સંવત્સરમાં જન્મેલો, શ્રેષ્ઠ આચારવાળો, પ્રસન્નતામાં રહેનાર, રૂપવાન, માનવાળો, શત્રુ અને રોગ વિનાનો થાય છે.

॥ अयनफलम् ॥ ( અયન ફળ. )

उत्तरायणसमुद्भवः पुमान् ज्ञानयोगनिरतश्च नैष्ठिकः ॥
दक्षिणायनभवः प्रगल्भवाग्भेदबुद्धिरभिमानतत्परः ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—ઉત્તરાયનમાં જન્મેલો જ્ઞાન અને યોગમાં પ્રીતિવાળો, નૈષ્ઠિક બ્રહ્મચારી થાય. દક્ષિણાયનમાં જન્મેલો ગંભીર વાણીવાળો, ભેદ બુદ્ધિવાળો, અભિમાની થાય.

॥ ऋतुफलम् ॥ ( ઋતુફળ. )

दीर्घायुर्धनिको वसन्तसमये जातः सुगन्धप्रियो
ग्रीष्मर्तौ घनतोयसेव्यचतुरो भोगी कृशाङ्गः सुधीः ॥
क्षारक्षीरकटुप्रियः सुवचनो वर्षर्तुजः स्वच्छधीः
पुण्यात्मा सुमुखः सुखी यदि शरत्कालोद्भवः कामुकः ॥२७॥

૨૭. ભાવાર્થ—વસન્ત ઋતુમાં જન્મેલો લાંબા આયુષ્યવાળો, ધનવાન, સુગંધમાં પ્રીતિ રાખનાર થાય. ગ્રીષ્મ ઋતુમાં જન્મેલો બહુ પાણી વિશે તરવામાં ચતુર, ભોગી, દુર્બળ શરીરવાળો, સારી બુદ્ધિવાળો થાય. વર્ષા ઋતુમાં જન્મેલો ખારા, મીઠા ને કડવામાં પ્રીતિવાળો, સારાં વચનવાળો, સ્વચ્છ બુદ્ધિવાળો થાય, ને શરદ્ ઋતુમાં જન્મેલો પવિત્ર, સુંદર મુખવાળો, સુખી, ઉત્સાહી થાય છે.

योगी कृशाङ्गः कृषिकश्च भोगी हेमन्तकालप्रभवः समर्थः ॥
स्नानक्रियादानरतः स्वधर्मो मानी यशस्वी शिशिरर्तुजः स्यात् ॥२८॥

૨૮. ભાવાર્થ—હેમન્ત ઋતુમાં જન્મેલો યોગી, દુર્બળ શરીરવાળો, ખેતી કરનાર, ભોગી, સમર્થ થાય. અને શિશિર ઋતુમાં જન્મેલો સ્નાન, ક્રિયા, ને દાનમાં પ્રીતિવાળો, પોતાનો ધર્મ પાળનાર, માનવાળો ને યશસ્વી થાય છે.

॥ मासफलम् ॥ (માસ ફળ.)

चैत्रे सर्वकलागमश्रुतिपरो नित्योत्सवः स्त्रीरतो
वैशाखे यदि सर्वशास्त्रकुशलः स्वातन्त्रिको भूपतिः ॥
ज्येष्ठे मासि चिरायुरर्थतनयो मन्त्रक्रियाकोविदः
चाषाढेऽतिधनी कृपालुरनिशं भोगी परद्वेषकः ॥ २९ ॥

૨૯. ભાવાર્થ—ચૈત્રમાં જન્મેલો સર્વ કળા શાસ્ત્રને વેદમાં તત્પર, હમેશાં ઉત્સાહી, સ્ત્રીમાં પ્રીતિવાળો થાય. વૈશાખમાં જન્મેલો સર્વ શાસ્ત્રમાં કુશળ, સ્વતન્ત્ર, રાજા થાય. જ્યેષ્ઠ માસમાં જન્મેલો લાંબા આયુષ્યવાળો, પૈસા અને પુત્રવાળો, મન્ત્ર ક્રિયામાં વિદ્વાન્ થાય ને અશાડમાં જન્મેલો બહુ ધનવાન, હમેશાં દયાળુ, ભોગી, શત્રુઓનો દ્વેષ કરનાર થાય છે.

जातः श्रावणमासि देवधरणीदेवार्चने तत्परो
नानादेशरतश्च भाद्रपदजस्तन्त्री मनोराज्यवान् ॥
मासे चाश्वयुजि स्वकीयजनविद्वेषी दरिद्रः खलः
पुष्टाङ्गः कृषिको विशालनयनो वित्ताधिकः कार्तिके ॥३०॥

૩૦. ભાવાર્થ—શ્રાવણ માસમાં જન્મેલો દેવ અને બ્રાહ્મણની સેવામાં તત્પર થાય. ભાદરવા માસમાં જન્મેલો નાના પ્રકારના દેશમાં પ્રીતિવાળો, પ્રધાન, ને મનથી હવાઈ કિલ્લા બાંધનાર થાય. આસો માસમાં જન્મેલો પોતાના માણસોનો દ્વેષ કરનાર, દરિદ્રી ને લુચ્ચો થાય. કાર્તિક માસમાં જન્મેલો પુષ્ટ શરીરવાળો, ખેતી કરનાર, મોટી આંખોવાળો, ને બહુ ધનવાન થાય છે.

सुरगुरुपितृभक्तो मार्गशीर्षे च धर्मी
धनगुणबलशाली तुङ्गनासस्तु पुष्ये ॥
खलमतिरतिधर्माचारवान् माघमासि
प्रतिदिनमुपकर्ता फाल्गुने गानलोलः ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—માર્ગશીર્ષમાં જન્મેલો દેવ ગુરૂ અને પિતૃઓનો ભક્ત, ધર્મવાળો થાય; પોષમાં જન્મેલો ધન, ગુણ અને બળવાળો ને મોટા નાકવાળો થાય; માઘ માસમાં જન્મેલો બુદ્ધિમાં પ્રીતિવાળો, ધર્મવાન, આચારવાળો થાય; ને ફાલ્ગુન માસમાં જન્મેલો હમેશાં પરોપકાર કરનાર ને ગાયનમાં પ્રીતિવાળો થાય છે.

## पक्षफलम् ॥ ( પક્ષફળ. )

वलक्षपक्षे यदि पुत्रपौत्रधनाधिको धर्मरतः कृपालुः ॥
स्वकार्यवादी निजमातृभक्तः स्वबन्धुवैरी यदि कृष्णपक्षे ॥३२॥

૩૨. ભાવાર્થ—શુકલપક્ષમાં જન્મેલો બહુ પુત્ર, પૌત્ર ને ધનવાળો, ધર્મમાં પ્રીતિવાળો, ને દયાળુ થાય છે. કૃષ્ણપક્ષમાં જન્મેલો પોતાના કામને કહેનાર, પોતાની માતાનો ભક્ત ને પોતાના ભાઈઓનો વેરી થાય છે.

## कालफलम् ॥ ( કાળ વખતનું ફળ. )

जातः प्रत्युषसि स्वधर्मनिरतः सत्कर्मजीवी सुखी
मध्यान्हे यदि राजतुल्यगुणवान् जातो पराह्ने धनी ॥
सायंकालभवः सुगन्धवनितालोलः खलात्माऽटनो
रात्रौ तत्फलमेव सौख्यबहुलः सूर्योदये जायते ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—સવારમાં જન્મેલો, પોતાના ધર્મમાં પ્રીતિવાળો, સારાં કર્મ કરનાર, સુખી થાય; મધ્યાહ્ને જન્મેલો, રાજા જેવો ગુણવાન થાય; પરાહ્ને જન્મેલો, ધનવાન થાય; સાયંકાળે જન્મેલો સુગન્ધ અને સ્ત્રીમાં લિંડલ, લુચ્ચો, ને ભમનાર થાય તથા રાત્રીએ જન્મેલો પણ તેજ ફળ ભોગવનાર થાય; અને સૂર્યોદય વખતે જન્મેલો બહુ સુખવાળો થાય છે.

तिथिफलम् ॥ ( તિથિફળ. )

महोद्योगी जातः प्रतिपदि तिथौ पुण्यचरितः
द्वितीयायां तेजःपशुबलयशोवित्तबहुलः ॥
तृतीयायां पुण्यप्रबलभयशीलश्च पटुवाक्
चतुर्थ्यामाशालुस्त्वटनचतुरो मन्त्रनिपुणः ॥ ३४ ॥

३४. ભાવાર્થ—એકમને દિવસે જન્મેલો મોટો ઉદ્યોગી, પવિત્ર આચરણ કરનાર થાય; બીજને દિવસે જન્મેલો બહુ તેજ, પશુ, બળ, યશ ને ધનવાળો થાય; ત્રીજને દિવસે જન્મેલો પુણ્યવાન, બળવાન, બીકણ, સારાં આચરણવાળો, સુંદર વાણીવાળો થાય; ચોથને દિવસે જન્મેલો લાંબી આશાવાળો, ભમવામાં ચતુર ને મન્ત્રમાં હોશીયાર થાય છે.

पञ्चम्यामखिलागमश्रुतिरतः कामी कृशाङ्गश्चलः
षष्ठ्यामल्पबली महीपतिसमः प्राज्ञोऽतिकोपान्वितः ॥
सप्तम्यां कठिनोरुवाक् जनपतिः श्लेष्मप्रधानो बली
चाष्टम्यामतिकामुकः सुतवधूलोलः कफात्मा भवेत् ॥ ३५ ॥

३५. ભાવાર્થ—પાંચમને દિવસે જન્મેલો સર્વ શાસ્ત્ર અને વેદમાં પ્રીતિવાળો, કામી, દુર્બળ શરીરવાળો, ને ચંચળ થાય છે. છઠને દિવસે જન્મેલો થોડો બળવાન, રાજા જેવો, ડાહ્યો ને બહુ ક્રોધી થાય છે; સાતમને દિવસે કઠોર અને મોટાં વચનવાળો, માણસોનો સ્વામી, કફવાળો, ને બળવાન, થાય છે; ને આઠમને દિવસે જન્મેલો બહુ કામી, છોકરાની વહુમાં પ્રીતિવાળો ને કફનો રોગી થાય છે.

ख्यातो दिव्यतनुः कुदारतनयः कामी नवम्यां तिथौ
धर्मात्मा पटुवाक्कलत्रतनयः श्रीमान् दशम्यां धनी ॥
देवब्राह्मणपूजको हरितिथौ दासान्वितो वित्तवान्
द्वादश्यामतिपुण्यकर्मनिरतस्त्यागी धनी पण्डितः ॥ ३६ ॥

३६. ભાવાર્થ—નવમીને દિવસે જન્મેલો પ્રસિદ્ધ, સુંદર શરીરવાળો, ખરાબ સ્ત્રી અને ખરાબ છોકરાવાળો ને કામી થાય છે; દશમને દિવસે જન્મેલો ધર્મવાન, સુંદર વાણી, સ્ત્રી અને છોકરાવાળો, લક્ષ્મીવાળો ને ધ-

નવાન થાય છે; અગીયારસને દિવસે જન્મેલો દેવ અને બ્રાહ્મણને પૂજનાર, ચાકરવાળો ને ધનવાન થાય છે; અને બારસને દિવસે બહુ પવિત્ર કામમાં પ્રીતિવાળો, ત્યાગી, ધનવાન ને પંડિત થાય છે.

त्रयोदश्यां लुब्धप्रकृतिरतिकामी च धनवान्
चतुर्दश्यां कोपी परधनवधूलोलुपमनाः ॥
अमायामाशालुः पितृसुरसमाराधनपरो
धनी राकाचन्द्रे यदि कुलयशस्वी च सुमनाः ॥ ३७ ॥

૩૭. ભાવાર્થ—તેરસને દિવસે જન્મેલો લોભી પ્રકૃતિવાળો, બહુ કામી ને ધનવાન થાય છે; ચૌદશને દિવસે જન્મેલો ક્રોધી, પારકા ધન અને સ્ત્રીમાં લોભી મનવાળો થાય; અમાસને દિવસે જન્મેલો આશાવાળો, પિતૃ અને દેવતાઓની ભક્તિમાં તત્પર થાય; પૂનમને દિવસે જન્મેલો ધનવાન, કુળવાન ને યશવાળો થાય છે.

॥ वारफलम् ॥ (વારનું ફળ.)

मानी पिङ्गलकेशलोचनतनुश्चादित्यवारे विभुः
कामी कान्तवपुर्दयालुरनिशं शीतांशुवारोद्भवः ॥
क्रूरः साहसवादकार्यनिरतो भूसूनुवारे सदा
देवब्राह्मणपूजकः सुवचनः सौम्यस्य वारोदये ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—રવિવારે જન્મેલો માનવાળો, પીળા કેશ, આંખો ને શરીરવાળો ને સમર્થ થાય છે; સોમવારે જન્મેલો કામી, સુંદર શરીરવાળો, ને હમેશાં દયાળુ થાય છે; મંગળવારે જન્મેલો ક્રૂર, સાહસી ને વાદ કરવામાં પ્રીતિવાળો થાય; અને બુધવારે જન્મેલો દેવ અને બ્રાહ્મણને પૂજનાર ને સુંદર વચનવાળો થાય છે.

यज्वा भूपतिवल्लभश्च गुणवान् ख्यातो गुरोर्वासरे
धान्यक्षेत्रधनाश्रितः सितदिने सर्वप्रियः कामधीः ॥
मन्दप्रायमतिः परान्नधनभुक् वादप्रमादान्वितो
द्वेषी बन्धुजनानुरोधकुशलो मन्दस्य वारोद्भवः ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—શુક્રવારે જન્મેલો યજ્ઞ કરનાર, રાજાને વ્હાલો, ગુણવાન અને પ્રસિદ્ધ થાય છે; શુક્રવારે જન્મેલો અનાજના ખેતરવાળો ધનવાન, સર્વને વ્હાલો ને કામી બુદ્ધિવાળો થાય છે; અને શનિવારે જન્મેલો મંદ બુદ્ધિવાળો, પારકું અનાજ અને ધન ભોગવનાર, વાદ કરનારને આળસુ, દ્વેષ કરનાર, ને ભાઈઓનો નાશ કરવામાં કુશળ થાય છે.

॥ नक्षत्रनामानि ॥ નક્ષત્રનાં નામો.

तुरङ्गदस्राश्वयुगश्विनीहया यमः कृतान्तो भरणी च याम्यभम् ॥
हुताशनोऽग्निर्बहुला च कृत्तिका विधिर्विरिञ्चिः शकटं च रोहिणी ॥४०॥

૪૦. ભાવાર્થ—અશ્વિનીનાં નામ તુરઙ્ગ, દસ્ર, અશ્વયુક્ ને હય, છે; ભરણીનાં યમ, કૃતાન્ત, ને યામ્યભમ્ છે; કૃત્તિકાનાં હુતાશન, અગ્નિ, ને બહુલા છે; અને રોહિણીનાં વિધિ, વિરિંચિ ને શકટ નામ છે.

सौम्यश्चान्द्राग्रहायण्युडुपमृगशिरास्तारका रौद्रमार्द्रा
चादित्यं तत्पुनर्वस्त्विति सुरजननी तिष्यपुष्यामरेड्याः ॥
आश्लेषाहिर्भुजङ्गः पितृजनकमघाः फल्गुनी भाग्यभंस्या
दर्यम्णश्चोत्तराख्यं भगमिति कथितं भानुहस्तारुणार्काः ॥४१॥

૪૧. ભાવાર્થ—મૃગશિર્ષનાં સૌમ્ય, ચાન્દ્ર, આગ્રહાયણી, ઉડુપ ને મૃગશિરસ્ છે; આર્દ્રાનાં તારકા, ને રૌદ્ર છે; અને એ પ્રમાણે પુનર્વસુનાં આદિત્ય ને સુરજનની છે; પુષ્યનાં તિષ્ય, ને અમરેડય (અમરેજ્ય) છે; આશ્લેષાનાં અહિ ને ભુજઙ્ગ છે; મઘાનાં પિતૃ ને જનક છે. પૂર્વાફાલ્ગુનીનાં અર્યમ્ણ ને ભાગ્યભમ્ છે; ઉત્તરા ફાલ્ગુનીનાં ઉત્તર ને ભગ છે. એ પ્રમાણે હસ્તનાં ભાનુ, અરૂણ, ને અર્ક નામ છે.

त्वष्टा च चित्रासुरवार्धकी तु स्वातीमरुद्वातसमीरणाख्याः ॥
वायुः समीरः परतो विशाखाद्विदैवतैन्द्राग्निकशूर्पभानि ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—ચિત્રાનાં ત્વષ્ટા ને સુરવર્ધકી છે; સ્વાતીનાં મરૂત્, વાત, સમીરણ, વાયુ ને સમીર છે. વિશાખાનાં દ્વિદૈવત, ઐન્દ્રાગ્નિક ને શૂર્પભ નામ છે.

अनूराधा मैत्रं त्वथ कुलिशताराशतमखः
सुरस्वामिज्येष्ठापरमथ्रमूलाक्रतुभुजः ॥

पयः पूर्वाषाढासलिलजलतोयानि परमुत्-
तराषाढा विश्वं परमभिजिदाहुर्मुनिगणाः ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—અનૂરાધાનું મૈત્ર, જ્યેષ્ટાનાં કુલિશતારા, શતમખ, ને સુરસ્વામી છે; મૂળનાં અસુર, ને અકતુભુજ છે; પૂર્વાષાઢાનાં પયઃ, સલિલ, જળ ને તોય છે; ઉત્તરાષાઢાનું વિશ્વ નામ છે. બીજું અભિજીત્ નક્ષત્ર મુનિઓ કહે છે.

श्रोणाविष्णुहरिश्रुतिश्रवणभान्याहुः श्रविष्ठावसु-
प्राचेताः शततारका वरुणभं चाजैकपादोऽजपात् ॥
पूर्वप्रोष्ठपदर्क्षकं परमहिर्बुध्न्योत्तराप्रोष्ठपात्
पूषा रेवतिपौष्णभानि मुनिभिः संकीर्तितानि क्रमात् ॥४४॥

૪૪. ભાવાર્થ—શ્રવણનાં શ્રોણા, વિષ્ણુ, હરિ, શ્રુતિ ને શ્રવણભમ્ છે; ધનિષ્ઠાનાં શ્રવિષ્ઠા ને વસુ છે; શતતારકાનાં પ્રાચેતા ને વરૂણભમ્ છે; પૂર્વાભાદ્રપદાનાં અજૈકપાદ, અજપાત્ ને પૂર્વા પ્રોષ્ઠપદા છે; ઉત્તરા ભાદ્રપદાનાં ઉત્તરા પ્રોષ્ઠપદા ને અહિર્બુધ્ન્ય છે; રેવતીનાં પૂષા, ને પૌષ્ણભમ. એ પ્રમાણે નક્ષત્રના નામો મુનિઓએ ક્રમથી કહ્યાં છે.

॥ गण्डान्ततारा: ॥ ( નક્ષત્ર ગંડાંત. )

मूलावासवयोर्मघाभुजगयोः पौष्णाश्वयोः सन्धिगं
गण्डान्तं प्रहरप्रमाणमधिकानिष्टप्रदं प्राणिनाम् ॥
ज्येष्ठादानवतारसन्धिघटिका चाभुक्तसंज्ञा भवेत्
तन्नाडीप्रभवाङ्गनासुतपशुप्रेष्याः कुलध्वंसकाः ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—જ્યેષ્ટા અને મૂળ, આશ્લેષા અને મઘા, રેવતી અને અશ્વિની એ નક્ષત્રોની સંધી (એક ઉતરી બીજું બેસે તે) વખતના એક પ્રહરને નક્ષત્ર ગંડાંત કહે છે, ને તેમાં જન્મ થાય તો પ્રાણીને બહુ નેષ્ટ ફળ આપે છે.

જ્યેષ્ટા નક્ષત્ર ઉતરતા વખતની અડધી ઘડીને, અને મૂળ બેસતા વખતની અડધી ઘડી, તેને અભુક્ત મૂળ કહે છે.

તે ઘડીમાં જન્મેલો સ્ત્રી, પુત્ર, પશુ, ચાકર અને કુળનો નાશ કરનાર થાય છે.

विभक्ता दशभिर्ज्येष्ठा नक्षत्राखिलनाडिकाः ॥
आद्यंशे जननीमाता द्वितीये जननीपिता ॥ ४६ ॥
तृतीये जननीभ्राता यदि माता चतुर्थके ॥
पञ्चमे जाततनयः षष्ठे गोवित्तनाशकः ॥ ४७ ॥
सप्तमे चोभयकुलन्त्वष्टमे वंशनाशनम् ॥
नवमे श्वशुरं हन्ति सर्वं हन्ति दशांशके ॥ ४८ ॥

૪૬. ૪૭. ૪૮. ભાવાર્થ—*જ્યેષ્ઠા નક્ષત્રની સર્વ ઘડીઓ દશવડે ભાગવી. પહેલા ભાગમાં જન્મેલો માની માનો બીજામાં માના બાપનો, ત્રીજામાં મામાનો, ચોથામાં માનો, પાંચમામાં જન્મેલો પોતાનો, છઠ્ઠામાં ગાય વિગેરે પશુ ને ધનનો, સાતમામાં બાપ માતાના બેઉ કુળોનો, આઠમે વંશનો, નવમામાં સાસરાનો અને દશમામાં જન્મેલો સર્વેનો નાશ કરે છે.

भौमवासरयोगेन ज्येष्ठजा ज्येष्ठसोदरम् ॥
भानुवासरयोगेन मूलजा श्वशुरं हरेत् ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—મંગળવારે જેષ્ઠા નક્ષત્રમાં જન્મેલા મોટા ભાઇનો, ને રવિવારે મૂળ નક્ષત્રમાં જન્મેલા સાસરાનો નાશ કરે છે.

ज्येष्ठाद्यपादेऽग्रजमाशु हन्यात् द्वितीयपादे यदि तत्कनिष्ठम् ॥
तृतीयपादे पितरं निहन्ति स्वयं चतुर्थे मृतिमेति जातः ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—જ્યેષ્ઠાના પહેલા પાદમાં જન્મેલો મોટાભાઇનો, બીજા પાદમાં જન્મેલો નાના ભાઇનો, ત્રીજા પાદમાં બાપનો, અને ચોથા પાદમાં જન્મેલો પોતાનો નાશ કરે છે.

मूलाद्यपादे पितरं निहन्यात् द्वितीयके मातरमाशु हन्ति ॥
तृतीयजो वित्तविनाशकः स्यात् चतुर्थपादे समुपैति सौख्यम् ॥५१॥

૫૧. ભાવાર્થ—મૂળના પહેલા પાદમાં જન્મેલો બાપનો નાશ કરે; બીજા પાદમાં જન્મેલો જલદી માતાનો નાશ કરે છે; ત્રીજા પાદમાં દ્રવ્યનો નાશ કરનાર થાય; ને ચોથા પાદમાં જન્મેલો બહુ સુખ પામે છે.

* ૬૦ ઘડીઓને દશથી ભાગતાં છ ઘડીનો એક ભાગ એવી રીતે દશ ભાગ થયા. ઘડીઓ ઓછી વત્તી હોય તો તે પ્રમાણે ભાગની ઘડીઓ ઓછીવત્તિ થશે.

मूलर्क्षनिखिला नाड्यः तिथिसङ्ख्याविभाजिताः ॥
आद्ये पिता पितृभ्राता तृतीये भगिनीपतिः ॥ ५२ ॥
पितामहश्चतुर्थे तु माता नश्यति पञ्चमे ॥
षष्ठे तु मातृभगिनी सप्तमे मातुलस्तथा ॥ ५३ ॥
अष्टमांशे पितृव्यस्त्री निखिलं तु नवांशके ॥
दशमे पशुसंघातो भृत्यस्त्वेकादशांशके ॥ ५४
द्वादशे तु स्वयं जातः तज्ज्येष्ठस्तु त्रयोदशे ॥
चतुर्दशे तद्भगिनी त्वन्त्ये मातामहस्तथा ॥ ५५ ॥

૫૨. ૫૩. ૫૪. ભાવાર્થ—મૂળ નક્ષત્રની સર્વ ઘડીઓને પંદર વડે ભાગવી. પહેલા ભાગમાં જન્મેલું બાળક બાપનો, બીજા ભાગમાં કાકાનો, ત્રીજામાં બહેનના વરનો, ચોથામાં બાપના બાપનો, પાંચમામાં માતાનો, છઠ્ઠામાં માશીનો, સાતમામાં મામાનો, આઠમામાં કાકીનો, નવમામાં સર્વેનો, દશમામાં પશુઓનો, અગીયારમાં ચાકરનો, બારમામાં જન્મેલું બાળક પોતાનો, તેરમામાં મોટા ભાઇનો, ચૌદમામાં બહેનનો અને પંદરમા ભાગમાં જન્મેલું બાળક માના બાપનો નાશ કરે છે.

आश्लेषाद्ये न गण्डं स्यात् धनगण्डं द्वितीयके ॥
तृतीये मातृगण्डं तु पितृगण्डं चतुर्थके ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—આશ્લેષાના પહેલા ચરણમાં ગંડયોગ થતો નથી. બીજામાં ધનગંડ ત્રીજામાં માતૃગંડ, અને ચોથામાં પિતૃગંડ થાય છે

मूलामघाश्विचरणे प्रथमे पितुश्च
पौष्णेन्द्रयोश्च फणिनस्तु चतुर्थपादे ॥
मातुः पितुः स्ववपुषोऽपि करोति नाशं
जातो यथा निशि दिनेऽप्यथ सन्ध्ययोश्च ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—મૂળ મઘા અને અશ્વિનીના પહેલા ચરણમાં બાપનો અને રેવતી, જ્યેષ્ઠા આશ્લેષાના ચોથા ચરણમાં પોતાના શરીરનો, અને માબાપનો પણ નાશ કરે છે. જો રાત્રિ દિવસ કે બે સંધ્યાયો વિષે જન્મ્યો હોય તો (તેનું ફળ નીચે મુજબ જાણવું.)

दिवा जातस्तु पितरं रात्रिजो जननीं तथा ॥
आत्मानं सन्ध्ययोर्हन्ति नास्ति गण्डविपर्ययः ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—દિવસે જન્મેલો બાપને, રાત્રિએ જન્મેલો માને, ને બે સંધ્યાયોમાં જન્મેલો પોતાનો નાશ કરે છે. ગંડથી ઉલટું નથી.

ऋक्षस्यान्ते भवेद्रात्रावादौ यदि दिने तथा ॥
सन्ध्यासु ऋक्षसन्धौ तु तदेतद्गण्डलक्षणम् ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—રાત્રિને વિષે નક્ષત્રનો અંત, તે પ્રમાણે દિવસને વિષે નક્ષત્રની આદિ સન્ધ્યાઓને વિષે બે નક્ષત્રોની સન્ધિ, તે ગંડના લક્ષણો છે.

पूर्वाषाढे धनुर्लग्ने जातः पितृविनाशकः ॥
पुष्ये कर्कटके लग्ने पितृमृत्युकरो भवेत् ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—પૂર્વાષાઢામાં ધન લગ્ન વિષે, તથા પુષ્ય નક્ષત્રમાં કર્ક લગ્ન વિષે જન્મેલો બાપનો નાશ કરનાર થાય છે.

पूर्वाषाढे तु पुष्ये च पितरं मातरं सुतम् ॥
मातुलञ्च शिशुर्हन्यात् प्रथमांशकतः क्रमात् ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—પૂર્વાષાઢા અને પુષ્યના પહેલા ચરણમાં જન્મેલો બાળક પિતાનો, બીજામાં માતાનો, ત્રીજામાં છોકરાનો, ને ચોથામાં મામાનો નાશ કરે છે.

उत्तराफाल्गुनी तारा प्रथमे चरणे यदि ॥
तिष्यनक्षत्रमध्यस्थपादयोरुभयोर्यदि ॥ ६२ ॥
पादे तृतीये चित्रायाः पूर्वार्द्धे यमभस्य च ॥
तृतीयांशेऽर्कतारायाश्चतुर्थांशेऽन्त्यभस्य च ॥ ६३ ॥
जातस्तु पितरं हन्ति जाता चेन्मातरं तथा ॥

૬૨. ૬૩. ભાવાર્થ—જો ઉત્તરા ફાલ્ગુનીના પહેલા ચરણમાં, પુષ્ય નક્ષત્રના વચમાંના બે ચરણમાં, ચિત્રાના ત્રીજા ચરણમાં, ભરણીના પૂર્વાર્દ્ધમાં, હસ્તના ત્રીજા ચરણમાં અને રેવતીના ચોથા ચરણમાં જન્મેલો છોકરો હોય, તો બાપનો ને છોકરી હોય, તો માતાનો નાશ કરે છે.

गण्डकालः ( નક્ષત્ર ગંડકાલ. )

षोडशाब्दास्तुरङ्गाद्ये मघाद्ये चाष्टवत्सराः ।
एकाब्दः शक्रताराद्यो चत्वारस्त्वाष्ट्रमूलयोः ॥ ६४ ॥
सार्पे वर्षद्वयं चैव रेवत्यामेकवत्सरः ।
द्वौ मासौ पौष्णदोषः पुष्यर्क्षे तु त्रिमासकम् ॥ ६५ ॥

૬૪. ૬૫. ભાવાર્થ—અશ્વિનીના પહેલા ચરણમાં જન્મેલો સોળ વરસ, મઘાના પહેલા ચરણમાં જન્મેલો આઠ વરસ, જ્યેષ્ઠામાં જન્મેલો એક વરસ, ચિત્રા અને મૂળમાં જન્મેલો ચાર વરસ, આશ્લેષામાં બે વરસ, અને રેવતીમાં એક વરસ, ઉત્તરાફાલ્ગુનીમાં બે માસ, પુષ્યમાં જન્મેલો ત્રણ માસ સુધી ભય ભરેલી જીન્દગી ભોગવે છે.

नवमे मासि पितरं पूर्वाषाढोद्भवो हरेत् ॥
हस्तर्क्षे यदि जातस्तु पितरं द्वादशाब्दके ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—પૂર્વાષાઢામાં જન્મેલો નવમા માસે અને હસ્ત નક્ષત્રમાં જન્મેલો બાર વર્ષે બાપનો નાશ કરે છે

अभुक्तमूलजः पुत्रः पितरं हन्ति तत्क्षणात् ।
अभुक्तमूलजनितो यदि जीवति मानवः ॥
निजवंशकरः श्रीमान् बहुसेनाधिपोऽथवा ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—અભુકત મૂળમાં જન્મેલો પુત્ર જલદી બાપનો નાશ કરે છે. અભુકત મૂળમાં જન્મેલો બાળક જો જીવે છે તો પોતાનો વંશ વધારનાર, લક્ષ્મીવાળો અથવા બહુ સેનાનો સ્વામી થાય છે.

तिथिदोषः ॥ ( તિથિ ગંડદોષ. )

कृष्णपक्षे चतुर्दश्यां षडंशे प्रथमे शुभम् ॥
द्वितीये पितरं हन्ति तृतीये मातरं तथा ॥ ६८ ॥
चतुर्थे मातुलं हन्ति पञ्चमे भ्रातृनाशनम् ॥
षष्ठे यदि शिशुं हन्ति गण्डदोष इतीरितः ॥ ६९ ॥

૬૮. ૬૯. ભાવાર્થ—કૃષ્ણ પક્ષની ચાદશના ૬ ભાગ કરવા. તેમાંના પહેલા ભાગમાં જન્મ્યો હોય તો શુભ ફળ આપે છે. બીજામાં બાપનો,

ત્રીજામાં માતાનો, ચોથામાં મામાનો, પાંચમામાં ભાઈનો, અને છઠ્ઠામાં બાળક પોતાનો નાશ કરે છે. એ પ્રમાણે ગંડ દોષ કહ્યો.

अमायान्तु प्रजातानां गजानां वाजिनां तथा ॥
गवां च महिषादीनां मनुष्याणां विशेषतः ॥ ७० ॥
सिनीवालीप्रजातानां त्याग एव हि सर्वदा ।
विशेषाच्च कुहूत्थानां शान्तिं कुर्याद्विधानतः ॥
नारीं विनावशेषाणां परित्यागो विधीयते ॥ ७१ ॥

७०. ७१. ભાવાર્થ—અમાવાસ્યા અથવા ચૌદશ ઉપર અમાસ હોય તે અમાસ અથવા *સિનિવાળી અમાસને દિવસે જન્મેલા હાથી, ઘોડા, ગાય, ભેંસ વિગેરે પશુ અને મનુષ્યોનો હમ્મેશાં ત્યાગ કરવો. કુહૂ અમાસને દિવસે (એટલે અમાસના ઉપર પડવો હોય તે દિવસે) જન્મેલાઓની વિધિથી શાંતિ કરવી, અને સ્ત્રી શિવાય સર્વનો ત્યાગ કરવો.

## योगदोषः ॥ ( યોગાનયોગથી થતા દોષ. )

पितृजन्मर्क्षकर्मर्क्षजातः पितृविनाशकः ॥
जन्मर्क्षांशकतल्लग्नजातः सद्यो मृतिप्रदः ॥ ७२ ॥

७२. ભાવાર્થ—બાપના જન્મ નક્ષત્રમાં અથવા તેનાથી દશમા નક્ષત્રમાં જન્મેલો, બાપનો નાશ કરે છે. બાપની રાશિ, નવમાંશ, ને લગ્નમાં જન્મેલો બાળક તત્કાળ બાપનો નાશ કરે છે.

मुसले मुद्गरे योगे जातः शोभननाशकृत् ॥
विष्टयां दरिद्रमाप्नोति गुलिकेऽङ्गविहीनवान् ॥ ७३ ॥

७३. ભાવાર્થ—મુશળ અને મુદ્ગરયોગમાં જન્મેલો, શુભ કામનો નાશ કરનાર, વિષ્ટિકરણમાં દરિદ્રી, ને ગુલિકયોગમાં જન્મેલો શરીરની ખોડવાળો થાય છે.

रिक्तायां पण्डतां याति पङ्गुः स्याद्यमकण्टके ॥
ग्रहपीडितनक्षत्रे जातो रोगनिपीडितः ॥ ७४ ॥

---

* ધર્મ સિંધુમાં અમાવાસ્યાના પહેલા પહોરને સિનિવાળી અમાસ કહી છે, અને છેલ્લા બે પહોરને કુહૂ સંજ્ઞાની અમાસ કહી છે, અને વચલા ૫ પહોરને દર્શ-અમાવસ્યા કહી છે.

૭૪. ભાવાર્થ—રિક્તાતિથિ (૪-૯-૧૪) માં જન્મેલો નપુંસક થાય; ને યમ કંટકમાં લંગડો, ગ્રહથી પીડાતા નક્ષત્રમાં રોગથી દુઃખી થાય છે.

ग्रहमुक्ते कांक्षितर्क्षे दत्तपुत्रो भवेत् सुतः ॥
व्यतीपातेऽङ्गहीनः स्यात् परिघे मृत्युमाप्नुयात् ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—લગ્નમાં કોઈ ગ્રહ બેઠો ન હોય. ને કોઇ ગ્રહ બેસવાની તૈયારીમાં હોય, તે વખતમાં જન્મેલો છોકરો દત્તક પુત્ર, ને વ્યતિપાતમાં જન્મેલો શરીરમાં ખોડવાળો થાય છે. પરિઘમાં જન્મેલો મરણ પામે છે.

वैधृतौ पितरं हन्ति विष्कम्भे चार्थहानिकृत् ॥
शूले च शूलरोगी स्यात् गण्डे गण्डमवाप्नुयात् ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—વૈધૃતિમાં બાપનો, વિષ્કુંભમાં પૈસાનો નાશ કરે છે. શૂળમાં શૂળનો રોગી, ને ગંડમાં કંઠમાળાનો રોગી થાય છે.

सदन्तजातः कुलनाशकारी द्वितीयमासादि चतुष्टयान्ते ॥
दन्तोद्भवो मृत्युकरः पितुः स्यात् षष्ठे शिशोस्ततपरतः शुभं स्यात् ७७

૭૭. ભાવાર્થ—દાંત સાથે જન્મેલો બાળક કુળનો નાશ કરે છે. બીજા, ત્રીજા ને ચોથા માસમાં દાંત થાય તો બાપનો નાશ કરે, ને છઠ્ઠા માસમાં દાંત ઉગે તો બાળકનો નાશ થાય છે; અને ત્યાર પછી ઉગે તો શુભ ફળ આપે છે.

## जन्मतारादयः ॥ ( જન્મભ, કર્મભ, ઇત્યાદિ. )

जन्मर्क्षमाद्यं दशमं तु कर्म संघातिकं षोडशभं वदन्ति ॥
अष्टादशं स्यात्समुदायसंज्ञं आधानमेकोनितविंशतिः स्यात् ॥ ७८ ॥
त्रयोविंशतिनक्षत्रं वैनाशिकमिति स्मृतम् ॥
जातिदेशाभिषेकाख्याः पञ्चविंशादि तारकाः ॥ ७९ ॥
जन्मतारादयो यस्य विद्धाः पापवियच्चरैः ॥
सद्यो मृत्युकरास्तस्य शुभैः शुभफलप्रदाः ॥ ८० ॥

૭૮. ૭૯. ૮૦. ભાવાર્થ—જન્મના નક્ષત્રને આદ્ય, દશમાને કર્મ, સોળમાને સંઘાતિક, અઢારમાને સમુદાય, ઓગણીસમાને આધાન, ત્રે-

વીસમાને વૈનાશિક, પચીશમાને જાતિ, છવીસમાને દેશ, સતાવીસમાને અભિષેક કહે છે. એ નક્ષત્રો પાપ ગ્રહોએ વિંધેલાં હોય, તો તેનું જલદી મરણ કરનાર, અને શુભ ગ્રહોએ વિંધાએલાં હોય તો શુભ ફળ આપનાર થાય છે.

### गण्डदोषापवादः ( ગંડદોષનો અપવાદ. )

वैशाखे श्रावणे मासे फाल्गुन्यां व्योमसंभवम् ॥
आषाढपुष्यसौम्येषु ज्येष्ठे मासि च मानुषम् ॥ ८१ ॥
अश्वयुक् चैत्रकार्तिक्यभाद्रेषु बिलसंभवम् ॥
माघे मृत्युर्गण्डदोषः पाताले नास्ति पुष्करे ॥ ८२ ॥

૮૧. ૮૨. ભાવાર્થ—વૈશાખ, શ્રાવણ ને ફાગણમાં ગંડયોગ આકાશને વિષે, અશાડ, પોષ, માર્ગશિર્ષ ને જ્યેષ્ટમાં મનુષ્ય લોકમાં, આશો, કાર્તિક, ચૈત્ર ને ભાદરવામાં પાતાળમાં અસર કરે છે; અને માહા માસમાં ગંડયોગ હોય ને જે જન્મે તે મરણ પામે છે. અને પાતાળ અને આકાશમાં જે માસમાં અસર કરે છે તે માસનો ગંડયોગ માણસોને માટે ફળ આપતો નથી.

जातमात्रे कुमारस्य मुखमालोकयेत् पिता ॥
पितृणात् स विमुच्येत पुत्रस्य मुखदर्शनात् ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—છોકરાનો જન્મ થયે બાપ મોઢું જુએ તો મુખ જોવા વડે પિતૃઋણમાંથી મુક્ત થાય છે.

### अथ नक्षत्रफलम्: ॥ ( નક્ષત્રફળ. )

अश्विन्याममतिबुद्धिवित्तविनयप्रज्ञायशस्वी सुखी
याम्यर्क्षे विकलोऽन्यदारनिरतः क्रूरः कृतघ्नो धनी ॥
तेजस्वी बहुलोद्भवः प्रभुसमोऽमूर्खश्च विद्याधनी
रोहिण्यां पररन्ध्रविन् कृशतनुर्बोधी परस्त्रीरतः ॥ ८४ ॥

૮૪. ભાવાર્થ—અશ્વિનિમાં જન્મેલો વિચારવાળો, બુદ્ધિવાન્, ધનવાન, વિનયવાળો, પંડિત, યશવાળો ને સુખી; ભરણીમાં જન્મેલો વિહ્‌વલ, બીજાની સ્ત્રીમાં પ્રીતિવાળો, ક્રૂર, કૃતઘ્ની ને ધનવાન; કૃત્તિકામાં તેજસ્વી, :

સમર્થ, વિદ્વાન્, વિદ્યાવાળો ને ધનવાન; રોહિણીમાં પારકાં છિદ્ર જાણનાર, દુર્બળ શરીરવાળો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો ને સમજણવાળો થાય.

चान्द्रे सौम्यमनोटनः कुटिलदृक् कामातुरो रोगवान्
आर्द्रायामधनश्चलोऽधिकबलः क्षुद्रक्रियाशीलवान् ॥
मूढात्मा च पुनर्वसौ धनबलः ख्यातः कविः कामुकः
तिष्ये विप्रसुरप्रियः सधनधी राजप्रियो बन्धुमान् ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—મૃગશિર્ષમાં જન્મેલો શાંત મનવાળો, ભમનાર, ખરાબ દૃષ્ટિવાળો, કામી ને રોગી; આર્દ્રામાં જન્મેલો નિર્ધન, ચંચળ, બહુ બળવાન, હલકી ક્રિયા કરનાર ને મૂર્ખ; પુનર્વસુમાં જન્મેલો ધનવાન, બળવાન, પ્રસિદ્ધ, કવિ ને કામી; પુષ્ય નક્ષત્રમાં જન્મેલો બ્રાહ્મણ અને દેવતાઓને વ્હાલો, ધનવાન, બુદ્ધિવાન, રાજાને વ્હાલો ને ભાઇઓવાળો થાય.

सार्पे मूढमतिः कृतघ्नवचनः कोपी दुराचारवान्
कामी पुण्यरतः कलत्रवशगो मानी मघायां धनी ॥
फल्गुन्यां चपलः कुकर्मचरितस्त्यागी दृढः कामुको
भोगी चोत्तरफल्गुनीभजनितो मानी कृतज्ञः सुधीः ॥८६॥

૮૬. ભાવાર્થ—આશ્લેષામાં મૂઢ બુદ્ધિવાળો, કૃતઘ્ની વચનવાળો, ક્રોધી ને ખરાબ આચારવાળો; મઘામાં કામી, પુણ્યમાં પ્રીતિવાળો, સ્ત્રીને વશ થયેલો, અભિમાની ને ધનવાન; પૂર્વા ફાલ્ગુનીમાં ચંચળ, કુકર્મ કરનાર, સંબંધીઓએ તજેલો, મજબૂત ને કામી; ઉત્તરા ફાલ્ગુનીમાં ભોગી, માનવાળો, કરેલા ઉપકારને જાણનાર અને સારો બુદ્ધિમાન, થાય.

हस्तर्क्षे यदि कामधर्मनिरतः प्राज्ञोपकर्ता धनी
चित्रायामतिगुप्तशीलनिरतो मानी परस्त्रीरतः ॥
स्वात्यां देवमहीसुरप्रियकरो भोगी धनी मन्दधीः
गर्वी दारवशो जितारिरधिकक्रोधी विशाखोद्भवः ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—હસ્ત નક્ષત્રમાં ઇચ્છા ધર્મમાં પ્રીતિવાળો, ડાહ્યો, ઉપકાર કરનાર ને ધનવાન; ચિત્રામાં છાની વાતો લઈ જવા લાવવામાં પ્રીતિવાળો, માનવાળો ને પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો; સ્વાતિમાં દેવને બ્રાહ્મ-

ઘણું ભલું કરનાર, ભોગી, ધનવાન ને મંદ બુદ્ધિવાળો; વિશાખામાં અભિમાની, સ્ત્રીને વશ, શત્રુઓને જીતનાર અને બહુ ક્રોધી થાય.

मैत्रे सुप्रियवाक् धनी सुखरतः पूज्यो यशस्वी विभुः
ज्येष्ठायामतिकोपवान् परवधूसक्तो विभुर्धार्मिकः ॥
मूलर्क्षे पटुवाग्विधूतकुशलो धूर्त्तः कृतघ्नो धनी
पूर्वाषाढभवोऽविकारचरितो मानी सुखी शान्तधीः ॥८८॥

૮૮. ભાવાર્થ—અનુરાધામાં મીઠાં વચન બોલનાર, ધનવાન, સુખમાં પ્રીતિવાળો, પૂજવાલાયક, યશવાળો ને સમર્થ; જ્યેષ્ઠામાં બહુ ક્રોધી, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, સમર્થ ને ધર્મવાળો; મૂળમાં ચતુર વાણીવાળો, કુશળતા રહિત, ધૂતારો, કૃતઘ્ની ને ધનવાન; પૂર્વાષાઢામાં વિકાર વિનાના આચરણવાળો, માનવાળો, સુખી અને શાંત બુદ્ધિવાળો થાય.

मान्यः शान्तगुणः सुखी च धनवान् विश्वर्क्षजः पण्डितः
श्रोणायां द्विजदेवभक्तिनिरतो राजा धनी धर्मवान् ॥
आशालुर्वसुमान् वसूड्जनितः पीनोरुकण्ठः सुखी
कालज्ञः शततारकोद्भवनरः शान्तोऽल्पभुक् साहसी ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—ઉત્તરાષાઢામાં માનવાળો, શાંત ગુણોવાળો, સુખી, ધનવાન ને પંડિત; શ્રવણમાં દેવ અને બ્રાહ્મણની ભક્તિમાં પ્રીતિવાળો, રાજા, ધનવાન ને ધર્મવાન થાય; ધનિષ્ઠામાં આશાવાળો, લક્ષ્મીવાન, જાડી સાથળ ને ગરદનવાળો ને સુખી; શતભિષામાં વખત ઓળખનાર, શાન્ત, થોડું ખાનાર અને સાહસી થાય.

पूर्वप्रोष्ठपदि प्रगल्भवचनो धूर्त्तो भयार्त्तो मृदुः
चाहिर्बुध्न्यजमानवो मृदुगुणस्त्यागी धनी पण्डितः ॥
रेवत्यामुरुलाञ्छनोपगतनुः कामातुरः सुन्दरो
मन्त्री पुत्रकलत्रमित्रसहितो जातः स्थिरश्रीरतः ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—પૂર્વાભાદ્રપદામાં ગંભીર વચનવાળો, ધૂતારો, ભયથી પીડાતો ને કોમળ; ઉત્તરાભાદ્રપદામાં સરલ ગુણવાળો, ત્યાગી, ધનવાન ને પંડિત; રેવતીમાં સાથળે બહુ લાંછન યુક્ત શરીરવાળો, કામથી વિહ્હળ, સુંદર, પ્રધાન, પુત્ર, સ્ત્રી મિત્રવાળો, તેમજ સ્થિર લક્ષ્મીમાં પ્રીતિવાળો થાય.

## राशिफलम्॥ ( રાશિફળ. )

मेषस्थे यदि शीतगौ च लघुभुक् कामी (स?) महोत्थाग्रजो
दाता कान्तयशोधधोरुचरणः कन्याप्रजो गोगते ॥
दीर्घायुः सुरतोपचारकुशलो हास्यप्रियो युग्मके
कामासक्तमनोटनः सुवचनश्चन्द्रे कुलीरस्थिते ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—મેષ રાશિમાં ચંદ્ર હોય તો થોડું ખાનાર, કામી ને મોટાઓમાં આગેવાન ભાગ ધરાવનાર; વૃષભ રાશિમાં હોય તો દાતા, કીર્તિવાન, યશવાન, સુંદર પગવાળો ને છોકરીઓવાળો; મિથુન રાશિમાં હોય તો લાંબા આયુષ્યવાળો, રતિ ક્રીડામાં કુશળ ને હાસ્યમાં પ્રીતિ રાખનાર; કર્ક રાશિમાં હોય તો કામી, ભમનાર અને સારા વચનવાળો થાય.

सिंहस्थे पृथुलोचनः सुवदनो गम्भीरदृष्टिः सुखी
कन्यास्थे विषयातुरो ललितवाग्विद्याधिको भोगवान् ॥
तौलिस्थेऽमरविप्रभक्तिनिरतो बन्धुप्रियो वित्तवान्
कीटस्थे शशिनि प्रमत्तहृदयो रोगी च लुब्धोऽटनः ॥९२॥

૯૨. ભાવાર્થ—સિંહ રાશિમાં ચંદ્ર હોય તો મોટી આંખોવાળો, સુંદર મુખવાળો, ગંભીર દૃષ્ટિવાળો ને સુખી; કન્યારાશિમાં હોય તો વિષયી, સુંદરવાણીવાળો, બહુ વિદ્યાવાળો ને ભોગી; તુલામાં હોય તો દેવ ને બ્રાહ્મણની ભક્તિમાં પ્રીતિવાળો, ભાઇઓને વ્હાલો ને ધનવાન; વૃશ્ચિકમાં હોય તો મહોન્મત્ત મનવાળો, રોગી, લોભી અને ભમનાર થાય છે.

सौम्याङ्गो रुचिरेक्षणः कुलवरः शिल्पी धनुःस्थे विधौ
गीतज्ञः पृथुमस्तको मृगगते शास्त्री परस्त्रीरतः ॥
कुम्भस्थे गतशीलवान् बुधजनद्वेषी च विद्याधिको
मीनस्थे मृगलाञ्छने वरतनुर्विद्वान् बहुस्त्रीपतिः ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—ધન રાશિમાં ચંદ્ર હોય તો શાંત શરીરવાળો, સુંદર આંખોવાળો, કુળમાં શ્રેષ્ઠ ને કારિગર; મકર રાશિમાં હોય તો ગાયન જાણનાર, મોટા માથાવાળો, શાસ્ત્રી ને પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, કુંભ રાશિમાં હોય તો ખરાબ સ્વભાવાળો ને વિદ્વાન્માણસનો દ્વેષ કરનાર; મીન રા-

શિમાં ચંદ્ર હોય તો બહુ વિદ્યાવાળો, સુંદર શરીરવાળો, વિદ્વાન, અને બહુ સ્ત્રીયોનો સ્વામી થાય છે.

राश्यंशकफलम्‌ ॥ ( ચંદ્રના નવમાંશનું ફળ. )

सेनानीर्धनवान्‌ पिशङ्गनयनश्चोरश्च मेषांशके
पीनस्कन्धमुखांसकोऽसितवपुर्जातो वृषांशे विधौ ॥
चार्वङ्गः प्रभुसेवको लिपिकरो युग्मांशके पण्डितः
श्यामाङ्गः पितृपुत्रसौख्यरहितश्चन्द्रे कुलीरांशके ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ—મેષ નવમાંશમાં ચંદ્ર હોય તો જન્મેલો સેનાધિપતિ, ધનવાન, પીળી આંખોવાળો ને ચોર; વૃષભ નવમાંશમાં જાડી કાંધ, મુખ અને ખભાવાળોને કાળા શરીરવાળો; મિથુન નવમાંશમાં સુંદર શરીરવાળો, ઇશ્વરની સેવા કરનાર, લિપિ લખનાર, ને પંડિત; કર્ક નવમાંશમાં ચંદ્ર હોય તો કાળા શરીરવાળો, અને પિતા પુત્રના સુખ રહિત થાય.

पीनाङ्गोन्नतनासिको धनबलख्यातश्च सिंहांशके
कन्यांशे मृदुभाषणः कृशतनुर्द्यूतक्रियाकोविदः ॥
कामी भूपतिसेवकः सुनयनश्चन्द्रे तुलांशे स्थिते
कीटांशे विकलोऽधनः कृशतनुः सेवाऽटनो रोगवान्‌ ॥९५॥

૯૫. ભાવાર્થ—સિંહ નવમાંશમાં ચંદ્ર હોય તો જન્મેલો જાડા શરીર અને ઉંચા નાકવાળો, ધનવાન, બળવાન ને પ્રસિદ્ધ; કન્યા નવમાંશમાં મીઠું બોલનાર, દુર્બળ શરીરવાળો ને જુગારના કામમાં ચતુર; તુલા નવમાંશમાં ચંદ્ર હોય તો જન્મેલો કામી, રાજાનો ચાકર ને સુંદર આંખોવાળો. વૃશ્ચિક નવમાંશમાં વિહ્‌વલ, નિર્ધન, દુર્બળ, શરીરવાળો, ચાકરી કરનાર, ભમનાર અને રોગી થાય છે.

चापांशे कृशदीर्घबाहुतनुकस्त्यागी तपस्वी धनी
लुब्धः कृष्णतनुः सदारतनयश्चन्द्रे मृगांशे यदि ॥
मिथ्याचाररतः स्वदारवशगः कुम्भांशगे शीतगौ
मीनांशे मृदुवागदीनवचनस्तीर्थाटनः पुत्रवान्‌ ॥ ९६ ॥

૯૬. ભાવાર્થ—ધન નવમાંશમાં ચંદ્ર હોય તો જન્મેલો દુર્બળ અને લાંબા હાથ શરીરવાળો, ત્યાગી, તપસ્વી ને ધનવાન; મકર નવમાંશમાં

ચંદ્ર હોય તો લોભી, કાળા શરીરવાળો, સ્ત્રી અને પુત્રોવાળો; કુંભ નવમાંશમાં ચંદ્ર હોય તો ખોટા આચારમાં પ્રીતિવાળો ને પોતાની સ્ત્રીને વશ થયેલો; મીન નવમાંશમાં ચંદ્ર હોય તો જન્મેલો કોમળ વાણી બોલનાર, ગરીબવચન નહિ બોલનાર, તીર્થમાં ફરનાર અને પુત્રવાળો થાય.

## योगफलम् ॥ ( વિષ્કુંભાદિ યોગનું ફળ. )

विष्कम्भे जितशत्रुरर्थपशुमान् प्रीतौ परस्त्रीवशः
पायुष्मानभवश्चिरायुरगदः सौभाग्यजातः सुखी ॥
भोगी शोभनयोगजो वधरुचिर्जातोऽतिगण्डे धनी
धर्माचारतः सुकर्मजनितो धृत्यां परस्त्रीधनः ॥ ९७ ॥

૯૭. ભાવાર્થ—વિષ્કુંભયોગમાં જન્મેલો શત્રુઓને જીતનાર, પૈસાવાળો, પશુવાળો ને પ્રીતિયોગમાં પારકી સ્ત્રીને વશ; આયુષ્માનયોગમાં જન્મેલો લાંબા આયુષ્યવાળો ને નિરોગી; સૌભાગ્યયોગમાં જન્મેલો સુખી, શોભનયોગમાં જન્મેલો ભોગી, અતિ ગંડમાં જન્મેલો વધ કરવામાં પ્રીતિવાળો, સુકર્મ યોગમાં જન્મેલો ધનવાન ને ધર્માચારમાં પ્રીતિવાળો; ધૃતિયોગમાં પારકી સ્ત્રી અને પારકું ધન ભોગવનાર થાય છે.

शूले कोपवशानुगः कलहकृद्गण्डे दुराचारवान्
वृद्धौ पण्डितवाक् ध्रुवेऽतिधनवान् व्याघातजो घातुकः ॥
ज्ञानी हर्षणयोगजः पृथुयशा वज्रे धनी कामुकः
सिद्धौ सर्वजनाश्रितः प्रभुसमो मायी व्यतीपातजः ॥ ९८ ॥

૯૮. ભાવાર્થ—શૂલયોગમાં જન્મેલો ક્રોધને વશ થયેલો ને કજીઆ કરનાર, ગંડયોગમાં દુરાચારી, વૃદ્ધિયોગમાં વિદ્વત્તા ભરેલી વાણી બોલનાર, ધ્રુવમાં બહુ ધનવાન, વ્યાઘાતયોગમાં ઘાત કરનાર, હર્ષણયોગમાં જન્મેલો જ્ઞાની ને બહુ યશવાળો, વજ્રયોગમાં ધનવાન ને કામી, સિદ્ધિયોગમાં સર્વ મનુષ્યોને આશ્રય આપનાર ને ઇશ્વર જેવો સમર્થ અને વ્યતિપાત યોગમાં જન્મેલો માયાવી થાય.

दुष्कामी च वरीयजस्तु परिघे विद्वेषको वित्तवान्
शास्त्रज्ञः शिवयोगजश्च धनवान् शान्तोऽवनीशप्रियः ॥

सिद्धे धर्मपरायणः क्रतुपरः साध्ये शुभाचारवान् ।
चार्वङ्गः शुभयोगजश्च धनवान् कामातुरः श्लेष्मलः ॥९९॥

૯૯. ભાવાર્થ—વરીયાણયોગમાં જન્મેલો ખરાબ કામ કરનાર, પરિઘયોગમાં જન્મેલો દ્વેષ વિનાનો ને ધનવવાન, શિવયોગમાં શાસ્ત્ર જાણનાર, ધનવાન, શાંત ને રાજાને વ્હાલો; સિદ્ધિયોગમાં ધર્મ પરાયણ ને યજ્ઞ કરનાર, સાધ્યયોગમાં શુભ આચારવાળો, શુભયોગમાં જન્મેલો સુંદર શરીરવાળો, ધનવાન, કામી અને કફરોગી થાય.

शुक्ले धर्मरतः पटुत्ववचनः कोपी चलः पण्डितो
मानी ब्रह्मभवोऽतिगुप्तधनिकस्त्यागी विवेकप्रभुः ॥
ऐन्द्रे सर्वजनोपकारचरितः सर्वज्ञधीर्वित्तवान्
मायावी परदूषकश्च बलवान्स्त्यागी धनी वैधृतौ ॥ १०० ॥

૧૦૦. ભાવાર્થ—શુકલયોગમાં જન્મેલો ધર્મમાં પ્રીતિવાળો, ચતુર વચનવાળો, ક્રોધી, ચંચળ ને પંડિત; બ્રહ્મયોગમાં જન્મેલો માનવાળો, બહુ છાના ધનવાળો, ત્યાગી ને વિવેકમાં સમર્થ; ઐન્દ્રમાં સર્વ માણસોનો ઉપકાર કરનાર, સર્વજ્ઞ બુદ્ધિવાળો ને ધનવાન; વૈધૃતિયોગમાં માયાવી, પારકાને દોષ કરનાર, બળવાન, ત્યાગી અને ધનવાન થાય છે.

## करणफलम् ( કરણનું ફળ. )

ववकरणभवः स्याद्बालकृत्यः प्रतापी
विनयचरितवेषो बालवे राजपूज्यः ॥
गजतुरगसमेतः कौलवे चारुकर्मा
मृदुपटुवचनः स्यात् तैतिले पुण्यशीलः ॥ १०१ ॥

૧૦૧. ભાવાર્થ—બવકરણમાં જન્મેલો બાળક જેવાં કામ કરનાર ને પ્રતાપી; બાલવકરણમાં વિનયી આચારણ ને વેષવાળો, રાજાને પૂજવા લાયક; કૌલવકરણમાં હાથી ઘોડાઓવાળો ને સુંદર કામ કરનાર; તૈતિલમાં કોમળ, ચતુર વચન બોલનાર અને પુણ્ય કરનાર થાય.

गरजकरणजातो वीतशत्रुः प्रतापी
वणिजि निपुणवक्ता जारकान्ताविलोलः ॥

निखिलजनविरोधी पापकर्मापवादी
परिजनपरिपूज्यो विष्टिजातः स्वतन्त्रः ॥ १०२ ॥

૧૦૨. ભાવાર્થ—ગરજકરણમાં જન્મેલો શત્રુઓ વિનાનો ને પ્રતાપી; વણિજકરણમાં ભાષણ કરવામાં ચતુર, વ્યભિચારીસ્ત્રીમાંવિહ્વલ, વિષ્ટિમાં જન્મેલો સર્વ માણસો સાથે વિરોધ કરનાર, પાપી કામ કરનાર આરોપી, સગાં સંબંધીથી પૂજાનાર અને સ્વતન્ત્ર થાય.

कालज्ञः शकुनोद्भवः स्थिरसुखी जातस्त्वनिष्टाकरः
सर्वज्ञश्च चतुष्पदेऽतिललितप्रज्ञायशोवित्तवान् ॥
तेजस्वी वसुमानतीव बलवान् वाचालको नागये
किंस्तुघ्ने परकार्यकृच्चपलधीर्हास्यप्रियो जायते ॥ ॥१०३ ॥

૧૦૩. ભાવાર્થ—શકુનિકરણમાં જન્મેલો કાળ (વખત) જાણનાર, લાંબા વખત સુધી સુખી ને અનિષ્ટ નહિ કરનાર; ચતુષ્પદ કરણમાં જન્મેલો સર્વ જાણનાર, સુંદર બુદ્ધિવાળો, યશવાન ને ધનવાન; નાગ કરણમાં તેજસ્વી, બહુ લક્ષ્મીવાળો, બળવાન ને વાચાલ; કિંસ્તુઘ્નકરણમાં પારકાનું કામ કરનાર, ચપળ બુદ્ધિવાળો અને હાસ્યમાં પ્રીતિ રાખનાર થાય.

## लग्नफलम् ॥ (લગ્નનું ફળ.)

बन्धुद्वेषकरोऽटनः कृशतनुः क्रोधी विवादप्रियो
मानी दुर्बलजानुरस्थिरधनः शूरश्च मेषोदये ॥
गोमान् देवगुरुद्विजार्चनरतः स्वल्पात्मजः शान्तधीः
विद्यावादरतोऽटनश्च सुभगो गोलग्नजः कामुकः ॥ १०४ ॥

૧૦૪. ભાવાર્થ—મેષ લગ્નમાં જન્મ હોય તો ભાઈઓની અદેખાઈ કરનાર, ભમનાર, દુર્બળ શરીરવાળો, ક્રોધી, વિવાદમાં પ્રીતિ રાખનાર, અભિમાની, દુર્બળ ઢીંચણવાળો, ચંચળ ધનવાળોને શૂરવીર; વૃષભ લગ્નમાં જન્મેલો ધનવાન, દેવ, ગુરૂ ને બ્રાહ્મણની પૂજામાં પ્રીતિવાળો, થોડાં છોકરાંવાળો, શાંત બુદ્ધિવાળો, વિદ્યાવાદમાં પ્રીતિવાળો, ભમનાર, સારો ભાગ્યશાળી અને કામી થાય છે.

भोगी बन्धुरतो दयालुरधिकश्रीमान् गुणी तत्त्ववित्
योगात्मा सुजनप्रियोऽतिसुभगो रोगी च युग्मोदये ॥

मिष्टान्नाम्बरभूषणो ललितवाक् कापट्यधीर्धर्मवान् .
जातस्थूलकलेवरोऽन्यभवनप्रीतः कुलीरोदये ॥ १०५ ॥

૧૦૫. ભાવાર્થ—મિથુન લગ્નમાં જન્મેલો ભોગી, ભાઈઓમાં પ્રીતિવાળો, દયાળુ, બહુ ધનવાન, ગુણવાન, તત્ત્વ જાણનાર, યોગી, સારા માણસમાં પ્રીતવાળો, બહુ ભાગ્યશાળી ને રોગી; કર્ક લગ્નમાં જન્મેલો મીઠું, અનાજ, વસ્ત્ર અને અલંકારવાળો, સુંદર વચન બોલનાર, કપટી બુદ્ધિવાળો, ધર્મવાન્, સ્થૂળ શરીરવાળો અને પારકા ઘરમાં પ્રીતિવાળો થાય.

जातः सिंहविलग्नकेऽल्पतनयः सन्तुष्टधीर्हिंसकः
शूरो राजवशीकरो जितरिपुः कामी विदेशं गतः ॥
कन्यालग्नभवः क्रियासु निपुणः श्रीमान् सुधीः पण्डितो
मेधावी वनिताविलासरसिको वन्धुप्रियः सात्विकः ॥१०६॥

૧૦૬. ભાવાર્થ—સિંહ લગ્નમાં જન્મેલો થોડાં છોકરાંવાળો, સંતોષી બુદ્ધિવાળો, હિંસા કરનાર, શૂરવીર, રાજાને વશ કરનાર, શત્રુઓને જીતનાર, કામી ને પરદેશમાં રહેનાર; કન્યા લગ્નમાં જન્મેલો ક્રિયાઓમાં હુશિયાર, લક્ષ્મીવાળો, બુદ્ધિવાન, પંડિત, વિદ્વાન્, સ્ત્રીઓના વિલાસમાં રસિક, ભાઈઓને વ્હાલો અને સાત્વિક થાય.

ललितवदननेत्रो राजपूज्यश्च विद्वान्
मदनरतिविलोलः स्त्रीधनसेत्रशाली ॥
विरलदशनमुख्यः शान्तबुद्धिर्विषादी
चलमतिरतिभीरुर्जायते तौलिलग्ने ॥ १०७ ॥

૧૦૭. ભાવાર્થ—તુલા લગ્નમાં જન્મેલો સુંદર મુખ અને આંખોવાળો, રાજ્યમાં પૂજવા લાયક, વિદ્વાન્, રતિ ક્રીડામાં વિહ્‌વલ, સ્ત્રી ધન અને ઘરેવાળો, સુંદર દાંતવાળો, શાંત બુદ્ધિવાળો, ખેદ કરનાર, ચંચળ અને બહુ બીકણ થાય.

मूलः क्रूरविलोचनोऽतिचपलो मानी चिरायुर्धनी
विद्वान् वृश्चिकलग्नजश्च सुजनद्वेषी विषादप्रियः ॥

माङ्गश्चापविलग्नजः कुलवरः श्रीमान् यशोवित्तवान्
आकोकेरसमुद्भवश्च रमणीलोलः शठो दीनवाक् ॥१०८॥

૧૦૮. ભાવાર્થ—વૃશ્ચિક લગ્નમાં જન્મેલો સૂર્ય, ક્રુર આંખોવાળો, બહુ ચંચળ, માનવાળો, લાંબા આયુષ્યવાળો, ધનવાન, વિદ્વાન્, સારા માણસોનો દ્વેષ કરનાર અને ખેદમાં પ્રીતિ રાખનાર; ધન લગ્નમાં જન્મેલો ડાહ્યો, કુળમાં શ્રેષ્ઠ, લક્ષ્મીવાળો, યશવાન ને ધનવાન; મકર લગ્નમાં જન્મેલો સ્ત્રીયો વિષે વિહ્વલ, શઠ અને ગરીબ વચન બોલનાર થાય.

अन्तःशठः परवधूरतिकेलिलोलः
कार्पण्यशीलधनवान् घटलग्नजातः ॥
मीनोदयेऽल्परतिरिष्टजनानुकूल-
स्तेजोबलप्रचुरधान्यधनश्च विद्वान् ॥ १०९ ॥

૧૦૯. ભાવાર્થ—કુંભ લગ્નમાં જન્મેલો અંતઃકરણથી લુચ્ચો, પારકી સ્ત્રી સાથે રતિક્રીડા યા મશ્કરી કરવામાં ચપળ, કંજુસ સ્વભાવનો ને ધનવાન; મીન લગ્નમાં જન્મેલો થોડી પ્રીતિવાળો, સગાં સંબંધીવાળો, તેજસ્વી, બળવાન, બહુ ધન, અનાજવાળો અને વિદ્વાન્ થાય.

## होराफलम् ॥ (હોરાનું ફળ.)

ओजे राशौ भानुहोराप्रजातः क्रूरः कामी वित्तवान् राजपूज्यः ॥
वाग्मी दाता चारुदेहो दयालुर्जारस्त्रीकश्चन्द्रहोरा यदि स्यात् ॥११०॥

૧૧૦. ભાવાર્થ—એકી રાશિનું લગ્ન હોય અને સૂર્યની હોરામાં જન્મેલો ક્રૂર, કામી, ધનવાન ને રાજાનો માનીતો; એકી રાશિનું લગ્ન હોય ને ચંદ્રની હોરામાં જન્મેલો ભાષણ કરનાર, દાતા, સુંદર શરીરવાળો, દયાળુ અને વ્યભિચારી સ્ત્રીવાળો થાય.

मार्तण्डहोराजनितः समर्थे मन्त्री कृतज्ञश्चपलोऽतिभीरुः ॥
चन्द्रस्य होराप्रभवः प्रगल्भवाक्योऽलसः पुण्यवधूरतः स्यात् १११

૧૧૧. ભાવાર્થ—જો લગ્ન બેકી રાશિનું હોય ને સૂર્યની હોરામાં જન્મેલો હોય તો પ્રધાન, કરેલા ઉપકારને જાણનાર, ચંચળ ને બહુ બીકણ; તેમજ બેકી રાશિનું લગ્ન હોય ને ચંદ્રની હોરામાં જન્મ હોય તો બડાઈનાં વચન બોલનાર, આળસુ અને પવિત્ર સ્ત્રીમાં પ્રીતિવાળો થાય.

## द्रेक्काणफलम् ॥ ( દ્રેષ્કાણનું ફળ. )

कण्ठीरवाजघटकीटमृगाननाद्या
मीनालिसिंहवणिगन्त्यगता दृगाणाः ॥
क्रूरा भवन्ति कटकस्य सरीसृपस्य
मध्यस्थितश्च बहुशः प्रवदन्ति सन्तः ॥ ११२ ॥

૧૧૨. ભાવાર્થ-સિંહ, મેષ, કુંભ, વૃશ્ચિક, ને મકરના આદિ (પહેલા) દ્રેષ્કાણને; મીન, વૃશ્ચિક, સિંહ, અને તુલાના અન્ત્ય દ્રેષ્કાણને; અને કર્ક, વૃશ્ચિકના મધ્ય દ્રેષ્કાણને સત્પુરૂષો ક્રૂર દ્રેષ્કાણ કહે છે.

कुलीरमीनादिगतौ दृगाणौ मीनाङ्गनामन्दिरमध्यगौ च ॥
योयुग्मयोरन्त्यगतत्रिभागौ भवन्ति पट्तोयधरा दृगाणाः ॥११३॥

૧૧૩. ભાવાર્થ—કર્ક અને મીનના આદિ દ્રેષ્કાણને; મીન, કન્યાના મધ્ય દ્રેષ્કાણને; વૃષભ અને મિથુનના અન્ત્ય દ્રેષ્કાણને તોય દ્રેષ્કાણ કહે છે.

मेषाश्विगोकुंभमृगद्वितीया तुलाधरस्त्रीयुगपूर्वभागाः ॥
चापाङ्गनातोयधरान्त्ययाता दृगाणसंज्ञाः प्रभवन्ति सौम्याः ॥११४॥

૧૧૪. ભાવાર્થ—મેષ, ધન, વૃષભ, કુંભ, અને મકરના મધ્ય દ્રેષ્કાણને; તુલા, કન્યા અને મિથુનના આદિ દ્રેષ્કાણને; ધન, કન્યા અને કુંભના અન્ત્ય દ્રેષ્કાણને સૌમ્ય દ્રેષ્કાણ કહે છે.

मृगाजकर्क्यन्त्यगता दृगाणा वृषस्य चापस्य च पूर्वयातौ ॥
नृयुग्मतौलीहरिमध्यगास्ते विमिश्रसंज्ञा इति संवदन्ति ॥ ११५ ॥

૧૧૫. ભાવાર્થ—મકર, મેષ અને કર્કના અન્ત્ય દ્રેષ્કાણને; વૃષભ ને ધનના આદિ દ્રેષ્કાણને; મિથુન, તુલા અને સિંહના મધ્ય દ્રેષ્કાણને વિમિશ્ર દ્રેષ્કાણ કહે છે.

क्रूरद्रेक्काणजातः खलमतिरटनः पापकर्माऽपवादी
दाता भोगी दयालुः कृपिसलिलमनास्तोयभागे विशीलः ॥
सौम्यद्रेक्काणजो यः सुखधनतनयश्चारुरूपो दयालुः
जातो मिश्रे कुशीलः परयुवतिरतः क्रूरदृष्टिश्चलात्मा ॥११६॥

૧૧૬. ભાવાર્થ—ક્રૂર દ્રેષ્કાણુમાં જન્મેલો નીચ બુદ્ધિવાળો, ભમનાર, પાપી કામ કરનાર ને બદનામ કરનાર; તોય દ્રેષ્કાણુમાં જન્મેલો દાન આપનાર, ભોગી, દયાળુ, ખેતીમાં પ્રીતિવાળો ને સારા સ્વભાવવાળો; સૌમ્યદ્રેષ્કાણુમાં જન્મેલો સુખી, ધનવાન, છોકરાવાળો, સુંદરરૂપવાન, દયાળુ અને વિમિશ્ર દ્રેષ્કાણુમાં જન્મેલો ખરાબ સ્વભાવવાળો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, ક્રૂર દૃષ્ટિવાળો અને ચંચળ થાય.

## नवमांशफलम् ॥ ( નવમાંશનું ફળ. )

मार्ताण्डांशे खलात्मा बलसुतधनवान् पिङ्गलाक्षश्च कामी
　चन्द्रांशे भोगशाली परयुवतिरतः पण्डितो गोधनाढ्यः ॥
भौमांशे क्रूरकर्मा चलमतिरटनः पित्तरोगी च लुब्धः
　त्यागी रागी बुधांशे ललिततनुरथख्यातविद्यो यशस्वी ॥११७॥

૧૧૭. ભાવાર્થ—સૂર્યના નવમાંશમાં જન્મેલો લુચ્ચો, બળવાન, છોકરાવાળો, ધનવાન, પીળી. આંખોવાળો ને કામી; ચંદ્રના નવમાંશમાં જન્મેલો ભોગી, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, પંડિત ને ગાયોના ટોળાવાળો; મંગળના નવમાંશમાં જન્મેલો ખરાબ કામ કરનાર, ચંચળ બુદ્ધિવાળો, ભમનાર, પિત્તનો રોગી ને લોભી; બુધના નવમાંશમાં જન્મેલો ત્યાગી, કામી, સુંદર શરીરવાળો, પ્રસિદ્ધ વિદ્યાવાળો અને યશવાળો થાય.

जीवांशे यदि हेमकेशतनुगः श्रेष्ठः सुधी रूपवान्
　मन्त्री पण्डितवाक् प्रसन्नवदनो राजाधिराजप्रियः ॥
शुक्रांशे परकामिनीजनरतस्त्यागी सुखी पण्डितो
　मन्दांशे यदि पापबुद्धिरधनः स्थूलद्विजो रोगवान् ॥११८॥

૧૧૮. ભાવાર્થ—ગુરૂના નવમાંશમાં જો જન્મ્યો હોય તો, સોના જેવા કેશ અને શરીરવાળો, શ્રેષ્ઠ, સારી બુદ્ધિવાળો, રૂપવાન, પ્રધાન, વિદ્વતા ભરેલી વાણીવાળો, પ્રસન્ન મુખવાળો ને મોટા રાજાઓને વ્હાલો; શુક્રના નવમાંશમાં જન્મેલો પારકી સ્ત્રીયોમાં પ્રીતિવાળો, ત્યાગી, સુખી ને પંડિત; શનિના નવમાંશમાં જન્મેલો પાપ બુદ્ધિવાળો, નિર્ધન, રોગી ને સ્થૂળ દાંતવાળો થાય છે.

## द्वादशांशफलम् ॥ ( દ્વાદશાંશનું ફળ. )

जातो मेषद्वादशांशे खलात्मा चौरः पापाचारधर्मानुरक्तः ॥
स्त्रीवित्ताढ्यो रोगवानुक्षभांशे युग्मांशे तु द्यूतकृत्यः सुशीलः ॥११९॥

૧૧૯. ભાવાર્થ—મેષ દ્વાદશાંશમાં જન્મેલો લુચ્ચો, ચોર, પાપ આચરણ કરવાવાળો ને પાપી ધર્મમાં પ્રીતિવાળો; વૃષભ દ્વાદશાંશમાં જન્મેલો સ્ત્રીવાળો, ધનવાન ને રોગી; મિથુન દ્વાદશાંશમાં જન્મેલો જુગાર કામ કરનાર અને સારા સ્વભાવવાળો થાય.

दुष्टाचारः कर्कटांशे तपस्वी सिंहे भागे राजकृत्यः सशूरः ॥
द्यूताचारः स्त्रीरतः कन्यकांशे व्यापारी स्यात्तौलिभांशे धनाढ्यः ॥१२०॥

૧૨૦. ભાવાર્થ—કર્ક દ્વાદશાંશમાં જન્મેલો દુષ્ટ આચારવાળો ને તપસ્વી; સિંહ દ્વાદશાંશમાં જન્મેલો રાજાનાં કામ કરનાર ને શૂરવીર; કન્યા દ્વાદશાંશમાં જન્મેલો જુગાર રમનાર ને સ્ત્રીમાં પ્રીતિવાળો; તુલા દ્વાદશાંશમાં જન્મેલો વ્યાપારી અને ધનવાન થાય.

कीटांशके वधरुचिर्विटचौरनाथ-
श्चापांशके पितृमहीसुरदेवभक्तः ॥
सस्याधिपो मृगमुखांशभवः सभृत्यः
कुम्भे खलस्त्वनिमिषे धनिकश्च विद्वान् ॥ १२१ ॥

૧૨૧. ભાવાર્થ—વૃશ્ચિક દ્વાદશાંશમાં જન્મેલો વધ કરવામાં પ્રીતિવાળો, લુચ્ચા અને ચોરોનો સ્વામી; ધનના દ્વાદશાંશમાં જન્મેલો પિતૃ, બ્રાહ્મણ અને દેવઓનો ભક્ત; મકર દ્વાદશાંશમાં જન્મેલો ધનવાન ને ચાકરવાળો; કુંભ દ્વાદશાંશમાં જન્મેલો કારણ વિના લુચ્ચાઇ કરનાર ને મીન દ્વાદશાંશમાં જન્મેલો ધનવાન અને વિદ્વાન થાય છે.

## त्रिंशांशफलम् ॥ ( ત્રિંશાંશનું ફળ. )

त्रिंशांशे धरणीसुतस्य चपलः काठिन्यवाक् क्रूरधीः
मन्दस्याटनतत्परो मलिनधीर्जीवांशके वित्तवान् ॥

सौम्यांशे गुरुदेवभक्तिनिरतः साधुप्रियो बन्धुमान्
कामी कान्तवपुः सुखी च भृगुजत्रिंशांशके जायते ॥१२२॥

૧૨૨. ભાવાર્થ—મંગળના ત્રિશાંશમાં જન્મેલો ચંચળ, કઠોર વચનવાળો ને ક્રૂર બુદ્ધિવાળો; શનિના ત્રિશાંશમાં જન્મેલો ભમનાર ને મલિન બુદ્ધિવાળો; શુરૂના ત્રિશાંશમાં જન્મેલો ધનવાન, બુધનામાં જન્મેલો ગુરૂ દેવની ભક્તિમાં પ્રીતવાળો, સત્પુરૂષોને વ્હાલો ને ભાઈઓવાળો; શુક્રના ત્રિશાંશમાં જન્મેલો કામી સુંદર શરીરવાળો અને સુખી થાય છે.

## वेलाफलम् ॥ ( વેળાફળ. )

वाग्मी शिष्टाचारधर्मस्तपस्वी नित्योत्साही निर्मलो दानशीलः ॥
तेजोविद्यारूपवान् सत्यवादी वीताराति: सत्ववेलाभजातः ॥१२३॥

૧૨૩. ભાવાર્થ—સત્વવેળામાં જન્મેલો ભાષણ કરનાર, શ્રેષ્ટ આચારવાળો, ધર્મવાન, તપસ્વી, હમેશાં ઉત્સાહી, નિર્મળ, દાન કરનાર, તેજસ્વી, વિદ્યાવાળો, રૂપવાન, સાચું બોલનાર ને શત્રુઓ વિનાનો થાય છે.

रजोवेलाजातः सुखधनयशोरूपबलवान्
जितारातिः कामातुरमतिरबन्धुप्रियमनाः ॥
तमोवेलाजातः परधनवधूको गतसुखः
शठस्वामीबन्धुद्विजगुरुविरोधी चपलधीः ॥ १२४ ॥

૧૨૪. ભાવાર્થ—રજોવેળામાં જન્મેલો સુખી, ધનવાન, યશવાન, રૂપવાન, બળવાન, શત્રુઓને જીતનાર, કામદેવથી વિન્હલ બુદ્ધિવાળો ને ભાઈઓમાં પ્રીતિ વિનાનો; તમોવેળામાં જન્મેલો પારકુ ધન અને સ્ત્રી ભોગવનાર, સુખ વિનાનો, લુચ્ચાઓનો સ્વામી, ભાઈ, બ્રાહ્મણ અને ગુરૂનો વિરોધ કરનાર અને ચંચળ બુદ્ધિવાળો થાય.

तमःसत्वरजोवेलास्तमः सत्वं रजस्तमः ॥
भवन्त्यर्कादिनादीनामर्धयामैरनुक्रमात् ॥ १२५ ॥

૧૨૫. ભાવાર્થ—રવિ દિનાદિકના અર્ધ પ્રહરથી અનુક્રમે તમસ્, સત્વ, રજસ્, તમસ્, સત્વ, રજસ્, તમસ્ એ પ્રમાણે વેળા થાય છે.

## દિવસની વેળાઓ.

| ઘટીઓ. | રવી. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| ૩॥ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ |
| ૩॥ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ |
| ૩॥ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ |
| ૩॥ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ |
| ૩॥ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ |
| ૩॥ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ |
| ૩॥ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ |
| ૩॥ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ |

## રાત્રીની વેળાઓ.

| ઘટીઓ. | રવી. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| ૩॥ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ |
| ૩॥ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ |
| ૩॥ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ |
| ૩॥ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ |
| ૩॥ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ |
| ૩॥ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ |
| ૩॥ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ |
| ૩॥ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ | સત્વ | રજસ્ | તમસ્ |

## कालहोराफलम् ॥ ( કાલહોરાનું ફળ. )

मन्त्रिमङ्गलमार्ताण्डशुक्रेन्दुशनैश्वराः ॥
आरभ्य वारतो होरा रात्रौ पञ्चमवारतः ॥ १२६ ॥

૧૨૬. ભાવાર્થ—ગુરૂ, મંગળ, સૂર્ય, શુક્ર, બુધ, ચન્દ્ર, શનિ, એ વારથી આરંભીને, અને રાત્રી હોય તો પાંચમા વારથી આરંભીને હોરા થાય છે. ( આ હોરાઓના સ્વામી, ગુરૂવારને આરંભી ગણેલા છે. માટે જન્મના વારની પહેલી અને પછીની ગ્રહોની અનુક્રમે હોરાઓ જાણવી.)

## દિવસની કાલહોરાઓ.

| ઘટીઓ. | રવી. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| ૨॥ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
| ૨॥ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| ૨॥ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ |
| ૨॥ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય |
| ૨॥ | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર |
| ૨॥ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ |
| ૨॥ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર |
| ૨॥ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
| ૨॥ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| ૨॥ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ |
| ૨॥ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય |
| ૨॥ | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર |

## રાત્રીની કાલહોરાઓ.

| ઘટીઓ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| ૨॥ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ |
| ૨॥ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર |
| ૨॥ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
| ૨॥ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| ૨॥ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ |
| ૨॥ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય |
| ૨॥ | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર |
| ૨॥ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ |
| ૨॥ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર |
| ૨॥ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
| ૨॥ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| ૨॥ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | ચંદ્ર | મંગળ |

**રવિથી આરંભી કાળહોરાફળ નીચે પ્રમાણે છે.**

क्लेशायासः सम्पदः शोकरोगं
विद्यावित्तं सर्वसम्पत्प्रभुत्वम्।
जायासौख्यं चित्तनाशो दिनेशात्
जातस्यैतन् कालहोराफलं स्यात् ॥ १७७ ॥

૧૨૭. ભાવાર્થ—સૂર્યનીમાં કલેશ અને મહેનતવાળો, ચંદ્રનીમાં સંપત્તિવાળો, મંગળનીમાં રોગી, શોકવાળો, બુધનીમાં વિદ્યાવાળો, ધનવાન, ગુરૂનીમાં સર્વ સંપત્તિઓનો સ્વામી, શુક્રનીમાં સ્ત્રીના સુખવાળો, અને શનિની કાળહોરામાં જન્મેલો ધનના નાશવાળો થાય છે.

मार्ताण्डसूनुतनयाश्रयभावजानि
संवत्सरायनमुखप्रभवाखिलानि ।
होरादिवर्गजनितानि फलानि यानि
सङ्कीर्तितानि रविमुख्यवरप्रसादात् ॥ १२८॥

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते
नवमोऽध्यायः ॥

૧૨૮. ભાવાર્થ—માંધાદિફળ, સંવત્સર, અયન વિગેરેનાં સર્વ ફળ, હોરાદિ વર્ગથી થતાં સર્વફળ, સૂર્યાદિ સર્વે ગ્રહોના વરદાનથી કહ્યાં.

એ પ્રમાણે નવ ગ્રહોની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતકનો નવમો અધ્યાય સમાપ્ત થયો.

खेडाप्रान्त समागते कपडवञ्जारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
वालान्वोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोंऽककोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી નવમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

## અષ્ટકવર્ગ બાબત.

**અધ્યાય દશમામાં અષ્ટકવર્ગ** ઊપરથી ફળાધશ ઊત્તમ રીતે બતાવ્યું છે. પણ તે વિષય કઠીણ હોવાથી, શ્લોકો સાથેના કરેલા ભાષાન્તર ઊપરથી, વાંચનારને પુરેપુરી સમજણ પડશે નહી. માટે અત્રે અષ્ટકવર્ગના કોઠા બતાવી તેની કેટલીક રીત પ્રથમ બતાવી જઇએ છીએ. આ રીત વાંચવા પછીથી, જો દશમો અધ્યાય વાંચવામાં આવશે, તો પુરેપુરી સમજણ પડશે; માટે પ્રથમ રીત બતાવીએ છીએ!

અષ્ટકવર્ગની રીત ને ઉદાહરણોને માટે અત્રે ભાષાન્તર કર્તાનો જન્મ દિવસ, ને જન્મ કુંડળી મુકી છે.

સંવત્ ૧૯૩૧ શાકે ૧૭૯૭ ના શ્રાવણ વદી ૩૦ ને સોમવારે સૂર્યોદયાત્ ઈષ્ટઘટી ૨૯ પલ ૨૪ વખતે જન્મ છે.

જન્મ કુંડળી.




અત્રે બતાવામાં આવતાં અષ્ટકવર્ગનાં કોષ્ટકો કેમ નીકળે છે, તેની રીત અમારા જ્યોતિષકલ્પતરૂ નામના ગ્રંથના ૧૮૪ થી ૧૮૮ પાને પુરવિસ્તારથી મુકેલી છે તે જોવી.

## સૂર્યથી લગ્ન સુધીનાં આઠ અષ્ટકવર્ગ કોષ્ટકો.

**સૂર્યાષ્ટક વર્ગરેખા: ૪૮**

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. |
| ર. | । | । | । | । | । | ० | । | । | ० | । | ० | ० |
| ચં. | ० | ० | ० | । | । | ० | ० | ० | । | ० | ० | । |
| મં. | ० | । | ० | ० | । | । | । | । | । | ० | । | । |
| બુ. | ० | ० | । | । | । | । | ० | ० | । | ० | । | । |
| ગુ. | । | । | ० | ० | । | ० | । | ० | ० | ० | ० | ० |
| શુ. | । | ० | ० | ० | ० | । | ० | ० | ० | ० | ० | । |
| શ. | । | ० | । | ० | ० | । | । | । | । | । | ० | । |
| લ. | ० | ० | । | । | ० | । | ० | ० | ० | । | । | । |
| રે. યો. | ૪ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૪ | ૩ | ૪ | ૩ | ૩ | ૬ |
| શૂ. યો. | ૪ | ૫ | ૪ | ૪ | ૩ | ૩ | ૪ | ૫ | ૪ | ૫ | ૫ | ૨ |

**ચંદ્રાષ્ટક વર્ગરેખા: ૪૯**

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. |
| ચં. | । | ० | ० | । | । | ० | । | ० | । | ० | ० | । |
| મં. | । | ० | । | । | ० | ० | । | । | । | ० | ० | । |
| બુ. | । | । | ० | । | । | ० | । | ० | । | । | । | ० |
| ગુ. | ० | ० | । | । | ० | । | । | । | । | ० | ० | । |
| શુ. | । | ० | । | । | । | ० | ० | ० | । | । | । | ० |
| શ. | ० | । | ० | । | । | ० | ० | ० | ० | । | ० | ० |
| લ. | ० | ० | । | ० | ० | । | ० | ० | ० | । | । | ० |
| ર. | । | । | ० | । | । | ० | ० | ० | । | ० | ० | । |
| રે. યો. | ૫ | ૩ | ૪ | ૭ | ૫ | ૨ | ૪ | ૨ | ૬ | ૪ | ૩ | ૪ |
| શૂ. યો. | ૩ | ૫ | ૪ | ૧ | ૩ | ૬ | ૪ | ૬ | ૨ | ૪ | ૫ | ૪ |

| શુક્રાષ્ટક વર્ગરેખાઃ ૫૬. | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. ગુ. | — | શુ. | — | મં. | શ. |
| શુ. | ૦ | ૦ | । | । | ૦ | । | । | ૦ | । | । | । | । |
| ગુ. | ૦ | ૦ | । | । | । | ૦ | ૦ | । | ૦ | ૦ | । | । |
| શ. | ૦ | । | ૦ | । | । | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | । | ૦ |
| લ. | । | । | ૦ | । | । | । | । | ૦ | । | । | । | ૦ |
| સૂ. | । | | । | | । | ૦ | । | । | । | । | ૦ | ૦ |
| ચં. | । | ૦ | । | ૦ | । | ૦ | ૦ | । | ૦ | ૦ | । | ૦ |
| મં. | ૦ | । | ૦ | ૦ | । | । | ૦ | । | । | ૦ | । | । |
| બુ. | ૦ | ૦ | । | । | । | ૦ | । | । | ૦ | । | । | । |
| રે. યો. | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૩ | ૪ | ૫ | ૪ | ૪ | ૭ | ૪ |
| શૂ. યો. | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ | ૪ | ૪ | ૧ | ૪ |

| ભૃગ્વષ્ટક વર્ગરેખાઃ ૫૨ | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. |
| શુ. | ૦ | । | । | । | । | ૦ | । | । | । | । | । | ૦ |
| શ. | ૦ | । | । | । | ૦ | ૦ | । | । | । | । | ૦ | ૦ |
| લ. | । | | । | । | । | ૦ | ૦ | । | । | ૦ | । | ૦ |
| સૂ. | ૦ | । | ૦ | ૦ | । | । | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ચં. | ૦ | । | । | ૦ | । | । | । | । | । | । | । | ૦ |
| મં. | । | ૦ | । | । | ૦ | ૦ | । | ૦ | । | । | ૦ | ૦ |
| બુ. | ૦ | ૦ | । | ૦ | । | ૦ | ૦ | ૦ | । | ૦ | । | । |
| ગુ. | । | ૦ | ૦ | । | । | । | । | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| રે. યો. | ૩ | ૫ | ૬ | ૫ | ૬ | ૩ | ૫ | ૪ | ૬ | ૪ | ૪ | ૧ |
| શ. યો. | ૫ | ૩ | ૨ | ૩ | ૨ | ૫ | ૩ | ૪ | ૨ | ૪ | ૪ | ૭ |

**શનેરષ્ટક વર્ગરેખા: ૩૯.**

| રા. / ગ્ર. | ૧૧ લ. | ૧૨ — | ૧ — | ૨ — | ૩ — | ૪ — | ૫ ર. ચં. બુ. શુ. | ૬ — | ૭ ગુ. | ૮ — | ૯ મં. | ૧૦ શ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શ. | ० | \| | ० | \| | \| | ० | ० | ० | ० | \| | ० | ० |
| લ. | ० | ० | \| | \| | ० | \| | ० | ० | \| | \| | \| | ० |
| સૂ. | \| | \| | ० | \| | \| | ० | \| | \| | ० | \| | ० | ० |
| ચં. | ० | ० | ० | ० | \| | ० | ० | ० | \| | ० | ० | \| |
| મં. | \| | ० | \| | \| | ० | ० | ० | \| | \| | \| | ० | ० |
| બુ. | ० | \| | \| | \| | \| | \| | ० | ० | ० | ० | ० | \| |
| ગુ. | \| | \| | ० | ० | ० | ० | \| | \| | ० | ० | ० | ० |
| શુ | ० | ० | ० | ० | \| | \| | ० | ० | ० | ० | ० | \| |
| રે. યો. | ૩ | ૪ | ૩ | ૫ | ૫ | ૩ | ૨ | ૩ | ૩ | ૪ | ૧ | ૩ |
| શૂ. યો. | ૫ | ૪ | ૫ | ૩ | ૩ | ૫ | ૬ | ૫ | ૫ | ૪ | ૭ | ૫ |

**લગ્નાષ્ટક વર્ગરેખા: ૪૩.**

| રા. / ગ્ર. | ૧૧ લ. | ૧૨ — | ૧ — | ૨ — | ૩ — | ૪ — | ૫ ર. ચં. બુ. શુ. | ૬ — | ૭ ગુ. | ૮ — | ૯ મં. | ૧૦ શ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લ. | ० | ० | ० | ० | ० | \| | \| | ० | \| | ० | ० | \| |
| સૂ. | \| | \| | ० | \| | ० | ० | ० | \| | \| | \| | ० | ० |
| ચં. | \| | \| | \| | \| | ० | ० | \| | ० | \| | ० | \| | ० |
| મં. | \| | ० | \| | ० | ० | ० | \| | ० | \| | \| | \| | ० |
| બુ. | \| | \| | ० | ० | ० | \| | ० | \| | ० | \| | ० | ० |
| ગુ. | \| | ० | ० | \| | ० | ० | ० | \| | \| | \| | ० | \| |
| શુ. | \| | ० | ० | ० | \| | \| | ० | ० | ० | ० | ० | \| |
| શ. | ० | \| | ० | \| | ० | \| | ० | ० | ० | ० | \| | ० |
| રે. યો. | ૬ | ૪ | ૩ | ૪ | ૧ | ૪ | ૩ | ૩ | ૫ | ૪ | ૩ | ૩ |
| શૂ. યો. | ૨ | ૪ | ૫ | ૪ | ૭ | ૪ | ૫ | ૫ | ૩ | ૪ | ૫ | ૫ |

આ બતાવી ગયા તે આઠ કોષ્ટકોમાં દરેક રાશિઓમાં મુકેલી પાન્યો (રેખાઓ)નું ઐક્ય કરેલું છે. ને તેના નિચે તે રેખાઓના યોગને આઠમાંથી બાદ કરતાં જે શેષ રહે તેટલી શૂન્યોનો યોગ છે. તેમાં રેખાના યોગ ઉપરથી સૂર્યથી લગ્ન સુધીના, ત્રિકોણ અને એકાધિપતિ શોધનનાં કોષ્ટકો નીચે મુજબ છે.

## જાતક પારિજાત પ્રમાણે ત્રિકોણ ને એકાધિપતિ શોધનનાં કોષ્ટકો.

### અથ સૂર્ય ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રે. યો. | ૪ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૪ | ૩ | ૪ | ૩ | ૩ | ૬ | ૪૮ |
| ત્રી. શો. | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૯ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ | ૭ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | ૫–૫ ૫–૭ | — | ૧૦ | — | — | ૧૫ | ૪૭ |
| રા. ગુ | — | — | — | — | — | ૮ | ૧૦ | — | ૭ | — | — | ૧૫ | ૪૦ |

ગ્રહરાશીના યોગોનો સરવાળો ૮૭

### અથ ચંદ્ર ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રે. યો. | ૫ | ૩ | ૪ | ૭ | ૫ | ૨ | ૪ | ૨ | ૬ | ૪ | ૩ | ૪ | ૪૯ |
| ત્રી. શો. | ૦ | ૧ | ૧ | ૫ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૨ | ૦ | ૨ | ૧૩ |
| એ. શો. | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૪ | ૧ | ૦ | ૨ | ૧૦ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | ૫–૫ ૫–૭ | — | ૪૦ | — | — | ૧૦ | ૭૨ |
| રા. ગુ. | — | — | ૭ | ૧૦ | — | — | ૧૦ | — | ૨૮ | ૮ | — | ૧૦ | ૭૩ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૪૫

### અથ ભૌમ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૧ | ૩ | ૨ | ૧ | ૫ | ૫ | ૨ | ૩ | ૫ | ૨ | ૪ | ૬ | ૩૯ |
| ત્રી. શો. | ૦ | ૧ | ૦ | ૦ | ૪ | ૩ | ૦ | ૨ | ૪ | ૦ | ૨ | ૫ | ૨૧ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૩ | ૦ | ૨ | ૪ | ૦ | ૨ | ૫ | ૧૮ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | – | – | ૪૦ | – | ૧૬ | ૨૫ | ૮૧ |
| રા. ગુ. | – | – | – | – | ૧૬ | ૧૨ | – | ૧૦ | ૨૮ | – | ૧૮ | ૨૫ | ૧૦૯ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૯૦

### અથ બુધ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૨ | ૫ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૪ | ૫ | ૩ | ૬ | ૬ | ૫૪ |
| ત્રી. શો. | ૦ | ૨ | ૦ | ૦ | ૩ | ૨ | ૧ | ૦ | ૩ | ૦ | ૨ | ૨ | ૧૫ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૨ | ૧ | ૦ | ૩ | ૦ | ૨ | ૨ | ૧૩ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૫-૫ ૫-૭ | – | ૩૦ | – | ૧૬ | ૧૦ | ૭૮ |
| રા. ગુ. | – | – | – | – | ૨૪ | ૮ | ૧૦ | – | ૨૧ | – | ૧૮ | ૧૦ | ૯૧ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૬૯

અથ ગુરુ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| ર. યો. | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૩ | ૪ | ૫ | ૪ | ૪ | ૭ | ૪ | ૫૬ |
| ત્રી. શો. | ૦ | ૧ | ૧ | ૨ | ૪ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૩ | ૦ | ૧૪ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૩ | ૦ | ૯ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | – | – | ૧૦ | – | ૨૪ | – | ૩૪ |
| રા. ગુ. | – | – | – | ૧૦ | ૨૪ | – | – | ૫ | ૭ | – | ૨૭ | – | ૭૩ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૦૭

અથ ભૃગુ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| ર. યો. | ૩ | ૫ | ૬ | ૫ | ૬ | ૩ | ૫ | ૪ | ૬ | ૪ | ૪ | ૧ | ૫૨ |
| ત્રી. શો. | ૦ | ૨ | ૨ | ૪ | ૩ | ૦ | ૧ | ૩ | ૩ | ૧ | ૦ | ૦ | ૧૯ |
| એ. શો. | ૦ | ૦ | ૧ | ૩ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૨ | ૦ | ૯ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૫-૫ ૫-૭ | – | ૧૦ | – | ૧૬ | – | ૪૮ |
| રા. ગુ. | – | – | ૭ | ૩૦ | – | – | ૧૦ | – | ૭ | ૮ | ૧૮ | – | ૮૦ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૨૮

### અથ શને ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | — | — | — | — | — | ૨ ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રે. યો. | ૩ | ૪ | ૩ | ૫ | ૫ | ૩ | ૨ | ૩ | ૩ | ૪ | ૧ | ૩ | ૩૯ |
| ત્રી. શો. | ૦ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૯ |
| એ. શો. | ૦ | ૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૧ | ૧ | ૦ | ૮ |
| ગ્ર ગુ. | — | — | — | — | — | — | ૫-૫ ૫-૭ | — | ૨૦ | — | ૮ | — | ૫૦ |
| રા. ગુ. | — | — | ૭ | — | ૧૬ | — | ૧૦ | — | ૧૪ | ૮ | ૯ | — | ૬૪ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૧૪

### અથ લગ્ન ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રે. યો. | ૬ | ૪ | ૩ | ૪ | ૧ | ૪ | ૩ | ૩ | ૫ | ૪ | ૩ | ૩ | ૪૩ |
| ત્રી. શો | ૫ | ૮ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૧૦ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૦ | ૫ | ૯ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | — | — | ૪૦ | — | — | ૨૫ | ૬૫ |
| રા. ગુ. | — | — | — | — | — | — | — | — | ૨૮ | — | — | ૨૫ | ૫૩ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૧૮

## જાતક પારિજાતનાં બીજી રીતે ત્રિકોણને એકાધિપતિ શોધનનાં કોષ્ટકો.

### અથ સૂર્ય ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| ર. યો. | ૪ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૪ | ૩ | ૪ | ૩ | ૩ | ૬ | ૪૮ |
| ત્રી. શો. | ૪ | ૩ | ૩ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ | ૩૯ |
| એ. શો. | ૩ | ૦ | ૦ | ૦ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૦ | ૩ | ૩ | ૨૫ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૧૫–૧૫ ૧૫–૨૧ | – | ૪૦ | – | ૨૪ | ૧૫ | ૧૪૫ |
| રા. ગુ. | ૩૩ | – | – | – | ૨૪ | ૧૨ | ૩૦ | ૧૫ | ૨૮ | – | ૨૭ | ૧૫ | ૧૮૪ |

ગ્રહ રાશિના યોગોનો સરવાળો ૩૨૯

### અથ ચંદ્ર ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| ર. યો. | ૫ | ૩ | ૪ | ૭ | ૫ | ૨ | ૪ | ૨ | ૬ | ૪ | ૩ | ૪ | ૪૯ |
| ત્રી. શો. | ૫ | ૨ | ૩ | ૨ | ૫ | ૨ | ૩ | ૨ | ૫ | ૨ | ૩ | ૨ | ૩૬ |
| એ. શો. | ૨ | ૦ | ૨ | ૦ | ૨ | ૨ | ૩ | ૨ | ૫ | ૨ | ૩ | ૨ | ૨૫ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૧૫–૧૫ ૧૫–૨૧ | – | ૫૦ | – | ૨૪ | ૧૦ | ૧૫૦ |
| રા. ગુ. | ૨૨ | – | ૧૪ | – | ૧૬ | ૮ | ૩૦ | ૧૦ | ૩૫ | ૧૬ | ૨૭ | ૧૦ | ૧૮૮ |

ગ્રહને રાશિના યોગોનો સરવાળો ૩૩૮

### અથ ભૌમ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૧ | ૩ | ૨ | ૧ | ૫ | ૫ | ૨ | ૩ | ૫ | ૨ | ૪ | ૬ | ૩૯ |
| ત્રી. શો. | ૧ | ૨ | ૨ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ | ૧૮ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૧ | ૮ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૧૦–૧૦ ૧૦–૧૪ | – | ૧૦ | – | ૧૬ | ૫ | ૭૫ |
| રા. ગુ | – | – | – | – | – | ૮ | ૨૦ | – | ૭ | – | ૧૮ | ૫ | ૫૮ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૩૩

### અથ બુધ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૨ | ૫ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૪ | ૫ | ૩ | ૬ | ૬ | ૫૪ |
| ત્રી. શો. | ૨ | ૩ | ૪ | ૪ | ૨ | ૩ | ૪ | ૪ | ૨ | ૩ | ૪ | ૪ | ૩૯ |
| એ. શો. | ૦ | ૦ | ૩ | ૨ | ૨ | ૩ | ૪ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૨૯ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૨૦–૨૦ ૨૦–૨૮ | – | ૨૦ | – | ૩૨ | ૨૦ | ૧૬૦ |
| રા. ગુ. | – | – | ૨૧ | ૨૦ | ૧૬ | ૧૨ | ૪૦ | ૧૦ | ૧૪ | ૨૪ | ૩૬ | ૨૦ | ૨૧૩ |

ગ્રહરાશિનાયોગોનો મરવાળો ૩૭૩

**અથ ગુરૂ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.**

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૩ | ૪ | ૫ | ૪ | ૪ | ૭ | ૪ | ૫૬ |
| ત્રી. શો. | ૩ | ૩ | ૪ | ૪ | ૩ | ૩ | ૪ | ૪ | ૩ | ૩ | ૪ | ૪ | ૪૨ |
| એ. શો. | ૦ | ૦ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૩૩ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૨૦–૨૦ ૨૦–૨૦ | – | ૩૦ | – | ૩૨ | ૨૦ | ૧૭૦ |
| રા. ગુ. | – | – | ૨૧ | ૩૦ | ૨૪ | ૧૨ | ૪૦ | ૧૫ | ૨૧ | ૨૪ | ૩૬ | ૨૦ | ૨૪૩ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૪૧૩

**અથ ભૃગુ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.**

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૩ | ૫ | ૬ | ૫ | ૬ | ૩ | ૫ | ૪ | ૬ | ૪ | ૪ | ૧ | ૫૨ |
| ત્રી. શો. | ૩ | ૩ | ૪ | ૧ | ૩ | ૩ | ૪ | ૧ | ૩ | ૩ | ૪ | ૧ | ૩૩ |
| એ. શો. | ૧ | ૦ | ૩ | ૦ | ૧ | ૩ | ૪ | ૧ | ૩ | ૩ | ૪ | ૧ | ૨૪ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૨૦–૨૦ ૨૦–૨૮ | – | ૩૦ | – | ૩૨ | ૫ | ૧૫૫ |
| રા. ગુ. | ૧૧ | -- | ૨૧ | – | ૮ | ૧૨ | ૪૦ | ૫ | ૨૧ | ૨૪ | ૩૬ | ૫ | ૧૮૩ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૩૩૮

### અથ લગ્ન ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૬ | ૪ | ૩ | ૪ | ૧ | ૪ | ૩ | ૩ | ૫ | ૪ | ૩ | ૩ | ૪૩ |
| ત્રી. શો. | ૧ | ૦ | ૦ | ૩ | ૧ | ૦ | ૦ | ૩ | ૧ | ૦ | ૦ | ૩ | ૧૨ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૩ | ૭ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | – | – | ૧૦ | – | – | ૧૫ | ૨૫ |
| રા. ગુ. | – | – | – | ૧૦ | ૮ | – | – | ૫ | ૭ | – | – | ૧૫ | ૪૫ |

અષ્ટરાશિના યોગોનો સરવાળો ૭૦

### અથ શનૈ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રેખાયોગ | ૩ | ૪ | ૩ | ૫ | ૫ | ૩ | ૨ | ૩ | ૩ | ૪ | ૧ | ૩ | ૩૯ |
| ત્રી. શો. | ૩ | ૩ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ | ૩ | ૩ | ૩ | ૧ | ૩ | ૩૦ |
| એ. શો. | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૩ | ૧ | ૦ | ૩ | ૧ | ૧ | ૩ | ૧૪ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૫-૫ ૫-૭ | – | ૩૦ | – | ૮ | ૧૫ | ૭૫ |
| રા. ગુ. | – | ૧૨ | ૭ | – | – | ૧૨ | ૧૦ | – | ૨૧ | ૮ | ૯ | ૧૫ | ૯૪ |

અષ્ટરાશિના યોગોનો સરવાળો ૧૬૯

## બ્રહત્પરાશરહોરાની રીતે ત્રિકોણને એકાધિપતિ શોધનનાં કોષ્ટકો.

### અથ સૂર્ય ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રેખાયો. | ૪ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૪ | ૩ | ૪ | ૩ | ૩ | ૬ | ૪૮ |
| ત્રી. શો. | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૯ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ | ૭ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | ૫-૫ ૫-૭ | — | ૧૦ | — | — | ૧૫ | ૪૭ |
| રા. ગુ | — | — | — | — | — | ૮ | ૧૦ | — | ૭ | — | — | ૧૫ | ૪૦ |

ગ્રહરાશીના યોગોનો સરવાળો ૮૭

### અથ ચંદ્ર ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રે. યો. | ૫ | ૩ | ૪ | ૭ | ૫ | ૨ | ૪ | ૨ | ૬ | ૪ | ૩ | ૪ | ૪૯ |
| ત્રી. શો. | ૦ | ૧ | ૧ | ૫ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૨ | ૦ | ૨ | ૧૩ |
| એ. શો. | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૪ | ૧ | ૦ | ૨ | ૧૦ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | ૫-૫ ૫-૭ | — | ૪૦ | — | — | ૧૦ | ૭૨ |
| રા. ગુ. | — | — | ૭ | ૧૦ | — | — | ૧૦ | — | ૨૮ | ૮ | — | ૧૦ | ૭૩ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૪૫

### અથ ભૌમ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રાશિ. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રેખાયો. | ૧ | ૩ | ૨ | ૧ | ૫ | ૫ | ૨ | ૩ | ૫ | ૨ | ૪ | ૬ | ૩૯ |
| ત્રી. શો. | ૦ | ૧ | ૦ | ૦ | ૪ | ૩ | ૦ | ૨ | ૪ | ૦ | ૨ | ૫ | ૨૧ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૩ | ૦ | ૨ | ૪ | ૦ | ૨ | ૫ | ૧૮ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | – | – | ૪૦ | – | ૧૬ | ૨૫ | ૮૧ |
| રા. ગુ. | – | – | – | – | ૧૬ | ૧૨ | – | ૧૦ | ૨૮ | – | ૧૮ | ૨૫ | ૧૦૯ |

ગ્રહરાશીના યોગોનો સરવાળો ૧૯૦

### અથ બુધ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રા. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્ર. | લ. | – | – | – | – | – | ર. ચં. બુ. શુ. | – | ગુ. | – | મં. | શ. | ૦ |
| રે. યો. | ૨ | ૫ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૪ | ૫ | ૩ | ૬ | ૬ | ૫૪ |
| ત્રી. શો. | ૦ | ૨ | ૦ | ૦ | ૩ | ૨ | ૧ | ૦ | ૩ | ૦ | ૨ | ૨ | ૧૫ |
| અ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૨ | ૧ | ૦ | ૩ | ૦ | ૨ | ૨ | ૧૩ |
| ગ્ર. ગુ. | – | – | – | – | – | – | ૫–૫ ૫–૭ | – | ૩૦ | – | ૧૬ | ૧૦ | ૭૮ |
| રા. ગુ. | – | – | – | – | ૨૪ | ૮ | ૧૦ | – | ૨૧ | – | ૧૮ | ૧૦ | ૯૧ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૬૯

### અથ ગુરૂ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રાશિ. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રેખા. યો. | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૩ | ૪ | ૫ | ૪ | ૪ | ૭ | ૪ | ૫૬ |
| ત્રિ. શો. | ૦ | ૧ | ૧ | ૨ | ૪ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૩ | ૦ | ૧૪ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૩ | ૦ | ૯ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | — | — | ૧૦ | — | ૨૪ | — | ૩૪ |
| રા. ગુ. | — | — | — | ૧૦ | ૨૪ | — | — | ૫ | ૭ | — | ૨૭ | — | ૭૩ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૦૭

### અથ ભૃગુ ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રાશિ. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રેખા. યો. | ૩ | ૫ | ૬ | ૫ | ૬ | ૩ | ૫ | ૪ | ૬ | ૪ | ૪ | ૬ | ૫૨ |
| ત્રિ. શો. | ૦ | ૨ | ૨ | ૪ | ૩ | ૦ | ૧ | ૩ | ૩ | ૧ | ૦ | ૦ | ૧૯ |
| એ. શો. | ૦ | ૦ | ૧ | ૩ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૨ | ૦ | ૯ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | ૫. ૫ ૫. ૭ | — | ૧૦ | — | ૧૬ | — | ૪૮ |
| રા. ગુ. | — | — | ૭ | ૩૦ | — | — | ૧૦ | — | ૭ | ૮ | ૧૮ | — | ૮૦ |

ગ્રહરાશિના યોગોનો સરવાળો ૧૨૮

અથ લગ્ન ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રાશિ. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રેખા. યો. | ૬ | ૪ | ૩ | ૪ | ૧ | ૪ | ૩ | ૩ | ૫ | ૪ | ૩ | ૩ | ૪૩ |
| ત્રિ. શો. | ૫ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૧૦ |
| એ. શો. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૦ | ૫ | ૯ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | — | — | ૪૦ | — | — | ૨૫ | ૬૫ |
| રા. ગુ. | — | — | — | — | — | — | — | — | ૨૮ | — | — | ૨૫ | ૫૩ |

ગ્રહરાશિનાયોગોને સરવાળો ૧૧૮

અથ શને ત્રિકોણૈકાધિપત્ય શોધનમ્.

| રાશિ. | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ. | લ. | — | — | — | — | — | ર. ચં. બુ. શુ. | — | ગુ. | — | મં. | શ. | ૦ |
| રેખા. યો. | ૩ | ૪ | ૩ | ૫ | ૫ | ૩ | ૨ | ૩ | ૩ | ૪ | ૧ | ૩ | ૩૯ |
| ત્રિ. શો. | ૦ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૯ |
| એ. શો. | ૦ | ૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૧ | ૧ | ૦ | ૮ |
| ગ્ર. ગુ. | — | — | — | — | — | — | ૫–૫ ૫–૭ | — | ૨૦ | — | ૮ | ૦ | ૫૦ |
| રા. ગુ | — | — | ૭ | — | ૧૬ | — | ૧૦ | — | ૧૪ | ૮ | ૯ | — | ૬૪ |

ગ્રહરાશિના યોગોને સરવાળો ૧૧૪

## અષ્ટકવર્ગથી ફળ કહેવા માટે ત્રિકોણાદિ શોધનની રીત.

ત્રિકોણાદિ શોધનમાં સૂર્યાષ્ટકવર્ગમાં સૂર્ય જે રાશિનો હોય, તે રાશિનો આંક પ્રથમ મુકીબારે રાશિ અનુક્રમે મુકવી. ચંદ્રાષ્ટકવર્ગમાં ચંદ્રની રાશિથી, મંગળના અષ્ટકવર્ગમાં મંગળ જે રાશિનો હોય તે રાશિથી, એમ દરેક ગ્રહ જે રાશિનો છે તે રાશિ પ્રથમ મુકી અનુક્રમે બાર રાશિ મુકવી. એ પ્રમાણે કેટલાક દેશોમાં રીવાજ છે. પણ ગુજરાત તરફ સૂર્યાદિક દરેક ગ્રહના અષ્ટકવર્ગમાં પ્રથમ લગ્નની રાશિથીજ દરેક રાશિઓ અનુક્રમે મુકાય છે. માટે અમોએ ગુજરાતમાં ચાલતી રીત પ્રમાણે સૂર્યાદિ ગ્રહના અષ્ટકવર્ગમાં લગ્નની રાશિથીજ અંકો મુકેલા છે. ઉપલી બે રીતોમાં ગમે તે રીતે અષ્ટકવર્ગ પુરવાથી ત્રિકોણાદિ શોધનમાં કંઈ પણ ફરક આવશે નહિ. તે વાંચનારે ખાસ ધ્યાન રાખવું.

ત્રિકોણાદિ શોધન કરવા માટે જે કોષ્ટક બતાવ્યું છે, તે પ્રમાણે કોષ્ટક કાઢવું. ને તેના મથાળે જો સૂર્યનું ત્રિકોણ શોધન, ને એકાધિપતિ શોધનનું કોષ્ટક હોય તો सूर्य त्रिकोणैकाधिपत्य शोधनम् એ પ્રમાણે દરેક ગ્રહોને માટે પોતપોતાના મથાળે તે ગ્રહના નામ સહિત લખવું. હવે ડાબી બાજુના પહેલા ખાનામાં રાશિ લખવી, ને રાશિ તરફથી જમણી તરફ દરેક ખાનામાં લગ્નની રાશિથી અનુક્રમે રાશિઓ મુકવી. રાશિના ખાના નીચે ગ્રહ લખવા. હવે જન્મકુંડલીમાં જે જે રાશિઓમાં જે જે ગ્રહો છે તેજ પ્રમાણે કોષ્ટકમાં મુકેલી રાશિઓના નીચેના ખાનામાં તે તે ગ્રહો મુકવા, ને ગ્રહની નીચેના ડાબી બાજુના પહેલા ખાનામાં રેખા શબ્દ લખવો; ને તેના જમણી તરફના દરેક ખાનાઓમાં અષ્ટકવર્ગથી ઉત્પન્ન થયેલું દરેક રાશિની રેખાનું ઐક્ય જુદેજુદું લખવું. એ પ્રમાણે ત્રણ કોષ્ટક તૈયાર થશે તે ઉપરના કોષ્ટકો જોવાથી સ્પષ્ટ સમજાશે.

## ત્રિકોણની સમજણ.

ત્રિકોણ એટલે પાંચમી ને નવમી રાશિ કહેવાય છે ત્યારે પહેલી રાશિ મેષ, બીજી વૃષભ, ત્રીજી મિથુન, ચોથી કર્ક, એ દરેક રાશિઓથી આવનારી પાંચમી ને નવમી રાશિઓ તે દરેક રાશિની ત્રિકોણ રાશિઓ કહેવાય છે. જેમકે મેષથી પાંચમી સિંહ ને મેષથી નવમી ધન, તેમજ સિંહથી પાંચમી ધન, ને નવમી મેષ, એમ ત્રણે રાશિ એક એકથી ત્રિકોણમાં છે એમ જાણવું. એવાં ત્રિકોણ બાર રાશિનાં મળી ચાર થાય છે.

| | |
|---|---|
| ૧–લું મેષ, સિંહ, ધનનું. | ૩–જું મિથુન, તુલા, કુંભનું. |
| ૨–જું વૃષભ, કન્યા, મકરનું. | ૪–થું કર્ક, વૃશ્ચિક, મીનનું જાણવું. |

એ પ્રમાણે ત્રણ ત્રણ રાશિનું દરેક ત્રિકોણ છે, એમ જાણવું.

## ત્રિકોણ શોધનની રીત.

૧—અષ્ટકવર્ગથી ઉત્પન થયેલાં રાશિનાં જે ઐક્ય (સરવાળો) છે, તે જોવાં તેમાં ત્રિકોણ રાશિઓનાં ઐક્ય જોવાં. જે રાશિનો સરવાળો ઓછો હોય, તેને બાકીની બે રાશિના વધારે સરવાળામાંથી બાદ કરતાં જે શેષ રહી હોય તે તે શેષ તે તે રાશિના નીચે ચોથા કોષ્ટકમાં મુકવી, ને જેનો સરવાળો ઓછો છે તેના નીચે શૂન્ય મુકવું.

ઉદાહરણ—સૂર્યના ત્રિકોણ શોધનમાં મેષરાશિ નીચે રેખા ૪ છે. સિંહ-રાશિ નીચે ૪ છે અને ધનની નીચે ૩ છે. એ ત્રિકોણમાં મેષને સિંહ કરતાં ધનની ઓછી રેખાઓ થઈ. તો મેષની અને સિંહની ૪-૪ રેખાઓમાંથી ધનની ૩ બાદ કરતાં શેષ ૧-૧ રહી એટલે મેષ ને સિંહનું ત્રિકોણ શોધન રેખા એક એક આવી. ને સૌથી ઓછી રેખા ધનની છે માટે ધનના નીચે રેખા ૦ શૂન્ય આવી.

૨—પણ ત્રિકોણમાં ત્રણે રાશિમાં દરેકની રેખાઓ સરખીજ હોય તો દરેકના નીચે શૂન્યજ મુકવું.

કલ્પિત ઉદાહરણ—જેમકે વૃષભ, કન્યા ને મકર, એ ત્રિકોણમાં રેખાઓ દરેક જગ્યાએ પાંચ પાંચજ છે તો એ ત્રિકોણની દરેક રેખાઓ સરખી હોવાથી દરેક જગ્યાએ શૂન્યજ આવે.

૩—તેમજ ત્રિકોણની ત્રણ રાશિમાંની બે રાશિમાં રેખાઓ છે, ને એક રાશિમાં શૂન્ય છે. તો તેને ત્રિકોણ શોધન કરવું નહિ. એટલે ત્રીજા કોષ્ટકમાં તે રાશિઓની જે રેખાઓ છે, તેજ ત્રિકોણ શોધનની રેખાઓ જાણવી.

કલ્પિત ઉદાહરણ—મિથુનની રેખા ૪, તુલાની રેખા ૦ ને કુંભની રેખા ૫ છે તો તેની તેજ રેખાઓ મિથુન નીચે ૪, તુલા નીચે ૦ ને કુંભની નીચે ૫ મુકવી.

## એકાધિપતિ શોધનની રીત.

જે બે રાશિનો એકજ સ્વામી છે તેને એકાધિપતિ કહે છે. ત્યારે સાત ગ્રહોમાં સૂર્ય ને ચંદ્રની એક એક રાશિ છે. માટે તેનું એકાધિપતિ શોધન થતું નથી. જેથી ત્રિકોણ શોધન કરતાં આવેલી રેખાઓ છે, તેજ સિંહરાશિમાં ને કર્કરાશિમાં એકાધિપતિની રેખાઓ જાણવી. બાકીના પાંચ ગ્રહોની બે બે રાશિઓ છે. મંગળની મેષ ને વૃશ્ચિક છે. બુધની મિથુન ને કન્યા છે. ગુરૂની ધન ને મીન છે. શુક્રની વૃષભ ને તુલા છે, ને શનિની મકર ને કુંભ છે. માટે બે રાશિઓનો એકજ સ્વામી હોય તેને એકાધિપતિ શોધન કરવું પડે છે.

કલમ ૧—*કોઈ પણ ગ્રહની બે રાશિમાંની એક રાશિમાં ગ્રહ છે, ને તે રાશિની ત્રિકોણ શોધન કરતાં આવેલી રેખાઓ ઓછી છે; ને બીજી રાશિમાં ગ્રહ નથી તેની રેખાઓ વધારે હોય તો ગ્રહ સહિતની જે ઓછી રેખાઓ છે તેટલી તેટલી રેખાઓ ગ્રહ સહિતને ગ્રહ રહિત બેઉના નીચે મુકવી.

ઉદાહરણ—ચંદ્રના અષ્ટક વર્ગના એકાધિપતિ શોધન માટે ત્રિકોણ શોધન કરી રહ્યા પછી ગ્રહ સહિત તુલારાશિની રેખા ૧ છે જ્યારે ગ્રહ રહિત વરખ રાશિની રેખા પાંચ છે–તો ગ્રહ સહિતની ઓછી રેખા જે ૧ છે તેટલીજ રેખા. ગ્રહ સહિત ને રહીત બેની એ જાણવી એટલે બેઉ રાશિઓમાં એક એક રેખા મુકવી.

કલમ ૨—એક ગ્રહની બે રાશિમાંથી જે રાશિમાં ગ્રહ છે. તેની રેખાઓ વધારે છે. અને ગ્રહ નથી તે રાશિની રેખાઓ ઓછી છે, તો જે રાશિની વધારે રેખાઓ છે તે રાશિની નીચે ત્રિકોણ શોધન કરતાં જે રેખાઓ આવી છે. તેજ મુકવી, ને જે રાશિમાં ગ્રહ નથી તેની ઓછી રેખાઓ છે.. માટે તેની નીચે શૂન્ય મુકવું.

ઉદાહરણ—મંગળના અષ્ટક વર્ગના એકાધિપતિ શોધન માટે ધનરાશિ ગ્રહ સહીત છે. તેની ત્રિકોણ શોધન કરતાં આવેલી રેખાઓ બે વધારે છે, ને મીન રાશિ ગ્રહ હીન છે, તેની રેખા એક ઓછી છે. માટે ધન રાશિ નીચે જે બે રેખાઓ છે, તેજ એકાધપતિની શોધન, શોધન કરતાં થઈ, ને મીન રાશિની નીચે શૂન્ય રેખા જાણવી.

---

* બ્રહત્પરાશરહોરામાં કલમ પહેલીની રીત આ પ્રમાણે છેઃ—કોઇ પણ ગ્રહની બે રાશિમાંની એક રાશિમાં ગ્રહ છે, ને તે રાશિની ત્રિકોણ શોધન કરતાં આવેલી રેખાઓ ઓછી છે, ને બીજી રાશિમાં ગ્રહ નથી. તેની રેખાઓ વધારે હોય ત્યારે ગ્રહ સહિતની રાશિની ઓછી રેખાઓ ગ્રહ રહીત રાશિની વધારે રેખામાંથી બાદ કરતાં જે આવે તે રેખાઓ ગ્રહ સહિત રાશિની એકાધિપતિ શોધન કરતાં આવેલી રેખાઓ જાણવી માટે તેને તે રાશિના ત્રિકોણ શોધનના નીચેના પાંચમા ખાનામાં મુકવી, ને ગ્રહ સહીતની રાશિની જે ઓછી રેખાઓ ત્રિકોણ શોધન કરતાં હતી. તેટલીજ રેખાઓ ગ્રહ રહિત રાશિની એકાધિપતિનું શોધન કરતાં આવેલી રેખાઓ જાણવી.

ઉદાહરણ—ચદ્રના અષ્ટક વર્ગના એકાધિપત્ય શોધનમાં તુલારાશિમાં ગુરૂ છે, ને તુલારાશિ ગ્રહ સહિત થઇ ને તેની રેખા ૧ છે ત્યારે તેજ ગ્રહની વૃષભ રાશિ ગ્રહ રહીત છે, ને તેની રેખા ૫ છે. તો અધિક રેખા ૫ માંથી ઓછી રેખા ૧ બાદ કરતાં રહેલી શેષ ૪ તે ગ્રહ સહીત તુલારાશિની એકાધિપત્ય શોધન કરતાં આવેલી રેખાઓ જાણવી, ને તુલા રાશિની પ્રથમની ત્રિકોણ શોધન કરતાં આવેલી ૧ રેખા તે ગ્રહ રહીત વૃષભ રાશિનુ એકાધિપતિ શોધન કરતાં આવેલી જાણવી.

કલમ ૩—જ્યારે એકજ ગ્રહની બેઉ રાશિઓમાં ગ્રહો હોય તો તેનું એકાધિપત્ય સોધન કરવું નહિ. એટલે ત્રિકોણ સોધનમાં જે રાશિઓની જે રેખાઓ છે. તેજ એકાધિપતિ શોધનની જાણવી.

કલ્પિત ઉદાહરણ—ગુરૂની રાશિ ધન ને મીન, તે બંને રાશિઓમાં ગ્રહ છે. ધનરાશિની ત્રિકોણશોધન રેખા ૫ છે, ને મીન રાશિની રેખા ૩ છે. તો તેની તેજ એટલે ધનની નીચે ૫ ને મીનની નીચે ૩ રેખા એકાધિપતિ સોધનની જાણવી.

કલમ ૪—કોઇ પણ ગ્રહની બેઉ રાશિમાંથી એકેમાં ગ્રહ નથી, ને તેની ત્રિકોણ સોધન કરતાં આવેલી રેખાએ સરખી હોય તો તે રેખાઓ છોડી દઇ બંને રાશિની એકાધિપતિની રેખા શૂન્ય જાણવી.

ઉદાહરણ—ગુરૂના અષ્ટક વર્ગના એકાધિપતિ સોધન માટે મંગળની મેષ ને વૃશ્ચિક બેઉ રાશિયોમાં ગ્રહ નથી, ને તેની ત્રિકોણ સોધન કરતાં આવેલી રેખા એક એક છે. માટે તે બંનેનો ત્યાગ કરી બંને રાશિની નીચે એકાધિપતિમાં શૂન્ય શૂન્ય રેખા મુકવી.

કલમ ૫—અથવા કોઇ પણ ગ્રહની બે રાશિમાંથી એકેમાં ગ્રહ નથી. એક રાશિમાં એક રેખા છે, અને બીજામાં શૂન્ય રેખા છે. ત્યારે પણ એકાધિપતિ શોધનની રેખા બેઉ રાશિઓમાં શૂન્ય શૂન્ય જાણવી.

ઉદાહરણ—સૂર્યના અષ્ટક વર્ગના એકાધિપતિ શોધન માટે મગળની મેષ ને વૃશ્ચિક રાશિ ગ્રહ રહીત છે. મેષ રાશિની ત્રિકોણ સોધનરેખા ૧ છે, ને વૃશ્ચિકની શૂન્ય છે. ત્યારે પણ એકાધપતિ શોધન કરતાં મેષ ને વૃશ્ચિક રાશિના નીચે શૂન્ય શૂન્ય રેખા જાણવી.

કલમ ૬—*કોઇ પણ ગ્રહની બે રાશિઓમા ગ્રહ નથી એકની રેખા વધારે ને એકની ઓછી છે તો જે ઓછી રેખાઓ છે તે બેઉ રાશિના નિચે મુકવી.

---

*બૃહત્પરાશરહોરામાં કલમ ૬ ની રીત નીચે પ્રમાણે છે. કોઈ પણ ગ્રહની બે રાશિઓમાં ગ્રહ નથી, ને એક રાશિની રેખા વધારે છે; ને બીજીની ઓછી છે. તો ઓછી રેખા વધારે રેખામાંથી બાદ કરતાં જે આવે તે વધારે રેખાવાળી રાશિની એકાધિપતિનું સોધન કરતાં આવેલી રેખા જાણવી; ને જે ઓછી રેખા છે તેજ રેખાઓ ઓછી રેખાવાળી રાશિની એકાધિપતિ રેખા જાણવી

ઉદાહરણ—ચંદ્રમાના અષ્ટક વર્ગના એકાધિપતિ શોધન માટે મંગળની મેષ ને વૃશ્ચિક રાશિમાં ગ્રહ નથી. અને રેખાઓ મેષની ૧ ને વૃશ્ચિકની ૨ છે. તો વૃશ્ચિકની રેખામાથી મેષની રેખા ૧ બાદ કરતા ૧ શેષ રહી. તે વશ્ચિકની એકાધિપતિનું શોધન કરતાં રેખા થઈ, ને મેષની રેખા ૧ છે. તેજ મેષ રાશિની એકાધિપતિ રેખા જાણવી

ઉદાહરણ—ચંદ્રમાના અષ્ટક વર્ગમાં ત્રિકોણ શોધન કરતાં આવેલી મંગળની મેષ અને વૃશ્ચિક રાશિમાં અનુક્રમે એક અને બે રેખા છે. તે રાશિઓ ગ્રહ રહિત છે. તો મેષ અને વૃશ્ચિક રાશિમાં મેષની રેખા ઓછી છે તે એક રેખા મેષને વૃશ્ચિકની એકાધિપતિ શોધન કરતાં આવેલી જાણવી.

કલમ ૭—*એક રાશિમાં ગ્રહ છે, ને બીજી રાશિમાં ગ્રહ નથી. તે બે રાશિની રેખા સરખી છે. તો જે રાશિમાં ગ્રહ છે, તેની ત્રિકોણ શોધનમાં જે રેખાઓ છે. તેટલીજ એકાધિપતિની થાય. ને ગ્રહ નથી તે રાશિની એકાધિપતિ રેખા શૂન્ય જાણવી.

ઉદાહરણ—બુધના એકાધિપતિ શોધનમાં ગુરુની ધન રાશિમાં ગ્રહ છે, ને મીન રાશિમાં નથી. તે બેઉ રાશિઓની ત્રિકોણ શોધન રેખા બે બે સરખી જ છે. તો ગ્રહ સહીત ધનરાશિમાં એકાધિપતિ સોધન રેખા ૨ ને મીનરાશિ ગ્રહ રહીત એકાધિપતિ શોધન રેખા શૂન્ય (૦) જાણવી.

## ગ્રહપિંડ અને રાશિપિંડ લાવવાની રીત.

| અથ રાશિગુણકચક્રમ્. | | | | | | | | | | | | | અથ ગ્રહગુણકચક્રમ્. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | મે. | વૃ. | મિ. | ક. | સિં. | ક. | તુ. | વૃ. | ધ. | મ. | કું. | મી. | ગ્ર. | સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. |
| ગુ. | ૭ | ૧૦ | ૮ | ૪ | ૧૦ | ૫ | ૭ | ૮ | ૯ | ૫ | ૧૧ | ૧૨ | ગુ. | ૫ | ૫ | ૮ | ૫ | ૧૦ | ૭ | ૫ |

દરેક અષ્ટક વર્ગના ત્રિકોણ શોધન અને એકાધિપતિ શોધન કરતાં જે રાશિઓમાં સર્યાદિ ગ્રહો રહ્યા છે, તે તે રાશિનાં જેટલાં બિન્દુ હોય, તે બિન્દુને ઉપર મુજબ લખેલા ગ્રહના ગુણકથી ગુણવા. દરેકનો જે ગુણાકાર આવે તેનો સરવાળો કરવો. તે ગ્રહ પિંડ જાણવો. તેજ પ્રમાણે મેષાદિક રાશિઓનાં દરેક અષ્ટક વર્ગમાં જેટલાં જેટલાં બિન્દુ હોય તેને ઉપર બતાવેલા તે તે રાશિના ગુણકથી ગુણવા. જે ગુણાકાર થાય તે બધાંનો સરવાળો કરવો. તેને રાશિપિંડ કહે છે. રાશિપિંડ અને ગ્રહ પિંડ, તે બંનેનો જે સરવાળો તેને દ્યોયોગપિંડ કહે છે. એટલે બેનો યોગ થયો જાણવો.

### ગ્રહપિંડનું ઉદાહરણ.

સૂર્યાષ્ટક વર્ગમાં સૂર્ય, ચંદ્ર, બુધ, ને શુક્ર સિંહ રાશિમાં છે, ને તે સિંહ રાશિની એકાધિપતિ સોધન કરતાં રેખા ૧ છે, ને સૂર્યના ગુણક ૫ થી ગુણ્યા

* બેઉમાં ગ્રહ છે, ને બેઉમાં ગ્રહ નથી. અથવા એક ગ્રહ સહીત અને બીજી રાશિ ગ્રહ રહીત હોય, ને ત્રિકોણ શોધન રેખા બેઉ રાશિની શૂન્ય શૂન્ય હોય તો એકાધિપતિ શોધન બેઉ રાશિમાં શૂન્ય લખવું.

તો ૫ થયા. તેમજ ચંદ્રના ગુણક ૫ થી ગુણતાં ૫ થયા. બુધના ગુણક ૫ થી ગુણતાં ૫ થયા. શુક્રના ગુણક ૭ થી ગુણતાં ૭ થયા. એ પ્રમાણે સિંહ રાશિમાં આવેલા ચાર ગ્રહોના ચાર ગુણાકાર થયા.

ગુરૂ તુલારાશિમાં છે. તુલારાશિનું એકાધિપતિ સોધન કરતાં આવેલી રેખા ૧ છે. તેને ગુરૂના ગુણક ૧૦ થી ગુણતાં. ૧૦ થયા. તે ગુરૂનો ગુણાકાર જાણવો.

તેમજ ધનરાશિમાં મંગળ છે, ને ધનરાશિનું એકાધિપતિ સોધન શૂન્ય, માટે તેનો ગુણાકાર શૂન્ય જાણવો.

મકરાશિમાં શનિ છે, ને તેનું એકાધિપતિ સોધન કરતાં રેખા ૩ છે; તેને શનિના ગુણક ૫ થી ગુણયા તો શનિનો ગુણાકાર ૧૫ જાણવો.

| | | |
|---|---|---|
| સૂ. | ૫ | હવે તે સૂર્યથી તે શનિ સુધીના દરેક ગુણાકારનો સરવાળો ૪૭ થયો તે ગ્રહ પિંડ થયો. એ પ્રમાણે દરેક અષ્ટક વર્ગમાં કરવું. |
| ચં. | ૫ | |
| મં. | ૦ | |
| બુ. | ૫ | |
| ગુ. | ૧૦ | |
| શુ. | ૭ | |
| શ. | ૧૫ | |
| | ૪૭ | |

## રાશિપિંડનું ઉદાહરણ.

સૂર્યાષ્ટક વર્ગમાં એકાધિપતિ શોધન કરતાં શેષ રહેલી કુંભ, મીન, મેષ, મિથુન, કન્યા, વૃશ્ચિક, ધન, એ રાશિઓમાં રેખા શૂન્ય છે માટે તેનો ગુણાકાર શૂન્ય જાણવો. વૃષભ રાશિમાં ૧ રેખા છે તેને વૃષભ રાશિના ગુણક ૧૦ થી ગુણતાં ગુણાકાર ૧૦ થયો.

કર્કમાં રેખા ૨ છે. તેના ગુણક ૪ થી ગુણતાં ૮ આવ્યા.

સિંહમાં રેખા ૧ છે. તેના ગુણક ૧૦ થી ગુણતાં ૧૦ આવ્યા.

તુલામાં રેખા ૧ છે. તેના ગુણક ૭ થી ગુણતાં ૭ આવ્યા.

મકરમાં રેખા ૩ છે. તેના ગુણક ૫ થી ગુણતાં ૧૫ આવ્યા.

તે દરેક ગુણાકારનો સરવાળો કર્યો તો ૫૦ રાશિપિંડ થયો. હવે ગ્રહપિંડ ૪૭ ને રાશિપિંડ ૫૦ બનેનો સરવાળો ૯૭ થયો. એ બેનો યોગપિંડ થયો.

અત્રેથી શરૂ થતી સૂર્યથી શનિ સુધીની અને ભાવની રીતને ઉદાહરણો મુકેલાં છે તે બૃહત્પરાશર હોરામાંથી લીધેલાં છે. માટે બૃહત્પારાશરહોરા ઉપરથી ત્રિકોણ ને એકાધિપતિ શોધનના કોઠા આગળ બતાવી ગયા તેનો ઉપયોગ અત્રેનાં ઉદાહરણોમાં કરેલો છે.

## સૂર્યફળ.

જન્મકુંડળીમાં જ્યાં સૂર્ય છે ત્યાંથી નવમું ઘર બાપનું છે. તે ઘરની રાશિની સર્વાષ્ટકવર્ગમાં જે રેખાઓ હોય, તેને સૂર્યાષ્ટકવર્ગના ગ્રહ રાશિપિંડના યોગથી ગુણી ૨૭ થી ભાગતાં જે શેષ વધે તે સંખ્યા અશ્વિનીથી ગણતાં જે નક્ષત્રની થાય, તે નક્ષત્ર ઉપર, ને તેનાથી ત્રિકોણ[1] નક્ષત્ર ઉપર, જ્યારે ગોચર (પંચાંગમાં) શનિ[2] આવે, ત્યારે બાપને રિષ્ટકષ્ટ કરે છે. અથવા સૂર્યથી નવમી જે રાશિ છે, તે રાશિથી ગણતાં આઠમી રાશિ જે હોય, તે રાશિની સર્વાષ્ટકવર્ગની રેખાઓથી ગ્રહને રાશિપિંડના યોગને ગુણી બારથી ભાગતાં જે શેષ વધે તે મેષથી ગણતાં તે સંખ્યાવાળી રાશિને તે રાશિથી ત્રિકોણ રાશિ ઉપર જ્યારે શનિ આવે, ત્યારે બાપને રિષ્ટકષ્ટ કરશે. તેમ જાણવું. બાપ ના હોય તો, બાપ જેવા વડીલોને રિષ્ટકષ્ટ થાય છે.

ઉદાહરણ—સૂર્ય સિંહરાશિનો છે, ને તેનાથી નવમી રાશિ મેષ છે, સર્વાષ્ટક વર્ગમાં તેની રેખા ૪ છે. તેને ગ્રહરાશિ પિંડના યોગ (સરવાળો) ૮૭ થી ગુણતાં ૩૪૮ થયા તેને ૨૭ થી ભાગતાં શેષ ૨૪ વધી તો અશ્વિનીથી ગણતાં ૨૪ મું નક્ષત્ર સતભિષા આવ્યું. તે સતભિષાથી ત્રિકોણમાં આર્દ્રા ને સ્વાતિ નક્ષત્રો છે. જેથી સતભિષા આર્દ્રા ને સ્વાતિ એ ત્રણ નક્ષત્રો ઉપર શનિ આવે, ત્યારે બાપને રિષ્ટકષ્ટ થાય છે. હવે બાપના ઘરની મેષરાશિથી આઠમી વૃશ્ચિકરાશિ બાપના આવરદાની છે. સર્વાષ્ટકવર્ગમાં વૃશ્ચિકરાશિની રેખા ત્રણ છે. તેને ઉપરનાજ યોગ ૮૭ થી ગુણતાં આવેલા ૨૬૧ને ૧૨ થી ભાગતાં રહેલી શેષ ૯ તે મેષથી ગણતાં ધનરાશિ થઈ, ધનથી ત્રિકોણરાશિ મેષ ને સિંહ છે, માટે ધન, મેષ ને સિંહમાં જ્યારે શનિ આવે ત્યારે બાપને રિષ્ટકષ્ટ જાણવું.

---

૧—નક્ષત્રનાં ત્રિકોણશોધન, દશમા અધ્યાયના ૧૭ મા શ્લોકમાં છે.

**૨-કોઈપણ ગ્રહ કે લગ્ન કીયા નક્ષત્ર ઉપર હશે તે જાણવાની રીત.**

જે ગ્રહનું નક્ષત્ર જાણવું છે. તે ગ્રહનાં રાશ્યાદિને ૯ થી ગુણી ચારે ભાગતાં જે લબ્ધિ આવે, તે ગતનક્ષત્ર જાણવું, ને શેષ વધે તેટલા ચરણ ગત નક્ષત્રના પછીના નક્ષત્રના ગયા છે, ને તેજ નક્ષત્ર ઉપર જે ગ્રહનું કહ્યું હોય તે ગ્રહ ચાલે છે, એમ જાણવું. એવી રીતે શનિનું કરવાથી જે આવે તેજ નક્ષત્ર ઉપર શની ચાલે છે. તેમ જાણવું. એટલે ગતનક્ષત્રના પછીના નક્ષત્રના અમુક ચરણ ઉપર શનિ છે, તેમ જાણવું.

ઉદાહરણ—સ્પષ્ટ શનિ રાશ્યાદિ ૩-૪-૪૪-૨ છે તેને ૯ થી ગુણ્યા તો રાશ્યાદિ ૨૮-૧૨-૩૬-૯ થયા. તેને ૪ થી ભાગતાં લબ્ધિ ૭ આવી. તેથી ગતનક્ષત્ર ૭ મું પુનર્વસુ ગયું, ને શેષ કંઈજ વધીજ નથી; જેથી પુનર્વસુ પછીના પુષ્યનક્ષત્રના પહેલા ચરણ ઉપર શનિ છે. એટલે શનિનું નક્ષત્ર પુષ્ય થયું

## ચંદ્રફળ.

ચંદ્રથી ચોથું માતાનું ઘર છે, માટે ચંદ્રથી ચોથી રાશિની ચંદ્રાષ્ટકવર્ગમાં જેટલી રેખાઓ હોય, તેને ચંદ્રાષ્ટકવર્ગના યોગથી ગુણવા ને ૨૭ થી ભાગતાં જે શેષ વધે તે નક્ષત્ર, ને તેનાં ત્રિકોણનક્ષત્ર ઉપર જ્યારે શનિ આવે ત્યારે પોતાની માતાને રિષ્ટકષ્ટ કરતા છે એમ જાણવું; ને ચંદ્રથી ચોથી રાશિ જે છે, તેનાથી આઠમીરાશિની રેખાને યોગથી ગુણી બારે ભાગતાં શેષ રહેલી રાશિ, ને તે રાશિથી ત્રિકોણરાશિમાં જ્યારે શનિ આવે ત્યારે પણ માતાને રિષ્ટકષ્ટ કરે છે. માતા ન હોય તો માતા જેવા વડીલને તેમ જાણવું.

ઉદાહરણ—ચંદ્રથી ચોથી રાશિ વૃશ્ચિક છે તેની રેખા ૪ છે. તેને યોગ ૧૪૫ થી ગુણતાં થએલા ૫૮૦ને ૨૭ થી ભાગતાં શેષ ૧૩ વધી તે હસ્તનક્ષત્ર થયું. તેનાથી ત્રિકોણ નક્ષત્ર શ્રવણ અને રોહિણિ છે. માટે હસ્ત, શ્રવણ અને રોહિણિનક્ષત્ર ઉપર જ્યારે શનિ આવે ત્યારે માને રિષ્ટકષ્ટ કરે છે; ને ચોથી રાશિ વૃશ્ચિકથી આઠમી રાશિ મિથુનની રેખા ૫ ને યોગ ૧૪૫ થી ગુણતાં થએલા ૭૨૫ને ૧૨ થી ભાગતાં શેષરાશિ ૫ વધી તે સિંહરાશિ થઈ. તેનાથી ત્રિકોણરાશિ ધન ને મેષ થઈ માટે સિંહ, ધન ને મેષરાશિમાં જ્યારે શનિ આવે ત્યારે માતાને રિષ્ટકષ્ટ કરે છે.

## મંગળફળ.

મંગળથી ભાઈબેનનું ત્રીજું ઘર છે. માટે ત્રીજા ઘરની રાશિની મંગળમાં જે રેખા હોય, તેને મંગળના યોગથી ગુણી ૨૭ થી ભાગતાં વધેલી શેષ વારનક્ષત્ર ને તેનાં ત્રિકોણનક્ષત્ર ઉપર જ્યારે શનિ આવે ત્યારે ભાઇબેનને રિષ્ટકષ્ટ કરે છે; ને ત્રીજા ઘરથકી આઠમી રાશિની રેખાને યોગનો ગુણાકાર કરી ૧૨ થી ભાગતાં વધેલી શેષની રાશિ, ને તેની ત્રિકોણરાશિમાં જ્યારે શનિ આવે ત્યારે પણ ભાઇબેનને કષ્ટ કરે છે.

ઉદાહરણ—મંગળથી ત્રીજી રાશિ કુંભ તેની રેખા ૧ ને યોગ ૧૯૦ થી ગુણતાં થએલા ૧૯૦ ને ૨૭ થી ભાગતાં શેષ ૧ અશ્વિનીનક્ષત્ર થયું. તેનાં ત્રિકોણનક્ષત્ર મઘા, મૂળ છે, એ ત્રણે નક્ષત્રો ઉપર જ્યારે શની આવે ત્યારે, ને ત્રીજી કુંભથી આઠમી રાશિ કન્યાની રેખા ૩ ને યોગ ૧૯૦ ગુણતાં ૫૭૦ થયા. તેને ૧૨ થી ભાગતાં શેષ ૬ કન્યારાશિ, ને તેની ત્રિકોણરાશિ મકર, અને વરખ એ ત્રણ રાશિઓમાં શનિ આવે ત્યારે ભાઇબેનને રિષ્ટકષ્ટ જાણવું.

## બુધફળ.

બુધથી ચોથુ કુટુંબ ને મિત્રનું ઘર છે. માટે ચોથી રાશિની બુધમાં જે રેખાઓ હોય, તેને બુધના યોગથી ઉપર મુજબ કરવાથી આવેલાં ત્રણ નક્ષત્રો

ઉપર, ને ચોથી રાશિથી આઠમી રાશિની રેખાઓને પહેલાની માફક કરવાથ આવેલી ત્રણ રાશિઓ ઉપર, જ્યારે શનિ આવે ત્યારે કુટુંબને, અને મિત્ર રિષ્ટકષ્ટ કરતા થાય છે.

ઉદાહરણ—બુધથી ચોથી વૃશ્ચિક રાશિની રેખા ૩ ને યોગ ૧૬૯ થ ગુણતાં થએલા ૫૦૭ ને ૨૭ થી ભાગતાં શેષ ૨૧ મું ઉત્તરાષાઢા ને તેન ત્રિકોણ નક્ષત્ર કૃતિકા ને ઉત્તરા ફાલ્ગુનિ આવ્યાં તે નક્ષત્રો ઉપર શનિ આ ત્યારે, ને ચોથી વૃશ્ચિક રાશિથી આઠમી રાશિ મિથુનની રેખા ૫ ને યોગ ૧૬૯ થી ગુણતાં થએલા ૮૪૫ ને ૧૨ થી ભાગતાં શેષ ૫ સિંહ, ને તેની ત્રિકોણ ધન, અને મેષ, એ ત્રણ રાશિઓ ઉપર જ્યારે શનિ આવે ત્યારે કુટુંબ અને મિત્રને રિષ્ટકષ્ટ કરતા થાય.

## ગુરૂફળ.

ગુરૂથી ૫ મું પુત્રનું ઘર છે. જેથી પાંચમી રાશિની ગુરૂમાં જે રેખાઓ તેને ઉપર પ્રમાણે કરવાથી જે ત્રણ નક્ષત્રો આવે તેના ઉપર, ને પાંચમી રાશિથી આઠમી રાશિની રેખાઓને ઉપર મુજબ કરતાં જે ત્રણ રાશિઓ આવે તેના ઉપર જ્યારે શનિ આવે ત્યારે પુત્રને કષ્ટરિષ્ટ કરે છે.

ઉદાહરણ—ગુરૂથી પાંચમી કુંભરાશિની રેખા ૩ ને યોગ ૧૦૭ થી ગુણતાં થએલા ૩૨૧ ને ૨૭ થી ભાગતાં શેષ ૨૪ મું, સતભિષા નક્ષત્રને ત્રિકોણ નક્ષત્ર આર્દ્રા અને સ્વાતિ તે ત્રણ નક્ષત્રો ઉપર જ્યારે શનિ આવે ત્યારે, ને પાંચમી રાશિ કુંભથી આઠમી કન્યારાશિની રેખા ૫ થી યોગ ૧૦૭ ને ગુણતાં ૫૩૫ થયા, તેને ૧૨ થી ભાગતાં શેષ ૭ તુલારાશિ, અને ત્રિકોણરાશિ કુંભ ને મિથુન એ ત્રણ રાશિઓમાં જ્યારે શનિ આવે ત્યારે પુત્રને રિષ્ટકષ્ટ કરે છે.

## શુક્રફળ.

શુક્રથી સાતમું સ્ત્રીનું ઘર છે. માટે સાતમી રાશિની રેખાને યોગને ઉપર પ્રમાણે કરવાથી આવેલાં ત્રણ નક્ષત્ર, ને સાતમી રાશિથી આઠમી રાશિની રેખાને યોગને ઉપર પ્રમાણે કરવાથી આવેલી ત્રણ રાશિઓ ઉપર જ્યારે શનિ આવે છે, ત્યારે સ્ત્રી (બૈરી) ને રિષ્ટકષ્ટ કરે છે.

ઉદાહરણ—શુક્રથી સાતમી રાશિ કુંભની રેખા ૩ ને યોગ ૧૨૮ થી ગુણતાં આવેલા ૩૮૪ ને ૨૭ થી ભાગતાં શેષ ૬ આર્દ્રાનક્ષત્ર ને ત્રિકોણનક્ષત્ર સ્વાતિ, સતભિષા, એ નક્ષત્રો ઉપર જ્યારે શનિ આવે ત્યારે, ને સાતમી રાશિ કુંભથી આઠમી રાશિ કન્યાની રેખા ૪ વડે યોગ ૧૨૮ ને ગુણતાં થએલાં ૫૧૨ ને ૧૨ થી ભાગતાં શેષ ૮ વૃશ્ચિક રાશિ, ને ત્રિકોણ મિન ને કર્ક એ ત્રણ રાશિઓમાં જ્યારે શનિ આવે ત્યારે સ્ત્રીને રિષ્ટકષ્ટ કરે છે.

## શનીફળ.

શનિથી આઠમું આવરદાનું ઘર છે. જન્મકુંડળીમાં લગ્નની રાશિથી તે શનિ જે રાશિમાં છે, ત્યાં સુધીની રાશિઓની રેખાઓ શનિના અષ્ટકવર્ગમાં જેટલી જેટલી છે તે સર્વનો સરવાળો કરવો, ને તે સરવાળાની સંખ્યાજેટલાં વર્ષે વ્યાધિ યા મૃત્યુ કે પરદેશ જવું; ધનનો નાશ એમ કંઈપણ સંકટ પેદા થાય છે, ને શનિ છે ત્યાંથી તે લગ્ન સુધિની રાશિઓની રેખાઓનો શનિના અષ્ટકવર્ગમાંથી સરવાળો કરવો, તે સરવાળાની સંખ્યા જેટલાં વર્ષે પણ ઉપર મુજબ દુઃખ આપે છે. હવે બન્ને યોગના સરવાળાને એકઠા કરતાં જે અંક આવે તેટલામા વર્ષે પણ ઉપર મુજબ નુકશાન થાય છે. વળી લગ્નથી સનિ સુધીના યોગને સાતથી ગુણી ૨૭ થી ભાગતાં જે શેષ વધે તે નક્ષત્ર ઉપર* પાપગ્રહો આવે, ત્યારે ત્યારે સુખનો નાશ કરે છે. અથવા શનિના ગ્રહરાશિયોગ પિંડને શનીના અષ્ટકવર્ગમાં લગ્નથી આઠમી રાશિની રેખાથી ગુણી ૨૭ થી ભાગતાં જે શેષ વધે તે નક્ષત્ર, ને તેના ત્રિકોણનક્ષત્ર ઉપર જ્યારે શનિ આવે ત્યારે સુખ, ધન વિગેરેનો નાશ થાય, શનિના અષ્ટકવર્ગમાં જે રાશિમાં શૂન્ય રેખા હોય (બીલકુલ રેખા હોયજ નહીં) તે રાશિ, ને તેની ત્રિકોણરાશિ ઉપર જ્યારે શનિ આવે ત્યારે પણ કષ્ટ અને ઘણું દુઃખ ખમવું પડે છે. પણ જેમાં રેખા નથી એ રાશિ ઉપર શનિ આવ્યો હોય ને તે વખતે છીદ્રદશા હોય યા ખરાબ ફળ આપનાર ગ્રહની દશા તેજ વખતે હોય તો જેનું શંકર રક્ષણ કરે છે, તેવા મનુષ્યને પણ કષ્ટ નહીં કરતાં રિષ્ટ કરશે તેમ નિશ્ચય કહેવું.

ઉદાહરણ—લગ્નથી શનિ સુધીની રેખાઓ ૩, ૪, ૩, ૫, ૫, ૩, ૨, ૩, ૩, ૪, ૧, ૩ નો સરવાળો ૩૯ થયો માટે ૩૯ મા વર્ષે વ્યાધિ, મૃત્યુ, પરદેશ જવું, ધનનો નાશ, વિગેરે કાંઈપણ બનશે એમ જાણવું. અને શનિથી લગ્ન સુધીની રેખા ૩–૩ નો સરવાળો ૬ માટે છઠ્ઠું વરસ પણ ઉપર મુજબનાં દુઃખો આપતા જાણવું; તે બેઉ સરવાળાને એકઠા કરતાં ૪૫ થયા. જેથી ૪૫ મા વર્ષે પણ ઉપર મુજબનું દુઃખ જાણવું. લગ્નથી શનિ સુધીની રેખાઓના ઐક્ય ૩૯ ને ૭ થી ગુણતાં ૨૭૩ થયા. તેને ૨૭ થી ભાગતાં શેષ ૩ કૃતિકાનક્ષત્ર આવ્યું. તે નક્ષત્ર ઉપર જ્યારે પાપગ્રહ આવે, ત્યારે દરેક સુખનો નાશ થાય છે. શની અષ્ટકવર્ગના ગ્રહરાશિપિંડના યોગ ૧૧૪ ને લગ્નથી આઠમી રાશિ કન્યાની શનિ અષ્ટકવર્ગમાં રેખા ૩ થી ગુણતાં ૩૪૨ થયા. તેને ૨૭ થી ભાગતાં શેષ ૧૮ જેષ્ટાનક્ષત્ર, ને તેનાં ત્રિકોણ અશ્લેષા ને રેવતિ એ ત્રણ નક્ષત્રો ઉપર શનિ આવે

* નતા પારિજાતમાં એ નક્ષત્રથી ત્રિકોણનક્ષત્ર પણ તેજ પ્રમાણે દુઃખ આપે છે તેમ કહ્યું છે.

ત્યારે સુખ, ધન વિગેરેનો નાશ થાય છે. શનિના અષ્ટકવર્ગમાં શુન્યરેખા કોઈ રાશિમાં નથી. દરેકમાં રેખાઓ છે. માટે તેનું કલ્પીત ઉદાહરણ શનિના અષ્ટકવર્ગમાં કુંભ રાશિમાં રેખા શુન્ય છે, જેથી કુંભની ત્રિકોણ મિથુન ને તુલા થઇ જેથી કુંભ, મિથુન, ને તુલામાં જ્યારે શનિ આવે, ત્યારે ઘણું દુઃખ આપે છે. પણ તેવેજ વખતે છીદ્ર દશા કે ખરાબ ફળ આપનાર કોઈ ગ્રહની દશા હોય તો કષ્ટ નહિ પણ રીષ્ટ કરે છે.

## ભાવફળ.

દરેક ભાવની રાશિઓની લગ્નાષ્ટક વર્ગમાં જેટલી રેખાઓ છે તે દરેકને જુદે જુદી લગ્નાષ્ટક વર્ગના ગ્રહરાશિ પિંડના યોગથી ગુણી ૨૭ થી ભાંગતાં જે વધે તે નક્ષત્રમાં જ્યારે શનિ આવે, ત્યારે તે તે ભાવનો નાશ થાય. તેમ ભાવની રાશિની રેખાને લગ્નાષ્ટક વર્ગના પિંડ યોગના ગુણાકારોને બારે ભાગતાં જે શેષ વધે તે રાશિનો જે વર્ષમાં શનિ થાય, તે વર્ષમાં તે ભાવોનું નુકશાન થશે તેમ કહેવું. અથવા તે રાશિઓની ત્રિકોણ રાશિઓમાં જ્યારે શનિ આવે ત્યારે પણ નુકશાન થશે તેમ કહેવું.

ઉદાહરણ—લગ્નાષ્ટક વર્ગમાં બીજા ભાવે મિન રાશિની ચાર રેખાઓ છે. તેને યોગપિંડ ૧૧૮ થી ગુણતાં ૪૭૨ થયા તેને ૨૭ થી ભાગતાં શેષ ૧૩ હસ્ત નક્ષત્ર આવ્યું. માટે હસ્ત નક્ષત્ર ઉપર જ્યારે શનિ આવે ત્યારે બીજા ભાવને એટલે ધનને નુકશાન કરે છે. એ પ્રમાણે દરેક ભાવને ગુણી ૨૭ થી ભાગતાં જે જે નક્ષત્રો આવે તે તે નક્ષત્રો ઉપર જ્યારે શનિ આવે ત્યારે તે તે ભાવનો એટલે તે ભાવના સુખનો નાશ કરે છે. હવે જેમ ગુણેલાને ૨૭ થી ભાગ્યા તેમજ ૪૭૨ ને ૧૨ થી ભાગતાં શેષ ૪ કર્કરાશિ, ને ત્રિકોણ વૃશ્ચિક ને મીન એ ત્રણ રાશિ ઉપર જ્યારે શનિ આવે, ત્યારે બીજા ભાવનો એટલે ધન કુટુંબનો નાશ કરે છે. તેવીજ રીતે જે જે ભાવથી ગુણી ૧૨ થી ભાગી શેષ અને ત્રિકોણ રાશિઓ લાવ્યા હશો, તે તે રાશિઓ ઉપર જ્યારે શનિ આવે ત્યારે પણ તે તે ભાવનો નાશ કરે છે.

## બાર ભાવની રેખાઓના યોગનો તથા સાત ગ્રહની રેખાઓના યોગનો કોઠો છે.

| ભાવની રેખાનો યોગ. | | | | | | | | | | | | | ગ્રહની રેખાનો યોગ. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ભાવ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ગ્ર. | સૂ. | ચ. | મં. | બુ. | ગુ. | શુ. | શ. |
| યોગ. | ૨૭ | ૩૧ | ૩૧ | ૩૬ | ૩૯ | ૩૦ | ૨૯ | ૨૭ | ૩૮ | ૨૮ | ૩૧ | ૩૩ | યો. | ૨૯ | ૨૪ | ૩૧ | ૨૯ | ૩૮ | ૨૯ | ૩૩ |

## મીનરાશથી થતી ત્રણ અવસ્થાઓનો કોઠો.

| મીનથી મિથુન સુધીની ચાર રાશિની રેખાઓ ને તેનો યોગ. | | | | | કર્કથી તુલા સુધીની ચાર રાશિની રેખાઓ ને તેનો યોગ. | | | | | વૃશ્ચિકથી કુંભ સુધીની ચાર રાશિની રેખાઓ ને યોગ. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચાર રાશિઓની રેખાઓ છે. | મીન. | મ૫. | વરખ. | મિથુન. | ચાર રાશિઓની રેખાઓ છે. | કર્ક. | સિંહ | કન્યા. | તુલા. | ચાર રાશિઓની રેખાઓ. | વૃશ્ચિક. | ધન. | મકર. | કુંભ. |
| | ૩૧ | ૩૧ | ૩૬ | ૩૯ | | ૩૦ | ૨૯ | ૨૭ | ૩૮ | | ૨૮ | ૩૧ | ૩૩ | ૨૭ |
| ચારેનો યોગ. | પહેલી અવસ્થા ૧૩૭ | | | | ચારેનો યોગ. | બીજી અવસ્થા ૧૨૪ | | | | ચારેનો યોગ. | ત્રીજી અવસ્થા ૧૧૯ | | | |

## બારમા ભાવથી થતી ત્રણ અવસ્થાઓનો કોઠો.

| ૧૨ થી ૩ સુધીના ચાર ભાવની રેખાઓ ને તેનો યોગ. | | | | | ૪ થી ૭ સુધીના ચાર ભાવની રેખાઓ ને તેનો યોગ. | | | | | ૮ થી ૧૨ સુધીના ચાર ભાવની રેખાઓ ને તેનો યોગ. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચાર ભાવની રેખાઓ છે. | ૧૨ | ૧ | ૨ | ૩ | ચાર ભાવની રેખાઓ છે. | ૪ | ૫ | ૬ | ૭ | ચાર ભાવની રેખાઓ છે. | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | ૩૩ | ૨૭ | ૩૧ | ૩૧ | | ૩૬ | ૩૯ | ૩૦ | ૨૯ | | ૨૭ | ૩૮ | ૨૮ | ૩૧ |
| ચારેનો યોગ. | પહેલી અવસ્થા ૧૨૨. | | | | ચારેનો યોગ. | બીજી અવસ્થા ૧૩૪ | | | | ચારેનો યોગ. | ત્રીજી અવસ્થા ૧૨૪. | | | |

# જાતક પારિજાત.

## અધ્યાય ૧૦ મો.

### અષ્ટકવર્ગાધ્યાય.

चक्रं विलिख्य सह लग्नदिवाकराद्यैः सूर्यादिलग्नभवनान्तवियच्चराणाम् ॥
वाक्याष्टकोपगतवर्णनियोजिताथैस्त्विनाष्टवर्गजनिताखिलबिन्दवः स्युः ॥१॥

૧ ભાવાર્થ—લગ્ન સહીત સૂર્યાદિક ગ્રહનું કોષ્ટક કરવું. સૂર્યથી તે લગ્ન સુધીનાં ગ્રહાદિકનાં ખાનાં અષ્ટક વર્ગ વાકય પ્રમાણે આંકડા મુકવાથી આંકડાનાં ખાનાં ૯૬ થાય છે. તે ૯૬ ખાનાંમાંથી અષ્ટક વર્ગથી ઉત્પન્ન થએલાં સર્વ [1]બિંદુઓ તે તે લગ્ન ગ્રહાદિકનાં અષ્ટક વર્ગનાં જુદે જુદા બાદ કરવાથી બાકી રહે તે રેખાઓ જાણવી. બીજા શ્લોકમાં બતાવેલા બિંદુઓ બાદ કરવાથી સૂર્યાદિકનાં અનુક્રમે શૂન્યો (૦) થયાં.

देवो धवो धीगवशस्तमोरमा धूलिः क्रमादुष्णकरादिबिन्दवः ॥
सालोलसंख्या समुदायबिन्दवः सर्वाष्टवर्गः समुदायसंज्ञकः ॥२॥

૨. ભાવાર્થ—સૂર્યથી અનુક્રમે ૪૮-૪૯-૩૯-૫૪-૫૬-૫૨-૩૯ એ પ્રમાણે દરેક ગ્રહનાં બિન્દુઓ છે. તે સર્વે ગ્રહોના બિન્દુની સંખ્યા ૩૩૭ છે. તે સંખ્યાને સર્વાષ્ટક વર્ગની એકઠી મળેલી સંખ્યા કહે છે.

---

૧. આ ગ્રંથમાં રેખાને બિન્દુ કહે છે. માટે જ્યાં બિન્દુ શબ્દ વપરાયેલો હોય ત્યાં દરેક જગ્યાએ રેખાઓજ સમજવી. રેખા તે શુભ ફળ આપનાર ને મીંડાંઓ (૦) અશુભ ફળ આપનાર છે.

मेषादियदृहगता वसुसंख्यदाया-
स्तद्भावपुष्टियलवृद्धिकरा भवन्ति ॥
षट्पञ्चसप्तसहितानि शुभप्रदानि
त्रिद्व्येकविन्दुयुतभानि न शोभनानि ॥ ३ ॥

૩. ભાવાર્થ—મેષાદિક બારરાશિમાં જે રાશિ વિષે ૮ બિન્દુ અષ્ટક વર્ગમાં આવ્યાં હોય તે રાશિ જે ભાવમાં હોય, તે ભાવનું ઘણુંજ સારૂં ફળ જાણવું. જેથી તે ભાવના સારા ફળનો વધારો કરનાર થાય છે. જે રાશિમાં ૬-૫ કે ૭ બિન્દુ હોય તો સારૂં ફળ આપે છે. ૩-૨ કે ૧ બિન્દુવાળી જે રાશિઓ છે તે સારૂં ફળ આપી શકતી નથી.

मिश्रं फलं भवति सागरविन्दुयोगे
रोगापवादभयदा यदि शून्यभावाः ॥
एकादिविन्दुयुतभानुमुखग्रहाणां
भिन्नाष्टवर्गजनि सर्वफलं प्रवच्मि ॥ ४ ॥

૪. ભાવાર્થ—૪ બિન્દુવાળી રાશિના ભાવનું ફળ કાંઇક સારૂ ને કાંઇક ખોટું (મિશ્ર) થાય છે. જો [1]ભાવોમાં એક પણ બિન્દુ ન હોય તે ભાવોનું ફળ રોગ, ભય ને અપવાદ આપનારૂં જાણવું. સૂર્યાદિક કોઇ પણ ગ્રહનાં બિન્દુ ૧ થી ૮ સુધી હોય તો તે તે ગ્રહોના જુદે જુદા અષ્ટક વર્ગથી ઉત્પન્ન થયેલા સર્વ ફળને કહું છું.

करोति नानाविधरोगदुःखभयाटनादीनि च सैकविन्दुः ॥
द्विको मनस्तापनृपालचोरकृतापवादाशननाशनानि ॥ ५ ॥

૫. ભાવાર્થ—કોઇ પણ [2]ગ્રહનું જો એક બિન્દુ આવેલું હોય તો

---

૧. રાશિમાં રેખાઓ કેટલી છે તે જાણવા માટે લગ્નાષ્ટક વર્ગમાં દરેક રાશિની જે જે રેખાઓ હોય તે ને રેખાઓ તે રાશિ જે ભાવમાં છે તે ભાવની જાણવી.

૨. ગ્રહની રેખા જાણવા માટે સૂર્યાષ્ટક વર્ગમાં જે રાશિમાં સૂર્ય છે, તે રાશિની જેટલી રેખાઓ હોય તે રેખાઓ સૂર્યની જાણવી. તેજ પ્રમાણે ચંદ્રાષ્ટક વર્ગમાં ચંદ્ર જે રાશિનો હોય તેની રેખાઓ તેજ ચંદની, તેમ ભોમાદિક બીજા ગ્રહોના પોતપોતાના અષ્ટક વર્ગમાં પોતે જે જે રાશિના હોય તે તે રાશિની જે જે રેખાઓ છે તેજ રેખાઓ તે તે ગ્રહની જાણવી.

નાના પ્રકારના રોગ, દુઃખ, ભય, પરદેશમાં ભટકવું તેવું ફળ કરે છે; ને જો બે બિન્દુ હોય તો મનની ચિન્તા રાજાને ચોરથી ભય થાય છે, ને પુરૂં ખાવાનું પણ મળતું નથી.

त्रिकस्तु संचारकृशावलंबकलेवरव्याकुलमानसानि ॥
सुखासुखार्थव्ययवित्तलाभफलप्रदः सागरबिन्दुकः स्यात् ॥६॥

૬. ભાવાર્થ—જો ત્રણ બિન્દુ હોય તો પરદેશમાં રહેનાર, અનેક પ્રકારના રોગથી દુર્બળ શરીરવાળો, મનમાં ચિન્તાવાળો થાય છે.

ચાર બિન્દુ હોય તો સુખ તથા દુઃખ સાધારણ તેમજ ધનનો લાભ થાય છે. તેમ ખર્ચ પણ થાય છે.

सद्वस्त्रलाभसुतलालनसाधुसंग-
विद्याधनानि कुरुते शरसंख्यबिन्दुः ॥
षड्बिन्दुकस्तु नवमोहनरूपशील-
संग्रामजिद्धनयशोवरवाहनानि ॥ ७ ॥

૭. ભાવાર્થ—પાંચ બિન્દુ હોય તો સારાં વસ્ત્રનો લાભ, છોકરાં ઉપર પ્રીતિ, સારા માણુસની સોબત, વિદ્યા અને ધન પ્રાપ્તિ કરે છે.

છ બિન્દુ હોય તો અત્યંત રૂપવાન, ગુણવાન, સારાં આચરણવાળો, લડાઈમાં જીતનાર, ધન, યશ અને વાહનનો ભોગવતાર થાય છે.

सप्तबिन्दुस्तुरगादियानसेनाधनप्राभवशोभनानि ॥
बिन्द्वष्टकः सर्वगुणाभिरामराजप्रतापं प्रकटीकरोति ॥ ८ ॥

૮. ભાવાર્થ—સાત બિન્દુ હોય તો ઘોડા વિગેરે વાહનવાળો, લશ્કરનો ઉપરી, આબરૂદાર, ને ઘણાજ ધનવાળો થાય છે.

આઠ બિન્દુ હોય તો બધા ગુણવાળો, રાજાના જેવો પ્રતાપી થાય છે.

शरादिबिन्दुस्थितराशियातः स्वकीयवर्गे शुभदस्तु नित्यम् ॥
अतोऽन्यथा चेद्दफलप्रदाता गोचारतः शून्यफले प्रमाथी ॥९॥

૯. ભાવાર્થ—કોઈ પણ ગ્રહ, પોતાના વર્ગમાં (ષડ્વર્ગમાં ઉચ્ચ, સ્વગૃહી, મિત્રના ઘરનો, મૂળત્રિકોણ, શુભ ગ્રહની રાશિનો) હોય તેને તેનાં બિંદુ પાંચથી વધારે હોય તો તે ગ્રહ ઘણુંજ સારૂં ફળ આપે છે;

ને ઉપર કહેલી રીતથી ઉલટો હોય તો કંઇ પણ ફળ આપતો નથી, ને તે ગ્રહ જ્યારે ગોચરમાં (જન્મ રાશિથી તેની આવતી દિનદશા કે દશામાં) આવે, ત્યારે તે કંઇ ફળ આપતો નથી ને દુઃખી કરે છે.

स्वोच्चमित्रादिवर्गस्थाः केन्द्रादिबलसंयुताः ॥
अनिष्टफलदाः सर्वे स्वल्पबिन्दुयुता यदि ॥ १० ॥

૧૦. ભાવાર્થ—કોઇ પણ ગ્રહ પોતાની ઉચ્ચ રાશિનો, મિત્રની, મૂળ ત્રિકોણની, કે શુભ ગ્રહની રાશિમાં હોય, તેમજ કેન્દ્રાદિસ્થાનમાં રહી બળવાન હોય, પણ તેનાં બિન્દુ ઓછાં હોય, તો તે ગ્રહ પોતાના ઉચ્ચાદિના સારા ફળને નહીં આપતાં ખોટું ફળ આપશે. તેમ જાણવું.

दुष्टस्थानस्थिता ये च ये च नीचारिभांशगाः ॥
ते सर्वे शुभदा नित्यमधिबिन्दुयुता यदि ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—જે ગ્રહો દુષ્ટ સ્થાનમાં (૬-૮-૧૨) હોય અથવા પાપ ગ્રહની રાશિનો, નીચ કે શત્રુની રાશિનો, નવમાંશમાં નીચ કે શત્રુની રાશિનો હોય પણ તેજ ગ્રહોનાં બિન્દુ વધારે હોય તો સારૂં ફળ આપે છે.

दिनेशमुख्यग्रहवर्गकेषु यदा शनिः शून्यगृहं प्रयातः ॥
करोति पित्रादिकभावजानामतीव रोगारिभयाकुलानि ॥१२॥

૧૨. ભાવાર્થ—સૂર્યાદિક ગ્રહોના અષ્ટક વર્ગમાં જે રાશિમાં [1]શૂન્ય બિન્દુ છે. તે રાશિમાં જે વખતે શનિ આવે, ત્યારે બાપ વિગેરે કુટુંબીઓને ઘણા રોગ, શત્રુની ઉત્પત્તિ, ને ભય ઉત્પન્ન કરે છે. (અર્થાત્ બાપ વિગેરે ભાવોનું તે ફળ સમજવું.)

---

૧. કલ્પિત ઉદાહરણ—સૂર્યાષ્ટક વર્ગમાં કર્ક રાશિની શૂન્ય રેખા છે, ને તે કર્કરાશિ ચોથા ભાવમાં છે. તો જ્યારે પંચાંગમાં શનિ કર્ક રાશિ ઉપર આવે, તે વખતે માતાને મારે છે, અથવા ઉપર મુજબ દુઃખ આપે છે. તેવી રીતે દરેક અષ્ટક વર્ગમાં શૂન્ય રેખા હોય તે રાશિમાં જ્યારે શનિ આવે અને તે રાશિ જે ભાવમાં હોય, તેનું ખરાબ ફળ જાણવું. જેમકે ત્રીજે ભાવે ભાઇ બેન ચોથે માતા પાંચમે સંતાન છઠે મામા સાતમે વૈરી (સ્ત્રી) આઠમે પોતે. એ પ્રમાણે જે ભાવમાં તે રાશિ હોય તે ભાવનો નાશ સમજવો.

सूर्यफलम् ॥ ( સૂર્યનું ફળ. )

लग्नं गते दिनकरे रिपुनीचभागे
जातः कृशानुयुगबिन्दुयुते च रोगी ॥
बाणादिबिन्दुसहितोदयगे दिनेशे
स्वोच्चेऽथवा निजगृहे नृपतिश्चिरायुः ॥ १३ ॥

૧૩. ભાવાર્થ-સૂર્ય લગ્નમાં શત્રુની રાશિનો કે નીચ રાશિ અંશનો હાય અને તેનાં બે કે ત્રણ બિન્દુ હાય તો રોગી કરે છે. લગ્નમાં સૂર્ય પાંચ બિન્દુવાળો કે તેથી વધારે બિન્દુવાળો હાય અને સૂર્ય ઉચનો કે પોતાનાજ ઘરમાં હાય તો લાંબા આયુષ્યવાળો રાજા થાય છે.

केन्द्रत्रिकोणोपगते दिनेशे पट्पञ्चसप्ताष्टकबिन्दुवर्गे ॥
रुद्रामलानीलचलाब्दकेषु जातस्य वा तज्जनकस्य मृत्युः ॥१४॥

૧૪. ભાવાર્થ—સૂર્ય કેન્દ્ર કે ત્રિકોણમાં હાય ને તેનાં બિન્દુ ૫-૬-૭ કે ૮ હાય તો જન્મથી ૨૨-૩૦-૩૫ અથવા ૩૬ આ વર્ષમાં પોતે મરી જાય અથવા તેના પિતા મરણ પામે તેમ કહેવું.

शोध्यावशिष्टद्वयबिन्दुयाते केन्द्रस्थिते सेन्दुशनीन्दुसूनौ ॥
भानौ दशाब्दात्परतः समृद्धां तातस्य राज्यश्रियमाहुरार्याः ॥१५॥

૧૫. ભાવાર્થ—ચંદ્ર, શનિ અને બુધ સાથે, સૂર્ય કેન્દ્રમાં હાય ને તે સૂર્યનાં બિન્દુ ત્રિકોણ શોધન અને એકાધિપતિ શોધન કરતાં બે રહ્યાં હાય તો પોતાના દશ વર્ષ પછી પોતાના બાપ રાજ્ય, લક્ષ્મી અને સમૃદ્ધિને મેળવશે. તેવું જોશીઓ કહે છે.

चन्द्रफलम् ॥ (ચન્દ્રનું ફળ.)

शून्यागारं तरणिशशिनोरष्टवर्गे तदीयं
मासं राशिं सकलशुभदे कर्मणि त्याज्यमाहुः ॥
यस्मात्स्पं शशिनि तनुगे सैकलोकाक्षिबिन्दौ
सप्तत्रिंशच्छरदि मरणं द्वित्रिखेटान्विते च ॥ १६ ॥

૧૬. ભાવાર્થ-સૂર્ય અને ચંદ્રના અષ્ટક વર્ગમાં જે રાશિઓમાં શૂન્ય

બિન્દુ છે, તે રાશિનો [1]સૌરમાન પ્રમાણે મહીનો દર વર્ષે જ્યારે આવે, તે માસમાં શુભ કામ કરવું નહિ; ને તે રાશિ પણ શુભ કાર્યમાં ત્યાગ કરવી. એ પ્રમાણે વિદ્વાનો કહે છે. ચંદ્રમા લગ્ને હોય ને તેનાં બિન્દુ ૧-૨ કે ૩ હોય તો તે માણસ દરદથી કે નબળાઈથી દુઃખ ભોગવે છે. પણ જો તે ચંદ્ર બે કે ત્રણ ગ્રહો ભેગો હોય ને બિન્દુ પણ ૧-૨- કે ૩ હોય તો તે માણસ ૩૭ વર્ષની ઉમરે મરણ પામે છે.

केन्द्रत्रिकोणायगते शशाङ्के नीचारिगे वृद्धिकलाविहीन ॥
बिन्दुद्विके वा यदि स त्रिबिन्दौ तद्भावनाशं कथयन्ति तज्ज्ञा ॥१७॥

૧૭. ભાવાર્થ—કેન્દ્ર, ત્રિકોણ, કે અગીઆરમે ભાવે ચંદ્રમા હોય, ને તે ચંદ્ર નીચ કે શત્રુની રાશિનો, ક્ષીણપક્ષનો હોય, ને જે ભાવે ચંદ્રમા છે તે ભાવનાં બિન્દુ બે કે ત્રણ હોય, તો જોશીઓએ તે ભાવનું સારૂં ફળ કહેવું નહિ. (અર્થાત્ તે ભાવનો નાશ કહેવો.)

वेदादिबिन्दुयुतकोणचतुष्टये वा
लाभे विधौ बलयुते यदि भाववृद्धिः ॥
बिन्द्वष्टके शशिनि केन्द्रगते तु जाता
विद्यायशोधनबलप्रबला नरेन्द्राः ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—ચંદ્રમા બળવાન થઈ ત્રિકોણ કેન્દ્ર કે અગીયારમે ભાવે હોય ને જે ભાવે ચંદ્રમા છે તે ભાવનાં બિન્દુ ચાર કે તેથી વધારે હોય તો તે ભાવનું સારૂં ફળ કહેવું. જો ચંદ્રમા કેન્દ્રમાં હોય ને તે ભાવનાં બિન્દુ આઠ હોય તો જન્મેલો માણસ વિદ્યા, યશ, ધન અને બળવાળો રાજા જેવો થાય છે.

---

૧. સૌરમાસ એટલે ચૈત્રથી અનુક્રમે બારે માસમાં સૂર્ય મેષથી મીન સુધી અનુક્રમે આવે છે એટલે મેષ સંક્રાંતિ ચૈત્ર માસમાં આવે તો ચૈત્ર માસ ત્યાગ કરવાનો છે. તેમ ન કરતાં જ્યારે મેષરાશિમાં સૂર્ય આવે ત્યારથી તે વૃષભ રાશિમાં જાય ત્યાં સુધીના જે દિવસો તેજ ત્યાગ કરવા.

રાશિને માટે પણ દરેક શુભ કાર્યમાં લગ્ન શુદ્ધિ માટે તે રાશિનું લગ્ન લેવું નહિ. ચંદ્ર તે રાશિપર હોય તોપણુ શુભ કાર્ય કરવું નહિ. એ પ્રમાણે રાશિ ત્યાગ કરવી.

कुजफलम् ॥ (મંગળનું ફળ.)

स्वोचस्वके गुरुसुखोदयमानयाते
विन्द्वष्टके च यदि कोटिधनप्रभुः स्यात् ॥
चापाजसिंहमृगकीटविलग्नसंस्थे
भौमे चतुष्टयफलोपगते च राजा ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—મંગળ, ઉચ્ચનો કે સ્વગૃહી થઈ ૯-૪-૧૦-૧ ભાવે રહ્યો હોય ને તે ભાવનાં આઠ બિન્દુ હોય તો તે માણસ કરોડપતિ થાય છે. મંગળ, ધન, મેષ, સિંહ, મકર કે વૃશ્ચિક રાશિના લગ્નમાં હોય ને તે ભાવનાં બિન્દુ ચાર હોય તો રાજા થાય છે.

विन्द्वष्टके धरणिजेऽतिलघुक्षितीशो
मानेऽथवा तनुगते च महीपतिः स्यात् ॥
जातोऽवनीशकुलजो यदि देशनाथः
स्वोचस्वराशिसहिते नृपचक्रवर्ती ॥ २० ॥

૨૦. ભાવાર્થ—મંગળ આઠ બિન્દુથી યુકત હોય તો નાનો રાજા થાય છે, ને એજ પ્રમાણે આઠ બિન્દુથી યુકત મંગળ ૧૦ મે કે લગ્ને હોય તો રાજા થાય છે. પણ જો રાજાના કુળમાં જન્મ્યો હોય તો આખા દેશનો રાજા થાય છે. મંગળ ઉચ્ચનો કે સ્વગૃહી હોય ને ઉપર બતાવેલા (૧૦-૧) ભાવમાં આઠ બિન્દુવાળો હોય તો ચક્રવર્તિ રાજા થાય છે.

बुधफलम् ॥ (બુધનું ફળ.)

केन्द्रत्रिकोणे वसुविन्दुके ज्ञे जातीयविद्याधिकभोगशाली ॥
स्वोच्चादिकैकद्वितयत्रिविन्दौ तद्भाववृद्धिर्न च भावहानिः ॥२१॥

૨૧. ભાવાર્થ—બુધ, કેન્દ્ર કે ત્રિકોણમાં આઠ બિન્દુવાળો હોય તો પોતાની જ્ઞાતિમાં માન મેળવનાર, વિદ્યાવાળો ને અત્યંત વૈભવવાળો થાય છે. બુધ ઉચ્ચનો હોય ને એક બે કે ત્રણ બિન્દુવાળો હોય તો જે ભાવે રહેલો છે તે ભાવનું ફળ સારૂં કહેવું. પણ ખરાબ ફળ ન કહેવું.

विन्द्वाधिक्यं यत्तदागारमासे विद्यारम्भः सर्वविद्याकरः स्यात् ॥
गोचारेण ज्ञस्य शून्यालयस्थे मन्दे बन्धुज्ञातिसंपद्विनाशः ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—બુધના અષ્ટક વર્ગમાં જે રાશિમાં વધારે બિન્દુ હોય તે રાશિવાળા માસમાં વિદ્યાનો આરંભ કરે તો સર્વ વિદ્યામાં હુંશિયાર થાય છે. બુધના અષ્ટક વર્ગમાં જે ભાવમાં બિન્દુ ન હોય, તે ભાવમાં ફરતો ફરતો જ્યારે શનિ આવે ત્યારે ભાઇઓનો, જ્ઞાતિનો અને જે પૈસા પેદા કર્યા છે તેનો (સંપત્તિનો) નાશ થાય. એમ કહેવું.

## गुरुफलम् ॥ ( ગુરૂનું ફળ. )

जीवाष्टवर्गाधिकबिन्दुराशौ लग्ने निषेकः कुरुते सुतार्थम् ॥
तद्राशिदिग्भागगृहस्थितानि गोवित्तयानानि वहूनि च स्युः ॥२३॥

૨૩. ભાવાર્થ—ગુરૂના અષ્ટક વર્ગમાં જે ભાવનાં વધારેમાં વધારે બિન્દુ હોય તે ભાવની રાશિનું નિષેક લગ્ન આવે તો પુત્ર થાય છે. તેમ કહેવું; ને જે આધાન લગ્નમાં રાશિ છે, તે રાશિની દિશામાંથી ગાય, ધન, ને વાહનનો વધારો થશે. તેમ કહેવું.

जीवाष्टवर्गलघुबिन्दुगृहोपयाते
भानौ कृताखिलशुभानि विनाशितानि ॥
पञ्चादिबिन्दुकरिपुव्ययरन्ध्रगेज्ये
जातश्चिरायुरतिवित्तजितारिकः स्यात् ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—ગુરૂના અષ્ટક વર્ગમાં જે ભાવમાં ઓછામાં ઓછા બિન્દુ હોય, તે ભાવમાં સૂર્ય રહ્યો હોય તો તે માણસનાં દરેક શુભ કામનો નાશ થાય છે, ને ગુરૂ, છ, આઠ કે બારમે ભાવે રહ્યો હોય અને તેનાં બિન્દુ પાંચ કે તેથી વધારે હોય તો તે માણસ લાંબા આયુષ્યવાળો, તથા ઘણો ધનવાન, અને શત્રુને જીતનારો થાય છે.

स्वोच्चेऽथवा निजगृहे वसुबिन्दुयुक्ते
केन्द्रस्थिते सुरगुरौ गुरुभावगे वा ॥
नीचारिभागमपहाय विमूढराशौ
जातः स्वकीययशसा पृथिवीपतिः स्यात् ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—ગુરૂ ઉચ્ચનો અથવા સ્વગૃહી થઇને કેન્દ્રમાં કે નવમે ભાવે રહ્યો હોય, ને તે ભાવનાં બિન્દુ આઠ હોય, અને શત્રુ કે નીચ રાશિનો ન હોય તેમ અસ્તની રાશિનો પણ ન હોય તો તે માણસ પોતાના યશવડે કરીને રાજા થાય છે.

यदा महीदेवकुलप्रजातास्तदीययोगे नरपालतुल्याः ॥
कृतातिपुण्यप्रभवप्रसिद्धबुद्धिमतापादिगुणाभिरामाः ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—ઉપર કહેલા યોગમાં જન્મેલો માણસ બ્રાહ્મણ હોય તો રાજાના જેવો થાય છે, ને બહુ પુણ્યના પ્રભાવથી પ્રસિદ્ધ, બહુ બુદ્ધિવાન ને ગુણવાન થાય છે.

ससप्तविन्दौ सह (शश?) लक्ष्मणेन जीवे बहुस्त्रीधनपुत्रवन्तः ॥
षड्विन्दुके वाहनवित्तवन्तः सपञ्चविन्दौ जयशीलवन्तः ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—ગુરૂ, ચંદ્ર સાથે ૨૫ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે રહ્યો હોય, ને તે ભાવમાં સાત બિન્દુ હોય તો તે માણસ ઘણુાજ ધન, પુત્ર તથા સ્ત્રીયોવાળો થાય છે; અને છ બિન્દુવાળો હોય તો તે ઘણા વાહનવાળો, તથા ધનવાળો થાય છે; ને પાંચ બિન્દુ હોય તો જીત મેળવનાર, તથા સારાં આચરણવાળો થશે તેમ કહેવું.

## शुक्रफलम् ॥ ( શુક્રનું ફળ. )

साष्टविन्दुफलकोणकेन्द्रगे भार्गवे तु बलवाहनाधिपः ॥
आयुरन्तमविनाशभोगवान् वित्तरत्नविभुरद्रिविन्दुके ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—શુક્ર, કેન્દ્ર કે ત્રિકોણમાં હોય ને જે ભાવે રહ્યો હોય તે ભાવ આઠ બિન્દુવાળો હોય તો લશ્કર તથા વાહનોનો ઉપરી થાય છે, ને સાત બિન્દુવાળો હોય તો ઘણો ધનવાન, તથા રત્નોથી ભરપુર થાય છે. ને આવરદા સુધી સુખી અવસ્થામાં રહેશે. તેમ કહેવું.

नीचास्तरिःफनिधनोपगते तु काव्ये पूर्वोदितक्षितिपयोगविनाशनं स्यात् ॥
शुक्राल्पविन्दुयुतमन्दिरादिग्विभागे स्त्रीवश्यहेतुशयनीयगृहं प्रशस्तम् २९

૨૯. ભાવાર્થ—શુક્ર નીચનો થઇ સાત, બાર કે આઠમે ભાવે હોય તો ઉપર જણાવેલા રાજ્ય યોગનો નાશ કરે છે. પણ શુક્ર પોતાના અષ્ટક વર્ગમાં જે ભાવનાં ઓછાં બિન્દુ છે. તે ભાવમાં રહ્યો હોય તો તે ભાવ જે દિશામાં છે તે દિશાઓમાં સ્ત્રીયોનાં મન લોભાય તેવા શયન ગૃહના વૈભવવાળો થાય છે.

## शनिफलम् ॥ ( શનિનું ફળ. )

कोणस्य शून्यतरराशिगते तु मन्दे
जातस्य मृत्युफलमाशु धनक्षयो वा ॥

एकद्विलोकयुगबिन्दुयुते च केन्द्रे

मुक्तः स्वतुङ्गभवने रविजेऽल्पमायुः ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—શનિના અષ્ટક વર્ગમાં જે ભાવમાં એક પણ બિન્દુ ન હોય તેવા ભાવમાં શનિ હોય તો જન્મેલો માણસ તરત મરણ પામશે અથવા ધનનો નાશ થશે તેમ કહેવું. પણ પોતાની ઉચ્ચની રાશિ વિશે કેન્દ્રમાં શનિ હોય ને તે ભાવનાં ૧-૨-૩ કે ૪ બિન્દુ હોય તો તે માણસ ગર્ભમાંથી ઓછા આવરદાવાળો થાય છે.

पञ्चषड्बिन्दुसहिते तनुगे बलाढ्ये

जन्मादिदुःखविपुलं धननाशमेति ॥

मन्दे शरादिफलनीचसपत्नभावे

जातश्चिरायुरतिशोभनवर्गकेन्दौ ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—બળવાન શનિ લગ્ને હોય ને પાંચ કે ૭ બિન્દુથી યુક્ત હોય તો જન્મથીજ દુઃખી, ને બહુ ધનના નાશવાળો થાય તેમ કહેવું. શનિ, નીચ કે શત્રુની રાશિનો હોય ને પાંચ કે તેથી વધારે બિન્દુ હોય, અને ચંદ્રમા શુભ વર્ગમાં હોય તો લાંબા આવરદાવાળો થાય છે.

मूढारिनीचगृहगे शरवेदविन्दौ

दास्युष्ट्रवित्तसहितास्तनये तनुस्थे ॥

सौरेऽष्टबिन्दुगणिते पुरमन्त्रतन्त्र-

ग्रामाधिपास्तु गिरिबिन्दुगृहे धनाढ्यः ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—શનિ નીચ કે શત્રુની રાશિનો થઈ અથવા અસ્તનો થઈ પહેલા અથવા પાંચમા ભાવમાં હોય ને તે ભાવમાં ચાર કે પાંચ બિન્દુ હોય તો તે માણસ દાસીઓ, ઉંટ ને ધનવાળો થાય છે. ને તેવો શનિ આઠ બિન્દુવાળો હોય તો દેશનો, ગામનો અને મુલકોનો રાજા થાય, ને સાત બિન્દુવાળો હોય તો ઘણોજ ધનવાળો થાય છે.

## प्रस्ताराष्टकवर्गः ॥ ( પ્રસ્તારાષ્ટકવર્ગ ).

आलिख्य चक्रं नवपूर्वरेखा याम्योत्तरस्था दश च त्रिरेखाः ॥

प्रस्तारकं पणवतिप्रकोष्ठं पङ्क्त्यष्टकश्चाष्टकवर्गजं स्यात् ॥३३॥

૩૩. ભાવાર્થ—પૂર્વ પશ્ચિમ સરખી નવ લીટીઓ દોરવી, ને દક્ષિણ

ઉત્તર સરખી તેર લીટીઓ દોરવી. તો ૯૬ કોષ્ટકનું આઠ આઠ ખાના અષ્ટક વર્ગ ચક્ર થશે, ને તે ઉપરથી જુદા જુદા અષ્ટક વર્ગ ભાગ સમજાશે

होराशशीबोधनशुक्रसूर्यभौमामरेन्द्रार्चितभानुपुत्राः ॥
याम्यादिपङ्क्त्यष्टकराशिनाथाःक्रमेण तद्बिन्दुफलप्रदाः स्युः ॥३४॥

૩૪. ભાવાર્થ—લગ્ન, ચંદ્ર, બુધ, શુક્ર, સૂર્ય, મંગળ, ગુરૂ, ને શનિ દક્ષિણ ને આદિ લઇને જે પંક્તિ અષ્ટક વર્ગની છે. તેના અનુક્રમે સ્વામી છે ને તે દરેક ગ્રહ પોતાની પંક્તિમાં બારે રાશિઓમાં રહી બિન્દુઓ આપે છે

सबिन्दुगः सर्वफलप्रदः स्यादबिन्दुको यत्रफलप्रदाता ॥
अरातिनीचास्तगतो नभोगः सबिन्दुकोऽपि मविलापकर्ता॥३५॥

૩૫. ભાવાર્થ—જે ગ્રહનાં વધારે બિન્દુ હોય તે સારૂં ફળ આપે છે, ને બિન્દુ ન હોય તે ગ્રહ નબળું ફળ આપે છે. જે ગ્રહ શત્રુ કે નીચ રાશિનો હોય કે અસ્તનો હોય ને તે બિન્દુવાળો હોય તોપણ દિલગીરી ઉત્પન્ન કરે છે.

## त्रिकोणशोधना ॥ ( ત્રિકોણશોધન. )

पञ्चमाचीरालिखेद्घ्राणसंख्यास्तिर्यग्रेखा वर्जितान्तश्चतुष्का ॥
मागादीशद्वादशव्योमवासा ज्योतिश्चक्रस्वामिनस्तूवराद्याः ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—પૂર્વથી પશ્ચિમ તરફની ૫ લીટીઓ સરખી દોરવી, ને તે લીટીઓમાં આડી લીટીઓ ઉત્તરથી દક્ષિણ તરફ ૫ દોરવી. તે એવી રીતે દોરવી કે વચલા ચાર ચોખંડામાં લીટી આવે નહિ તે પ્રમાણે વચલાં ચાર ખાનાં બાદ કરતાં બાકી બાર કોષ્ટકનું ઐકય ચક્ર તૈયાર થશે. તે ચક્રમાં આકાશના જ્યોતિષ ચક્રમાં (ભચક્રમાં) રહેલી મેષાદિક બાર રાશિઓ છે. પૂર્વાદિક દિશામાં તેના સ્વામીઓના અધિપતિ છે.

| | | | |
|---|---|---|---|
| २ शु | १ मं. | १२ गु. | ११श |
| ३ बु. | | | १०श |
| ४ चं | | | ९ गु. |
| ५ सू. | ६ बु. | ७ शु. | ८ मं. |

अजहरितुरगाङ्गैरुक्षकन्यामृगास्यै-
र्युगधटवटरूपैः कर्किकीटावसानैः ॥
दिनकरमुखवर्गे तत्रिकोणोपयाता
लघुतरसमशून्या बिन्दवः शोधिताः स्युः ॥ ३७ ॥

૩૭. ભાવાર્થ—સૂર્યાદિક ગ્રહોને લગ્નાષ્ટક વર્ગમાં ત્રિકોણ શોધન કરવા માટે મેષ, સિંહ, ધન એ રાશિઓ એકમેકથી ત્રિકોણ જાણવી. તેમજ વૃષભ કન્યા ને મકર રાશિઓ પણ એક બીજાથી ત્રિકોણ રાશિ છે. ત્રીજું ત્રિકોણ મિથુન તુલા ને કુંભ રાશિનું છે. ચોથું કર્ક વૃશ્ચિક ને મીન રાશિનું છે. એ પ્રમાણે બાર રાશિમાં ત્રણ ત્રણ રાશિનું એક ત્રિકોણ જાણવું. તે ત્રિકોણ શોધન ઓછા બિન્દુથી, સરખા બિન્દુથી, ને શૂન્ય બિન્દુથી શોધવા તે ત્રિકોણ શોધન જાણવું. એટલે ઓછાં બિન્દુ બેઉ રાશિમાંથી બાદ કરીને જે શેષ વધે તેજ રાશિઓનું ત્રિકોણ શોધન જાણવું, ને ઓછાં બિન્દુમાં ૦ મુકવું. ત્રણે રાશિમાં સરખાંજ બિન્દુ હોય તો ત્રણે જગ્યાએ ૦ જ આવે, ને એક રાશિમાં શૂન્યજ બિન્દુ હોય તો તે રાશિમાં શૂન્ય, અને બાકીની બે રાશિઓમાં જે બિન્દુ હોય તેનાં તેજ રાખવાં. તે પ્રમાણે એકાધિપતિ શોધન થાય છે.

त्रिकोणभावेषु यदल्पविन्दुकस्तदीयविन्दू भवतस्तु तावुभौ ॥
न विन्दुको यस्तु न शोधितेतरौ समानसंख्या यदि सर्वमुत्सृजेत् ॥३८॥

## ત્રિકોણ શોધનની બીજી રીત.

૩૮. ભાવાર્થ—જ્યારે ત્રિકોણ રાશિમાં જે રાશિનાં ઓછાં બિન્દુ છે, તેજ બિન્દુઓ ત્રણે રાશિઓમાં મુકવાં.

જો બિન્દુ એક રાશિમાં ન હોય ને બીજી બેઉ રાશિઓમાં હોય તો ત્રિકોણ શોધન કરવું નહિ. ત્રણ રાશિનાં જે જે બિન્દુ છે, તેજ મુકવાં.

જો બધી રાશિમાં સરખી રેખા હોય તો ત્રણે જગ્યાએ શૂન્ય મુકવું. એ પ્રમાણે બીજી રીતે ત્રિકોણ શોધન થાય છે. (પણ ખરી રીત પ્રથમ બતાવેલી જાણવી. માટે દાખલા ને કોષ્ટકો સર્વે પ્રથમ રીત પ્રમાણેજ આપેલાં છે. અને એકાધિપતિ શોધન, રાશિપિંડ, ગ્રહપિંડ, (પિંડ એટલે સરવાળો, જોડવું કે એકઠા કરવું તે.) એ સર્વ રીત બીજી રીતને, પહેલી રીતની પેઠેજ લાગુ પડે છે. એમાં કંઈ ફેરફાર નથી.)

## एकाधिपत्यशोधना ॥ ( એકાધિપત્યશોધનમ્. )

कण्ठीरवं कर्कभं च विनाकुजादि-
कावासराशियुगलोपगाविन्दुसंख्याः ॥

तत्तुल्यशून्यविषमाग्रहसग्रहाद्या-
स्त्वेकाधिपत्यपरिशोधितशेषिताः स्युः ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—સિંહને કર્ક રાશિ શિવાયની મંગળથી દરેક ગ્રહોની રાશિઓનું એકાધિપતિ શોધન કરવું. તેનું કારણ સૂર્ય ને ચંદ્ર એકાએક રાશિના સ્વામી છે. માટે તેનું એકાધિપતિ શોધન કરવું નહિ. ને મંગળને આદિ લઇ બુધ, ગુરૂ, શુક્ર, શનિ આ ગ્રહો બે બે રાશિના સ્વામી છે. માટે તેનું એકાધિપતિ શોધન કરવું. આ ગ્રહની રાશિઓનાં બિન્દુ સરખાં હોય કે જુદે જુદાં હોય કે કોઇ રાશિમાં શૂન્ય (૦) હોય, કોઇ રાશિમાં ગ્રહ હોય અથવા ગ્રહ ન હોય તો એકાધિપતિની રીત પ્રમાણે ત્રિકોણ શોધનમાં આવેલાં બિન્દુને સંસ્કાર કરવા, ને સંસ્કાર કરવાથી જે શેષ રહે, તે એકાધિપતિનાં બિન્દુ આવે.

राशिद्वयं सग्नुचरं न शोधयेदेकं द्वयोः शून्यममप्यशोधयेत्॥
फलाधिके खेटयुते परं त्यजेत् तुल्या नभोगाद्वितयं परित्यजेत् ॥४०॥

૪૦. ભાવાર્થ—એકજ ગ્રહની બે રાશિઓ ગ્રહ સહીત છે. ત્યારે જે ત્રિકોણ શોધન કરતાં આવેલાં બિન્દુ, તેજ એકાધિપતિનાં જાણવાં.

બેઉ રાશિઓ ગ્રહ સહીત છે, ને એકમાં બિન્દુ શૂન્ય હોય, ને બીજામાં ગમે તેટલાં બિન્દુ હોય તો શૂન્યના નીચે શૂન્ય, ને જેટલાં બિન્દુ છે તેના તળે તેટલાંજ બિન્દુ મુકવાં.

ગ્રહ સહીત રાશિમાં બિન્દુ વધારે છે, ને ગ્રહ રહીત રાશિમાં બિન્દુ ઓછાં છે. ત્યારે ગ્રહ સહીતનાં બિન્દુ કાયમજ રાખી ઓછાં બિન્દુના નીચે શૂન્ય મુકવું.

બેઉ રાશિ ગ્રહ રહીત છે, ને બિન્દુ સરખાંજ છે. તો બેઉ રાશિમાં શૂન્ય શૂન્યજ મુકવું.

सखेचराखेचरविन्दुसाम्ये विशोधयेदग्रहविन्दुसंख्याम् ।
विखेटराशिद्वयविन्दवो ये न्यूनाधिका न्यूनसमा विधेयाः ॥

એક રાશિ ગ્રહ સહીત અને બીજી ગ્રહ રહીત હોય ને બિન્દુ સરખાં હોય તો ગ્રહ રહિત રાશિનાં બિન્દુ રદ કરીને શૂન્ય મુકવું, ને ગ્રહ સહીતનાં બિન્દુ કાયમ રાખવાં.

બેઉ રાશિ ગ્રહ રહીત હોય ને બિન્દુ વધારે ઓછાં હોય તો જે રાશિનાં ઓછાં છે, તેજ બિન્દુના જેટલાં બેઉ રાશિની નીચે મુકવાં.

खेटोपयाते लघुविन्दुराशौ तत्तुल्यमायान्ति तदन्यसंख्याः ॥
पूर्वं त्रिकोणं परिशोध्य पश्चादेकाधिपत्यस्य ततः प्रकल्प्याः ॥४१॥

૪૧. ભાવાર્થ—એક રાશિમાં ગ્રહ છે. તેનાં બિન્દુ ઓછાં છે, ને ગ્રહ નથી તેનાં બિન્દુ વધારે છે તો જે ગ્રહ સહીતનાં ઓછાં બિન્દુ છે, તેનાજ જેટલાં બેઉ રાશિમાં બિન્દુ મુકવાં. એ પ્રમાણે પહેલાં ત્રિકોણ શોધન કરવું. ને ત્રિકોણ શોધનમાં નક્કી થયેલાં બિન્દુ ઉપરથીજ એકાધિપતિ શોધન કરવું.

शोध्यावशिष्टानि गुणीकृतानि मेषादिमानैर्गुणकं हि भानाम् ॥
सूर्यादिकास्ते गुणिताः स्वमानैरेषां ग्रहाणां गुणकं वदन्ति ॥४२॥

૪૨. ભાવાર્થ—ઉપર પ્રમાણે બધી રાશિઓનાં એકાધિપિત શોધન કરતાં જે બિન્દુ આવે, તેને પોતાની રાશિના માન (ગુણક) થી ગુણતાં જે અંક આવે, તે રાશિનો ગુણાકાર જાણવો, ને તે રાશિયોમાં રહેલા ગ્રહોને પોતાના ગ્રહના માનથી ગુણવા. તે ગ્રહોના ગુણાકાર જાણવા.

शैलाशावसुसागराम्बरशरैः शैलाहिगोसायर्क-
रीशद्वादशभिश्च राशिगुणकैर्मेषादिभानां क्रमात् ॥
बाणैः पञ्चभिरष्टकैः शरनभःशैलेषुभिर्भास्करा-
देवं व्योमतलाधिवासगुणकैरायुर्विधानोदितैः ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—૭-૧૦-૮-૪-૧૦-૫-૭-૮-૯-૫-૧૧-૧૨ આ અનુક્રમે મેષાદિ બાર રાશિઓના ગુણક જાણવા.

૫-૫-૮-૫-૧૦-૭-૫ આ અનુક્રમે સૂર્યાદિક ગ્રહોના ગુણક જાણવા.

આ ગ્રહોના ગુણક વડે કરીને હવે પછી બતાવીશું તે રીતિથી આવરદા કરવો.

तद्राशिखेटगुणकैक्यफलानि हृत्वा
त्रिंशद्भिरब्दचयमासदिनादिकाः स्युः ॥
तद्द्वादशाधिकसमा यदि राशिमाने-
राहृत्य तत्समतयाऽनुहरेत्तदायुः ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—સૂર્યાદિકના ત્રિકોણ એકાધિપતિ શોધન કરતાં રાશિના આવેલા, અને ગ્રહના ગુણાકારને એકઠો કરવો, પછી તે સરવાળાને

૩૦ થી ભાગવા તો વર્ષ, માસ, ને દિવસાદિક આવે. પણ જો વર્ષની સંખ્ય બાર કરતાં વધારે આવે, તો તેને બારે ભાગવાથી જે શેષ રહે, તે વર્ષ. એ પ્રમાણે ગ્રહોનો વર્ષાદિક અષ્ટક વર્ગથી ઉત્પન્ન થયેલો આવરદા જાણવો.

उच्चं गतस्य द्विगुणं तदीयं नीचं गतस्यास्तगतस्य चार्द्धम् ॥
अतोऽन्तराले त्वनुपातमायुरारस्य वक्रे द्विगुणाकृतं स्यात् ॥ ४२ ॥

*૪૫. ભાવાર્થ—જો કોઈ ગ્રહ ઉચ્ચનો હોય તો તેના આવેલા અષ્ટક વર્ગના આવરદાને બમણો કરવો, ને જે ગ્રહ નીચનો કે અસ્તનો હોય તેના આવેલા આવરદાનું અર્દ્ધ કરવું. (બેથી ભાગવા.) જે આવે તે આવરદા જાણવો.

---

* अन्योन्यमर्द्धहरणं ग्रहयुक्ते तुकारयेत् ॥
नीचेऽर्द्धमस्तगेऽप्यर्द्धहरणं तेषु कारयेत् ॥ १ ॥
शत्रुक्षेत्रत्रिभागोनं दृश्यार्द्धहरणं तथा ॥
हरणं त्र्यंशोनमर्केन्द्वोः पातसंश्रयणादपि ॥ २ ॥
बहुत्वे हरणे प्राप्ते कारयेद्बलवत्तरम् ॥
पश्चात्तान्सकलान्हत्वा घराङ्केन विवर्द्धितम् ॥ ३ ॥
मातङ्गलब्धं शुद्धायुर्भवतीति न संशयः ॥
पूर्ववद्दिनमासाब्दं कृत्वा तस्य दशा भवेत् ॥ ४ ॥
एवं ग्रहाणां सर्वेषां दशां कुर्यात् पृथक् पृथक् ॥
अष्टवर्गदशामार्गः सर्वेषामुत्तमोत्तमः ॥ ५ ॥

ભાવાર્થ—જે ગ્રહ આવરદા આપે ને ગ્રહની સાથે તે ભાવમાં બીજો કોઈ ગ્રહ હોય તો બળવાન ગ્રહના આવરદાનું અર્ધ કરવું. કોઈ ગ્રહ નીચનો હોય, અથવા અસ્તનો હોય તોપણ આવરદા અર્ધો બાદ કરવો. જે ગ્રહ શત્રુની રાશિનો અથવા દ્રશ્ય ગોળાર્ધમાં (૭ થી ૧૨ મા ભાવ સુધીમાં) હોય તો એક તૃતીયાંશ આવરદા બાદ કરવો. જ્યારે સૂર્ય ચંદ્રના ગ્રહણ જેવા યોગમાં રહ્યા હોય તોપણ આવરદામાંથી એકતૃતીયાંશ ભાગ બાદ કરવો. ઘણી જાતની હાનિઓના સંસ્કાર થતા હોય તો તેમાંની જે મોટી હાનિ છે, તે એકજ હાનિ કરવી. એવી રીતે તૈયાર થયેલાં આવરદાનાં વર્ષાદિને ૩૨૪ થી ગુણી ૩૬૫ થી ભાગવા, તો વર્ષના દિવસ ૩૬૫ ના માન પ્રમાણે તે આવરદા મળશે. એમાં કંઈ સશય નહિ. પહેલાંની પેઠે દિવસ, માસ, ને વર્ષ કરવાથી તેની દશા આવે છે. એવી રીતે સઘળા ગ્રહોની દશાઓ જુદે જુદી કરવી. બધી દશાઓમાં અષ્ટકવર્ગની દશા ઉત્તમ છે.

જે ગ્રહ ઉચ્ચ ને નીચ રાશિની વચમાં હોય તો તેની તેના પ્રમાણુમાં ત્રિરાશિ કરી આવરદા કરવો ને મંગળ વક્ર ગતિનો હોય તો મંગળના આવરદાને બેથી ગુણવા. તે આવરદા થાય છે.

मूलत्रिकोणनिजमित्रगृहोपगानां
तुङ्गादिवर्गशुभयोगनिरीक्षितानाम् ॥
उक्तप्रकारगणितागममायुरेव
पापारिवर्गसहितस्य विपातमायुः ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—જે ગ્રહ મૂળ ત્રિકોણ કે પોતાની રાશિના, કે ષડ્વર્ગમાં જે શુભ ગ્રહ ઉચ્ચાદિ વર્ગમાં છે. તે, કે શુભ ગ્રહના ભેગા, કે શુભ ગ્રહની દૃષ્ટિવાળા, ગ્રહોનો આવરદા ગણીતમાં કહ્યા પ્રમાણે કરવો. ને ષડ્વર્ગમાં પાપ ગ્રહની રાશિનો, કે શત્રુની રાશિનો ગ્રહ હોય તો કહ્યા પ્રમાણે આવરદામાંથી બાદ કરવો.

रविमुखयनभोगदत्तसंख्याः परमायुः शरदस्तु मानवानाम् ॥
सविलग्नसमाश्च केचिदाहुर्गुरुमूलात् समुपैति तुल्यमायुः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—સૂર્યથી શનિ સુધીના સાત ગ્રહની સંખ્યા મનુષ્યોને ઉપર મુજબ પોતાનાં પુરેપુરાં આયુર્દાનાં વર્ષ આપે છે. કેટલાક આચાર્ય તે વર્ષમાં લગ્નના આવરદાના વર્ષો ઉમેરવાનું કહે છે. તેને વિલોમ રીતેથી તપાસવાથી આવરદાની તુલ્યતા (સત્યતા) સ્પષ્ટ જણાઇ આવે છે.

केन्द्रादन्यगते चन्द्रे सखेटे चाष्टवर्गजम् ॥
आयुरेव नभःस्थाने शुभपापयुतेऽथवा ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—જ્યારે ચંદ્રમા કેન્દ્ર શિવાયના કોઈ પણ ભાવમાં હોય, ને બીજા ગ્રહ તેના ભેગા હોય તો અષ્ટક વર્ગ આવરદા ગણવો. દશમે ભાવે શુભ અને પાપગ્રહો હોય તોપણ આજ આવરદા જાણવો.

## આવરદા કરવાની બીજી રીત.

स्वादिखेटस्थितराशियाताः स्वकीयवर्गोपगबिन्दुसंख्याः ॥
वेधाष्टवर्गप्रभवायुरब्दा भवन्ति सर्वे हरणक्रियाश्च ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—સૂર્યાદિક ગ્રહોના પોતપોતાના અષ્ટક વર્ગમાં પોતે રહેલી રાશિનાં જેટલાં બિન્દુ હોય, તેટલો તે ગ્રહનો આવરદા જાણવો.

એ પ્રમાણે સાતે ગ્રહના આવરદાનો સરવાળો થાય, તે ભિન્નાષ્ટક વર્ગ (બીજે પ્રકારે અષ્ટકવર્ગનો) વર્ગ આવરદા જાણવો. પણ જેમ પ્રથમ બતાવેલા આવરદાને જે જે સંસ્કાર કરવા કહ્યા છે. તે પ્રમાણે કરવાથીજ સ્પષ્ટ આવરદા થાય છે.

## मन्दवैनाशिकनक्षत्राणि ॥ (શનથી વિનાશ કરનાર નક્ષત્રો.)

तत्तत्कारकभावविन्दुगुणितं शोध्यावशिष्टं फलं
विंशत्यासहसप्तभिश्च विहृतं तच्छेषताराशनौ ॥
तातस्तज्जननी सहोदरजनो बन्धुः सुतः स्त्री स्वयं
तत्तुल्या विलयं प्रयान्ति विपुलश्रीनाशहेतुश्च वा ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—ત્રિકોણ શોધન, અને એકાધિપતિ શોધન કરવા પછી કોઇ પણ ગ્રહનાં દરેક અષ્ટક વર્ગમાં થઈને જેટલાં શુભ બિન્દુ થાય તેને તે ગ્રહ જે ભાવમાં છે તે ભાવની સંખ્યાથી, અથવા તે ભાવના કારક ગ્રહની સંખ્યાથી તેજ બિન્દુઓને ગુણવા. જે ગુણાકાર થાય તેને ૨૭ થી ભાગવા. જે શેષ વધે તે નક્ષત્ર ઉપર જ્યારે શનિ આવે ત્યારે તે ભાવનો જે જે મનુષ્ય હોય, અથવા તેના કારક ગ્રહ જે જે મનુષ્ય દર્શક હોય, તે તે મનુષ્યોનો નાશ કરે છે. એમ જાણવું. જેમકે સૂર્ય-હોય તો પિતા ચંદ્ર, માતા, મંગળ–ભાઈ બેન, બુધ-કુટુંબ, ગુરૂ-પુત્ર, શુક્ર–બાઈડી, ને શનિ પોતાનેજ મારતા થાય છે. જ્યારે તે ઉપર સુજ-બના કારક, તે તે મનુષ્યને મારી ન શકે તો તેનાજ તુલ્ય બીજા કોઇનું નુકશાન થશે. યા ધન નાશ, જમીન, જાગીર, વિગેરેથી મોટું નુકશાન થવાનો સંભવ જાણવો.

## अथ समुदायाष्टवर्गः ॥

ततः समालिख्य भगोलचक्रं समस्तविन्दुस्थितिराशिकोष्ठम् ॥
रव्यादिकानामजपूर्वकाणां विन्दूपगस्थानफलं वदामि ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—એક ભગોળ ચક્ર (રાશિ ચક્ર) એવું લખવું કે ? જેમાં દરેક ભાવ, ને ગ્રહનાં આપેલાં બિન્દુ આવી જાય. એ બિન્દુ મેષાદિક રાશિ અને સૂર્યાદિક ગ્રહોમાં જે સ્થાનમાં પડેલાં છે. તેનું ફળ કહું છું.

आपश्चविंशतिफलान्यफलानि सत्य-
मात्रिंशदस्रसहितानि च मध्यमानि ॥
त्रिंशत्पराणि सुखवित्तयशस्कराणि
तद्भाववृद्धिफलदानि च सामुदाये ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—હરેક ગ્રહના અષ્ટક વર્ગની અંદર કોઇ પણ ભાવમાં ૨૫ સુધી બિન્દુ હોય તો કાંઈ ફળ આપી શકતો નથી, અને ૨૫ થી ૩૦ સુધી બિન્દુ હોય તો મધ્ય ફળ આપે છે; ને ૩૦ થી વધારે હોય તો સુખ, દ્રવ્ય અને કીર્તિ આપે છે; ને અષ્ટક વર્ગના જે ભાવમાં એ બિન્દુ છે, તે ભાવનું ફળ વધારે સારૂં કહેવું.

ये तुङ्गराशिस्वसुहृद्गृहस्था ये कोणकेन्द्रोपचयस्थिताश्च ॥
ये सौम्यवर्गादिबलोपपाता स्तेनाशदा ल्पबिन्दुकाश्चेत् ॥५३॥

૫૩. ભાવાર્થ—જે ગ્રહ પોતાની રાશિમાં કે ઉચ્ચ રાશિમાં હોય, અથવા પોતાના મિત્રની રાશિમાં હોય અને જે ગ્રહો ત્રિકોણ, કેન્દ્ર અને ઉપચયસ્થાનમાં રહેલા હોય, અને જે ગ્રહો શુભ ગ્રહાદિ વ-ર્ગને વિષે રહી બળવાન થયેલા હોય, તેનાં બિન્દુ ઓછાં હોય તો તે ગ્રહો નુકશાન કર્તા છે એમ જાણવું.

ये चावसानरिपुरन्ध्रनुरङ्गभागाः
ये नीचपापरिपुखेचरवर्गयुक्ताः ॥
ये मान्दिराशिपतिना सह बाधकाश्च
ते सर्वसुरूपफलदास्त्वपिबिन्दुकाश्चेत् ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—જે ગ્રહો ૬-૭-૮ ને ૧૨ મા ભાવમાં રહ્યા હોય, જે ગ્રહો નીચની, પાપગ્રહની, ને શત્રુની રાશિના હોય અથવા જે ગ્રહો ગુલિક રાશિના સ્વામી ભેગા હોય, એવા ત્રણ ઉપર મુજબના બાધક સ્થાનમાં હોય પણ જે અષ્ટક વર્ગમાં તે ગ્રહનાં બિન્દુ વધારે હોય તો તે સર્વે સારા ફળને આપનારા જાણવા.

मानस्थिताऽऽभगृहे यदुत्ते स्यामाऽऽपुत्ते यदि रिःफराशौ ॥
रिःफोपयातादधिके विन्यसे ज्ञानः मुर्वी विषयसौबलाऽऽपः ५५

૫૫. ભાવાર્થ—બધા અષ્ટક વર્ગોમાં દશમા ભાવ કરતાં અગીયારમા ભાવમાં બિન્દુ વધારે હોય પણ બારમા ભાવમાં અગીયારમા ભાવથી ઓછાં બિન્દુ હોય અને બારમા ભાવથી લગ્નમાં બિન્દુ વધારે હોય તો તે માણસ ઘણોજ ધનવાન, બળવાન તથા સુખી થાય છે.

खण्डत्रयं शफरकर्कटकौटकाद्यं
तत्तच्चतुष्टयगृहोपगबिन्दुयुक्तम् ॥
आद्यञ्च मध्यमवसानमिति प्रयुक्तं
केचिद्व्ययादिकमिह प्रवदन्ति लोके ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—મીનથી મિથુન, કર્કથી તુલા, ને વૃશ્ચિકથી કુંભ સુધીની અનુક્રમે ચાર ચાર રાશિના ત્રણ ભાગ કરવાં. મીનથી મિથુન સુધીની ચાર રાશિના સમગ્ર બિન્દુનો સરવાળો કરવો. તે પહેલો, કર્કથી તુલારાશિ સુધીનો સરવાળો તે બીજો, તેમજ વૃશ્ચિકથી કુંભ રાશિ સુધીનો ચાર રાશિનો સરવાળો કરવો. તે ત્રીજો ભાગ જાણવો. તે આદ્ય, મધ્ય ને અંત્ય અવસ્થા થાય છે. કોઇ વિદ્વાન્‌નો એવો મત છે કે એ ત્રણ અવસ્થા બારમા ભાવથી તે ત્રીજા ભાવ સુધી ૧ લી, ૪ થી ૭ મા ભાવ સુધી ૨ જી જાણવી, ને ૮ થી ૧૧ મા ભાવ સુધી ત્રીજી અવસ્થા જાણવી. જેટલો જેનો આવરદા છે. તેના ત્રણ ભાગ કરતાં જેટલાં વર્ષ આવે તેટલાં વર્ષની પહેલી, બીજી ને ત્રીજી અવસ્થા જાણવી.

बिन्दुं त्यक्त्वा रिःफरन्ध्रोपयातं शिष्टं खण्डं केचिदिच्छन्ति सन्तः ॥
तुल्यस्वल्पाधिक्यबिन्दुक्रमेण मिश्रं दुःखं सम्पदः स्युर्नराणाम् ॥५७॥

૫૭. ભાવાર્થ—કેટલાક સત્પુરૂષોએ ત્રણ ભાગ માટે જે ભાગમાં આઠમા ભાવની રાશિનાં બિન્દુ, કે તે ભાવ પ્રમાણે ગણતાં ભાવનાં બિન્દુ આવે, તે છોડી દેવાં. એટલે તે રાશિ કે ભાવનો જે ભાગ છે, તે ભાગમાં ચાર રાશિનો સરવાળો ન કરતાં ત્રણ રાશિનો સરવાળો કરવો એમ કહે છે. તેજ પ્રમાણે બારમા ભાવની રેખાનો પણ ત્યાગ કરવો. તે પ્રમાણે આવેલી ત્રણ અવસ્થાઓ ઓછાં કે વધારે બિન્દુ અનુક્રમે હોય તો અનુક્રમે મિશ્ર, દુઃખ ને સંપત્તિ, મનુષ્યોને આપે છે. એટલે સરખાં બિન્દુ આખી જીંદગીમાં સારૂં માઠું સરખું ફળ ભોગવાવશે. જે

અવસ્થામાં ઓછાં બિન્દુ હશે તે અવસ્થાનાં વરસો દુઃખકારક જાણવાં. જે અવસ્થાનાં વધારે બિન્દુ હોય તે અવસ્થા દરેક રીતે સુખકારક જાણવી.

सौम्याक्रान्तं यदि सुखकरं मिश्रदं मिश्रयोगे
खण्डं पापद्युचरसहितं क्लेशयोगाकरं स्यात् ॥
बिन्दुस्त्वल्पो यदि गदमनस्तापवान् पापवादी
बिन्द्वाधिक्ये वयसि विपुलश्रीसमेतः प्रजातः ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—ઉપર બતાવેલા ત્રણ ભાગોમાં જે ભાગમાં શુભ ગ્રહો હોય, તે અવસ્થાના વર્ષો સુખી, ને શુભ તથા પાપ બંને હોય તો મધ્યમ, ને પાપગ્રહો હોય તો તે અવસ્થામાં ક્લેશ થાય છે. જો તેજ ભાગોમાં બિન્દુ ઓછાં હોય તો તે માણસ રોગી, દુઃખ પામનાર, ને જુઠું બોલનાર થાય છે, અને જો બિન્દુ વધારે હોય તો તે અવસ્થામાં ઘણોજ ધનવાન ને સુખી થાય છે.

यावद्बिन्दुर्लग्नगस्तावदीयसंख्यातीते वत्सरे राजयानम् ॥
वित्तं पुत्रं चातिविद्यामुपैति जातः सम्यग्योगशाली नरश्चेत् ५९

૫૯. ભાવાર્થ—માણસનો જન્મ સારા યોગમાં (શુભ ગ્રહોના યોગમાં) થયો હોય તો લગ્નમાં સર્વાષ્ટક વર્ગનાં જેટલાં બિન્દુ છે, તેટલાજ વરસની ઉમર થતાં સુધીમાં પાલખી, ધન, પુત્ર ને અત્યંત વિદ્યા મેળવે છે.

रिःफाधीशे मन्दगेहोदयस्थे होरारन्ध्रस्वामिनौ दुर्बलौ च ॥
लग्ने यावद्बिन्दुसंख्यास्तदीया जातस्यायुर्वत्सराः सम्भवन्ति॥६०॥

૬૦. ભાવાર્થ—બારમા ભાવનો સ્વામી શનિની રાશિનો (મકર કે કુંભનો) થઇ લગ્ને રહ્યો હોય ને લગ્ન તથા આઠમા ભાવના સ્વામીઓ નિર્બળ થયેલા હોય તો લગ્નાષ્ટક વર્ગમાં જેટલાં બિન્દુ હોય તેટલાંજ વરસ સુધી તેનો આવરદા જાણવો.

यानाधीशे लग्नगे वाहनस्थे लग्नाधीशे तद्ग्रहोपेतराश्योः ॥
त्रिंशत्संख्याबिन्दवः सत्रयश्चेत् जाता राजश्रीनिदाना नरेशाः ॥६१॥

૬૧. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી લગ્ને, ને લગ્નનો સ્વામી ચોથે હોય ને તે ગ્રહો જે રાશિમાં છે તે રાશિનાં બિન્દુ ૩૩ હોય તો તે માણસ માણસોનો સરદાર થાય ને સર્વોપરિ સુખી રાજા થાય છે.

होरावन्धुभातिभावत्रयेषु त्रिंशन्मानाधिक्यविंदूपगेषु ॥
जातस्तेजःश्रीबहुत्वं च राज्यं चत्वारिंशद्वत्सरादूर्ध्वमेति ॥६२॥

૬૨. ભાવાર્થ—૧-૪-૧૧ મા ભાવમાં ૩૦ થી વધારે બિન્દુ હોય તો તે માણસ ૪૦ વર્ષ પછી અતિબળવાળો, પ્રતાપવાળો, સુખી, ધનવાન, ને રાજ્ય ભોગવનારો થાય છે.

यत्पञ्चविंशतिमुखात्रिदशान्तसंख्या
बन्धुस्थिता नवमराशिकबिन्दवश्च ॥
यद्यष्टकेन सह विंशतिवत्सराणा-
मन्ते परे शरदि वा नरवाहनाढ्यः ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—લગ્નથી ચોથા ને નવમા ભાવમાં બિન્દુ ૨૫ થી ૩૦ ની અંદર હોય તો તે માણસ ૨૮ વરસે અથવા ૨૮ વરસ પછી કુબેર જેવો ધનવાન થાય છે.

देवाचार्ये वाहनस्थे स्वतुङ्गे चत्वारिंशद्बिन्दुसंख्यासमेते ॥
मेषागारे लग्नगे वासरेशे जातो राजा लक्षसंख्याश्वनाथः ॥६४॥

૬૪. ભાવાર્થ—ગુરૂ ચોથે ભાવે ઉચ્ચ રાશિમાં હોય, ને ચોથા ભાવમાં ૪૦ બિન્દુ હોય અને લગ્નમાં મેષરાશિનો સૂર્ય હોય, તો તે માણસ રાજા થાય છે, ને લાખ ઘોડાઓનો ધણી થાય છે.

चत्वारिंशद्बिन्दुयुक्ते विलग्ने चापे जीवे भार्गवे मीनराशौ ॥
स्वोच्चे भौमे कुंभगे भानुपुत्रे जातः सर्वश्रीधरः सार्वभौमः ॥६५॥

૬૫. ભાવાર્થ—લગ્નમાં ૪૦ બિન્દુ હોય, ને ગુરૂ ધનરાશિનો, શુક્ર મીનરાશિનો, મંગળ મકરનો, ને શનિ કુંભનો, જે માણસના જન્મકાળમાં હોય, તે અત્યંત લક્ષ્મીવાળો, સાર્વભોમ રાજા થાય છે.

क्रियादिराशित्रितयोपयाता भवन्ति पूर्वादिचतुर्दिशश्च ॥
फलाधिकं यद्दिशि तत्प्रदेशे धनादिवृद्धिं समुपैति जातः ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—રાશિના ચાર ભાગ ચાર દિશા બતાવે છે. જેમકે મેષરાશિ પૂર્વદિશા, વૃષભ દક્ષિણ, મિથુન પશ્ચિમ, ને કર્ક ઉત્તર દિશા બતાવે છે. તેજ પ્રમાણે સિંહથી વૃશ્ચિક સુધીની રાશિઓ પણ પૂર્વાદિક દિશા બતાવે છે, ને ધનથી મીન પણ પૂર્વાદિક દિશા બતાવે છે.

એટલે. મેષ, સિંહ, ધન. પૂર્વ.
વૃષભ, કન્યા, મકર. દક્ષિણ.
મિથુન, તુલા કુંભ. પશ્ચિમ.
કર્ક, વૃશ્ચિક, મીન. ઉત્તર દિશા જાણવી.

એ પ્રમાણે પૂર્વાદિક દિશાઓની રાશિનાં બિન્દુની સંખ્યા જે દિશા તરફની ત્રણ રાશિને વિશે વધારે હોય તેજ દિશામાંથી ભાગ્યનો ઉદય થાય છે.

लग्नादिशन्यन्तगतं तुरङ्गैः संगुण्यताराहृतलब्धयाते ॥
रव्यादि पापे यदि कोणगे वा रोगादिपीडा विपुला नराणाम् ॥६७॥

૬૭. ભાવાર્થ—લગ્નથી તે શનિ સુધીની જેટલી રાશિ થાય, તે સર્વે રાશિના અષ્ટક વર્ગનાં બિન્દુઓનો સરવાળો જેટલો થાય, તેને ૭ થી ગુણી ૨૭ થી ભાગતાં જે લબ્ધ વધે તેની સંખ્યાના નક્ષત્ર ઉપર જ્યારે સૂર્યાદિ પાપ ગ્રહો આવે અથવા તે શેષ નક્ષત્રથી ત્રિકોણમાં આવેલા નક્ષત્ર ઉપર જ્યારે પાપ ગ્રહ આવે તે તે વખતે માણસને દરિદ્રતા દુઃખ ભોગવાવે છે.

## નક્ષત્રનાં ત્રિકોણ જાણવા માટે નીચે મુજબ અનુક્રમ છે.

| | | |
|---|---|---|
| અશ્વિની–મઘા–મૂળ. | રોહિણી–હસ્ત–શ્રવણ | પુનર્વસુ–વિશાખા–પૂ. ભા. |
| ભરણી–પૂ. ફા.–પૂ. ષા. | મૃગશિર્ષ–ચિત્રા–ધનિષ્ઠા. | પુષ્ય–અનુરાધા–ઉ ભાદ્ર. |
| કૃતિકા–ઉ. ફા.–ઉ. ષા. | આર્દ્રા–સ્વાતી–શતભિષા. | આશ્લેષા–જ્યેષ્ઠા–રેવતી. |

मन्दादिलग्नान्तफलं च तद्वल्लग्नान्तमारादुदयात् क्रमान्तम् ॥
शुभैक्यसंख्यागततारकायां शुभग्रहे सौख्यफलं वदन्ति ॥६८॥

૬૮. ભાવાર્થ—ઉપલા ૬૮ મા શ્લોકની માફક શનિથી લગ્ન સુધીની રેખાઓના સરવાળાને ૭ થી ગુણી ૨૭થી ભાગતાં જે ત્રણ નક્ષત્રો આવે તેના ઉપર જ્યારે પાપગ્રહો આવે ત્યારે પણ ઉપર મુજબ દુઃખ થાય છે.

તેમજ લગ્નથી મંગળ સુધિની રેખાઓનો ને મંગળથી લગ્ન સુધિની રેખાઓનો જુદે જુદો સરવાળો કરી ૭ થી ગુણી ૨૭ થી ભાગતાં જે આવે તે નક્ષત્ર, ને ત્રિકોણ નક્ષત્ર મળી જે ત્રણ ત્રણ નક્ષત્રો આવે તેના ઉપર જ્યારે પાપગ્રહો આવે ત્યારે પણ દુઃખ થાય છે.

તેજ પ્રમાણે લગ્નથી દરેક શુભ ગ્રહો સુધીની રેખાઓ ને શુભગ્રહોથી લગ્ન સુધીની રેખાઓનો જુદે જુદો સરવાળો કરી ઉપર પ્રમાણે સંસ્કાર કરતાં જે ત્રણ ત્રણ નક્ષત્રો આવે તેના ઉપર જ્યારે જ્યારે શુભ ગ્રહો આવે ત્યારે ત્યારે સુખ સંપત્તી આપે છે.

एकाधिपत्यं सहकोणभावैः संशोध्य सन्त्यज्य दिनेशमानैः ॥
यद्यर्कसंख्या न हरेदशेषं मेषादि सर्वाष्टकशोधितं स्यात् ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—સર્વાષ્ટક વર્ગનાં મેષાદિરાશિઓનાં બિન્દુને પ્રથમ કહ્યા પ્રમાણે ત્રિકોણ શોધન તથા એકાધિપતિ શોધન કરવાથી જે બિન્દુ હોય, તેમાંથી જેટલા વખત બાર (૧૨) અંક જાય તેટલા વખત બાદ કરવા. એમ કરતાં જો શેષ અંક ૧૨ જ રહે તો પછી તેમાંથી ૧૨ બાદ કરવા નહિ. એવીજ રીતે દરેક રાશિઓનાં બિન્દુને ઉપર બતાવ્યા પ્રમાણે કરવું.

शोध्यं राशियुचरगुणकैः सङ्गुणय्यैतदैक्यं
हत्वा शैलैरुडुगणहृतं लब्धमब्दादिकं स्यात् ॥
मानाधिक्ये विशतमशते तारकायुर्वराङ्गैः
हत्वा भक्तं दिवसनिचयैर्मातुलैः शुद्धमायुः ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—ગયા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે દરેક રાશિનાં બિન્દુ ને સંસ્કાર કરી રહ્યા પછી જે શેષ રહે તેને પ્રથમ બતાવેલા રાશિ તથા ગ્રહના ગુણકથી ગુણવા. તે બંને ગુણાકારનો સરવાળો કરવો. પછી તેને ૭ થી ગુણી ૨૭ થી ભાગવાથી લબ્ધ આવે તે વરસ, મહીના, દિવસ વિગેરે થાય. તે વરસ જો ૧૦૦ થી વધારે હોય તો તેમાંથી ૧૦૦ બાદ કરવા, ને ૨૭ થી ભાગતાં જે લબ્ધ આવ્યું તે ૧૦૦ થી ઓછું હોય તો તેને કંઇ પણ નહિ કરતાં તેમને તેમજ રહેવા દેવું. આ નક્ષત્ર આવરદા થાય છે. આ નક્ષત્ર આવરદાને ૩૨૪ થી ગુણી ૩૬૫ થી ભાગ લેતાં જે આવે તે સૌર વર્ષના પ્રમાણે આવરદા જાણવો.

स्वल्पमध्यबहुमानवत्सरा मण्डलोनयुतकर्मकल्पिताः ॥
तुल्यकालमुपयान्ति सर्वतः सद्गृणोदयकटाक्षवीक्षणात् ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—લગ્ન ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો ઉપર પ્રમાણે લાવેલો આવરદા જે છે, ત અલ્પ, મધ્ય, અને દીર્ઘાયુ, એવા રાશિગ્રહના મંડળ ઉપરથી આવરદાને તુલ્ય સર્વ કાળમાં સ્પષ્ટ જણાઇ આવે છે.

श्रीवैद्यनाथकृतजातकपारिजाते पाराशरादिफलसाररसोपयाते ॥
प्रस्तारभिन्नसमुदायकविन्दुशीलः संकीर्तितस्तु सकलद्युचरप्रसादात् ७२

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते
दशमोऽध्यायः ॥

૭૨. ભાવાર્થ—શ્રીમાન્ વૈદ્યનાથના બનાવેલા જાતક પારિજાતકમાં પરાશરાદિ મુનિઓએ ફળ, સાર, રસ મુકેલો છે. તે પારિજાતક વિષે બધા ગ્રહોની મહેરબાનીથી પ્રસ્તારાષ્ટક, ભિન્નાષ્ટક, તથા સામુદાયાષ્ટક, તથા સારાં બિન્દુઓ વિગેરે કહ્યાં.

खेडामान्त समागते कपडवञ्जारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडादा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायऽपितागुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંથી દસમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૧૧ મો.

॥ अथ भावफलानि ॥ ( ભાવનાં ફળો.)

होरालंकारमुख्यप्रभवशुभफलादीनि सर्वाणि पुंसां
तत्तद्भावोद्भवानि द्युचरबलवशाद्यानि तानि प्रवच्मि ॥
ये ये भावाः सितज्ञामरगुरुपतिभिः संयुता वीक्षिता वा
नान्यैर्दृष्टा न युक्ता यदि शुभफलदा मूर्तिभावादिकेषु ॥१॥

૧ ભાવાર્થ—જ્યોતિષ શાસ્ત્રના, શણગારરૂપ (માનનીય.) મુખ્ય ગ્રંથોમાં શુભને અશુભ ગ્રહોના બળથી જે જે ભાવ-ફળ, મનુષ્યોનું કહ્યું છે, તે તે આ ગ્રંથ માંકહુ છું. જે જે ભાવમાં શુક્ર, બુધ, ને ગુરૂ, બેઠેલા હોય વા તેઓની દૃષ્ટિ હોય, ને પાપી ગ્રહો તેમાં ન હોય, કે તેમની દૃષ્ટિ ન હોય, તો તે તે ભાવ શુભ ફળ આપે છે.

तन्वादिभावेषु शुभोदयेषु तद्भावनाथोपगतेक्षितेषु ॥
तदुक्तभावस्यसमृद्धिरुक्ता न पापखेटेक्षितसंयुतेषु ॥ २ ॥

૨. ભાવાર્થ—શુભ ગ્રહની રાશિ જે ભાવમાં હોય, ને તે ભાવનો સ્વામી તેમાંજ બેઠો હોય, વા તેને જોતો હોય તો તે ભાવની સમૃદ્ધિ-વાળો થાય; અને પાપગ્રહ બેઠા હોય કે તેની દૃષ્ટિ હોય તો તે ભાવે ફળ-વિનાનો થાય છે.

नीचस्थो रिपुराशिस्थः खेटो भावविनाशकः ॥
मूलस्वतुङ्गमित्रस्थो भाववृद्धिकरो भवेत् ॥ ३ ॥

૩. ભાવાર્થ—જે ભાવમાંની નીચ રાશિમાં યા શત્રુરાશિમાં બેઠેલો ગ્રહ હોય, તે ભાવનું સુખ નાશ થાય છે; ને જે ભાવમાં મૂળ ત્રિકોણ, ઉચ્ચ ને મિત્રના ઘરમાં શુભ કે પાપ કોઇ ગ્રહ હોય, તેના સુખનો વધારો થાય છે.

यद्भावनाथो रिपुरिःफरन्ध्रे दुःस्थानपो यद्भवनस्थितो वा ॥
तद्भावनाशं कथयन्ति तज्ज्ञाः शुभेक्षितश्चेत्फलमन्यथा स्यात् ॥४॥

૪. ભાવાર્થ—જે ભાવનો સ્વામી ૬-૮-૧૨ મા સ્થાનમાં હોય, ને છઠ્ઠા આઠમા ને બારમાનો સ્વામી જે ભાવમાં હોય, તે ભાવનું સારૂ સુખ થાય નહિ. પણ શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સારૂ સુખ થાય છે.

यद्भावपः केन्द्रगतो विलग्नात् त्रिकोणगो वा यदि सौम्यदृष्टः ॥
तुङ्गादिवर्गोपगतो बलाढ्यस्तद्भावपुष्टिं फलमाहुरार्याः ॥ ५ ॥

૫. ભાવાર્થ—લગ્નથી જે ભાવનો સ્વામી કેન્દ્ર કે ત્રિકોણ ૯-૫ માં શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય, અથવા ઉચ્ચ પોતાના ઘર, મૂળ ત્રિકોણ, કે મિત્રના ઘરમાં બળવાન હોય, તે ભવનું સુખ સારૂં મુનિઓ કહે છે.

तत्तद्भावत्रिकोणे सुखमदनगृहे वाऽऽस्पदे सौम्ययुक्ते
पापानां दृष्टिहीने भवनपसहिते पापखेटैरयुक्ते ॥
भावानां पुष्टिमाहुः सकलशुभकरीमन्यथा चेत्प्रणाशं
मिश्रं मिश्रग्रहेन्द्रैरखिलमपि तथा मूर्तिभावादिकानाम् ॥ ६ ॥

૬. ભાવાર્થ—લગ્નાદિ બાર ભાવના સ્વામીયોમાં જે જે ભાવનો સ્વામી, પોતાના ભાવથી [ત્રિકોણ] ૯-૫માં ચોથે, સાતમે, દશમે, શુભગ્રહો સાથે પાપગ્રહોની દૃષ્ટિ રહિત તથા તે જે ભાવમાં બેઠો હોય તે ભાવના સ્વામી સાથે પાપગ્રહોએ રહિત બેઠો હોય, તો તે તે ભાવનું શુભ ફળ થાય છે; ને તેમ ન હોય તો શુભ ફળ વિનાનો, ને શુભ અશુભ મિશ્રિત સાથે બેઠા હોય કે દૃષ્ટિ કરતા હોય તો મધ્યમ ફળ થાય છે.

नाशस्थानगतो दिवाकरकरच्छन्नस्तु यद्भावपो
नीचारातिगतोऽथवा यदि शुभैः खेटैरयुक्तेक्षितः ॥
तद्भावस्य विनाशनं मुनिगणाः शंसन्ति खेटैर्युतो
यत्रापि फलप्रदो नहि तथा मूर्त्यादिभानां क्रमात् ॥७॥

૭. ભાવાર્થ—જે ભાવનો સ્વામી આઠમા સ્થાનમાં સૂર્ય સાથે (અસ્ત) યા નીચ કે શત્રુરાશિમાં હોય, ને શુભગ્રહો સાથે ન હોય, ને તથા તેમની દૃષ્ટિ રહિત હોય, તો તે ભાવના સુખનો નાશ મુનિયોએ કહ્યો છે. તેવી રીતે જે ભાવમાં ગ્રહ હોય તેનાથી લગ્નાદિ ભાવનું ફળ વિચાર કરીને કહેવું.

दुस्थाने वाऽरिगे मूढे दुर्बले भावनायके ॥
भावस्य संपदं कर्तुं न शक्ता भावमाश्रिताः ॥ ८ ॥

૮. ભાવાર્થ—જે ભાવનો સ્વામી છઠે, આઠમે, બારમે હોય, અસ્તનો ને નિર્બળી હોય, શત્રુની રાશીમાં બેઠો હોય, તો તે ભાવનું શુભ ફળ આપતો નથી.

दुष्टस्थितो वाऽपि यदा नभोगः पापारिनीचांशकसंयुतो यः ॥
स्वतुङ्गमित्रांशकराशियुक्तः शुभेक्षितो वा यदि शोभनः स्यात् ॥९॥

૯. ભાવાર્થ—ગ્રહ, છઠે, આઠમે, બારમે, હોય. અથવા નીચ શત્રુ, ને પાપગ્રહના નવમાંશમાં હોય. તે ગ્રહ પોતાના ઉચ્ચના નવમાંશ, કે મિત્ર, નવમાંશમાં શુભ ગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો તે શુભ ફળ આપે છે.

भावेशाक्रान्तराशीशे दुःस्थे भावस्य दुर्बलम् ॥
स्वोच्चमित्रस्वराशिस्थे भावपुष्टिं वदेद्बुधः ॥ १० ॥

૧૦. ભાવાર્થ—જે ભાવનો સ્વામી જે રાશિમાં હોય. તે રાશિનો સ્વામી છઠે, આઠમે, બારમે હોય. તો તે ભાવનું ફળ અશુભ આપે છે. પણ જો પોતાના ઉચ્ચ મિત્ર કે પોતાના ઘરમાં હોય તો શુભ ફળ આપે છે.

यद्भावलाभधनविक्रमराशियाता यद्भावनाथसुहृदश्च तदुच्चनाथः ॥
तद्भावपुष्टिबलमम्बरचारिणस्ते कुर्वन्ति मूढरिपुनीचविवर्जिताश्चेत् ॥११॥

૧૧. ભાવાર્થ—જે ભાવમાં અગીયારમા, બીજા ને ત્રીજા ભાવના સ્વામીની રાશિ હોય, ને જે ભાવનો સ્વામી મિત્ર ઉચ્ચ રાશિમાં હોય ને તે રાશિનો સ્વામી જે ભાવમાં અસ્તનો શત્રુ કે નીચ રાશિનો ન હોય, તે ભાવનું સુખ પૂર્ણ આપે છે.

भावांशतुल्यः खलु वर्तमानभावोर्द्ध्वं पूर्णफलं विधत्ते ॥
भावोनके चाभ्यधिके च खेटे त्रैराशिकेनात्र फलं विचार्यम् ॥१२॥

૧૨. ભાવાર્થ—ગ્રહ જે ભાવના અંશ તુલ્ય હોય, તેનું ફળ પૂર્ણ આપે. ભાવના અંશથી વધારે કે ઓછા હોય તો ત્રૈરાશિકવડે ભાવના ફળનો વિચાર કરવો.

॥ अथ लग्नभावफलम् ॥ ( પહેલા ભાવનું ફળ. )

शरीरवर्णाकृतिलक्षणानि यशोगुणस्थानसुखासुखानि ॥
प्रवासतेजोबलदुर्बलानि फलानि लग्नस्य वदन्ति सन्तः ॥१३॥

૧૩. ભાવાર્થ—લગ્નમાં શરીર, વર્ણ, સ્વરૂપ, લક્ષણ, યશ, ગુણ, સ્થાન, સુખ, દુઃખ, પરદેશમાં રહેવું, તેજ, બળ, દુર્બળતાનાં ફળોને જોવાં એમ મુનિયોએ કહ્યું છે.

नरश्चिरायुर्नृपपूजितः सुखी लग्नं भवेत् सौम्यगृहं यथा तथा ॥
लग्नं यदि स्वामिनिरीक्षितं धनी कुशाग्रबुद्धिः कुलकीर्तिवर्द्धनः ॥१४॥

૧૪. ભાવાર્થ—લગ્નમાં શુભ ગ્રહની રાશિ ૨-૩-૪-૬-૭-૯-૧૨ હોય, તો બહુ જીવનાર, રાજાથી માન પામનાર, સુખી થાય ને તે લગ્નપર લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય તો ધનવાન, તીવ્ર બુદ્ધિવાળો, કુળને યશ વધારનાર, થાય છે.

लग्नांशपाद्वीर्ययुतग्रहाद्वा तनौ स्वरूपाकृतिलक्षणानि ॥
वर्णं वदेच्चान्द्रनवांशनाथाद्विलग्नभात्सर्वशुभाशुभानि ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—લગ્નના નવમાંશમાંશના સ્વામીથી, યા બળવાન ગ્રહથી, શરીરનું સ્વરૂપ, આકૃતિ ને લક્ષણો કહેવાં. નવમાંશમાં ચંદ્ર જે રાશિનો હોય, તેના સ્વામીથી વર્ણ કહેવો; ને લગ્નની રાશિથી બધાં શુભ ને અશુભ ફળ કહેવાં.

त्रिकोणकेन्द्रे यदि लग्ननाथे शुभान्विते शोभनवीक्षिते वा ॥
शुभग्रहागारगते बलाढ्ये चतुःसमुद्रान्तयशः समेति ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—[ ત્રિકોણમાં ] નવમા, પાંચમામાં, કેન્દ્રમાં લગ્નનો સ્વામી શુભ ગ્રહો સાથે યા શુભની દૃષ્ટિવાળો કે શુભગ્રહના ઘરમાં બળવાન હોય તો ચાર સમુદ્ર સુધી આબરૂને મેળવે છે.

होराधिनाथे रिपुरन्ध्ररिःफे पापान्विते पापनिरीक्षिते वा ॥
पापग्रहाणां भवनोपयाते जातोऽमकाशो भवतीह मर्त्यः ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—લગ્નનો સ્વામી છઠે, આઠમે, બારમે, પાપગ્રહો સાથે, યા તેમની દૃષ્ટિવાળો, કે પાપની રાશિમાં રહેલો હોય, તે માણસ પ્રસિદ્ધ થતો નથી.

कीर्तिस्थानपतौ विलग्नभवने जातः स्वयं कीर्तिमान्
विचस्थे तु विशेषकीर्तिसहितः स्वोच्चादिवर्गान्विते ॥
दुःस्थे चञ्चलपात्रया हततनुर्जातोऽथवा दुर्जनः
केन्द्रे कोणगते शुभग्रहयुते यात्रासुखं जायते ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—લગ્નનો સ્વામી લગ્નમાં હોય તો યશવાળો, યા બીજા ભાવમાં ઉચ્ચ મિત્ર ને પોતાના ઘરની રાશિમાં હોય તો બહુ આબરૂદાર થાય છે. ખરાબ સ્થાન ૬–૮–૧૨ મે હોય તો દુષ્ટ અને ઘણી મુસાફરી કરવાથી શરિર નાશ પામે છે. ત્રિકોણ ને કેન્દ્રમાં શુભ ગ્રહ સાથે હોય તો શુભ યાત્રામાં સુખ ભોગવનાર થાય છે.

होरास्वामिनि पञ्चमे यदि सुतस्थानेशयुक्तेऽथवा
भाग्ये वा यदि भाग्यपेन सहिते लग्ने यशस्वी पिता ॥
भ्रातृस्थानपतौ विलग्नगृहगे तत्कारकभ्रातृपा-
वेकस्थौ बलशालिनौ च यदि वा तत्सोदरः कीर्तिमान् ॥१९॥

૧૯. ભાવાર્થ—લગ્નનો સ્વામી પાંચમાના સ્વામી સાથે પાંચમે હોય, અથવા નવમાના સ્વામી સાથે નવમે હોય, વા લગ્નમાં હોય તો તેનો બાપ યશવાન થાય. ત્રીજાનો સ્વામી લગ્નમાં લગ્નકારક ગ્રહ સાથે હોય, ને બંને બળવાન હોય તો ભાઈઓ કીર્તિવાળા થાય છે.

विद्याधिपे वा यदि चन्द्रसूनौ लग्ने सुखे लग्नपसंयुते वा ॥
बलान्विते पापदृशा विहीने विद्यायशस्वी भवति प्रजातः ॥२०॥

૨૦. ભાવાર્થ—પાંચમાનો સ્વામી, યા બુધ, લગ્ન કે ચોથા સ્થાનમાં લગ્નના સ્વામી સાથે હોય ને પાપ ગ્રહની દૃષ્ટિ રહિત બળવાન હોય, તો વિદ્યા ને યશવાળો થાય છે.

धर्मोदयेशौ नवमोदयस्थौ धर्मोदयस्थौ तनुधर्मपौ वा ॥
सुरेन्द्रवन्द्येक्षितसंयुतौ चेत् समेति जातश्चिरकालभाग्यम् ॥२१॥

૨૧. ભાવાર્થ—નવમા અથવા પહેલાનો સ્વામી અનુક્રમે નવમે કે પહેલે ભાવે બેઠા હોય. યા નવમાનો સ્વામી પહેલે અને પહેલાનો સ્વામી નવમે ભાવે ગુરૂ સાથે કે ગુરૂની દૃષ્ટિવાળા હોય, તો તે માણસ જીન્દગી પર્યંત ભાગ્યવાન થાય છે.

लग्नाधिपस्य व्ययगे तदुच्चमित्रे सुहृत्तुङ्गखगेक्षिते वा ॥
तद्राशिगे वा यदि मित्रखेटे तस्य स्थितिर्जन्मवसुन्धरायाम् ॥२२॥

૨૨. ભાવાર્થ—ઉચ્ચનો મિત્ર ગ્રહ, લગ્નના સ્વામીથી બારમે બેઠા હોય, અથવા ઉચ્ચનો મિત્ર ગ્રહ, જોતો હોય, યા લગ્નના સ્વામીની રાશિમાં મિત્ર ગ્રહ હોય તો જન્મેલો માણસ પોતાની જન્મ ભૂમિમાં રહે છે.

लग्नेशाद्व्ययपे विलग्नपरिपौ नीचेऽथवा दुर्बले
जातो याति विदेशमिष्टदनुजाचार्येण दृष्टे यदि ॥
तत्रैव स्थितिरन्त्यपे रविकरच्छन्ने विलग्नाधिपा-
दल्पग्रामचरो बलिन्यपि धनग्रामाधिवासो भवेत् ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—લગ્નનો સ્વામી જે ઘરમાં બેઠો હોય, તે ઘરથી બારમા ઘરનો સ્વામી લગ્નના સ્વામીનો શત્રુ હોય, અથવા નીચનો કે નિર્બળ હોય, તો પરદેશ રહેનાર થાય; પણ જો શુક્ર મિત્ર થઈ લગ્નના સ્વામિથી બારમાના સ્વામીને જોતો હોય તો હમેશાં પરદેશ રહે છે. લગ્નના સ્વામીથી બારમાનો સ્વામી અસ્તનો હોય તો એક ગામડામાં રહે છે, ને તે બારમાનો સ્વામી બળવાન હોય તો ધનવાનોવાળા ગામમાં રહે છે.

होरेशाद्व्ययपे विलग्नभवनात् केन्द्रत्रिकोणस्थिते
मित्रस्वोच्चगृहोपगे शुभयुते पार्श्वद्वये मानवः ॥
चेतोरम्यमहीचरो दिविचराचार्येन्दुशुक्रेक्षिते
दिव्यक्षेत्रमुपैति जन्मधरणीवासस्तदर्थे रिपौ ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—લગ્નનો સ્વામી જે ઘરમાં બેઠો હોય, તેથી બારમા ઘરનો સ્વામી કેન્દ્ર યા ત્રિકોણમાં, મિત્રરાશિમાં, કે પોતાના ઉચ્ચમાં, બે શુભગ્રહોની વચમાં હોય તો ચિત્તને આનંદ આપનારી જગ્યામાં રહે છે; ને તે બારમાના સ્વામીપર ગુરૂ, ચંદ્ર ને શુક્રની

દૃષ્ટિ હોય તો સુંદર જગ્યા મેળવે છે. તેમજ તે બારમાનો સ્વામી લગ્નના સ્વામીથી બીજે બેઠો હોય, ને લગ્નના સ્વામીનો શત્રુ હોય તો પોતાની જન્મભૂમીમાં રહે છે.

ચરરાશિના લગ્નનો સ્વામી ચરરાશિમાં બેઠો હોય, અને ચરરાશિમાં બેઠેલા ગ્રહોની તેનાપર દૃષ્ટિ હોય, તો પરદેશમાં ભાગ્યવાળો થાય.

विदेशभाग्यं चरभे विलग्ने चरे तदीशे चरखेटदृष्टे ॥
स्थिरे स्वदेशे बहुभाग्ययुक्तः स्थिरग्रहैर्भूरिधनान्वितः स्यात् ॥२५॥

૨૫. ભાવાર્થ—સ્થિરરાશિના લગ્નનો સ્વામી, સ્થિરરાશિમાં બેઠો હોય, અને સ્થિરરાશિમાં બેઠેલા ગ્રહો તેનાપર દૃષ્ટિ કરતા હોય, તો પોતાના દેશમાં ભાગ્યવાન, બહુ ધનવાન થાય છે.

होराधीशे पापखेटे रिपुस्थे पापक्षेत्रे भानुपुत्रेण युक्ते ॥
शूद्रप्रायो राहुणा केतुना वा जातश्चाण्डालोऽथवा नीचतुल्यः ॥२६॥

૨૬. ભાવાર્થ—લગ્નનો સ્વામી પાપગ્રહ થઇ લગ્નથી છઠ્ઠે હોય, યા પાપરાશિમાં બેઠેલા શનિ સાથે હોય, તો શુદ્ર જેવો થાય છે. ઉપલા દાખલામાં શનિ બદલે રાહુ કે કેતુ હોય તો ચાંડાલ, ને નીચ વિચારવાળો થાય.

लग्नाधिपे शोभनराशियुक्ते बलोपयाते तनुपुष्टिमेति ॥
लग्नस्थखेटे रिपुनीचभागे दुःस्थानपे देहसुखं न याति ॥ २७ ॥

૨૭ ભાવાર્થ—બળવાન લગ્નનો સ્વામી શુભ રાશિમાં હોય, તો તે માણસ પુષ્ટ થાય છે. લગ્નમાં રહેલો ગ્રહ નીચ કે શત્રરાશિમાં હોય, યા છઠ્ઠા, આઠમા કે બારમાનો સ્વામી હોય તો શરીરે દુઃખી થાય છે.

विलग्नदर्शी तनुपो विलग्नगस्त्रयोऽपि षष्ठाष्टमरिः फराशिपाः ॥
सपत्ननीचोपगताश्च दुर्बला यदि स्वपाके न फलं प्रकुर्युः ॥२८॥

૨૮. ભાવાર્થ—લગ્નનો સ્વામી લગ્નમાં હોય, અથવા લગ્નને જોતો હોય; ને છઠ્ઠા, આઠમા ને બારમાનો સ્વામી એ ત્રણે શત્રુ કે નીચ રાશિમાં નિર્બળ હોય, તો પોતાની દશામાં સારૂં ફળ આપતા નથી.

लग्ने जलर्क्षे शुभखेचरेन्द्रैर्युक्ते तनोः स्थौल्यमुदाहरन्ति ॥
लग्नाधिपे तोयखगे बलाढ्ये सौम्यान्विते तत्तनुपुष्टिमाहुः ॥२९॥

૨૯. ભાવાર્થ—જળરાશિના લગ્નમાં શુભ ગ્રહો બેઠા હોય, યા લગ્નનો સ્વામી જળગ્રહ (ચંદ્ર-શુક્ર) હોય, ને તે બળવાન હોય ને શુભગ્રહો સાથે બેઠો હોય, તો તે શરીરે પુષ્ટ થાય. એમ જોશીઓ કહે છે.

लग्नाधिपे नाशगते तु शुष्क राशौ तनोः कष्टमतीव कृच्छ्रम् ॥
लग्नाधिपस्थांशपराशिनाथः शुष्कग्रहः स्यात्तनुशुष्कमाहुः ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—લગ્નનો સ્વામી આઠમા ભાવમાં શુષ્ક રાશિ (૧-૫-૯-૨-૬-૧૦) માં હોય. તો શરીરે બહું દુઃખી ને દુર્બળ થાય. લગ્નનો સ્વામી નવમાંશમાં જે રાશિમાં બેઠો હોય, તે રાશિનો સ્વામી શુષ્ક ગ્રહ (સૂર્ય, મંગળ, શનિ) હોય તો દુર્બળ શરીરવાળો જોશીઓ કહે છે.

मध्यस्थे रिपुखेटयोस्तनुपतौ जातोऽरिभीतो भवेत्
केतौ लग्नगतेऽथवा फणिपतौ दुःस्थे विलग्नाधिपे ॥
तत्पाके तदरीशभुक्तिसमये वैकल्यमङ्गे वदेत्
लग्ने शत्रुपतौ फणिध्वजयुते देहव्रणं देहिनाम् ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—લગ્નનો સ્વામી બે શત્રુ ગ્રહના વચમાં હોય, તો શત્રુના ભયવાળો થાય.

રાહુ, કેતુ લગ્નમાં હોય, યા લગ્નનો સ્વામી ૬-૮-૧૨ મે હોય. તો તેની દશામાં કે છઠ્ઠા ઘરના સ્વામીની દશા અન્તર્દશામાં શરીરે કોઇ ભાગમાં ખોડ આવે છે. લગ્નમાં છઠ્ઠા ઘરનો સ્વામી રાહુ સાથે બેઠો હોય તો મનુષ્યોને શરીરે વ્રણ થાય છે.

बलैर्विहीने यदि लग्ननाथे केन्द्रत्रिकोणे सति रोगभाक् स्यात् ॥
लग्नेश्वराधिष्ठितराशिनाथे दुःस्थानगे दुर्बलदेहवान् स्यात् ॥ ३२ ॥

૩૨ ભાવાર્થ—લગ્નનો સ્વામી નિર્બળ થઇ ત્રિકોણમાં, અથવા કેન્દ્રમાં, બેઠો હોય તો શરીરે રોગ ભોગવનાર, યા લગ્નનો સ્વામી જે રાશિમાં બેઠો હોય, તે રાશિનો સ્વામી ૬-૮-૧૨ મે હોય તો દુર્બળ શરીરવાળો થાય.

सक्रूरो देहपो देह सौख्यहान्त्यारिरन्ध्रगः ॥
सारीशे देहपे दुःस्थे लग्नस्थे वाऽथ रोगवान् ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—પાપગ્રહ સાથે લગ્નનો સ્વામી ૬–૮–૧૨ મે હોય તો શરીર સુખ રહિત, યા છઠ્ઠા ભાવના સ્વામી સાથે લગ્નનો સ્વામી દુઃસ્થાન ૬–૮–૧૨ મે અથવા લગ્નમાં બેઠો હોય તો રોગી થાય છે.

लग्ने सपापे लग्नेशे बलहीनेऽपि रोगवान् ॥
लग्नेशे दुर्बले कोपी निर्व्याधिः केन्द्रकोणगे ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—પાપગ્રહ લગ્નમાં હોય, ને લગ્નનો સ્વામી નિર્બળ હોય, તો રોગી થાય.

લગ્નનો સ્વામી નિર્બળ હોય તો ક્રોધ કરનાર, યા કેન્દ્ર ત્રિકોણમાં હોય, તો રોગવિનાનો થાય.

देहेशस्थितराशीशे नाशगे दुर्बलो भवेत् ॥
भावेशाक्रान्तराशीशैर्दुःस्थैर्भावाश्च दुर्बलाः ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—લગ્નનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશિનો સ્વામી આઠમા ભાવમાં હોય તો દુર્બળ શરીરવાળો થાય.

ભાવોના સ્વામીઓ જે રાશિમાં હોય, તે રાશિના સ્વામીઓ દુઃસ્થાન ૬–૮–૧૨ મે બેઠા હોય, તો તે ભાવોનું ફળ ખરાબ સમજવું.

सर्पारयोर्वृद्धीजो योगे वा सर्पमन्दयोः ॥
लग्ने कुजे नाभिगुल्फ वृषणस्थौल्यमादिशेत् ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—રાહુ અને મંગળ કે રાહુ અને શનિ, ભેગા હોય તો રસવિકાર થાય. લગ્નમાં મંગળ બેઠો હોય તો નાભિ, ઘૂંટણ અને વૃષણમાં રોગ થાય. અથવા જાડાં થાય.

लग्नेशो यदि रिःफगे दिनकर स्थारातिनाथान्विते
जायावान् बहुरोमवान् कृशतनुः संरक्तगौरद्युतिः ॥
लग्नर्क्षाद्रिनायपेन च युते जातोऽसिताङ्गो यदा
साहो लग्नपतौ तु वञ्चनविपाद्भीतिं समेति ध्रुवम् ॥३७॥

૩૭. ભાવાર્થ—સૂર્ય જે ભાવમાં બેઠો હોય, તે ભાવથી છઠ્ઠા ભાવના સ્વામી સાથે લગ્નનો સ્વામી બારમા ભાવમાં બેઠો હોય, તો સ્રીવાળો,

બહુ રૂંવાટાંવાળો, દુર્બળ શરીરનો, લાલ ગૌર રંગની કાંતિવાળો થાય.

લગ્નનો સ્વામી લગ્નથી છઠા ભાવના સ્વામી સાથે બારમે બેઠો હોય તો કાળા રંગનો થાય.

લગ્નનો સ્વામી શત્રુ સાથે હોય, તો ઠગાઇથી વિષના ભયને પામશે.

लग्ने शुभे शोभनदृष्टियुक्ते वाल्यात्सुखं तन्नहि पापयोगात् ॥
दुःखी भवेत्पापवहुत्वयोगे लग्ने तु वाल्यान्मरणान्तमाहुः ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—લગ્નમાં શુભગ્રહ, શુભગ્રહોની દૃષ્ટિવાળો હોય, અને લગ્નમાં એક પાપગ્રહ ન હોય, તો તે માણસ જન્મથી સુખી થાય. પણ લગ્નમાં બહુ પાપગ્રહો હોય તો બાલ્યાવસ્થાથી મરણ સુધી દુઃખ ભોગવે છે.

देवलोकांशगे शुक्रे लग्नेशे गोपुरांशके ॥
लग्ने शुभग्रहैर्दृष्टे मध्यान्ते सौख्यमाप्नुयात् ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—શુક્ર દેવલોકાંશ, અને લગ્નનો સ્વામી ગોપુરાંશ બળ (જુઓ અધ્યાય ૧ શ્લોક ૪૬). પામ્યો હોય, ને શુભગ્રહો જોતા હોય. તો તે પુરૂષ વચલી તેમજ છેલ્લી અવસ્થામાં સુખી થશે.

लग्ने शुभे धने पापे केन्द्रे पापसमन्विते ॥
लग्नेश्वरे तूत्तमांशे चादौ दुःखं ततः सुखम् ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—લગ્નમાં શુભગ્રહ, બીજા ભાવમાં પાપગ્રહ અને કેન્દ્રમાં પાપગ્રહ હોય. ને લગ્નનો સ્વામી ઉત્તમાંશ બળ પામ્યો હોય. તો તે પુરૂષ નાનપણમાં દુઃખી ને પછીથી સુખી થાય.

लग्नेशे शुभराशिस्थे शुभग्रहनिरीक्षिते ॥
गोपुरांशगते वाऽपि पोडशाब्दात्परं सुखम् ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—લગ્નનો સ્વામી શુભરાશિમાં શુભગ્રહની દૃષ્ટિવાળો હોય, અથવા ગોપુરાંશ બળ પામ્યો હોય. તો તે ૧૬ મા વર્ષ પછી સુખી થાય.

लग्नेशस्यांशनाथे तु केन्द्रकोणोच्चसंयुते ॥
लाभे वा बलसंयुक्ते त्रिंशद्वर्षात्परं सुखम् ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—લગ્નનો સ્વામી નવમાંશમાં જે રાશિમાં બેઠો હોય, તે રાશિનો સ્વામી કેન્દ્ર, ત્રિકોણ, કે ઉચ્ચરાશિમાં અથવા ઉચ્ચનો

થઈ, અગીયારમા ભાવમાં હોય ને બળવાન હોય તો તે માણસ ત્રીસમા વર્ષ પછી સુખી થાય છે.

लग्ने रव्यादिसंदृष्टे यादृशः फलमुच्यते ॥
राजसेवी पितृधनो जलपण्यो महाधनः ॥ ४३ ॥
धार्मिकः स्थूलशिश्नः स्याद्विद्याशिल्पयशोन्वितः ॥
राजपूज्यो व्रतियुतो वेश्यासक्तो धनी सुखी ॥ ४४ ॥
मन्ददृष्टे विलग्ने तु वृद्धस्त्रीको मली खलः ॥
केनाप्यदृष्टं लग्नं चेद्राशिग्रहवशाद्वदेत् ॥ ४५ ॥

૪૩. ૪૪. ૪૫. ભાવાર્થ—રવિ વિગેરે ગ્રહો લગ્નને જોતા હોય, તો અનુક્રમે નીચે પ્રમાણે ફળ જાણવું.

સૂર્ય લગ્નને જોતો હોય, તો રાજાની સેવા કરનાર, બાપનું ધન મેળવનાર થાય.

ચંદ્ર જોતો હોય તો પાણીને લગતો ધંધો કરનાર, ધનવાન થાય.
મંગળ જોતો હોય તો ધર્મવાળો, સ્થૂલલિંગવાળો થાય.
બુધ જોતો હોય તો વિદ્યા ચિત્રકળાથી યશવાળો થાય.
ગુરુ જોતો હોય તો રાજાથી માન પામનાર, વ્રત કરનાર થાય.
શુક્ર જોતો હોય તો વેશ્યામાં પ્રીતિવાળો, ધનવાન, સુખી થાય.
શનિ જોતો હોય તો મોટી ઉમરની બાયડીવાળો, મલિન, લુચ્ચો થાય.
લગ્નને કોઈ ગ્રહ જોતો ન હોય, તો જોશીએ લગ્નની રાશિમાં બેઠેલા ગ્રહ ઉપરથી કહેવું.

लग्ने स्वामीक्षिते राजा तत्प्रियो वा धनी सुखी ॥
सौम्येक्षितेऽखिलं सौम्यं पापदृष्टे त्वशोभनम् ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—લગ્નને લગ્નનો સ્વામી જોતો હોય તો રાજા, યા રાજાને વ્હાલો, સુખી, ધનવાન, થાય. લગ્નને શુભ ગ્રહો જોતા હોય તો શુભ, અને પાપગ્રહો જોતા હોય તો ખરાબ ફળ સમજવું.

सुखी लग्ने व्यादिदृष्टे सर्वदृष्टे नृपो भवेत् ॥
लग्ने त्रयः शुभो राजा दुःखी पापग्रहास्त्रयः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—લગ્નને બે અથવા વધારે શુભગ્રહ જોતા હોય તો સુખી, સર્વે જોતા હોય. યા લગ્ને ત્રણ શુભગ્રહ હોય તો **રાજા** થાય. લગ્નમાં ત્રણ **પાપગ્રહ** હોય તો દુઃખી થાય.

लग्नाधिपोऽतिबलवानशुभैरदृष्टः
केन्द्रस्थितः शुभखगैरवलोक्यमानः ॥
मृत्युं विधूय विदधाति स दीर्घमायुः
सार्धं गणैर्बहुभिरूर्जितराजलक्ष्म्या ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ— લગ્નનો સ્વામી બળવાન હોયને પાપ ગ્રહોની દૃષ્ટિ વિનાનો કેન્દ્રમાં રહી શુભ ગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો મરણ થતું નથી. પણ લાંબા આયુષ્યવાળો ગુણવાન ને રાજ્ય લક્ષ્મીવાળો થાય છે.

## अथ द्वितीयभावफलम् ॥ ( બીજા ભાવનું ફળ. )

वित्तं नेत्रं मुखं विद्या वाक्कुटुम्बाशनानि च ॥
द्वितीयस्थानजन्यानि क्रमाज्ज्योतिर्विदो विदुः ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—ધન, આંખો, સુખ, વાણી, કુટુંબ, ભોજન તેનું ફળ ક્રમથી **ધનભાવમાં** જોશીઓએ જોવું.

वित्तायोदयराशयः पतियुता वित्ताधिको जायते
लाभस्थौ धनलाभपौ निजसुहृत्तुङ्गादिगौ चेत्तथा ॥
तद्वल्लाभधनाधिपौ तनुगता वन्योन्यमिष्टग्रहौ
लग्नेशे धनलाभराशिपयुते लग्ने बहुद्रव्यवान् ॥ ५० ॥

### બહુ ધનવાન થવાના ચાર યોગો.

૫૦. ભાવાર્થ—(૧) ધન લાભ ને લગ્ન ભાવમાં પોતાના સ્વામી બેઠા હોય. તો (૨) ધન ને લાભનો સ્વામી બન્ને અગીયારમે યા મિત્ર કે ઉચ્ચાદિ રાશિયોમાં હોય. તો (૩) અગીયાર ને બીજાનો **સ્વામી** મિત્ર ગ્રહ થઇ લગ્નમાં હોય. તો અને ( ૪ ) લગ્નનો સ્વામી બીજા ને **અગીયારમા**ના સ્વામી સાથે લગ્નમાં હોય તો બહુ ધનવાન થાય છે.

धनोपयातः प्रथमोऽर्थदर्शी ग्रहो द्वितीयो धनपस्तृतीयः ॥
तत्पाकभुक्तौ धनलाभमेति क्रमेण तत्कारकवर्गमूलात् ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—ધનભાવમાં રહેલો, ધનભાવને જોતો, ને ધનભાવનો

સ્વામી, એ ત્રણ ગ્રહો, પોતાની દશા અન્તર્દશામાં, ધનના કારક ગ્રહના અનુસાર ધનનો લાભ આપે છે.

धनस्थे यदि लग्नेशे निधिमान् बलसंयुते ॥
दुर्बले पापसंयुक्ते वंचनादिफलं वदेत् ॥ ९२ ॥

૫૨. ભાવાર્થ—લગ્નનો સ્વામી બળવાન થઈ બીજા ભાવમાં હોય, તો ઘણા પૈસાવાળો થાય, ને બળરહિત થઇ પાપગ્રહ સાથે હોય તો ઠગ થાય છે.

धनस्थितः पापदृशा समेतः सपत्ननीचार्कफराभितप्तः ॥
तत्पाकभुक्तौ धननाशमाहुः स गोचरे दुष्टबलान्वितो वा ॥९३॥

૫૩. ભાવાર્થ—ધનમાં રહેલો ગ્રહ પાપગ્રહની દૃષ્ટિવાળો હોય ને તે શત્રુ કે નીચની રાશિનો કે અસ્તનો હોય, તો તેની દશામાં નિર્ધન થાય છે, અથવા તે ગ્રહ ગોચર ગ્રહોમાં બળવાન પાપગ્રહ સાથે હોય તો પણ એ પ્રમાણે જાણવું.

कुटुम्बभावे बहुखेटयुक्ते धनप्रदव्योमचरे बलाढ्ये ॥
स्वतुङ्गमित्रस्वगृहोपगे वा धनं समेत्यामरणान्तमाहुः ॥९४॥

૫૪. ભાવાર્થ—બીજા ભાવમાં બહુ ગ્રહ સાથે બેઠા હોય ને બળવાન હોય ને તે ધનકારક હોય યા ઉચ્ચ, મિત્ર કે પોતાની રાશિમાં હોય તો મરણ સુધી ધનવાન થાય છે.

वित्ताधीशे सोदरेशेन युक्ते लग्नस्थे च भ्रातृवित्तं समेति ॥
मातृस्थानस्वामिना मातृवित्तं यद्भावेशेनान्विते तद्धनं स्यात्॥९५॥

૫૫. ભાવાર્થ—બીજાનો સ્વામી ત્રીજાના સ્વામી સાથે લગ્નમાં હોય તો ભાઈનું ધન, ને ચોથાના સ્વામી સાથે લગ્નમાં હોય તો માતાનું ધન, મળે છે. તેમજ જે ભાવના સ્વામી સાથે લગ્નમાં હોય, તે ભાવથી ધન મળે છે.

वित्ताधीशे लग्नगे लग्ननाथे वित्तस्थानेऽप्ययत्नतो वित्तमेव ॥
यद्भावस्थौ लग्नवित्तेश्वरौ चेत् तन्मूला तु द्रव्यवित्तिर्नराणाम्॥९६॥

૫૬. ભાવાર્થ—ધનનો સ્વામી લગ્નમાં, ને લગ્નનો સ્વામી ધનમાં હોય તો વગર મહેનતથી પૈસો મળે છે. જે ભાવમાં લગ્ન ને ધનનો સ્વામી હોય, તે ભાવ સંબંધીથી ધનનો લાભ મળે છે.

चन्द्रः कुटुम्बभवने शुक्रेण निरीक्षितः प्रदाता च ॥
सौम्ये शुभसंदृष्टे स एव धनवान् सदा ज्ञेयः ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—ચંદ્રમા બીજા ઘરમાં શુક્રની દષ્ટિવાળો હોય. વા બીજા ભાવમાં બુધ શુભગ્રહોની દષ્ટિવાળો હોય, તો ધનવાન થાય છે.

अर्थाधीशो यत्र संस्थो नराणां तस्मिन् काले तत्र वृद्धिर्विशेषात् ॥
तद्भावे च द्रव्यलाभं करोति वक्रोऽसौ चेद्दिशु सर्वार्थसिद्धिः ॥५८॥

૫૮. ભાવાર્થ—ધનનો સ્વામી જે ભાવમાં હોય, તે ભાવની વૃદ્ધિ ને તે ભાવ સંબંધી ધનનો લાભ થાય છે. તે ધનનો સ્વામી વક્રગતિવાળો, હોય, તો બહુ ધનવાન થાય છે.

धनेशे लाभसंयुक्ते लाभेशे धनलाभगे ॥
तावुभौ केन्द्रगौ वापि धनवान् ख्यातिमान् भवेत् ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—બીજાનો સ્વામી અગીયારમે, ને અગીયારમાનો સ્વામી બીજે હોય, વા તે બંને કેન્દ્રમાં હોય, તો ધનવાન ને પ્રસિદ્ધતાવાળો થાય છે.

धनेशे व्ययषष्ठस्थे व्ययेशे वित्तगेऽथवा ॥
लाभेशे रिपुरन्ध्रस्थे व्यये वा धननाशनम् ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—ધનનો સ્વામી છઠ્ઠે બારમે હોય, ને બારમાનો સ્વામી બીજા ભાવમાં હોય. વા અગીયારમાનો સ્વામી છઠ્ઠે, આઠમે, બારમે હોય તો ધનનો નાશ થાય છે.

व्ययभावगते जीवे वित्तेशे बलवर्जिते ॥
शुभैरनीक्षिते लग्ने वित्तनाशं वदेद्बुधः ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—બારમા ઘરમાં ગુરૂ હોય, ને બીજાનો સ્વામી નિર્બળી હોય, લગ્નપર શુભ ગ્રહોની દષ્ટિ ન હોય તો ધનનો નાશ થાય છે.

लग्नेशे धनराशिस्थे धनेशे लाभराशिगे ॥
लाभेशे वा विलग्नस्थे निध्यादिधनमाप्नुयात् ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—લગ્નનો સ્વામી બીજા ભવમાં ને બીજાનો સ્વામી અગીયારમે હોય. વા અગીયારમાનો સ્વામી લગ્નમાં હોય, તો બહુ ધનવાન થાય છે.

लग्नायधनभाग्येशाः परमोच्चांशसंयुताः ॥
वैशेषिकांशगा वाऽपि तदा कोटीश्वरो भवेत् ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—લગ્ન, અગીયારમા, બીજા ને નવમાનો સ્વામી પરમ ઉચ્ચ નવમાંશમાં હોય, યા વૈશેષિકાંશમાં હોય, તો કરોડાધિપતિ થાય છે.

दिनेश्वरकरच्छन्ने धनेशे नचिराशिगे ।।-
पापषष्ट्यंशसंयुक्ते ऋणग्रस्तो भवेन्नरः ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—બીજાનો સ્વામી સૂર્યના કિરણોથી ઢંકાયેલો (અસ્તનો) હોય, નીચરાશિમાં હોય; અને પાપષષ્ટ્યંશમાં હોય તો તે માણસ દેવાદાર થાય છે.

शुक्रेन्दुनयनाधीशै रेकस्थैस्तु निशान्धकः ॥
सूर्यशुक्रविलग्नेशै रदृश्यैर्मंध्यलोचनः ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—શુક્ર, અને ચંદ્ર, બીજાના સ્વામી સાથે એકઠા બેઠેલા હોય, તો રાત્રીએ આંધળો થાય છે. (અધ્યાય ૬ ઠાના શ્લોક ૫૯ માં કહ્યું છે, કે તે એક સ્થાન એટલે લગ્નમાંજ બેઠેલા હોય તો રાત્રીયે આંધળો થાય છે. સૂર્ય, શુક્ર અને લગ્નનો સ્વામી અદૃષ્ય ચક્રાર્દ્ધમાં (પહેલાથી સાતમા ભાવમાં) હોય તો મંદલોચનવાળો થાય.

विलग्नवित्तास्ततपःसुतेशा रिपुव्ययछिद्रगृहोपयाताः ॥
विलग्नसंस्थन्धकरः सितश्चेद्विलोचनाभावमुपैति जातः ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—લગ્ન બીજા, સાતમા, નવમા, ને પાંચમાના સ્વામીઓ છે, આઠમે, બારમે હોય; ને શુક્ર લગ્નમાં હોય તો આંધળો થાય છે.

सितः सुतारीशयुतो विलग्ने नरेशकोपान्नयनप्रमादः ॥
धनेशभौमौ यदि लग्नयातौ कर्णस्य रोगं कथयन्ति तज्ज्ञाः ॥६७॥

૬૭. ભાવાર્થ—શુક્ર લગ્નમાં, પાંચમા અને છઠ્ઠા ભાવના સ્વામીયો સાથે હોય, ત્યારે જન્મેલો માણસ રાજાના ક્રોધથી પોતાની આંખો ખોઇ દેવાનાં કામ કરશે. બીજાનો સ્વામી અને મંગળ લગ્નમાં હોય તો જોશીઓ કાનનો રોગી કહે છે.

क्षन्यारयोगे गुलिकेन युक्ते नेत्रेश्वरे तत्र तु नेत्ररोगः ॥
नेत्रे यदा पापबहुत्वयोगे यमेन दृष्टे सति रुग्णनेत्रः ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—શનિ, મંગળ ને ગુલિક સાથે ધનભાવનો સ્વામી બીજા ભાવમાં હોય, ત્યારે આંખનું દરદ લગુ પડે છે. બીજા ભવમાં બહુ પાપગ્રહ શનિની દૃષ્ટિવાળા હોય, તો આંખોનો રોગી થાય.

नेत्रेश्वरे शुभयुते शुभदृष्टियुतेऽथवा ॥
शुभांशकस्थिते वाऽपि शुभदृक् स नरो भवेत् ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—બીજાનો સ્વામી શુભગ્રહો સાથે, અથવા શુભગ્રહોની દૃષ્ટિવાળો કે શુભગ્રહોના નવમાંશમાં હોય, તો તે માણસની આંખો સારી રહે છે.

जातोऽसौ सुमुखः शुभे धनगते तुङ्गादिवर्गान्विते
तद्भावे यदि सौम्यवर्गसहिते वाक्सिद्धिमेति ध्रुवम् ॥
आज्यस्पर्शमुपैति वित्तगृहगे भौमे दिनेशेक्षिते
जातः कोद्रवमुख्यभुक् धनगते राहौ च पापेक्षिते ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—બીજે ભાવે કોઇ શુભગ્રહ પોતાના ઉચ્ચાદિ વર્ગમાં હોય, તો તે સુંદર મુખવાળો થાય. બીજો ભાવ શુભગ્રહની રાશિનો હોય, તો તે સુંદર વાણી બોલનાર થાય છે. બીજે ભાવે મંગળ સૂર્યથી જોવાયલો હોય તો આજ્યસ્પર્શ (રૂધિર વિકાર) વાળો થાય.

બીજા ભાવમાં રાહુપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો કોદરા વિગેરે અનાજ ખાનાર થાય.

लग्नास्तार्थाष्टमस्थेऽर्के भौमे वान्यतरेक्षिते ॥
आज्यस्पर्शोऽग्निभीतिर्वा संभवन्ति मसूरिकाः ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—સૂર્ય અને મંગળ, લગ્ને સાતમે, બીજે અથવા આઠમે હોય, ને બીજા ગ્રહો જોતા હોય તો આજ્ય સ્પર્શ (રૂધિવિકાર) અગ્નિનો ભય, સીળી (શિતળા) માતાનો રોગ ભોગવે છે.

पापैर्युते मुखस्थाने दुर्मुखः पापवीक्षिते ॥
क्रोधाननो नरः पापी तदीशे गुलिकान्विते ॥ ७२ ॥

૭૨. ભાવાર્થ—બીજા ઘરમાં પાપગ્રહો હોય તો જન્મ પામેલો માણસ ખરાબ મુખવાળો, બીજા ભાવને પાપગ્રહો જોતા હોય તો ક્રોધી, અને તે ભાવનો સ્વામી ગુલિક સાથે હોય તો પાપી સમજવો.

प्रफुल्लवदनः श्रीमान् केन्द्रे मुखपतौ यदा ॥
स्वोच्चस्वमित्रवर्गस्थे सुमुखः शुभवीक्षिते ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ—બીજા ભાવનો સ્વામી કેન્દ્રસ્થાનમાં હોય તો હસમુખો, ભાગ્યશાળી થાય. તે ગ્રહ ઉચ્ચનો, સ્વગ્રહી અથવા મિત્રની રાશિનો હોય, અને કોઈ શુભગ્રહ જોતા હોય તો સુંદર રૂપવાન થાય.

वाग्भावेशे राहुयुक्ते च दुःस्थे राहुक्रान्तस्थाननाथान्विते च ॥
पाके भुक्तौ तस्य दन्तामयः स्यात् जिह्वारोगं तारकासूनुभुक्तौ ॥७४॥

૭૪. ભાવાર્થ—બીજાનો સ્વામી રાહુ સાથે દુઃસ્થાન ૬-૮-૧૨ મે હોય, અને જે રાશિનો રાહુ હોય, તે રાશિના સ્વામી સાથે હોય તો બીજાના સ્વામીની દશા શરૂ થઇ હોય, તે વખતે દાંતનો રોગી થાય. તે ગ્રહની અને બુધની અન્તર્દશામાં જીભનો રોગી જાણવો.

राहुद्वितीयगृहपौ सहजेशयुक्तौ
जातः समेति गलरोगमतीव कष्टम् ॥
दारिद्र्यदौ रविशनी धनराशियातौ
भौमार्कजौ सकलरोगकरौ भवेताम् ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—રાહુ અને બીજા ઘરનો સ્વામી ત્રીજાના સ્વામી સાથે હોય, તો ગળાનું સખત દરદ થાય છે.

બીજા ભાવમાં સૂર્ય અને શનિ હોય તો દરિદ્રતા ઉત્પન્ન કરે છે.

બીજા ભાવમાં મંગળ અને શનિ હોય તો દરેક જાતનાં દરદ ઉત્પન્ન કરે છે.

वाग्भावेशे गुरुयुते नाशस्थे मूकता भवेत् ॥
दोषकृत्तु सर्वत्र स्वोच्चस्वर्क्षगतो ग्रहः ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—બીજાનો સ્વામી આઠમા ભાવમાં ગુરૂ સાથે હોય તો મૂગો સમજવો. દરેક બાબતમાં જ્યારે ગ્રહ ઉચ્ચનો હોય, અથવા પોતાના સ્થાનમાં હોય, તો ઉપર જણાવવામાં આવેલું માઠું પરિણામ સમજવું નહિ.

वागीशबुधजीवेषु निर्विघ्नो नाशगेषु च ॥
केन्द्रेषु ने त्रिकोणे वा स्वर्क्षे वा विद्ययान्वितः ॥७७॥

૭૭. ભાવાર્થ—બીજાનો સ્વામી, બુધ, અને ગુરૂ આઠમા ઘરમાં હોય, તો વિદ્યા નહિ જાણનાર થાય. તે ગ્રહો કેન્દ્રમાં, ત્રિકોણમાં અ-થવા પોતાના ઘરમાં હોય તો વિદ્યા જાણનાર વિદ્વાન્ થાય.

द्वितीये दुर्बले सौम्ये द्वन्द्वयुद्धहतो भवेत् ॥
जीवार्थेशौ दुर्बलौ वा पवनव्याधिमान्नरः ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—બુધ, બીજે ભાવે નિર્બળ હોય તો તે માણસ મલ્લ યુદ્ધમાં માર્યો જશે. ગુરૂને બીજાનો સ્વામી નિર્બળ થઇ બીજા ભાવમાં હોય તો વાયુનું દરદ થાય.

वाक्स्थानपे देवपुरोहितेन युक्ते यदा नाशगते तु मूकः ॥
वाक्स्थानपे सौम्ययुते त्रिकोणे केन्द्रस्थिते वा शुभदे च वाग्मी ॥७९॥

૭૯. ભાવાર્થ—બીજાનો સ્વામી ગુરૂ સાથે આઠમે હોય તો તે મા-ણસ મૂંગો થાય.

બીજાનો સ્વામી ત્રિકોણ (૯–૫) કેન્દ્ર (૧–૪–૭–૧૦) માં શુભગ્રહો સાથે હોય, અથવા પોતે શુભ થઈ રહ્યો હોય, તો તે વિદ્વાન્ થાય.

वागीशस्थांशपे सौम्ये स्वोच्चे वा शुभवीक्षिते ॥
पारावतांशके वाऽपि वाग्मी पटुतरो भवेत् ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—બીજાનો સ્વામી નવમાંશમાં જે રાશિમાં હોય તેનો સ્વામી શુભગ્રહ હોય, અને તે પોતાના ઉચ્ચમાં રહી શુભગ્રહોથી જોવા-યેલો હોય અથવા પારાવતાંશમાં હોય તો વિદ્વાન્ અને હુંશિયાર સમજવો.

केन्द्रत्रिकोणगे जीवे शुक्रे स्वोच्चं गते यदि ॥
वाग्भावपेन्दुपुत्रे वा गणितज्ञो भवेन्नरः ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—ગુરૂ કેન્દ્ર અથવા ત્રિકોણમાં શુક્ર પોતાના ઉચ્ચમાં, અને બુધ બીજા ભાવનો સ્વામી હોય, તોતે પુરૂષ ગણિતશાસ્ત્ર જાણનાર થાય.

गणितज्ञो भवेज्जातो वाग्भावे भूमिनन्दने ॥
ससौम्ये बुधसंदृष्टे केन्द्रे वा सोमनन्दने ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—મંગળ બીજે ભાવે શુભગ્રહો સાથે હોય, ને બુધ જોતો હોય, કે બુધ કેન્દ્રમાં હોય, તો તે માણસ ગણિતશાસ્ત્ર જાણનાર થાય.

वाग्भावपे रवौ भौमे गुरुशुक्रनिरीक्षिते ॥
पारावतांशके वापि तर्कयुक्तिपरायणः ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—સૂર્ય અથવા મંગળ બીજાનો **સ્વામી** થઈને ગુરૂ, શુક્રથી જોવાયેલો હોય, અથવા પારાવતાંશને પામ્યા હોય, તો તર્ક જાણનાર સમજવો.

संपूर्णवलसंयुक्ते गुरौ तद्भवनेश्वरे ॥
दिनेशभृगुसंदृष्टे शाब्दिकोयं भवेन्नरः ॥ ८४ ॥

૮૪. ભાવાર્થ—ગુરૂ બીજાનો સ્વામી થઈને સંપૂર્ણ બલિષ્ટ હોય. અને સૂર્ય, શુક્ર તેને જોતા હોય તો તે માણુસ વ્યાકરણ વિદ્યા જાણનાર સમજવો.

वेदान्तपरिशीलः स्यात् केन्द्रकोणे गुरौ यदि ॥
बुधेन भृगुणा दृष्टे शनौ पारावतांशके ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—ગુરૂ કેન્દ્ર અથવા ત્રિકોણમાં બુધ અને શુક્રની દૃષ્ટિવાળો હોય, અને શનિ પારાવતાંશમાં હોય તો વેદોને જાણનાર થાય.

षट्शास्त्रवल्लभः केन्द्रे जीवे दानवपूजिते ॥
सिंहासने गोपुरांशे वाग्भावस्थांशपे बुधे ॥ ८६ ॥

૮૬. ભાવાર્થ—ગુરૂ કેન્દ્રમાં હોય, શુક્ર સિંહાસનાંશમાં, અને બુધ બીજાના સ્વામીના નવમાંશમાં રહી ગોપુરાંશને પામેલો હોય તો છ શાસ્ત્ર જાણનારો થાય.

उपजीव्य नरं सर्वे तदीशे गोपुरांशके ॥
वर्द्धन्ते मुदितास्तस्य भृगौ पारावतांशके ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—બીજાનો સ્વામી ગોપુરાંશનો, ને શુક્ર પરાવતાંશનો હોય તો તે માણુસના આશ્રય નીચે ઘણાં માણુસો રહી સુખી થાય.

नास्ति चेद्राजयोगं तु पुरस्कृत्य नरं जनाः ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—રાજયોગ ન હોય તોપણુ તે માણસ મુખ્ય થાય છે.

☞ આ શ્લોકનું ઉત્તરાર્દ્ધ કોઇ પણ ગ્રંથમાં નહિ મળવાથી તેનો અર્થ ન કરતાં પૂર્વાર્દ્ધનોજ અર્થ કરેલો છે તેનો સંબંધ ઉપર શ્લોકને મળતો છે.

जायाकुटुम्बगृहपौ सितपापयुक्तौ
दुःस्थौ च नष्टमकलत्रहरौ भवेताम् ॥

वित्ताधिपे बलवति स्मरराशिपे वा
तुङ्गादिगे यदि समेति कलत्रमेकम् ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—સાતમા અને બીજા ભાવના સ્વામીઓ શુક્ર અને પાપગ્રહોમાંથી જેટલા ગ્રહો સાથે દુઃસ્થાન ૬-૮-૧૨ માં બેઠા હોય, તેટલી સ્ત્રીયોનો નાશ કરે. પણ બીજા અથવા સાતમાનો સ્વામી ઉચ્ચનો કે બળવાન હોય, તો તે માણસને એકજ સ્ત્રી થાય.

भुक्तिस्थानपतौ सितेन्दुसहिते लग्नादिकेन्द्रस्थिते
रौप्यं पात्रमुपैति काञ्चनमयं जीवेन्दुशुक्रान्विते ॥
भुक्तिस्थानपदेहपौ शनियुतौ लोहादिपात्रं वदेद्
भौमे पापनिरीक्षिते धनगते जातः कदन्नादिभुक् ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—બીજાનો સ્વામી લગ્ન અથવા કેન્દ્રમાં શુક્ર ચંદ્ર સાથે હોય તો ચાંદીના વાસણમાં ખાનારો થાય.

બીજાનો સ્વામી ઉપર જણાવ્યા પ્રમાણે ગુરૂ, ચન્દ્ર અને શુક્ર સાથે હોય તો સોનાના વાસણમાં ખાનારો થાય.

લગ્ન અને બીજા ભાવનો સ્વામી શનિ સાથે હોય તો લોહું કે ઓછી કિંમતના વાસણમાં જમનારો થાય.

મંગળ પાપગ્રહની દૃષ્ટિવાળો બીજે ભાવે હોય તો નહિ ખાવાલાયક અનાજ ખાનારો થાય.

बह्वाशनो भुक्तिपतौ सपापे दावाग्निदण्डायुधकालभागे ॥
नीचांशके पापनिरीक्षिते च शुभैर्न दोषः सहितेक्षिते वा ॥९१॥

૯૧. ભાવાર્થ—બીજાનો સ્વામી પાપગ્રહ સાથે હોય ને ષષ્ટ્યંશમાં દાવાગ્નિ, દંડાયુદ્ધ, કે કાળ નામના ભાગમાં રહ્યો હોય, અને નીચના નવમાંશમાં પાપગ્રહની દૃષ્ટિવાળો હોય; તો તે માણસ પુષ્કળ ખાનારો થાય. બીજાનો સ્વામી શુભગ્રહો સાથે કે શુભગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો ઉપર જણાવવામાં આવેલું માઠું પરિણામ નીપજતું નથી.

भुक्तिस्थाने शुभयुते तदीशे शुभसंयुते ॥
शुभग्रहेण संदृष्टे सुखभुक् स नरो भवेत् ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—બીજા સ્થાનમાં શુભગ્રહ હોય, ને બીજાનો સ્વામી શુભગ્રહ સાથે હોય, બીજો ભાવ અને તેનો સ્વામી શુભગ્રહોથી જોવાયેલા હોય, તો તે માણસ સુખથી ખાનારો સમજવો.

परान्नभुक् तदीशेऽपि नीचशत्रुसमन्विते ॥
नीचखेचरसंदृष्टे तद्दूषणपरायणः ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—બીજાનો સ્વામી નીચનો, કે શત્રુગ્રહ સાથે હોય, અને કોઈ નીચનો ગ્રહ જોતો હોય, તો તે માણસ પારકું અનાજ ખાનારો અને લોકોને દોષ દેવાવાળો થાય.

कालोचिताशनी भुक्ति नाथे लग्नेशवीक्षिते ॥
पापग्रहेण संदृष्टे नीचांशादियुते न तु ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ—બીજાના સ્વામી ઉપર લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય, તો ટાઈમસર ભોજન કરનારો થાય. પણ બીજાનો સ્વામી નીચના નવમાંશમાં પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, તો તેમ સમજવું નહિ.

स्वल्पाशी रुचिकामः स्याद् भुक्तिनाथे शुभे गृहे ॥
स्वोच्चे शुभेन संदृष्टे मृद्वंशादिसमन्विते ॥ ९५ ॥

૯૫. ભાવાર્થ—બીજા ભાવનો સ્વામી પોતાના ઉચ્ચનો થઈ શુભગ્રહના ઘરમાં રહેલો હોય, અને શુભગ્રહ જોતો હોય. ષષ્ટ્યંશની અંદર શુભસ્થાન મૃદ્વંશ વિગેરેમાં હોય, તો તે ઘણું થોડું અને સ્વાદિષ્ટ ભોજન કરનારો થાય.

भुक्तिस्थानाधिपे मन्दे तदीशे वाऽर्किसंयुते ॥
नीचेऽर्कसूनुना दृष्टे श्राद्धभुक् सततं नरः ॥ ९६ ॥

૯૬. ભાવાર્થ—બીજા ભાવનો સ્વામી શનિ હોય, અથવા ધનભાવનો સ્વામી શનિ સાથે કે નીચનો થઈ શનિની દૃષ્ટિવાળો હોય, તો હમેશાં શ્રાદ્ધ ખાનારો થાય.

सिंहासनांशे यदि देवपूज्ये शुक्रे यदा गोपुरभागयुक्ते ॥
ऐरावतांशे धनपे बलाढ्ये जातस्त्वसंख्याश्रितरक्षकः स्यात् ॥ ९७ ॥

इति जातकपारिजाते एकादशोऽध्यायः ॥

૯૭. ભાવાર્થ—ગુરૂ સિંહાસનાંશમાં, શુક્ર ગોપુરાંશમાં અને બીજાને સ્વામી બળવાન થઇને ઐરાવતાંશમાં હોય; તો તે માણુસ અસંખ્ય માણુસોનું પાલન કરનારો થાય.

એ પ્રમાણે જાતક પારિજાતમાં અગીયારમો અધ્યાય સમાપ્ત.

खेडाप्रान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायः शिवोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતના બ્રાહ્મણુ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી અગીયારમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૧૨ મો.

### ત્રીજા અને ચોથા ભાવનાં ફળો બાબત.

॥ अथ तृतीयभावफलम् ॥ (ત્રીજા ભાવનું ફળ.)

ज्येष्ठानुजस्थितिपराक्रमसाहसानि
कण्ठस्वरश्रुतिवराभरणांशुकानि ॥
धैर्यं च वीर्यबलमूलफलाशनानि
वक्ष्ये तृतीयभवनात् क्रमशोऽखिलानि ॥ १ ॥

૧ ભાવાર્થ—નાનો મોટો ભાઇ, સ્થિતિ, પરાક્રમ, સાહસ, કંઠનો સ્વર, કાન, સારાં ભૂષણ, વસ્ત્ર, ધીરજતા, બળ, પરાક્રમ, ને મૂળ કંદ ભક્ષણ, એનો વિચાર ક્રમથી ત્રીજા ભાવમાં કરવો.

भ्रातृस्थानं तृतीयं च नवैकादशसप्तमम् ॥
तत्तदीशदशायां च भ्रातृलाभो भवेन्नृणाम् ॥ २ ॥

૨. ભાવાર્થ—ત્રીજા, બીજા, નવમા, અગીયારમો, ને સાતમાના સ્વામીયોની દશામાં ભાઇનો લાભ થાય છે.

भ्रातृस्थानेशतद्राशितद्भावस्थग्रहचारिणाम् ॥
मध्ये बलसमेतस्य दशा सोदरवृद्धिदा ॥ ३ ॥

૩. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશિમાં રહેલા ગ્રહોમાં જે બળવાન હોય, તેની દશા ભાઇનો વધારો કરે છે.

भौमे बलविहीने चेद्वीर्यायुर्भ्रातृरो भवेत् ॥
विलग्नगो बली यस्य कारकः स प्रभु स्मृतः ॥ ४ ॥

૪. ભાવાર્થ—મંગળ નિર્બળી હોય તો ભાઈ બહુ આયુષ્યવાળો થાય, ને લગ્નમાં જે ભાવનો કારક બળવાન હોય, તે ભાવનું સુખ સારૂ આપે છે.

जन्मकाले गुणी प्राणी कारको यः समृद्धिकृत् ॥
क्षयकारी वियत्स्थो वा भावपोऽपि बलाधिकः ॥ ५ ॥

૫. ભાવાર્થ—ત્રીજા ભાવનો કારક બળવાન થઈ જન્મ વખતે કોઈ શુભસ્થાનમાં હોય, તો સુખી, સમૃદ્ધિવાળો, ને ગુણવાન થાય.

ત્રીજાનો સ્વામી બળવાન હોવા છતાં લગ્નથી દશમા ઘરમાં હોય તો ક્ષય કરનાર સમજવો.

सोदरेशकुजौ नाशं मतौ चेत्सोदरक्षयः ॥
पापर्क्षगौ सपापौ वा भ्रातृनुत्पाद्य नाशदौ ॥ ६ ॥

૬. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી ને મંગળ બે આઠમે હોય, તો ભાઈઓનો નાશ કરે છે. ને પાપગ્રહની રાશિમાં, યા પાપગ્રહ સાથે હોય તો ભાઈ પેદા થઈને મરણ પામે છે.

नीचर्क्षगौ सोदरकारकेशौ नीचांशगौ पापसमागमौ वा ॥
क्रूरादिषष्ठ्यंशगतौ तदानीं भ्रातृन् समुत्पाद्य विनाशहेतुः ॥ ७ ॥

૭. ભાવાર્થ—ત્રીજાનો સ્વામી અને તેનો કારકગ્રહ (મંગળ) (જુઓ અધ્યાય ૨ શ્લોક ૫૧) પોતે નીચના હોય, નીચના નવમાંશમાં કે પાપગ્રહો સાથે હોય, અથવા ક્રુરષષ્ટયંશમાં હોય, તો તે માણસના જન્મવાથી ભાઈઓ પેદા થઈને મરણ પામે છે.

अतिक्रूरसमायुक्ते भावे वा कारकेऽपि वा ॥
तद्भावनायके वाऽपि बाल्ये सोदरनाशनम् ॥ ८ ॥

૮. ભાવાર્થ—ત્રીજો ભાવ, ત્રીજાનો કારકગ્રહ મંગળ, ને ત્રીજાનો સ્વામી, અત્યંત ક્રૂર ( પાપ ) ગ્રહોથી યુકત હોય, તો બાલ્યાવસ્થામાં ભાઈનો નાશ થાય છે.

धनेश्वरे नाशगते बलाढ्ये पापान्विते सोदरकारकाख्ये ॥
तन्मातृकारग्रहसंयुते च सापत्नमातुः सहजा वदन्ति ॥ ९ ॥

૯. ભાવાર્થ—બીજાનો સ્વામી બળવાન થઈ આઠમા ભાવમાં હોય, અને ભાતૃકારક ગ્રહ (મંગળ) પાપગ્રહ સાથે હોય, યા ત્રીજા ભાવથી ચોથાના સ્વામી સાથે હોય, તો ઓરમાન માતાથી ભાઈઓ થાય, એ પ્રમાણે જોશીયો કહે છે.

भ्रातृस्थाने यदि शुभयुते सोदराणां चिरायुः
पापाक्रान्ते सहजभवने पापदृष्टे विनाशम् ॥
ज्येष्ठं हन्ति द्युमणिरनुजस्थानगः पापदृष्टः
सौरस्तस्यानुजमवनिजो हन्ति सर्वान् कनिष्ठान् ॥ १० ॥

૧૦. ભાવાર્થ—ત્રીજા ભાવમાં શુભ ગ્રહો બેઠા હોય, તો ભાઈનું લાંબુ આયુષ્ય થાય છે. પાપગ્રહો બેઠા હોય યા તેમની દૃષ્ટિ હોય, તો ભાઈઓનો નાશ, ત્રીજા સ્થાનમાં સૂર્યપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો મોટા ભાઈનો અથવા શનિ ત્રીજે હોય ને પાપગ્રહની દૃષ્ટિ હોય, તો નાના ભાઈઓનો, અથવા મંગળ ત્રીજે હોય ને તેનાપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો સર્વે ભાઈઓનો નાશ થાય છે.

त्रिकोणकेन्द्रे यदि पापखेटे तृतीयभावादनुजस्य नाशम् ॥
शुभोपयाते सहजाभिवृद्धिः शुभाशुभं मिश्रफलं वदन्ति ॥ ११ ॥

૧૧. ભાવાર્થ–ત્રીજા ભાવથી ત્રિકોણ (૯–૫) કેન્દ્ર (૧–૪–૭–૧૦) સ્થાનમાં પાપગ્રહો હોય, તો નાના ભાઈઓનો નાશ, ને શુભગ્રહો હોય તો ભાઈનો વધારો, યા શુભ ને અશુભ હોય તો મિશ્રિત ફળ થાય છે.

दुःस्थे चन्द्रे सोदरस्वामियुक्ते जातस्यान्यस्तन्यपानं वदन्ति ॥
मातृभ्रातृस्थानपौ बन्धुयातौ नास्ति भ्रातृस्थानवृद्धिर्नराणाम् ॥१२॥

૧૨. ભાવાર્થ—ત્રીજા ભાવના સ્વામી સાથે ચંદ્રમા ૬–૮–૧૨ એવા ખરાબ સ્થાનમાં હોય, તો મા શિવાય બીજીનું સ્તનપાન કરે. ત્રીજા ને ચોથાનો સ્વામી બંન્ને ત્રીજા ભાવમાં હોય તો ભાઈઓનો વધારો થતો નથી.

भौमान्वितौ सोदरदौ भवेतामन्यैः समेतौ यदि नानुजः स्यात् ॥
सौरस्तृतीयेऽनुजनाशकर्ता विधुंतुदः सोदरवृद्धिकृत्स्यात् ॥ १३ ॥

૧૩ ભાવાર્થ—ત્રીજા ને ચોથાનો સ્વામી મંગળ સાથે હોય, તો ભાઈઓની વૃદ્ધિ થાય છે ને બીજા ગ્રહો સાથે હોય તો ભાઈ થતા નથી.

ત્રીજા ભાવમાં શનિ હોય તો નાના ભાઈઓનો નાશ, ને રાહુ હોય તો ભાઇઓનો વધારો કરે છે.

अदृश्यराशौ यदि वा सपापे वद्यूगृहस्थे सहजाधिनाथे ॥
जातानुजस्योपरि नानुजः स्यात् पुंवर्गगे दृश्यगते तथैव ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી અદૃશ્ય ચક્રાર્દ્ધમાં હોય, અ-થવા પાપગ્રહ સાથે સાતમા ઘરમાં હોય, તો એક નાના ભાઇવાળો થાય. બીજો નાનો ભાઇ ન થાય, યા ત્રીજા ભાવનો સ્વામી પુરૂષ વર્ગમાં હોય અને અદૃશ્યચક્રાર્દ્ધમાં હોય, કે પાપગ્રહો સાથે હોય, તોપણ એક નાનો ભાઈ હોય.

भ्रातृस्थानपतौ तु पुंभवनगे तस्यानुजो जायते ।
युग्मर्क्षे यदि भार्गवेण शशिना युक्तेऽथवा वीक्षिते ॥
सौम्यर्क्षे शुभखेचरेक्षितयुते केन्द्रत्रिकोणस्थिते ।
पश्चाज्जातसहोदरश्चिरसुखी दीर्घायुरारोग्यभाक् ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી પુરૂષ ગ્રહ (સૂર્ય, મંગળ, ગુરૂ)ની રાશિમાં હોય તો ભાઇઓવાળો થાય છે. યુગ્મરાશિમાં શુક્રની સાથે ચંદ્રમા હોય કે તેની દૃષ્ટિ હોય, તો બેન થશે, યા શુભગ્રહની રાશિમાં શુભ ગ્રહો સાથે યા તેમની દૃષ્ટિવાળો કેન્દ્ર ત્રિકોણ સ્થાનમાં હોય, તો નાના ભાઇઓ લાંબો વખત જીવનાર, સુખી ને આરોગ્યતાવાળા થાય છે.

सहोदरस्थानपतौ तनुस्थे सलग्नपे सोदरनायके वा ॥
गर्भोऽभयोऽनन्तरमस्य जातस्तृतीयराशौ सपतौ तथैव ॥१६॥

૧૬. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી લગ્નમાં હોય, યા લગ્નના સ્વામી સાથે હોય, યા ત્રીજા ભાવમાં લગ્નનો સ્વામી ને ત્રીજાનો સ્વામી બે સાથે હોય, તો બે ભાઈ સાથે જન્મે છે.

लाभावसानभवनोपगतग्रहेन्द्र
संख्यास्तदग्रजजनाः सहजा भवन्ति ॥
लग्नात् तृतीयधनयातवियचरेन्द्र-
संख्याजनाः स्युरनुजाः कथयन्ति तज्ज्ञाः ॥ १७॥

૧૭. ભાવાર્થ—અગીયારમા, બારમા સ્થાનમાં જેટલા ગ્રહ હોય, તેટલા મોટા ભાઇ, ને લગ્નથી બીજા ને ત્રીજા સ્થાનમાં જેટલા ગ્રહ હોય તટલા નાનાભાઇ હોય છે.

भ्रातृस्थानपकारकेक्षितयुता वीर्याधिका यद्यदा
तद्युक्तग्रहसंख्ययाऽनुजजनं जातः समेति ध्रुवम् ॥
चत्वारो यदि नीचमढरिपुगा निघ्नन्ति जातानुजान्
ते कुर्वन्ति चिरायुरिष्टबलिनः सर्वानुजानां ग्रहाः ॥१८॥

૧૮. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી, ત્રીજા ભાવને દેખનાર ગ્રહ, કારકગ્રહ, ને ત્રીજામાં બેઠેલો ગ્રહ, તેઓમાં જે ગ્રહ બળવાન હોય, તેના ભેગા જેટલા ગ્રહ બેઠા હોય તેટલા નાના ભાઇઓવાળો થાય છે. એ ચાર ગ્રહ અસ્તના નીચ રાશિમાં ને શત્રુ ઘરમાં હોય તો ઉત્પન્ન થયેલા નાના ભાઇઓનો નાશ કરે છે. ને ચાર ગ્રહ બળવાન હોય તો સર્વે ભાઇઓને લાંબા આયુષ્યવાળા કરે છે.

भ्रातृस्थानपमुख्यखेटचतुर्षु द्वौ वीर्यवन्तौ यदा
नाशानाशफलप्रदौ समतया वीर्याधिकाश्चेत्त्रयः ॥
खेटाः स्वल्पसहोदरक्षयकरा दुःस्थानगा स्त्रीग्रहाः
यद्यल्पानुजवृद्धिदास्तदनुजस्वाम्यंशसंख्यानुजाः ॥१९॥

૧૯. ભાવાર્થ—ભ્રાતૃકારક, ત્રીજાનો સ્વામી, ત્રીજા ભાવને જોનાર ગ્રહ, ત્રીજા ભાવમાં રહેલો ગ્રહ, એ ચાર ગ્રહોમાં બે ગ્રહો બળવાન હોય તો તે ગ્રહોની સારી કે ખરાબ અસર સરખી સમજવી. ત્રણ ગ્રહો બળવાન ખરાબ સ્થાનમાં (૬–૮–૧૨ માં) હોય તો ભાઇઓની સંખ્યામાં થોડો ઘટાડો કરશે ત્રણમાંથી થોડા સ્ત્રીગ્રહ થઈ ખરાબ સ્થાનમાં હોય તો નાના ભાઇઓ તેમજ બહેનોની સંખ્યામાં વધારો જાણવો. ત્રીજા ભાવના સ્વામીના નવમાંશની સંખ્યા જેટલા ભાઇઓ થાય છે.

भूमिजे सहजस्थाने यावतां विद्यते फलम् ॥
शत्रुनीचग्रहं त्यक्त्वा तावन्तः सहजाः स्मृताः ॥ २० ॥

૨૦. ભાવાર્થ—એક ગ્રહના અષ્ટક વર્ગમાં મંગળથી ત્રીજા ભાવમાં કેટલા ગ્રહોના શુભ બિંદુઓ છે, તે નક્કી કરવું. ઉપલી ટીપ ઉપરથી

જે શત્રુ ગ્રહની રાશિના અથવા નીચના હોય તેનો અંતર કરવો. તેમ કરવાથી જે શેષ રહે, તે ભાઈઓ તથા બહેનની એકંદર સંખ્યા સમજવી.

भ्रातृदौ स्त्रीग्रहर्क्षस्थौ भ्रातृदौ पुंगहर्क्षगौ ॥
सोदरेशकुजौ स्यातां भ्रातृस्वसृसुखप्रदौ ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી અને મંગળ, કોઈ સ્ત્રી ગ્રહની રાશિમાં હોય, ને ભાઈઓ તથા બહેનોનો જન્મ આપી શકે તેવા હોય તો ભાઈઓને ફાયદો આપે. એ ગ્રહો પુરૂષ ગ્રહની રાશિમાં હોય ને ઉપર મુજબ હોય તો બહેનોને ફાયદો આપતા સમજવું.

स्त्रीहोरया वा युवतिग्रहेण युक्ते यदि भ्रातृगृहे विलग्नात् ॥
सहोदरीलाभमुपैति जातः सहोदरं तत्परतोऽन्यथाचेत् ॥२२॥

૨૨. ભાવાર્થ—લગ્નથી ત્રીજા ઘરમાં સ્ત્રીગ્રહની હોરા (રાશિ) હોય કે સ્ત્રી ગ્રહોથી યુક્ત હોય, તો પોતાના જન્મ પછી બેનને લાભ યા ત્રીજા ભાવમાં પુરૂષગ્રહની હોરા (રાશિ) હોય વા પુરૂષ ગ્રહો બેઠેલા હોય તો ભાઈને લાભ થાય છે.

कारकः सहजाधीशस्तद्दर्शी तत्र संस्थितः ॥
इष्टानिष्टकरास्तेषां स्वदशान्तर्दशासु च ॥ २३ ॥

૨૩. ભાવમાં—ભ્રાતૃભાવનો કારક, તેનો સ્વામી, તેને જોનાર ગ્રહ, અને તેમાં બેઠેલો ગ્રહ, આ ચાર ગ્રહ પોતાની દશા અન્તર્દશામાં સારૂ કે નઠારૂં ફળ આપે છે.

कारकादिचतुःखेटस्फुटयोगांशकानुजाः ॥
वर्ज्या नीचारिमूढांशाः स्वोच्चांशा द्विगुणीकृताः ॥२४॥

૨૪. ભાવાર્થ—આગલા શ્લોકની અંદર કહેલા ચાર ગ્રહોના નવમાંશનો યોગ કરી તેમાંથી જે નીચના, શત્રુ ઘરના, ને અસ્તના ગ્રહો હોય તેના નવમાંશના અંશો કાઢી નાંખવા. પોતાની રાશિ અને પોતાના ઉચ્ચની રાશિના ગ્રહોના નવમાંશને બમણા કરવા. અને એમ કરવાથી જે પરિણામ આવે, તે પ્રમાણે પાછળથી જન્મનારાઓની સંખ્યા જાણવી.

तृतीयात्सप्तमर्क्षेण भ्रातृभार्याफलंवदेत् ॥
लग्नेशकुजसोत्थेशा भ्रात्रनिष्टशुभप्रदाः ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—ત્રીજા ભાવથી સાતમે અર્થાત્ નવમા ભાવમાં ભાઈની સ્ત્રીનું ફળ કહેવું. લગ્નનો સ્વામી, મંગળ, ને ત્રીજાનો સ્વામી તે ત્રણના બળ અને નિર્બળતાથી ભાઈનું સુખ ને દુઃખ વિચારીને કહેવું.

अन्योन्यमिष्टविपुलं तु सहोदराणां
लग्नाधिपेन सहिते यदि सोदरेशे ॥
अन्योन्यमिष्टखचरौ यदि तौ बलाढ्यौ
लग्नेऽथवा सहजभे न विभागमाहुः ॥ २६.॥

૨૬. ભાવાર્થ—લગ્ન ને ત્રીજાનો સ્વામી પરસ્પર મિત્ર હોય, બળવાન થઈ લગ્નમાં યા ત્રીજા ભાવમાં હોય, તો ભાઈઓ ભેગા રહે; ને લગ્નનો સ્વામી ને ત્રીજાનો સ્વામી બળવાન થઇ એક રાશિમાં હોય, તો ભાઈઓ પરસ્પર મિત્ર થાય છે.

लग्नेशानुजनायकौ विबलिनावन्योन्यशत्रुग्रहौ
दुश्चिक्यस्थितकारकौ च यदि वा दुःस्थानगौ दुर्बलौ ॥
तत्पाके सहजप्रमादकलहं तन्नाशमर्थक्षयं
तत्खेटोपगकोपहेतुकलहस्नेहादिसर्वं वदेत् ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—લગ્નનો સ્વામી, ને ત્રીજાનો સ્વામી નિર્બળી ને પરસ્પર શત્રુ હોય તો ભાઈઓ પરસ્પર કજીઆથી નાશ ને ધનનો નાશ થાય છે. યા ત્રીજા ભાવમાં રહેલો અથવા ત્રીજાનો કારક ગ્રહ ( મંગળ ) નિર્બળી કે શત્રુ હોય, ને ૬-૮ કે ૧૨ મે હોય, તેની દશામાં ભાઈનો નાશ વિગેરે ફળ થાય છે. તે ગ્રહોની જેવી પ્રકૃતિ હોય, તે પ્રમાણે કોપ કજીઓ વિગેરે ફળ કહેવું.

गुरुदृष्टेऽनुजे शुक्रे भ्रातृरक्षणतत्परः ॥
रविदृष्टे बुधे सोत्थे सुहृन्नाशकरो भवेत् ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—ત્રીજા ભાવપર ગુરૂ શુક્રની દૃષ્ટિ હોય, તો ભાઈનું રક્ષણ કરે છે; ને બુધ સૂર્યની દૃષ્ટિ હોય તો ભાઈનો નાશ થાય છે.

भ्रातृस्थतन्नायककारकाणां नीचारिदुःस्थानसमन्वितानाम् ॥
भुक्तौ दशायां धनसत्वनाशं पराजयं भ्रातृविनाशमाहुः ॥ २९॥

૨૯. ભાવાર્થ—ત્રીજા ભાવમાં રહેલો ગ્રહ, ત્રીજાનો સ્વામી ને કારક ગ્રહ ૬-૮ કે ૧૨ મા સ્થાનમાં હોય, યા નીચ કે શત્રુની રાશિમાં હોય, તો તેની દશા અન્તર્દશામાં ધનનો નાશ, પરાજય, ને ભાઇનો નાશ થાય છે.

लग्नेशस्फुटतो विशोध्य सहजस्थानाधिपस्य स्फुटं
तन्नक्षत्रगते शनौ तु मरणं तत्सोदराणां वदेत् ॥
तस्माद्धि स्फुटतस्तु मानगृहपं भौमं च संशोधिते
राशौ भानुसुते तथैव च चतुर्योगस्फुटांशेऽथवा ॥३०॥

૩૦. ભાવાર્થ—લગ્નના સ્વામીમાંથી ત્રીજાના સ્વામીને બાદ કરવો. જે શેષ રાશ્યાદિ રહે તે ઉપરથી [1]નક્ષત્ર શોધી કાઢવું. જે નક્ષત્ર આવે તે નક્ષત્રમાં શનિ આવે, તે વખતે જ્યોતિષીએ ભાઇ અથવા બહેનનું મરણ કહેવું. એ સ્ફુટ થયેલામાંથી દશમા ભાવના સ્વામી અને મંગળનો અંતર કરવો. એમ કરતાં જે રાશિ આવે, તે રાશિમાં શનિ આવે, ત્યારે અને ઉપર જણાવેલા ચાર ગ્રહોના અંકો જોડી નાંખવા. અને એમ કરતાં જે એકંદરે સરવાળો આવે, તે અંશનો શનિ જ્યારે થાય, ત્યારે પણ તદુંજ પારણામ સમજવું.

चतुस्फुटाक्रान्तदृगाणराशिं गते गुरौ सोदरनाशमाहुः ॥
तत्तारकानाथदशानुजानामतीव संपत्सुखदायिनी स्यात् ॥३१॥

૩૧. ભાવાર્થ—ભ્રાતૃભાવના સંબંધમાં રહેલા ચાર ગ્રહોના અંકનો સરવાળો જે થાય, તેનું દ્રેષ્કાણ શોધી કહાડવું; ને તે દ્રેષ્કાણની જે રાશિ આવે, તેમાં ગુરૂ આવે તો જોશીઓ ભાઇ અથવા બહેનનું મરણ કહે છે. ઉપર જણાવવામાં આવેલી એકંદર સંખ્યાનું નક્ષત્ર શોધી કહાડવું તે નક્ષત્રના સ્વામીની દશા ઘણું સુખ અને સંપત્તિ, નાના ભાઈઓને આપે છે.

भूसूनुस्फुटतो विशोध्य फणिनं शेपत्रिकोणे गुरौ
जातस्यानुजनाशनं क्षितिसुतं राहुस्फुटाच्छोधयेत् ॥
तद्राशिस्थनवांशकेऽमरगुरौ तज्ज्येष्ठनाशं वदेत्
जन्माधानपकर्मपस्फुटगृहे जीवेऽनुजो जायते ॥ ३२ ॥

૧. નક્ષત્ર શોધવાની રીત પાના ૩૧૬ માં લખેલી છે.

૩૨. ભાવાર્થ—જન્મના સ્પષ્ટ મંગળમાંથી રાહુ બાદ કરી શેષ રાશ્યાદિથી ત્રિકોણ (૯–૫) સ્થાનમાં ગુરૂ હોય તો નાના ભાઈઓનો નાશ, સ્પષ્ટ રાહુમાંથી મંગળને બાદ કરી શેષ રાશ્યાદિના નવમાંશમાં ગુરૂ હોય તો મોટાભાઈઓનો નાશ થાય છે. જન્મને આધાનકાળના લગ્નને દશમાના સ્વામીયો, ગુરૂ સાથે બેઠા હોય તો નાનાભાઈઓ થાય છે.

विक्रमाधिपतौ स्वोच्चे नाशस्थे पापसंयुते ॥
चरराशौ चरांशस्थे युद्धात्पूर्वं दृढो भवेत् ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—ત્રીજાનો સ્વામી ઉચ્ચનો થઈને આઠમે હોય, અને તેની સાથે એક પાપગ્રહ હોય, ને તે પાપગ્રહ ચરરાશિ કે ચરરાશિના નવમાંશમાં હોય, તો યુદ્ધમાં બળવાળો થાય.

कारके बलहीने वा क्रूरषष्ट्यंशसंयुते ॥
शुभदृग्योगसंबन्धे विजयी विक्रमेश्वरे ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—ત્રીજા ભાવનો કારક નિર્બળ અથવા ક્રૂરષષ્ટ્યંશમાં હોય, ને ત્રીજા ભાવનો સ્વામી શુભગ્રહ સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો હોય, તો તે યુદ્ધમાં જય મેળવે છે.

शौर्याधिपे भानुयुतेऽत्र वीरश्चन्द्रान्विते मानसधैर्यजातः ॥
दुष्टो जडो भौमयुते प्रकोपी सौम्यान्विते सात्त्विकबुद्धियुक्तः॥३५॥

૩૫. ભાવાર્થ—ત્રીજાનો સ્વામી સૂર્ય સાથે હોય તો શૂરવીર, ચંદ્ર સાથે હોય તો ધીરજતાવાળો, મંગળ સાથે હોય તો દુષ્ટ, જડ, ક્રોધી બુધ સાથે હોય તો સત્વગુણી, બુદ્ધિવાળો થાય છે.

जीवान्विते धीरगुणाभिरामः समस्तशास्त्रार्थविशारदः स्यात् ॥
कामातुरः शुक्रसमन्विते तु तन्मूलकोपात् कलहप्रवीणः ॥३६॥

૩૬. ભાવાર્થ—ગુરૂ સાથે હોય તો ગુણવાન, પંડિત, સર્વશાસ્ત્રોને જાણનાર, શુક્ર સાથે હોય તો કામાતુર, કામથી ક્રોધ કજીઆ વિગેરે કરનાર થાય છે.

जडो भवेद्वासरनायसूनुयुक्तेऽतिभीतो फणिसंयुते स्यात् ॥
यद्दिग्दो हृद्गदजाड्ययुक्तः केत्वन्विते मान्दियुते तथैव ॥ ३७ ॥

૩૭. ભાવાર્થ—શનિ સાથે હોય તો જડ, રાહુ સાથે હોય તો ભય પામનાર, કેતુ ને ગુલિક લગ્નની સાથે હોય તો રોગી ને જડ થાય છે.

लग्ने गुरौ विक्रमनाथयुक्ते चतुष्पदानां प्रवदन्ति भीतिम् ॥
गवां भयं वा जलराशिलग्ने जलप्रमादं समुपैति जातः ॥३८॥

૩૮. ભાવાર્થ—ત્રીજા ભાવના સ્વામી સાથે લગ્નમાં ગુરૂ હોય, તો પશુ અથવા ગાયથી ભય, ને લગ્નમાં જળચરરાશિ હોય તો પાણીથી ભય, યા મૃત્યુ થાય છે.

कुजेन युक्ते खचरे वलिष्ठे सत्त्वं वलं गानसुखं समेति ॥
कुजानुजस्थानुजराशिनाथास्त्रयो वलिष्ठा रणरंगशूरः ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી બળવાન ગ્રહ ને મંગળ સાથે હોય તો પરાક્રમ, બળ, ને ગાયન સુખ ભોગવનાર થાય, મંગળ ત્રીજા ભાવનો સ્વામી ને તેમાં રહેલો ગ્રહ એ ત્રણ બળવાન હોય તો યુદ્ધમાં શૂરવીર થાય છે.

तेषां त्रयाणामपहारकाले पाकेऽथवा मूलफलादिसौख्यम् ॥
श्रोत्रद्वयीभूषणसत्कथादिसंपत्करं भ्रातृसुतादिलाभम् ॥४० ॥

૪૦. ભાવાર્થ—એ ત્રણેની દશા અન્તર્દશામાં મૂળ ફળાદિ પદાર્થોનું સુખ, કાનમાં ઘરેણાં પહેરનાર, શાસ્ત્ર કથા સાંભળનાર, સંપત્તિ, ભાઇ ને છોકરાઓવાળો થાય છે.

सात्विको भवति सोदराधिपे सौम्यवर्गसहिते वलान्विते ॥
नीचमूढरिपुपापराशिगे पापखेचरयुते तु साहसी ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—ત્રીજાનો સ્વામી શુભ વર્ગમાં યા બળવાન હોય, તે સત્વગુણી, નીચ રાશિમાં યા અસ્તનો, શત્રુની રાશિમાં, કે પાપગ્રહની રાશિમાં પાપગ્રહ સાથે હોય તો સાહસ કામ કરનાર થાય છે.

शौर्याधिपे राहुसमेतराशिनाथान्विते राहुयुते विलग्ने ॥
सर्पाद्भयं विक्रमराशिनाथे बुधेन युक्ते गलरोगभाक् स्यात् ॥४२॥

૪૨. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી, ને રાહુની રાશિનો સ્વામી, એ બે રાહુ લગ્નમાં હોય, તો સાપનો ભય, યા ત્રીજાનો સ્વામી બુધ સાથે હોય, તો ગરદનનો રોગી થાય છે.

पापे तृतीये गलरोगमत्र वदन्ति मान्द्यादियुते विशेषात् ॥
भौमान्विते भानुसुते बलाढ्ये तृतीयराशौ यदि कण्डुरोगम् ॥४३॥

૪૩. ભાવાર્થ—ત્રીજા ભાવમાં પાપગ્રહ હોય તો ગળાનો રોગી અને ગુલિકાદિ લગ્ન વડે યુક્ત હોય તો વિશેષ કરીને કહેવું. યા મંગળ સાથે બળવાન, શનિ ત્રીજે હોય તો ખરજવાનો રોગી થાય છે.

विक्रमेशगुरू लग्नं गतौ गोभीतिसूचकौ ॥
राहुणा वा फणिकान्तराशिपेन युतौ यदि ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી, ગુરૂ સાથે લગ્નમાં હોય તો, યા રાહુ સાથે કે રાહુની રાશિના સ્વામી સાથે હોય તો ગાયથી ભય થાય છે.

सबुधो विक्रमपतिर्गलरोगकरो भवेत् ॥
सोत्थेऽरिनीचगे पापे सोत्थाभावो विषादिकृत् ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—બુધ સાથે ત્રીજા ભાવનો સ્વામી હોય તો ગરદનનો રોગી, યા ત્રીજાનો સ્વામી પાપગ્રહ નીચ કે શત્રુની રાશિમાં હોય તો ભાઇઓ વિનાનો ને ઝેર ખાનાર થાય છે.

बुधेन जीवेन युतेक्षिते वा तृतीयराशौ बलसंयुते च ॥
तत्केन्द्रगे मन्त्रिणि बोधने वा कण्ठस्वरं चारुतरं समेति ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—ત્રીજા ભાવમાં બુધ, ગુરૂ બળવાન હોય, કે તેમની દૃષ્ટિ હોય, યા તેથી કેન્દ્રમાં ગુરૂ કે બુધ હોય, તો સુંદર કંઠસ્વરવાળો થાય છે.

तृतीये सौम्यसंयुक्ते सौम्यखेचरवीक्षिते ॥
तदीशे शुभसंयुक्ते कर्णयोर्भूषणं वदेत् ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—ત્રીજા ભાવમાં શુભગ્રહો હોય, યા તેમની દૃષ્ટિ હોય, ને ત્રીજાનો સ્વામી શુભગ્રહો સાથે હોય, તો કાનોમાં ઘરેણાં પહેરવાવાળો થાય છે.

शुक्रे तृतीये यदि मौक्तिकं तु जीवे तुलस्याभरणं वदन्ति ॥
संरक्तमानीलमयं दिनेशे चन्द्रे बहुत्वाभरणं बलाढ्ये ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—શુક્ર ત્રીજા ભાવમાં હોય, તો મોતીનાં, ગુરૂ હોય તો તુળસીનાં, સૂર્ય હોય તો લાલ મણિ, ને નીલમણીનાં, ચંદ્રમા બળવાન હોય તો બહુ પ્રકારનાં, ઘરેણાં પહેરનાર થાય છે.

सौम्ये श्यामं कुजक्षेत्रे विचित्राभरणं वदेत् ॥
तत्पतौ स्वोच्चवर्गस्थे दिव्यमाभरणं वदेत् ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—ત્રીજા સ્થાનમાં બુધ હોય તો, શ્યામ રંગનાં, ને ત્રીજે મેષ વૃશ્ચિકરાશિ હોય તો વિચિત્ર, ને ત્રીજાનો સ્વામી ઉચ્ચ વર્ગમાં હોય તો સુંદર આભૂષણ પહેરનાર થાય છે.

मानस्थे तुरगेऽथवानुजपतौ सौम्यर्क्षगे तद्युते
दिव्यं वस्त्रमपूर्वमेति सहजे सौम्ये सुवस्त्रं लभेत् ॥
वीर्याढ्यौ बहुवस्त्रभूषणकरौ शुक्रानुजस्थानपौ
स्यातां धर्मकथारसश्रवणदौ जीवज्ञयुक्तेक्षितौ ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—દશમ સ્થાનમાં, ધન રાશિમાં, યા શુભગ્રહની રાશિમાં ત્રીજાનો સ્વામી હોય, યા શુભગ્રહો સાથે હોય, તો સુંદર કપડાં પહેનાર, યા ત્રીજા સ્થાનમાં શુભગ્રહ હોય, તો સારાં વસ્ત્ર મળે યા શુક્ર ને ત્રીજાનો સ્વામી એ બળવાન હોય, તો બહુ વસ્ત્રો ને અલંકારવાળો થાય છે. ત્રીજાનો સ્વામી, બુધ ગુરૂ સાથે યા તેમની દૃષ્ટિ હોય તો ધર્મ કથા સાંભળનાર થાય છે.

धैर्यान्वितो विक्रमेशे सौम्यग्रहनवांशके ॥
शुभेक्षिते शुभयुते वैशेषिकसमन्विते ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—ત્રીજાનો સ્વામી ત્રીજા સ્થાનમાં હોય, કે શુભગ્રહોના નવમાંશમાં યા શુભગ્રહો સાથે કે તેમની દૃષ્ટિ હોય, યા વૈશેષિકાંશમાં હોય તો શ્રેષ્ઠ ધર્મકથાઓ સાંભળનાર થાય છે.

धैर्याधिपे पापयुतेक्षिते वा दुःस्थानगे धैर्यविनाशमेति ॥
केन्द्रत्रिकोणे शुभखेटयुक्ते शुभेक्षिते वा यदि धैर्यशाली ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—ત્રીજાનો સ્વામી પાપગ્રહો સાથે યા તેમની દૃષ્ટિવાળો હોય, યા ૬-૮-૧૨ મે હોય, તો ધીરજ વિનાનો (અધીરો) યા કેન્દ્ર ત્રિકોણમાં શુભગ્રહો સાથે યા તેમની દૃષ્ટિવાળો હોય, તો ધીરજતાવાળો થાય છે.

वीर्याधिपे भूमिसुतेन युक्ते पापर्क्षगे वीर्यविनाशहेतुः ॥
केन्द्रत्रिकोणे ससिते बलाढ्ये वीर्याधिको भोगगुणप्रकाशः ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—ત્રીજા ભાવનો સ્વામી, પાપગ્રહની રાશિમાં મંગળ સાથે હોય, તો બળનો નાશ, યા શુક્ર સાથે બળવાન થઇ કેન્દ્ર ત્રિકોણમાં હોય તો બળવાન, ભોગી ને ગુણોવડે પ્રસિદ્ધ થાય છે.

शुक्रं निशाकरं त्यक्त्वा लग्नात्सोदरभे शुभे ॥
शुभराश्यंशगे जातः समेति सुखभोजनम् ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—શુક્રને ચંદ્રમા શિવાય શુભગ્રહો, લગ્નથી ત્રીજા સ્થાનમાં હોય, ને શુભગ્રહની રાશિ કે નવમાંશમાં હોય તો સુખપૂર્વક ભોજન કરનાર થાય છે.

जीवस्य राशिनवभागदृगाणसंस्थे
वीर्याधिपे यदि सुरार्चितवीक्षिते वा ॥
तत्केन्द्रकोणगृहगेऽनुजिजे बलाढ्ये
जातस्तु कन्दफलमूलरसप्रियः स्यात् ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—મંગળ અથવા ગુરૂની રાશિ યા નવમાંશ યા દ્રેષ્કાણમાં બળવાન હોય, કે ગુરૂની તેપર દષ્ટિ હોય, ને કેન્દ્ર કે ત્રિકોણમાં ત્રીજાનો સ્વામી હોય, તો કંદમૂળ ફળ ખાનાર થાય છે.

सोदरारातिगः शुक्रः शोकरोगभयप्रदः ॥
तत्रैव शुभकारी स्यात् पुरतो यदि भास्करात् ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ ત્રીજા ને છઠ્ઠા સ્થાનમાં શુક્ર હોય તો શોક, રોગ ને ભયવાળો થાય છે. યા સૂર્યની રાશિની પહેલાં હોય તો ત્રીજે છઠ્ઠે પણ શુભ છે.

गुरुशुक्रयुते भुक्तौ नाथे सौम्ययुतेक्षिते ॥
बलवच्छुभदृष्टे वा त्वन्नदाता भवेन्नरः ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—બીજાનો સ્વામી ગુરૂ, શુક્ર સાથે હોય, અથવા બુધ સાથે હોય કે જોતો હોય અથવા કોઇ બળવાન શુભગ્રહની દષ્ટિ હોય, તો ઘણા માણસોને અનાજ આપનાર થાય.

सौम्ये स्वोच्चं गते भुक्तौ सौम्यग्रहनिरीक्षिते ॥
नाथे वैशेषिकांशे वा सुखभुक्तिप्रदो भवेत् ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—ત્રીજે ભાવે શુભગ્રહ ઉચ્ચનો થઇ શુભગ્રહની દષ્ટિવાળો હોય, અથવા તેજ ભાવનો સ્વામી વૈશેષિક અંશમાં હોય, તો ઘણા માણસોને અનાજ આપનારો અને સુખી કરનારો સમજવો.

## अथ चतुर्थभावफलम् ॥ ( ચોથા ભાવનું ફળ. )

वदन्ति विद्याजननीसुखानि सुगन्धगोवन्धुमनोगुणानि ॥
महीपयानक्षितिमन्दिराणि चतुर्थभावप्रभवाणि तज्ज्ञाः ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—ચોથા ભાવમાં વિદ્યા, માતા, સુગંધી પદાર્થો, ગાયો, ભાઇ, મન, ગુણ, રાજા, હાથી, ઘોડા, પાલખી, જમીન, મંદિરો વિગેરેના સુખ કે દુઃખનો વિચાર કરવો.

विद्याराशौ निजपतियुते सौम्ययुक्तेक्षिते वा
जातो विद्याविनयचतुरश्चन्द्रसूनौ वलिष्ठे ॥
दुःस्थे पापद्युचरसहिते पापदृष्टे तदीशे
विद्याहीनो भवति मनुजः पापराशिस्थिते वा ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—ચોથા ભાવમાં પોતાનો સ્વામી બેઠો હોય, યા તેની દૃષ્ટિ હોય, અથવા શુભગ્રહ સાથે હોય કે જોતા હોય, તો વિદ્યા, નમ્રતા, ચતુરાઈવાળો થાય. યા બુધ બળવાન થઇ ૬–૮–૧૨ મે હોય, ને પાપગ્રહ સાથે યા તેની રાશિમાં યા તેની દૃષ્ટિ હોય, તો વિદ્યાવિનાનો થાય છે.

विद्यास्थानपजीवचन्द्रतनयाः षट्त्रिव्ययायुःस्थिताः
विद्याबुद्धिविवेकहीनफलदा नीचारिगा वा यदि ॥
स्वोच्चस्वर्क्षगतास्त्रिकोणगृहगाः केन्द्रस्थिता वा यदि
श्रीविद्याविनयादियुक्तिनिपुणो राजाधिराजप्रियः ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—ચોથાનો સ્વામી ગુરૂ અને બુધ છઠ્ઠે, ત્રીજે, બારમે આઠમે હોય યા નીચ શત્રુની રાશિમાં હોય તો વિદ્યા, બુદ્ધિ ને વિવેકવિનાનો થાય છે. પોતાના ઘરમાં ઉચ્ચમાં યા ત્રિકોણ (૯–૫) કેન્દ્રમાં હોય તો લક્ષ્મી, વિદ્યા, નમ્રતા વિગેરે ગુણવાળો, ચતુર રાજાને વ્હાલો થાય છે.

शुक्रे वलिष्ठे यदि वा शशाङ्के सौम्येक्षिते शोभनभागयुक्ते ॥
चतुष्टये मातृगृहे वलाढ्ये मातुश्चिरायुः समुदाहरन्ति ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—શુક્ર ને ચંદ્ર બળવાન હોય ને શુભગ્રહોની દૃષ્ટિ યા શુભગ્રહોના નવમાંશમાં હોય, યા કેન્દ્ર કે ચોથા સ્થાનમાં બળવાન હોય, તો તેની માતા લાંબા આયુષ્યવાળી થાય છે.

मातृस्थानाधिपे षष्ठे व्यये वा बलवर्जिते ॥
लग्ने पापे पापदृष्टे मातृनाशं वदेद्बुधः ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—ચોથાનો સ્વામી છઠ્ઠા સ્થાનમાં, યા બારમામાં બળ વિનાનો હોય, ને લગ્નમાં પાપગ્રહ હોય, યા તેની દૃષ્ટિ હોય, તો બુદ્ધિમાન પુરૂષોએ, માતાનો નાશ કહેવો.

क्षीणे चन्द्रेऽष्टमे षष्ठे व्यये वा पापसंयुते ॥
पाताले पापसंयुक्ते मातृहानिर्न संशयः ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—ક્ષીણ ચંદ્ર આઠમે, છઠ્ઠે, ને બારમે યા પાપગ્રહો સાથે હોય, ને ચોથામાં પાપગ્રહ હોય તો માતાનું મરણ અવશ્ય થાય છે.

मातृस्थानगते मन्दे पापग्रहनिरीक्षिते ॥
रन्ध्रनाथेऽरिनीचस्थे मातृनाशं विनिर्दिशेत् ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—ચોથા સ્થાનમાં શનિ પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, આઠમા સ્થાનનો સ્વામી શત્રુ કે નીચ રાશિનો હોય તો માતાનો નાશ થાય છે.

भ्रातृपुत्रगते पापे पातालेशेऽरिनीचगे ॥
चन्द्रे पापसमायुक्ते मातृरोगं विनिर्दिशेत् ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—ત્રીજા ને પાંચમા સ્થાનમાં પાપગ્રહ હોય, ચોથાનો સ્વામી શત્રુ કે નીચરાશિમાં હોય, ને ચંદ્ર પાપગ્રહ સાથે હોય તો માતા રોગી થાય છે.

षष्ठेश्वरेण सहितः सुखराशिनाथो
धर्मस्थितो जनकमत्र विटं करोति ॥
भाग्याधिपेन सहितो यदि मातृनाथः
सौख्यस्थितो जनकमत्र विटं करोति ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—છઠ્ઠા ને ચોથાનો સ્વામી સાથે નવમા સ્થાનમાં, યા નવમા ને ચોથાનો સ્વામી ચોથા સ્થાનમાં બેઠા હોય તો બાપ વ્યભિચારી થાય છે.

षष्मातृपौ पितृस्थाने पितुश्च व्यभिचारदौ ॥
मातृतातारिदेहेशैरेकस्थैः परजातकः ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—છઠ્ઠા ચોથાનો સ્વામી દશમ ભાવમાં હોય, તો બાપ વ્યભિચારી યા દશમા, ચોથા, છઠ્ઠા ને લગ્નનો સ્વામી એકરાશિમાં હોય તો બાપ વ્યભિચારીથી જન્મેલો થાય છે,

पापेक्षिते पापयुते शशाङ्के दिवाकरे वा यदि केन्द्रराशौ ॥
क्रूरे सुखे वा यदि पापदृष्टे जातो नरः स्याद्यदि मातृगामी ॥६९॥

૬૯. ભાવાર્થ—ચંદ્રમા, યા સૂર્ય કેન્દ્રસ્થાનમાં પાપગ્રહો સાથે, યા તેમની દૃષ્ટિવાળો હોય તો યા ક્રૂર ગ્રહ, ચોથા સ્થાનમાં પાપગ્રહની દૃષ્ટિવાળો, હોય તો માતા સાથે વ્યભિચાર કરનારો થાય છે.

चन्द्रे भृगौ वा केन्द्रस्थे पापदृष्टेऽथवा द्वयोः ॥
क्रूरे सुखे मातृगामी यदि वा गुरुदारभाक् ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—ચંદ્ર યા શુક્ર કેન્દ્રસ્થાનમાં પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, ને ચોથા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય, તો માતા યા ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારો થાય છે.

सुखस्थे सारषष्ठेशे चन्द्रे माताऽन्यमैथुनी ॥
व्यभिचारप्रदो मातुः स राहुर्दिननायकः ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—મંગળ છઠ્ઠાના સ્વામી સાથે, ને ચંદ્રમા ચોથા સ્થાનમાં હોય યા રાહુ સાથે સૂર્ય ચોથામાં હોય તો તેની માતા વ્યભિચારી થાય છે.

शीतांशौ राहुकेतुभ्यां युक्ते नीचेन संगमः ॥
मन्दयुक्ते तु शूद्रेण वैश्येन बुधयोगतः ॥ ७२ ॥

૭૨. ભાવાર્થ—ચોથામાં ચંદ્રમા રાહુ કેતુ સાથે નીચનો હોય, શનિ ચંદ્ર સાથે હોય તો શુદ્રની, બુધ ચંદ્ર સાથે હોય તો તેની માતા વૈશ્યની સોબતથી વ્યભિચારી થાય છે.

रवियुक्ते क्षत्रियेण मंत्रिभ्यां द्विजसंगमः ॥
एवं चन्द्रः कुजारीशयुक्तस्तत्फलदो भवेत् ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ— ચંદ્ર સૂર્ય સાથે હોય તો ક્ષત્રીની, ગુરૂ શુક્ર સાથે હોય તો બ્રાહ્મણની, ચંદ્ર મંગળ ને છઠ્ઠાનો સ્વામી સાથે હોય તોપણ બ્રાહ્મણની સોબતથી માતા વ્યભિચારી થાય છે.

चन्द्रोऽनिष्टस्थानगः सानुजेशो जातस्यान्यस्तन्यपानं करोति ॥
दुःस्थानस्थौ मातृपित्रर्क्षनाथौ पित्रोर्मृत्युर्लग्ननाथे वलाढ्ये ॥ ७४ ॥

७४. ભાવાર્થ—ચંદ્ર ૬-૮-૧૨ સ્થાનમાં ત્રીજાના સ્વામી સાથે હોય, તો બીજી માતાનું સ્તપાન કરનારો, યા ચોથા દશમાનો સ્વામી ૬-૮-૧૨ સ્થાનમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન ન હોય, તો મા બાપ વિનાનો થાય છે.

पितृकर्माधिपे दुःस्थे लग्नेशे वलसंयुते ॥
पित्रोरनिष्टकारी स्यात् सीमन्तरहितोऽथवा ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—સાતમાનો સ્વામી, છઠ્ઠે, આઠમે, બારમે હોય, તો માબાપને ખરાબ ફળ, યા સોળ વર્ષમાં માબાપ વિનાનો થાય છે.

मातृस्थानेशलग्नेशौ तन्त्रिकोणगतौ यदि ॥
तदीशोऽलग्नगो माता पिता सह मृता भवेत् ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—ચોથા ને લગ્નનો સ્વામી ચોથા, ને લગ્નથી નવમા યા પાંચમામાં હોય, ને તેનો સ્વામી લગ્નમાં હોય, તો માબાપ સાથે મરણ પામે છે.

मातृलग्नेशपितृपाः केन्द्रकोणस्थिता यदि ॥
तद्दशान्तर्दशाकाले जनन्यास्त्वनुमृत्युदाः ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—ચોથા, લગ્ન, ને દશમાનો સ્વામી કેન્દ્ર ત્રિકોણમાં હોય તો તેની દશા અન્તર્દશામાં માતાનું મરણ થાય છે.

रवीन्दू पितृमातृस्थौ यदि तावनुमृत्युदौ ॥
तदीशेक्षितयुक्ते वा रविसंबन्धिनस्तथा ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—સૂર્ય દશમે ને ચંદ્ર ચોથા સ્થાનમાં હોય, તો, યા દશમા ચોથાના સ્વામી સૂર્ય સાથે હોય, અથવા સૂર્યને જોતા હોય તો પહેલાં બાપ મરી જાય ને પછી મા મરી જાય એમ એક પછી એક મરે છે.

ये मातृभावपतिकारकतत्समेतास्तन्मातृराशिगतवीक्षकखेचरेन्द्राः ॥
तेषामनिष्टकरखेटदशापहारे जातस्य मातृमरणं प्रवदन्ति सन्तः ॥७९॥

૭૯. ભાવાર્થ—ચોથાનો સ્વામી ને ચોથાના કારકગ્રહ, ને તેની સાથે જે ગ્રહ હોય તે, યા ચોથા ભાવમાં જે ગ્રહ હોય તે, યા ચોથાપર જેની

દૃષ્ટિ હોય, તેમાંના ખરાબ ફળ આપનાર ગ્રહની દશામાં માતાનું મરણ થાય છે.

मार्तण्डस्फुटतो विशोध्य शशिनं तच्छेषराश्यंशके
जीवे भानुसुते च मातृमरणं तत्कोणगे वा नृणाम् ॥
संशोध्यो यमकण्टको हिमकराद्रन्ध्राधिपस्य स्फुटे
तद्राशौ रविनन्दने मृतिमुपैत्यम्बा तदंशे रवौ ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—સ્પષ્ટ સૂર્યમાંથી સ્પષ્ટ ચંદ્ર બાદ કરવો, ને શેષ રહેલી રાશિ ઊપર ને તેના નવમાંશની રાશિ ઊપર ગોચરથી જ્યારે ગુરૂ ને શનિ આવે તો, યા તેથી નવમી, પાંચમી રાશિમાં હોય તો માતાનું મરણ જાણવું; યા ચંદ્રથકી આઠમાના સ્વામીમાંથી યમકંટક બાદ કરવો, ને તે રાશિમાં શનિ આવે, યા તેના નવમાંશમાં સૂર્ય હોય, તો માતાનું મરણ થાય છે.

गोपुराद्यंशके जीवे सुखस्थानगतेऽपि वा ॥
धनायग्रह्विभावेषु खेटेषु च सुखी भवेत् ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—ગુરૂ, ગોપુરાંશ, વૈશેષિકાંશ, અને બીજા અંશોને પામેલો હોય, અથવા ચોથા ભાવમાં હોય, અને બીજા ગ્રહો બીજા અગીયારમા ને ચોથા ભાવમાં હોય, તો તે માણસ સુખી સમજવો.

बुधदृष्टियुते सौख्ये सौम्यमध्यगतेऽथवा ॥
जीवराश्यंशके वाऽपि पुण्यकर्मरतः सदा ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—ચોથા ભાવપર બુધની દૃષ્ટિ, યા ચોથો ભાવ શુભ ગ્રહોની વચમાં, યા ગુરૂની રાશિ કે નવમાંશમાં હોય, તો સારાં કામમાં પ્રીતિવાળો થાય છે.

सुखस्थितः शोभनराशिगो बली विलग्नसंबन्धगुणाधिको यदि ॥
तज्जातिवर्गेण सुखं निरन्तरं तदीयधातुः श्रियमेति मानवः ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—જે ગ્રહ બળવાન થઇ ચોથા ભાવમાં શુભ ગ્રહની રાશિમાં હોય, ને લગ્નના સંબંધથી બહુ ગુણવાળો હોય તો તે ગ્રહ જે જાતિનો હોય, તે જાતિના સંબંધથી નિરંતર સુખી, અને તે ગ્રહની ધાતુના સંબંધથી સુખી થાય છે.

चतुर्थगो नीचसपत्नयास्त्वनिष्टभावाधिपतिर्विलग्नात् ॥
लग्नेशशत्रुर्यदि तत्प्रकोपात् शरीरसौख्यादिविनाशमाहुः ॥८४॥

૮૪. ભાવાર્થ—લગ્ન થકી છઠ્ઠા, આઠમા, બારમાનો સ્વામી નીચ ને શત્રુની રાશિમાં ચોથા સ્થાનમાં હોય, ને તે લગ્નના સ્વામીનો શત્રુ હોય તો તેના ક્રોધથી શરીરના સુખનો નાશ કરે છે.

चतुर्थभावस्थितदर्शिकारका बलान्विता यच्छतिसौख्यहेतुकाः ॥
अनिष्टदा नीचसपत्नमूढगाः सुखं शुभेनासुखमन्यखेचरैः ॥८५॥

૮૫. ભાવાર્થ—ચોથા ભાવમાં રહેલો ગ્રહ ચોથા ભાવને દેખનાર, ને ચોથા ભાવનો કારકગ્રહ, એ ત્રણ બળવાન હોય, તો બહુ સુખ, યા એ ત્રણ નીચ કે શત્રુની રાશિમાં અસ્ત ના હોય તો બહુ દુઃખ થાય છે. શુભ ગ્રહ હોય તો સુખ આપે ને પાપગ્રહ હોય તો દુઃખ આપે છે.

चतुर्थगे भाग्यपतौ सशुक्रे बलाधिके स्याच्चिरकालभोगी ॥
शुभान्विते रन्ध्ररिपुव्ययस्थे जातोऽल्पकालं समुपैति सौख्यम् ॥८६॥

૮૬. ભાવાર્થ—ચોથા સ્થાનમાં નવમાનો સ્વામી બળવાન થઈ શુક્ર સાથે બેઠો હોય, તો લાંબા વખત સુધી બહુ સુખને ભોગ ભોગવનાર થાય યા શુભ ગ્રહો સાથે ૬-૮-૧૨ મે હોય, તો થોડા સુખવાળો થાય છે.

सुखचिन्ता गृहेज्याभ्यां मातृचिन्ता सुखेन्दुतः ॥
सुगन्धं गृहशुक्राभ्यां वस्त्रवाहनभूषणम् ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—લગ્ન ને ગુરૂથી સુખનો, ચોથા ભાવ ને ચંદ્રથી માતાનો, લગ્ન ને શુક્રથી સુગંધી પદાર્થ, વસ્ત્ર, વાહન, ભૂષણનો વિચાર કરવો.

सुखेश्वरे शोभनराशियुक्ते शुक्रेण दृष्टे सति संयुते वा ॥
अरातिनीचग्रहदृष्टिहीने सुगन्धमाल्यादिसुखं समेति ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી શુભરાશિમાં શુક્ર સાથે, યા શુક્રની દૃષ્ટિવાળો હોય, શત્રુ ને નીચ ગ્રહની તે પર દૃષ્ટિ ન હોય, તો સુગંધી પદાર્થો, ને ભોગો ભોગવનાર થાય છે.

वीर्यान्विते शीतकरे सुवस्त्रं साहित्यजे जीर्णतरं समेति ॥
कौशेयकं जीवयुते च रक्तंचित्रं सशुक्रे सजनो तु कृष्णम् ॥८९॥

૮૯. ભાવાર્થ—બળવાન ચંદ્ર હોય તો સારાં વસ્ત્ર, યા રાહુ કેતુ સાથે હોય તો જુનાં વસ્ત્ર, યા ગુરૂ સાથે હોય તો, રેશમી ને લાલ રંગનાં વસ્ત્ર, યા શુક્ર સાથે હોય તો અનેક પ્રકારનાં વસ્ત્ર, ને શનિ સાથે હોય તો કાળાં વસ્ત્ર પહેરનાર થાય છે.

शुक्रेन्दुवर्गसहिते सुखराशिनाथे
शुक्रेण शीतरुचिना सहितेक्षिते वा ॥
नीचारिपापगगनाटनदृष्टिमुक्ते
पश्वादिवित्तमखिलं लभते मनुष्यः ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી, શુક્ર ચંદ્રમાની રાશિ અથવા નવમાંશમાં હોય, ને શુક્ર ચંદ્રની દૃષ્ટિ હોય, યા શુક્ર ચંદ્ર સાથે હોય, ને નીચ રાશિમાં કે શત્રુની રાશિમાં રહેલા ગ્રહની ને પાપગ્રહોની દૃષ્ટિ ન હોય તો ગાય, ભેંસ, ઘોડા વિગેરે પશુવાળો, ધનવાન થાય છે.

वन्धुस्थानेश्वरे सौम्ये सौम्यग्रहनिरीक्षिते ॥
कारके बलसंपूर्णे वन्धुपूज्यो भवेन्नरः ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી શુભ હોય, ને શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય, ને કારકગ્રહ પૂર્ણ બળવાન હોય, તો ભાઈઓમાં શ્રેષ્ઠ થાય છે.

वन्धूपकर्ता तन्नाथे केन्द्रकोणायसंयुते ॥
वैशेषिकांशसंयुक्ते पापदृग्योगवर्जिते ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) કોણ (૯-૫) આય (૧૧) સ્થાનોમાં ને વૈશેષિકાંશમાં હોય, ને પાપગ્રહ સાથે યા પાપની દૃષ્ટિવાળો ન હોય તો ભાઈઓપર ઉપકાર કરનાર થાય છે.

वन्धुद्वेषी भवेन्नित्यं पापाक्रान्ते रसातले ॥
नीचास्तखेटसंयुक्ते शुभदृग्योगवर्जिते ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—ચોથા ભાવમાં પાપ નીચ અથવા અસ્તનો ગ્રહ બેઠો હોય અને શુભ ગ્રહની દૃષ્ટિ અથવા શુભ ગ્રહ બેઠો ન હોય તો તે માણસ પોતાના સગાંઓનો નાશ કરે-દ્વેષ કરનાર થાય.

सपापे रन्ध्रपे सौख्ये कपटी पापसंयुते ॥
स्वोचमित्रस्ववर्गस्थे निष्कापट्यं शुभेक्षिते ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ—આઠમાનો સ્વામી, પાપગ્રહ સાથે ચોથા સ્થાનમાં હોય અથવા ચોથે પાપગ્રહ હોય, તો કપટી, યા પોતાના ઉચ્ચ, મિત્ર યા પોતાના વર્ગમાં શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય તો કપટ વિનાનો થાય છે.

विशुद्धहृदयः शान्तो हृदयेशे बलान्विते ॥
गोपुराद्यंशके वाऽपि मृद्वंशादिसमन्विते ॥ ९५ ॥

૯૫. ભાવાર્થ—ચોથાનો સ્વામી બળવાન થઈ ગોપુરાદિક અંશમાં હોય, અથવા મૃદ્વંશાદિકમાં હોય, તો તેનું હૃદય પવિત્ર ને શાન્ત હોય છે.

वाहनेशे बलयुते यानराशौ बलान्विते ॥
शुभग्रहेण संदृष्टे वाहनादिफलं वदेत् ॥ ९६ ॥

૯૬. ભાવાર્થ—ચોથાનો સ્વામી ચોથા ભાવમાં બળવાન હોય કે બળવાન ગ્રહ સાથે હોય, ને શુભ ગ્રહની દૃષ્ટિ હોય, તો ( વાહન ) હાથી, ઘોડા વિગેરેનું સારૂં સુખ ભોગવે છે.

वाहनेशे वाहनस्थे सेन्दुजे शुभवीक्षिते ॥
शुभखेचरराश्यंशे वाहनादिफलं वदेत् ॥ ९७ ॥

૯૭. ભાવાર્થ—ચોથાનો સ્વામી શુભ **નવમાંશમાં** બુધ સાથે શુભ ગ્રહની દૃષ્ટિવાળો ચોથે હોય, ત્યારે તે માણસ ઘરની ઘોડાગાડીઓ વિગેરે વાહનનું સુખ ભોગવે એમ કહેવું.

चन्द्रो विलग्नसंबन्धी वाहनेशसमन्वितः ॥
तुरङ्गवाहनं तस्य वदन्ति मुनिपुङ्गवाः ॥ ९८ ॥

૯૮. ભાવાર્થ—ચંદ્રમા લગ્નનો સંબંધી થઈ ચોથા ભાવના સ્વામી સાથે હોય તો તે ઘોડાઓવાળો, થાય તેમ મુનિઓએ કહ્યું છે.

द्वितीये वा चतुर्थे वा चन्द्रे शोभनराशिगे ॥
शुभखेचरसंयुक्ते समुपैत्यश्ववाहनम् ॥ ९९ ॥

૯૯. ભાવાર્થ—બીજા યા ચોથા સ્થાનમાં શુભ ગ્રહની રાશિમાં ચંદ્રમા હોય, ને શુભ ગ્રહ સાથે હોય તો ઘોડા, હાથી વિગેરે વાહનવાળો થાય.

सेन्दौ चतुर्थाधिपतौ विलग्ने लग्नेश्वरेणापि युतेऽश्वलाभः ॥
शुक्रेण युक्ते यदि वाहनेशे देहान्विते वा नरवाहनं स्यात् ॥ १०० ॥

૧૦૦. ભાવાર્થ—ચંદ્ર સાથે ચોથાનો સ્વામી લગ્નમાં હોય, યા લગ્નના સ્વામી સાથે ચંદ્ર કોઈ ભાવમાં હોય તો ઘોડાઓના લાભવાળો, યા ચોથાનો સ્વામી શુક્ર સાથે લગ્નમાં હોય તો તે માણુસ નરવાહનવાળો થાય છે.

आन्दोलिकाभरणदौ सितपूर्णचन्द्रौ
केन्द्रत्रिकोणगृहगौ बलिनौ भवेताम् ॥
रक्ताम्बराभरणदः सुरपूजितर्क्षे
चन्द्रे सुरेन्द्रसचिवेक्षितसंयुते वा ॥ १०१ ॥

૧૦૧. ભાવાર્થ—શુક્ર ને પૂર્ણચંદ્ર કેન્દ્ર યા ત્રિકોણમાં બળવાન હોય, તો પાલખીનું સુખ, વસ્ત્ર, ઘરેણાં વિગેરે ભોગવનાર, યા ધન ને મીનરાશિમાં હોય, ને તે પર ગુરૂની દૃષ્ટિ કે ગુરૂ સાથે હોય, તો લાલ કપડાં ને ઘરેણાં વિગેરે ભોગવે છે.

आन्दोलिकातुरगलाभमुपैति जातः
शुक्रेन्दुयानपतयस्तनुनाथयुक्ताः ॥
एकत्र देवगुरुयानपचन्द्रशुक्राः
केन्द्रत्रिकोणगृहगाश्चतुरन्तयानम् ॥ १०२ ॥

૧૦૨. ભાવાર્થ—શુક્ર, ચંદ્ર, ચોથાનો સ્વામી, ને લગ્નનો સ્વામી, એ ચાર ગ્રહ એક રાશિમાં હોય તો પાલખીના સુખવાળો, ને ઘોડાઓના લાભવાળો, યા એક રાશિમાં ગુરૂ, ચોથાનો સ્વામી, ચંદ્ર, ને શુક્ર કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) માં હોય તો ચાર પ્રકારના વાહનનું સુખ ભોગવનાર થાય છે.

वाहनेशे गुरुयुते चतुरन्ताख्यवाहनम् ॥
यानेशे सशुभे माने चामरछत्रसंयुतः ॥ १०३ ॥

૧૦૩. ભાવાર્થ—ચોથાનો સ્વામી ગુરૂ સાથે હોય તો ચાર પ્રકારના વાહનનું સુખ, યા ચોથાનો સ્વામી શુભગ્રહની સાથે દશમા સ્થાનમાં હોય, તો છત્ર, ચામરનું સુખ ભોગવે છે.

सुखेश्वरे केन्द्रगते तदीशे लग्नस्थिते वाहनयोगवन्तः ॥
कर्मेश्वरे लाभगते तदीशे कर्मस्थिते भूषणयानवन्तः ॥ १०४ ॥

૧૦૪. ભાવાર્થ—ચોથાનો સ્વામી કેન્દ્રમાં હોય ને તેનો સ્વામી લગ્નમાં હોય તો, યા દશમાનો સ્વામી અગીયારમે ને તેનો સ્વામી દશમે હોય, તો ઘરેણાં, અલંકાર, કપડાં, ને વાહનનું સુખ ભોગવે છે.

यानेशे लाभराशिस्थे सुखे वा लाभगे कुजे ॥
अथवा भौमराशिस्थे राज्यप्राप्तिर्न संशयः ॥ १०५ ॥

૧૦૫. ભાવાર્થ—ચોથાનો સ્વામી અગીયારમે, યા ચોથા ભાવમાં હોય, ને મંગળ અગીયારમે યા અગીયારમા સ્થાનમાં મંગળની રાશિ હોય, તો રાજ્યનું સુખ ભોગવે છે.

लग्नाद्वाहनराशिगस्तदधिपस्तद्वीक्षकश्च त्रयः
स्वोच्चस्वर्क्षसुहृद्गृहेषु बलिनः केन्द्रत्रिकोणायगाः ॥
दीर्घायुःशयनासनाम्बरबहुक्षेत्राणि सन्मन्दिरं
बन्धुस्नेहमनोज्ञवाहनयशःसौख्यानि कुर्वन्ति ते ॥ १०६ ॥

૧૦૬. ભાવાર્થ—લગ્ન થકી ચોથાનો સ્વામી, ચોથામાં રહેલા ગ્રહ, ને ચોથાને દેખનાર, એ ત્રણે પોતાના ઘરમાં, પોતાના ઉચ્ચમાં, યા મિત્રના ઘરમાં હોય, ને બળવાન થઇ કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) માં ને ૧૧ મે હોય, તો બહુ આયુષ્યવાળો, સૈયા, કપડાં, ઘર, મંદિર, વાહન, યશ વિગેરેનું સુખ ભોગવનાર, ભાઇઓમાં પ્રીતિ રાખનાર અને આનંદી થાય છે.

स्वोच्चराशिगतश्चान्द्रिः केन्द्रकोणसमन्वितः ॥
विद्यावाहनसंपत्तिं करोति विपुलं धनम् ॥ १०७ ॥

૧૦૭. ભાવાર્થ—બુધ ઉચ્ચ રાશિમાં કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) માં હોય, તો વિદ્યા, વાહન, સમૃદ્ધિ, બહુ ધન વિગેરેનું સુખ ભોગવે છે.

लग्नेशात्सुखनाथतद्भवनगौ भाग्येशभाग्यस्थितौ
चत्वारः शुभवर्गगाः सुबलिनस्ते लग्नसंबन्धिनः ॥
अन्योन्याश्रितवीक्षिता यदि महीपालश्चिरायुः सुखी
तेजस्वी चतुरन्तयानविपुलश्रीराजचिह्नाङ्कितः ॥ १०८ ॥

૧૦૮. ભાવાર્થ—લગ્નના સ્વામીથી ચોથા ઘરનો સ્વામી ને ચોથે રહેલો ગ્રહ, નવમા ઘરનો સ્વામી, તથા નવમે રહેલા ગ્રહ હોય, એ ચાર ગ્રહ શુભ ગ્રહોના વર્ગમાં યા બળવાન કે લગ્નના સ્વામીના સંબંધી હોય, ને પરસ્પર એક બીજાના ઘરમાં યા પરસ્પર એક બીજાને દેખતા હોય, તો રાજા, બહુ આયુષ્યવાળો, સુખી, તેજસ્વી, ચાર પ્રકારના વાહનો વાળો, રાજ્ય લક્ષ્મીના ચિહ્નવાળો થાય છે.

ग्रहास्त्रयः स्थानवलाधिकाश्चेद्विचित्ररत्नाभरणादिसौख्यम् ॥
खेटद्वये वीर्ययुते विलग्ने तदीयपाके समुपैति सौख्यम् ॥१०९॥

૧૦૯. ભાવાર્થ—ત્રણ ગ્રહોસ્થાન બળવાન ને પૂર્ણબળી હોય, તો ઘણા પ્રકારનાં રત્નો, અલંકાર, કપડાં, ઘરેણાં ને વાહનના સુખવાળો થાય, જો બે ગ્રહો બળવાન થઈ લગ્નમાં હોય તો તેની દશામાં સુખ ભોગવે છે.

उक्तस्थानत्रयेष्वेको वली वाहनराशिपः ॥
लग्नलग्नेशसंवन्धी तद्दशा वाहनप्रदा ॥ ११० ॥

૧૧૦. ભાવાર્થ—કહેલાં ત્રણ સ્થાનમાં ચોથા ભાવનો સ્વામી બળવાન હોય, ને લગ્ન કે લગ્નના સ્વામી સાથે સંબંધ કરતો હોય, તે ગ્રહની દશામાં વાહનનું સુખ થાય છે.

चतुर्थधर्मायधनाधिनाथा विलग्नसम्बन्धवलाधिकाश्चेत् ॥
तदीयपाके समुपैति राज्यं क्रमेण भाग्यं धनलाभमर्थम् ॥१११॥

૧૧૧. ભાવાર્થ—ચોથા, નવમા, અગીયારમા, ને બીજાના સ્વામી બળવાન થઈ લગ્ન સાથે સંબંધ કરે તો તેની દશામાં ક્રમથી રાજ્ય લાભ, ધન લાભ, ને અર્થ સિદ્ધિ થાય છે.

ते चत्वारोऽधिकवलयुता देहसम्बन्धिनश्चे-
देतत्सर्वं भवति विपुलं दुर्वला दुःखदाः स्युः ॥
मिश्रं मिश्रैस्तनुपरिभवः कारको भावनाथो
भावाक्रान्तो विगतवलिनश्चेदत्तिक्लेशदास्ते ॥ ११२ ॥

૧૧૨. ભાવાર્થ—ચોથા, નવમા, અગીયારમા, ને બીજાના સ્વામી, અધિક બળી થઇ લગ્નથી સંબંધ કરે તો બહુ રાજ્યાદિ સુખ થાય, પણ નિર્બળ હોય તો દુઃખ આપે છે. લગ્નનો સ્વામી, શત્રુનો કારક, ને ભા-

વનો સ્વામી ભાવમાં મધ્યમબળી હોય, તો મધ્યમ ફળ ને નિર્બળ હોય તો દુઃખ આપે છે.

वाहनेशेऽरिनीचस्थे दुःस्थे धर्माधिपेक्षिते ॥
सुदुर्वाहनसंप्राप्तिश्चलत्वाहनतापि वा ॥ ११३ ॥

૧૧૩. ભાવાર્થ—ચોથાનો સ્વામી શત્રુ કે નીચ રાશિમાં યા ૬-૮-૧૨ મે હોય, ને નવમા ભાવના સ્વામીની દૃષ્ટિ હોય, તો ખોટાં વાહનવાળો યા વાહનની સ્થિરતા વિનાનો થાય.

धर्मकर्मविलग्नस्थास्तुङ्गोपगशुभग्रहाः ॥
लग्नाधिपेन संदृष्टा यानान्ते दुःखमाप्नुयात् ॥ ११४ ॥

૧૧૪. ભાવાર્થ—નવમા, દશમા ને લગ્નમાં ઊચ્ચનો થઈ શુભ ગ્રહ હોય, ને લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય, તો વાહન મેળવનાર, પછીથી દુઃખી થાય છે.

जीवे वा सुखपे शुभग्रहयुते लग्नात्तपःस्थानगे
सौम्यर्क्षे नरवाहनं चिरतरं राजप्रतापान्वितम् ॥
दुःस्थे पापयुतेऽस्तनीचरिपुगे यानादिभाग्यं न हि
स्वर्क्षे सर्वबलाधिके चिरसुखं चान्दोलिकारोहणम् ॥११५॥

૧૧૫. ભાવાર્થ—ગુરૂ યા ચોથાનો સ્વામી શુભ ગ્રહ સાથે, યા શુભ ગ્રહની રાશિમાં નવમા સ્થાનમાં હોય, તો તે પુરૂષ વાહનનું સુખ ને લાંબા વખત સુધી રાજ્યનું સુખ ભોગવનાર થાય, જો ૬-૮-૧૨ મા સ્થાનમાં પાપ ગ્રહ સાથે રહેલો, યા અસ્તનો, નીચ કે શત્રુની રાશિમાં હોય, તો વાહન સુખ નહિ ભોગવનાર થાય, ને પોતાના ઘરમાં પૂર્ણબળી હોય તો લાંબા વખત સુધી પાલખીનું સુખ ભોગવનાર થાય છે.

बन्धुकर्मगृहाधीशौ लाभस्थानगतेक्षकौ ॥
बलवन्तौ यदि स्यातां सर्वभाग्यफलप्रदौ ॥ ११६ ॥

૧૧૬. ભાવાર્થ—ચોથા ને દશમા ઘરનો સ્વામી એ બે અગીયારમા સ્થાનમાં હોય, યા તે અગીયારમા ઊપર દૃષ્ટિ કરતા હોય, કે બળવાન હોય, તો પૂર્ણ ભાગ્યવાન થાય છે.

लाभस्थौ सुखभाग्येशौ पश्यन्तौ वा सुखस्थलम् ॥
वाहनी सर्वभाग्याढ्यो राजप्रीतिकरो भवेत् ॥ ११७॥

૧૧૭. ભાવાર્થ—અગીયારમા સ્થાનમાં ચોથા ને નવમાના સ્વામી હોય, યા ચોથા ભાવપર તેમની દષ્ટિ હોય, તો સંપૂર્ણ ભાગ્યવાન, સેનાનો સ્વામી, રાજા સાથે પ્રીતિ કરનારો થાય છે.

धर्मवाहनराशीशौ लग्नसंबन्धिनौ यदि ॥
जीवदृष्टियुतौ तस्य राजवस्त्रादिभूषणम् ॥ ११८॥

૧૧૮. ભાવાર્થ—નવમા ચોથાના સ્વામી લગ્ન સાથે સંબંધ કરતા હોય, ને ગુરૂની દષ્ટિ હોય, તો રાજ્ય સુખ ને કપડાં અલંકાર સુખ ભોગવે છે.

शुभवाहनराशीशौ शुभखेचरसंयुतौ ॥
बहुसेनाधिपः श्रीमान् बलिनौ यदि जायते ॥ ११९॥

૧૧૯. ભાવાર્થ—નવમા ને ચોથા ભાવનો સ્વામી, શુભ ગ્રહ સાથે ને બળવાન હોય, તો બહુ સેનાનો સ્વામી, શોભાવાળો, ધનવાન થાય છે,

भाग्यस्थिते वाहनराशिनाथे सशुक्रजीवे शुभखेटराशौ ॥
भाग्याधिपे कोणचतुष्टये वा बहुप्रदेशाभरणार्थयानम् ॥१२०॥

૧૨૦. ભાવાર્થ—શુભ ગ્રહની રાશિમાં નવમા ભાવમાં ચોથાનો સ્વામી, શુક્ર ને ગુરૂ સાથે હોય, યા નવમા ભાવનો સ્વામી કોણ (૯-૫) ચતુષ્ટય (૧-૪-૭-૧૦) સ્થાનમાં હોય, તો બહુ દેશ, ભૂષણ, ધન, ને વાહનનું સુખ ભોગવનાર થાય છે.

कामारियानसहज तपोलग्नव्ययेश्वराः ॥
सुखाधिपेन संयुक्ता स्त्वसंख्याकरदेशभाक् ॥ १२१ ॥

૧૨૧. ભાવાર્થ-સાતમા, છઠ્ઠા, ચોથા, ત્રીજા, નવમા, બારમા ને લગ્નના, સ્વામી ચોથા ભાવના સ્વામી સાથે હોય, તો ઘણા દેશોનો રાજા થાય છે.

सुखाधिपो देवगुरुः सितो वा बली विलग्नान्नवमोपयातः ॥
त्रिकोणकेन्द्रोपगतः शुभेशः समेति जातो बहुवाहनानि ॥ १२२ ॥

૧૨૨. ભાવાર્થ—ચોથાનો સ્વામી ગુરૂ કે શુક્ર હોય, ને બળવાન થઈ લગ્નથી નવમા સ્થાનમાં હોય, ને તે નવમાનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) માં હોય, તો બહુ વાહનોવાળો થાય છે.

सशुक्रजीवो गेहेशो भाग्यस्थो भाग्यपे सुखे ॥
केन्द्रत्रिकोणयोर्वाऽपि बहुवाहनदेशभाक् ॥ १२३ ॥

૧૨૩. ભાવાર્થ—શુક્ર સાથે ગુરૂ ને ચોથાનો સ્વામી નવમા સ્થાનમાં હોય, ને નવમાનો સ્વામી ચોથા સ્થાનમાં યા કેન્દ્ર(૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) માં હોય, તો બહુ દેશોનો સ્વામી ને બહુ વાહનવાળો થાય છે.

लग्नकेन्द्रस्थिते सौम्ये धर्मे तुङ्गग्रहाश्रिते ॥
धनेशे केन्द्रभावस्थे योगः सिंहासनप्रदः ॥ १२४ ॥

૧૨૪. ભાવાર્થ—લગ્ન કેન્દ્રમાં શુભ ગ્રહ, નવમામાં ઉચ્ચ ગ્રહ, ને બીજા ભાવનો સ્વામી કેન્દ્રમાં હોય, તો સિંહાસન ભોગવનાર થાય છે.

भाग्ये शुभेक्षिते केन्द्रे शुभैः सह धनाधिपे ॥
उच्चग्रहे द्वितीयस्थे जन्म सिंहासनप्रदम् ॥ १२५ ॥

૧૨૫. ભાવાર્થ—નવા ભાવપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય, ને બીજા ભાવનો સ્વામી શુભ ગ્રહો સાથે કેન્દ્ર (૧-૪-૭-૧૦) માં હોય, યા બીજા સ્થાનમાં ઉચ્ચ રાશિમાં રહેલા ગ્રહ હોય, તો સિંહાસન મેળવનાર થાય છે.

लग्नवाहनभाग्येशाः कर्मस्थाः कर्मपस्तनौ ॥
लग्नं पश्यति वा खेटः सिंहासनफलप्रदः ॥ १२६ ॥

૧૨૬. ભાવાર્થ—લગ્ન, ચોથા, ને નવમાનો સ્વામી, દશમા ભાવમાં હોય, ને દશમાનો સ્વામી લગ્નમાં હોય, યા લગ્નને ગ્રહો દેખતા હોય, તો સિંહાસન મેળવનાર થાય છે.

कर्मलग्नसुखाधीशाः कर्मस्थानगता यदि ॥
कर्मपो लग्नसंबन्धी सिंहासनपतिर्भवेत् ॥ १२७ ॥

૧૨૭. ભાવાર્થ—લગ્ન, દશમા, ને ચોથા ભાવના સ્વામી, દશમા સ્થાનમાં હોય, ને દશમાનો સ્વામી લગ્નનો સંબંધી હોય તો સિંહાસન ભોગવનાર થાય છે.

गुरुशुक्रशुभाधीशाः केन्द्रकोणायगा यदि ॥
अनेकयानसम्पन्नो मण्डलाधिपतिर्भवेत् ॥ १२८ ॥

૧૨૮. ભાવાર્થ—ગુરૂ, શુક્ર, ને નવમાનો સ્વામી, તે કેન્દ્ર (૧-૪-૭-૧૦) કોણ (૯-૫) આય (૧૧) સ્થાનમાં હોય, તો અનેક વાહનોવાળો ને મંડળનો સ્વામી થાય છે.

यानेशकर्मोपगतौ बलिष्ठौ धर्मेशदृष्टौ यदि तद्युतौ वा ॥
परस्परक्षेत्रसमागतौ वा सिंहासनप्राप्तिकरौ भवेताम् ॥१२९॥

૧૨૯. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી, ને દશમા સ્થાનમાં રહેલા ગ્રહ, બંને બળવાન હોય, ને નવમાના સ્વામી સાથે યા તેની દૃષ્ટિએ હોય, યા પરસ્પર એક બીજાના ઘરમાં હોય, તો સિંહાસન ભોગવનાર થાય છે.

तद्दशान्तर्दशाकाले तद्राशिपदशागमे ॥
तदीयभुक्तिसंप्राप्ते सिंहासनपतिर्भवेत् ॥ १३० ॥

૧૩૦. ભાવાર્થ—તેની દશા અન્તર્દશામાં, યા તે જે રાશિમાં હોય, તેના સ્વામીની વિદશા ઉપદશામાં યા તેજ (૮) દશામાં, સિંહાસનનો સ્વામી થાય છે.

शुभोदयेशौ सुखराशियातौ सुखाधिपो लग्नगतः शुभर्क्षे ॥
अतीव सौख्यं समुपैति नित्यं सपत्नयातो यदि शत्रुभाग्यम् ॥१३१॥

૧૩૧. ભાવાર્થ—નવમાનો સ્વામી, ને લગ્નનો સ્વામી, બંને ચોથા ભાવમાં હોય, ને ચોથાનો સ્વામી શુભ ગ્રહની રાશિમાં લગ્નમાં હોય, તો હમેશાં બહુ સુખ ભોગવનાર થાય, ને જો છઠ્ઠા સ્થાનમાં હોય, તો બહુ શત્રવાળો થાય છે.

सपत्नभावाधिपतौ तपःस्थे शुभैरदृष्टे बलसंयुते वा ॥
स्वकीयभाग्यादिकमल्पकालं ददाति शत्रौ सुखनाथदाये ॥१३२॥

૧૩૨. ભાવાર્થ—છઠ્ઠા ભાવનો સ્વામી નવમા ભાવમાં હોય, ને શુભ ગ્રહોની દૃષ્ટિ વિનાનો બળવાન હોય, તો ચોથા ભાવના સ્વામીની દશામાં પોતાનું ભાગ્ય થોડું ને શત્રુઓનું ભાગ્ય વધે છે.

सुखाधिपे शोभनखेटयुक्ते तदीयपाकान्तमरातिगं तत् ॥
पापान्विते तस्य दशावसाने पुनः स्वभाग्यं समुपैति सर्वम् ॥१३३॥

૧૩૩. ભાવાર્થ—ચોથાનો સ્વામી શુભ ગ્રહ સાથે હોય, તો તેની દશા પછી (દશાના અંતમાં) શત્રુઓવાળો થાય છે; ને પાપગ્રહ સાથે હોય તો તેની દશાના અંતમાં ફરીથી પોતે સંપૂર્ણ ભાગ્યવાન થાય છે.

क्षेत्रस्थाने शुभक्षेत्रे तदीशे शुभसंयुते ॥
तत्कारके तथा प्राप्ते बहुक्षेत्रधनान्वितः ॥ १३४ ॥

૧૩૪. ભાવાર્થ—ચોથા સ્થાનમાં શુભ ગ્રહની રાશિ હોય, ને તેનો સ્વામી શુભ ગ્રહો સાથે હોય, ને તેવીજ રીતે ચતુર્થ ભાવનો કારક હોય તો બહુ જમીન, ઘર ને ધનવાળો થાય છે.

क्षेत्रेश्वरे नीचसपत्नभागे कालाग्निशूलान्तकषष्टिभागे ॥
पापान्विते पापसमीक्षिते वा क्षेत्रादिनाशं कथयन्ति तज्ज्ञाः ॥१३५॥

૧૩૫. ભાવાર્થ—ચોથાનો સ્વામી નીચ કે શત્રુના નવમાંશમાં, યા ષષ્ટ્યંશમાં શૂલ, યમ, કાળ, અગ્નિ નામના ભાગમાં રહેલા પાપગ્રહ સાથે યા તેની દૃષ્ટિવાળો હોય, તો શાસ્ત્રને જાણનારાઓ, ઘર, જમીન, વાડી વિગેરેનો નાશ કહે છે.

लग्नाधिपस्य गृहगो यदि शत्रुखेट-
स्तत्पाकभुक्तिसमये गृहभूमिनाशम् ॥
यानेशभुक्तिसमये निजबन्धुहानिः
शन्यारमान्दियुतभुक्तिरनर्थहेतुः ॥ १३६ ॥

૧૩૬. ભાવાર્થ—લગ્નના સ્વામીની રાશિમાં શત્રુ ગ્રહ હોય, તો તેની દશા અન્તર્દશામાં ઘર ને જમીનનો નાશ, ને ચોથા ભાવનો સ્વામી, શનિ, મંગળ, ગુલિક સાથે હોય, તો તેની દશા અન્તર્દશામાં ભાઈઓને નુકશાન ને અનર્થ થાય છે.

वित्तेशः सुखाधिपो नवमगः सौम्यान्वितः सौम्यभे
निक्षेपं समुपैति लाभधनपौ पातालराशिस्थितौ ॥
तन्नाथः शुभराशिगः शुभयुतो निक्षेपसिद्धिर्भवेत्
लाभेशः सुखराशिगः शुभयुतो निक्षेपवित्तप्रदः ॥ १३७॥

૧૩૭. ભાવાર્થ—બીજાનો સ્વામી ચોથાના સ્વામી સાથે નવમા સ્થાનમાં ને શુભ ગ્રહની રાશિમાં શુભ ગ્રહ સાથે હોય, તો અનામત થાપણુ મળે છે; જો અગીયારમા ને બીજાનો સ્વામી બંને ચોથા ભાવમાં હોય, ને ચોથાનો સ્વામી શુભ રાશિમાં શુભ ગ્રહ સાથે હોય તોપણુ થાપણુ મળે છે, તેમજ અગીયારમાનો સ્વામી ચોથે શુભ ગ્રહો સાથે હોય, તો અનામત ચીજો રાખી ધનવાન થાય છે.

अर्थव्ययगृहाधीशा नाशगाः पापसंयुताः ॥
यावद्भिरशुभैर्युक्तास्तावद्गेहालसत्वदाः ॥ १३८ ॥

૧૩૮. ભાવાર્થ—બીજા, બારમા ને ચોથા ઘરનો સ્વામી, આઠમા સ્થાનમાં પાપ ગ્રહો સાથે હોય, તો તે જેટલા પાપગ્રહો સાથે હોય, તેટલાં ઘર દરિદ્રતાવાળાં થાય છે.

पापेऽहौ वा पापदृष्टे सुखे गेहसुखार्तिभाक् ॥
नीचेऽरातौ कुजेऽर्के वा सुखे स्यादगृहो नरः ॥ १३९ ॥

૧૩૯. ભાવાર્થ—ચોથા સ્થાનમાં પાપગ્રહ, યા રાહુ, પાપી ગ્રહની દૃષ્ટિવાળો હોય, તો ઘર બાબત દુઃખ ભોગવનાર, યા નીચ રાશિમાં કે શત્રુના ઘરમાં, સૂર્ય યા મંગળ ચોથા ભાવમાં હોય, તો ઘર વિનાનો થાય છે.

नीचेऽस्तगे वा गेहस्थे कूपाम्ब्वादौ पतिष्यति ॥
सुखे पापे पापभाक् स्यात् सुखे मन्दे सुखक्षयः ॥ १४० ॥

૧૪૦. ભાવાર્થ—નીચ રાશિને પામેલો, યા અસ્તનો ગ્રહ ચોથા સ્થાનમાં હોય, તો કુવા વિગેરેમાં પડનારો, યા પાપી ગ્રહ ચોથા સ્થાનમાં હોય, તો પાપ કરનાર, ને શનિ હોય તો સુખ રહિત થાય છે.

गृहेशे व्ययगे लग्नादन्यगेहोऽन्यदेशगः ॥
रन्ध्रे गृहाद्यभावो वा षष्ठे ज्ञात्यादिसाद्गृहः ॥ १४१ ॥

૧૪૧. ભાવાર્થ—ચોથાનો સ્વામી લગ્નથી બારમે હોય, તો પારકા ઘરમાં ને પરદેશમાં રહેનાર, જો આઠમા સ્થાનમાં હોય, તો ઘર વિગેરે સર્વ પદાર્થ રહિત, અને છઠ્ઠે હોય તો શત્રુઓના સમીપ ઘરવાળો થાય.

अयत्नतो मन्दिरलाभदः स्यात् चतुर्थपस्तत्र बलाधिको वा ॥
दुःस्थानगो दुष्टबलान्वितश्चेदालस्यगेहं ग्रहपीडितं वा ॥ १४२ ॥

૧૪૨. ભાવાર્થ—ચોથાનો સ્વામી પૂર્ણબળી હોય, તો મહેનત શિવાય ઘરના લાભવાળો થાય; પણ છઠ્ઠે, આઠમે, બારમે નિર્બળ હોય, તો ઘરમાં આલસ્ય ને ગ્રહની પીડાવાળો થાય છે.

षट्त्रिव्ययाष्टमोपेता व्ययवित्तगृहाधिपाः ॥
यावत्पापसमोपेतास्तावद्ग्रहविनाशदाः ॥ १४३ ॥

૧૪૩. ભાવાર્થ—ત્રીજે, છઠ્ઠે, બારમે, આઠમે; બારમા, બીજા ને ચોથા સ્થાનના સ્વામી હોય, ને જેટલા પાપ ગ્રહ સાથે હોય, તેટલાં ઘરનો નાશ થાય છે.

लग्नत्रिकोणकेन्द्रस्था यावद्बलसमन्विताः ॥
तावत्संख्याकगेहानां सामीचीन्यं वदेद्बुधः ॥ १४४ ॥

૧૪૪. ભાવાર્થ—લગ્ન (૧) ત્રિકોણ (૯-૫), કેન્દ્ર ((૧)-૪-૭-૧૦) સ્થાનોમાં જેટલા ગ્રહો બળવાન હોય, તેટલા ઘરોનું સુખ બુદ્ધિમાને કહેવું.

चतुर्थभावाधिपतौ विलग्नाद् व्ययस्थिते जीर्णगृहं समेति ॥
त्रिकोणकेन्द्रोपगते वलाढ्ये विचित्रगेहं रुचिरं तदाहुः ॥ १४५ ॥

૧૪૫. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી લગ્નથી બારમા સ્થાનમાં હોય, તો જુના ઘરવાળો થાય, અને જો ત્રિકોણ (૯-૫), કેન્દ્ર (૧-૪-૭-૧૦) માં બળવાન હોય, તો સુંદર ઘરનું સુખ ભોગવનાર થાય છે.

तृतीये सौम्यसंयुक्ते गेहेशे बलसंयुते ॥
गोपुराद्यंशगे वाऽपि समेति दृढमन्दिरम् ॥ १४६ ॥

૧૪૬. ભાવાર્થ—ત્રીજા ભાવમાં શુભ ગ્રહો હોય, ને ચોથાનો સ્વામી બળવાન હોય, યા ગોપુરાંશમાં હોય, તો મજબૂત ઘર ભોગવે છે.

आज्ञाश्रयात्क्षेत्रविनाशमाहु राज्ञेश्वरे गेहगते सपापे ॥
क्रूरांशके मृत्युकरादिभागे रन्ध्रेश्वरेणापि युते तथैव ॥ १४७ ॥

૧૪૭. ભાવાર્થ—પાપ ગ્રહ સાથે દશમાનો સ્વામી ચોથા ભાવમાં હોય, યા ક્રૂર ષષ્ઠ્યંશમાં મૃત્યુકરાદિ ભાગોમાં હોય, ને આઠમાના સ્વામી સાથે હોય, તો ઘરનો નાશ, થાય છે; ને તેને તાબેદારી કરવી પડશે.

तृतीये सौम्यसंयुक्ते गेहेशे स्वबलान्विते ॥
लग्नेशे बलसंपूर्णे हर्म्यं प्राकारसंयुतम् ॥ १४८ ॥

૧૪૮. ભાવાર્થ—ત્રીજા ભાવમાં શુભ ગ્રહો હોય, ને ચોથાનો સ્વામી બળવાન હોય, ને લગ્નનો સ્વામી પૂર્ણબળી હોય, તો ઝરૂખા, અગાશી, ને બારીવાળી મોટી હવેલીયો ને મહેલવાળો થાય છે.

पारावतांशके गेह नाथे गुर्विन्दुवीक्षिते ॥
गोपुराद्यंशके वाऽपि दैविकं गृहमादिशेत् ॥ १४९ ॥

૧૪૯. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી ગુરૂ ચંદ્રની દૃષ્ટિવાળો હોય, યા ગોપુરાંશમાં કે પારાવતાંશમાં હોય, તો દેવની માફક ઘરનું સુખ ભોગવનાર થાય છે.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते
जातकपारिजाते द्वादशोऽध्यायः ॥

એ પ્રમાણે નવ ગ્રહોની કૃપા વડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં અધ્યાય ૧૨ મો પુરો થયો.

खेडाप्रान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
वालान्वोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोन्ययोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે **જાતક પારિજાત** નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી બારમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૧૩ મો.

### પાંચમા અને છઠ્ઠા ભાવનાં ફળો.

#### अथ पञ्चमभावफलम् ॥ ( પાંચમા ભાવનું ફળ.)

पुत्राद्देवमहीपपुत्रपितृधीपुण्यानि संचिन्तये-
 द्यात्रामस्तसुतस्वकर्मभवनैर्दूराटनं रिःफतः ॥
लग्नाद्बन्धुदिनेशतः पितृसुखं जीवात्मजस्थानतः
 पुत्रप्राप्तिरनङ्गवित्तपसितैः स्त्रीसंपदश्चिन्तयेत् ॥ १ ॥

૧ ભાવાર્થ—પાંચમા ભાવથી દેવતાની ભક્તિ, રાજા અને પુત્રનો વિચાર તથા પિતા, બુદ્ધિ ને પુણ્ય કર્મનો વિચાર કરવો. સાતમા, પાંચમા, બીજા ને દશમા ભાવમાં યાત્રાનો વિચાર અને બારમા ભાવમાંપરદેશ ફરવાનો વિચાર કરવો. તથા લગ્ન, ચોથા ભાવને સૂર્યથી [1]પિતાના સુખનો વિચાર, તેમજ ગુરુથી ને પાંચમા સ્થાનથી પુત્ર પ્રાપ્તિ બાબત વિચાર કરવો અને સાતમાના સ્વામીથી, બીજાના સ્વામીથી, ને શુક્રથી સ્રી સંપત્તિ બાબતનો વિચાર કરવો.

लग्नादात्मनि पुंग्रहेक्षितयुते पुंदेवताराधनं
 युग्मे शुक्रनिशाकरेक्षितयुते स्त्रीदेवतामिच्छति ॥
भानौ भास्करमुख्यमिन्दुसितयोर्गौरीं कुमारं कुजे
 विष्णुं चन्द्रसुते गुरौ शशिधरं शन्यादियोगे परान् ॥ २ ॥

---

[1] પાંચમા અને નવમા સ્થાનમાં પણ પિતાનું સુખ જોઇ શકાય છે.

૨. ભાવાર્થ—પાંચમા ભાવમાં વિષમ રાશિ હોય, ને સૂર્ય, મંગળ ને ગુરૂ બેઠેલા હોય કે તેમની દૃષ્ટિ હોય, તો પુરૂષદેવતાનું આરાધન કરનાર થાય ને પાંચમા ભાવમાં યુગ્મ રાશિમાં ચંદ્રમા કે શુક્ર બેઠેલા હોય, કે તેમની દૃષ્ટિ હોય તો સ્ત્રી દેવતાનું પૂજન કરનાર, જો સૂર્ય બેઠો હોય કે તેની દૃષ્ટિ હોય તો સૂર્યનું પૂજન કરનાર થાય, ચંદ્ર શુક્રના યોગથી પાર્વતીનું પૂજન, મંગળના યોગથી કાર્ત્તક સ્વામીનું પૂજન, બુધના યોગથી વિષ્ણુનું, ગુરૂના યોગથી શીવજીનું, ને શનિ રાહુ કેતુના યોગથી ભૂત પિશાચ આદિનું પૂજન કરનાર થાય છે.

लग्नाधिपस्यात्मपतौ सपत्ने तद्देवभक्तिः सुतनाशहेतुः ॥
समानता सौम्यतरे सुहृत्वे तद्देवतापारकृपामुपैति ॥ ३ ॥

૩. ભાવાર્થ—લગ્નનો સ્વામી ને પાંચમાનો સ્વામી બન્ને એકબી જાના શત્રુ હોય, તો તે ગ્રહોનો જે અધિ દેવતા છે, તેની ભક્તિ કરવાથી પુત્રોનો નાશ થાય છે. લગ્નનો સ્વામી ને પાંચમાનો સ્વામી બન્ને સમ હોય તો તે દેવતાનું આરાધન કરવાથી શુભ કે અશુભ ફળ કાંઇ થતું નથી, ને પરસ્પર મિત્ર હોય તો તે દેવતાનું પૂજન કરવાથી શ્રેષ્ટ કલ્યાણ પ્રાપ્ત થાય છે.

राजस्थाने गुरुबुधसितैरीक्षिते संयुते वा
तद्राशीशे बलवति नृपप्रीतिसम्पत्तिमेति ॥
पापाक्रान्ते विगतबलिनि स्वामिनि क्रूरभागे
जातो विद्याविनयगुणधीराजसन्मानहीनः ॥ ४ ॥

૪. ભાવાર્થ—દશમા સ્થાનપર ગુરૂ, બુધ ને શુક્રની દૃષ્ટિ હોય, યા સાથે હોય, યા તે રાશિનો સ્વામી બળવાન હોય, તો રાજાની કૃપા, પ્રીતિ ને સંપત્તિવાળો થાય છે, યા પાપી ગ્રહો સાથે યા નિર્બળ કે ક્રૂરના નવમાં શમાં હોય, તો વિદ્યા, નમ્રતા, બુદ્ધિ, ને રાજાના માનથી રહિત થાય છે.

लग्ने यानपतौ सुखे तनुपतौ दृष्टेऽथवा खेचरैः
संयुक्ते तु चतुष्पदस्य जननं राहुध्वजाभ्यामजः ॥
गोजन्मार्यसितेन्दुभिश्च महिषी मन्देन दृष्टे युते
जातः पादपुरःसरं तनुपतिर्माने तनौ भोगिराट् ॥ ५ ॥

૫. ભાવાર્થ—ચોથાનો સ્વામી લગ્નમાં ને લગ્નનો સ્વામી ચોથે હોય, ને બીજા ગ્રહો દેખતા હોય, યા સાથે હોય, તો પશુ જન્મે છે; ને રાહુ કે કેતુ સાથે કે તેની દૃષ્ટિ હોય તો બકરૂ જન્મે છે. ગુરૂ ને શુક્ર, ચંદ્રમા સાથે યા તેની દૃષ્ટિ હોય તો ગાય જન્મે છે, ને શનિ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય તો ભેંસ, લગ્નનો સ્વામી દશમા ભાવમાં હોય, રાહુ લગ્ને હોય તો પગોથી જન્મે છે. જો લગ્નનો સ્વામી લગ્નમાં હોય તો સાપ જન્મે છે.

वित्तास्तगौ पंचमयाननाथौ पापेक्षितौ पापसमन्वितौ वा ॥
पुंसस्त्रिभागे पुरुषग्रहेन्द्रे जाताः कपिक्रोडविडालकाद्याः ॥ ६ ॥

૬. ભાવાર્થ—બીજા ને સાતમા સ્થાનમાં પાંચમા ને ચોથાનો સ્વામી પાપગ્રહોની દૃષ્ટિવાળા, યા પાપ ગ્રહો સાથે હોય, ને પુરૂષ ગ્રહોના દ્રેષ્કાણમાં પુરૂષગ્રહ હોય તો વાંદર, ડુક્કર ને બિલાડાદિ જન્મે છે.

तस्मिन्मन्दबुधेक्षिते तु जननं पिण्डाकृतिर्योकूपतिः
साहिर्दुर्वलवीक्षितो यदि महीदेवान्वयो नैच्यकृत् ॥
एकस्था गुरुराहुभानुतनयाः शुक्रेन्दुपुत्रेक्षिताः
शूद्रोऽपि द्विजतौल्यमेति निखिलां विद्यामुपैति द्विजः ॥ ७ ॥

૭. ભાવાર્થ—તેને શનિ ને બુધ જોતા હોય, તો ઉત્પન્ન થનાર ગોળાકાર, ને ગુરૂ સાથે રાહુ હોય ને નિર્બળ ગ્રહ જોતા હોય, તો બ્રાહ્મણ વંશમાં ઉત્પન્ન થઇ નીચ કર્મ કરે છે. અને એક રાશિમાં ગુરૂ રાહુ ને શનિ હોય, ને શુક્ર બુધ જોતા હોય તો શુદ્ર હોય તોપણ બ્રાહ્મણની બરોબરી કરે છે, ને બ્રાહ્મણ હોય તો બધી વિદ્યાને મેળવે છે.

लग्नात्पुत्रकलत्रभे शुभपतिमाप्तेऽथवाऽऽलोकिते
चन्द्राद्वा यदि सम्पदस्ति हि तयोर्ज्ञेयोऽन्यथाऽसम्भवः ॥
पाथोनोदयगे रवौ रविसुतो मीनस्थितो दारहा
पुत्रस्थानगतश्च पुत्रमरणं पुत्रोऽवनेर्यच्छति ॥ ८ ॥

૮. ભાવાર્થ—લગ્નથી પાંચમા, સાતમા સ્થાનમાં શુભગ્રહ હોય, ને તેનો સ્વામી તેની સાથે કે તેની દૃષ્ટિ હોય, યા ચંદ્રમાથી એ પ્રમાણે હોય, તો પુત્ર, ને સ્ત્રીનું સુખ થાય છે; ને લગ્નને ચંદ્રમાથી સાતમો,

પાંચમો ભાવ શુભ સ્વામી સાથે કે તેની દૃષ્ટિવાળો ન હોય, તો સ્ત્રી પુત્ર વિનાનો થાય છે. કન્યારાશિમાં લગ્નમાં સૂર્ય હોય, યા મીનરાશિમાં શનિ હોય, તો સ્ત્રીનો નાશ, યા પાંચમા ભાવમાં મંગળ હોય તો પુત્રનો નાશ થાય છે.

पुत्रस्थानपतौ तु वा नवमपे लग्नात्कलत्रेऽथवा
युग्मर्क्षे शशिशुक्रवीक्षितयुते पुत्रीजनो जायते ॥
पुंवर्गे पुरुषग्रहेक्षितयुते जातस्तु पुत्राधिको
जीवात्पञ्चगराशितश्च तनयप्राप्तिं वदेद्देशिकः ॥ ९ ॥

૯. ભાવાર્થ—પાંચમાનો સ્વામી, યા નવમાનો સ્વામી, લગ્નથી સાતમા સ્થાનમાં યા યુગ્મરાશિમાં ચંદ્ર શુક્ર સાથે કે તેમની દૃષ્ટિ હોય, તો છોકરી જન્મે છે; ને પુરૂષરાશિ ને પુરૂષ ગ્રહની દૃષ્ટિથી યા યોગથી બહુ પુત્રોવાળો થાય છે, યા ગુરૂથી પાંચમી રાશિમાં પણ પુત્રોનું સુખ કહેવું. (એટલે ગુરૂથી પાંચમી રાશિ પાપગ્રહોની હોય, ને પાપગ્રહયુક્ત હોય તો છોકરાનો નાશ, ને શુભગ્રહની રાશિ હોય ને શુભગ્રહ યુક્ત હોય તો પુત્રનું સુખ કહેવું.)

शुक्रेन्दुवर्गे सुतभे विलग्नाच्छुक्रेण चंद्रेण युतेऽथ दृष्टे ॥
पापैरयुक्ते बहुपुत्रशाली शन्यारदृष्टे सति पुत्रहीनः॥ १० ॥

૧૦. ભાવાર્થ—લગ્નથી પાંચમી રાશિ શુક્ર કે ચંદ્રમાની હોય, યા શુક્ર, ચંદ્રમા સાથે હોય, અથવા જોતા હોય ને પાપગ્રહ ન બેઠા હોય તો બહુ પુત્રોવાળો, યા શનિ મંગળની દૃષ્ટિ હોય, તો પુત્ર રહિત થાય છે.

पौत्रप्राप्तिरनङ्गभे सुतगृहात्सौम्यस्य राश्यंशके
तन्नाथे शुभखेटवीक्षितयुते केन्द्रत्रिकोणेऽथवा ॥
स्वक्षेत्रोपगते तु पुत्रगृहपे जातोऽल्पपुत्रो भवेत्
पुत्रेशांशपतिः स्वभांशकगतौ यद्येकपुत्रं वदेत् ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—પુત્રભાવથી સાતમા સ્થાનમાં શુભગ્રહની રાશિ કે નવમાંશ હોય ને તેમાં સાતમાનો સ્વામી હોય ને શુભગ્રહ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય, ને કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) માં હોય તો પૌત્રવાળો, યા પાંચમાનો સ્વામી પોતાની રાશિમાં હોય, તો થોડા પુત્રો-

વાળો, યા નવમાંશમાં પાંચમાનો સ્વામી પોતાની રાશિમાં યા પોતાના નવમાંશમાં હોય તો એક છોકરાવાળો થાય છે.

पुत्रस्थे मदनाधिपे वितनयो जायाविहीनोऽथवा
पुत्रादष्टमशत्रुरिःफगृहगाः पापाः कुलध्वंसकाः ॥
राहौ नन्दनराशिगे तदधिपे दुःस्थानगे पुत्रहा
पुत्रस्थे तनुपे तनौ सुतपतौ गृह्णाति दत्तात्मजम् ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—સાતમાનો સ્વામી પાંચમા ભાવમાં હોય, તો તે પુત્ર રહિત કે સ્ત્રી વિનાનો થાય છે. પાંચમા ભાવથી છઠ્ઠે, આઠમે, બારમે પાપગ્રહ હોય તો કુળનો નાશ; ને પંચમ રાશિમાં રાહુ હોય ને તેનો સ્વામી (૬-૮-૧૨) મા સ્થાનમાં હોય, તો પુત્રોનો નાશ, યા લગ્નનો સ્વામી પાંચમા સ્થાનમાં યા પાંચમાનો સ્વામી લગ્નમાં હોય તો દત્તક પુત્રવાળો થાય છે.

दुःस्थौ विलग्नसुतपौ समुपैति पुत्रं
दत्तात्मजं च शुभखेचरवीक्षितौ चेत् ॥
तद्भावराशियुतकारकवर्गमूलात्
गृह्णाति दत्ततनयं परतस्त्वखेटात् ॥ १३ ॥

૧૩. ભાવાર્થ—લગ્ન ને પાંચમા ભાવનો સ્વામી બંને ખરાબ સ્થાન (૬-૮-૧૨)મે હોય, ને શુભગ્રહની દૃષ્ટિ હોય, તો દત્તક પુત્રોવાળો, યા પાંચમા ભાવમાં રહેલી રાશિનો કારકગ્રહ જે જાતિનો હોય, યા જેવો સંબંધી હોય, તેવા દત્તક પુત્રવાળો થાય છે. જો ગ્રહ ન હોય તો બીજાથી દત્તક પુત્રવાળો થાય છે.

केन्द्रत्रिकोणगृहगः सुतपः शुभर्क्षे
सौम्यान्वितो यदि सुतं समुपैति बाल्ये ॥
भोगीशयुक्तसुतराशिपभुक्तिजातः
स्वल्पायुरेति फणिभुक्तिभवश्चिरायुः ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—પાંચમાનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) માં શુભગ્રહની રાશિમાં હોય, યા શુભગ્રહ સાથે હોય, તો બા-

લ્યાવસ્થામાં પુત્રોવાળો, યા પાંચમા ભાવના સ્વામી સાથે રાહુ હોય ને પાંચમાના સ્વામીની દશા અન્તર્દશામાં જન્મે તો થોડા આયુષ્યવાળો ને રાહુની દશા અન્તર્દશામાં જન્મે તો બહુ આયુષ્યવાળો થાય છે.

पुत्रस्थानपवित्तपौ गतवलौ पापेक्षिते पुत्रभे
जातोऽनेककलत्रवानपि सुताभावं समेति ध्रुवम् ॥
तज्जाया यदि पुत्रयोगजनिता सौम्येन वा पञ्चमात्
षष्ठेशेन निरीक्षिते सुतवती जारेण संजायते ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—પાંચમા ભાવનો સ્વામી ને બીજા ભાવનો સ્વામી બન્ને નિર્બળી હોય, ને પાંચમા ભાવપર પાપીગ્રહોની દૃષ્ટિ હોય, તો બહુ સ્ત્રીયો છતાં પુત્રવિનાનો, યા તેની સ્ત્રી પુત્રપ્રાપ્તિયોગમાં જન્મી હોય, યા શુભગ્રહ પાંચમામાં રહી છઠ્ઠા ભાવની સ્વામીની દૃષ્ટિવાળો હોય, તો વ્યભિચારથી પુત્ર થાય છે.

पुत्रस्थाने तदीशे वा गुरौ वा शुभवीक्षिते ॥
शुभग्रहेण संयुक्ते पुत्रप्राप्तिर्न संशयः ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—પાંચમો ભાવ, પાંચમા ભાવનો સ્વામી યા ગુરૂ શુભગ્રહની દૃષ્ટિવાળા હોય, યા શુભગ્રહ સાથે બેઠા હોય, તો પુત્રવાળો થાય છે. એમાં કંઇ સંદેહ ન સમજવો.

लग्नेशे पुत्रभावस्थे पुत्रेशे वलसंयुते ॥
परिपूर्णवले जीवे पुत्रप्राप्तिर्न संशयः ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—લગ્નનો સ્વામી પાંચમા ભાવમાં હોય, ને પાંચમાને સ્વામી બળવાન હોય, ને ગુરૂ પૂર્ણબળી હોય, તો અવશ્ય પુત્રવાળો થાય છે.

पुत्रस्थानगते जीवे परिपूर्णवलान्विते ॥
लग्नाधिपेन संदृष्टे पुत्रप्राप्तिर्न संशयः ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—પાંચમા સ્થાનમાં પૂર્ણબળી ગુરૂ હોય, ને લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય તો તો અવશ્ય પુત્રવાળો થાય છે.

वैशेपिकांशके जीवे पुत्रेशे च तथा स्थिते ॥
शुभनाथेन संदृष्टे पुत्रे तत्प्राप्तिमादिशेत् ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—વૈશેષિકાંશમાં ગુરૂ, ને પાંચમાનો સ્વામી હોય, ને નવમા ભાવના સ્વામીની પાંચમા ઊપર દૃષ્ટિ હોય તો પુત્રવાળો થાય છે.

दशमे शीतगुर्द्यूने भृगुजः पापिनः सुखे ॥
तस्य सन्ततिविच्छेदो भविष्यति न संशयः ॥ २० ॥

૨૦. ભાવાર્થ—દશમા સ્થાનમાં ચંદ્ર, સાતમામાં શુક્ર, ને ચોથા ભાવમાં પાપીગ્રહ હોય, તો સંતતિ અવશ્ય નાશ પામે છે.

षष्ठाष्टमस्थो लग्नेशः पापयुक्तः सुताधिपः ॥
दृष्टो वा शत्रुनीचस्थैः पुत्रहानिं वदेद्बुधः ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—લગ્નનો સ્વામી (૬-૮)મે હોય, ને પાંચમાનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, અથવા શત્રુ ને નીચના ગ્રહોની દૃષ્ટિ હોય તો પંડિતો પુત્રનો નાશ કહે છે.

लग्नसप्तमधर्मान्त्यराशिगाः पापखेचराः ॥
सपत्नराशिवर्गस्था वंशविच्छेदकारिणः ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—લગ્ન, સાતમા, નવમા, ને બારમા સ્થાનમાં પાપીગ્રહ હોય, યા શત્રુની રાશિમાં કે શત્રુના વર્ગમાં હોય, તો વંશનો નાશ થાય છે.

वन्ध्या वृद्धा कृशा बाला रोगिणी पुष्पवर्जिता ॥
कर्कशा स्थूलदेहा च नार्योऽष्टौ परिवर्जिताः ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—વાંઝણી, ઘરડી, બહુ દુર્બળ શરીરવાળી, જુવાન અવસ્થાને પ્રાપ્ત થયા વિનાની, રોગવાળી, પુષ્પરહિત, વિવાદ કરનારી, બહુ સ્થુળ શરીરવાળી, આ આઠ સ્ત્રીયો સંતતિની ઇચ્છાવાળાએ તજવી.

गुरुलग्नेशदारेशपुत्रस्थानाधिपेषु च ॥
सर्वेषु बलहीनेषु वक्तव्या त्वनपत्यता ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—ગુરૂ, લગ્નનો સ્વામી, સાતમાનો સ્વામી ને પાંચમાનો સ્વામી, એ નિર્બળ હોય તો પુત્ર વિનાનો થાય છે.

पुत्रस्थानं गते पापे तदीशे नीचराशिगे ॥
शुभदृष्टिविहीने तु वक्तव्या त्वनपत्यता ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—પાંચમા સ્થાનમાં પાપીગ્રહ હોય, ને પાંચમાનો સ્વામી નીચરાશિમાં હોય, ને શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો પુત્ર વિનાનો થાય છે.

गुरुलग्नहिमांशूनां पञ्चमस्थैरशोभनैः ॥
शुभदृग्योगरहितैर्वक्तव्या त्वनपत्यता ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—ગુરૂ, લગ્ન ને ચંદ્રમા તેથી પાંચમા ભાવમાં પાપીગ્રહ હોય, ને શુભ ગ્રહની દૃષ્ટિ કે શુભ ગ્રહના યોગથી રહિત હોય, તો છોકરાં વિનાનો થાય છે.

पुत्रस्थानगते पापे तदीशे पापमध्यगे ॥
सौम्यदृग्योगरहिते वक्तव्या त्वनपत्यता ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—પાંચમા સ્થાનમાં પાપીગ્રહ, ને પાંચમાનો સ્વામી પાપગ્રહોના મધ્યમાં હોય, ને શુભગ્રહની દૃષ્ટિ કે યોગથી રહિત હોય, તો છોકરાં વિનાનો થાય છે.

पापमध्यगते जीवे पुत्रेशे वलवर्जिते ॥
सौम्यदृग्योगरहिते वक्तव्या त्वनपत्यता ॥ २८ ॥

૨૮. ભાવાર્થ-પાપીગ્રહોના મધ્યમાં ગુરૂ, પાંચમાનો સ્વામી નિર્બળ, હોય, ને શુભગ્રહોની દૃષ્ટિ કે સાથે ન હોય, તો છોકરાં વિનાનો થાય છે.

पुत्रस्थाने बुधक्षेत्रे मन्दक्षेत्रेऽथवा यदि ॥
मान्दिमन्दयुते दृष्टे तदा दत्तादयः सुताः ॥ २९ ॥

૨૯. ભાવાર્થ-પાંચમા સ્થાનમાં મિથુન, કન્યા, મકર, કુંભરાશિ હોય, ને શનિ, ગુલિક જોતા હોય કે સાથે હોય તો દત્તક પુત્રોવાળો થાય છે.

मीनस्थोऽत्यल्पसन्तानश्चापस्थः कृच्छ्रसन्ततिः ॥
असन्ततिः कुलीरस्थो जीवः कुम्भे न सन्ततिः ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—ગુરૂ, મીનરાશિમાં હોય, તો થોડાં છોકરાંવાળો, ને ધનરાશિમાં હોય તો દુર્બળ છોકરાંવાળો, યા કર્કરાશિમાં કે કુંભરાશિમાં ગુરૂ હોય તો છોકરાં વિના થાય છે.

पुत्रस्थाने कुलीरे वा मीने कुम्भे शरासने ॥
स्थितो यदि सुराचार्यस्तत्फलं कुरुते नृणाम् ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—પાંચમા સ્થાનમાં કર્ક, મીન, કુંભ, કે ધનરાશિમાં ગુરૂ હોય તો પહેલાં કહેલું ફળ ભોગવનાર થાય છે.

॥ पुत्राभावहेतुः ॥ ( પુત્ર ન થવાનું કારણ. )

पापग्रहेण संदृष्टे देवशापात् सुतक्षयः ॥
षष्ठाधिपयुते दृष्टे विप्रशापात् सुतक्षयः ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—ગુરૂપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો દેવતાઓના શ્રાપથી પુત્રનો નાશ, ને છઠ્ઠા ભાવનો સ્વામીસાથે હોય કે તેની દૃષ્ટિ હોય તો બ્રાહ્મણોના શ્રાપથી પુત્રનો નાશ થાય છે.

सुतेशे कुजसंयुक्ते रिपुनाथेन वीक्षिते ॥
शुभदृष्टिविहीने च रिपुदोषात् सुतक्षयः ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—પાંચમાનો સ્વામી મંગળ સાથે હોય, ને છઠ્ઠા ભાવના સ્વામીની દૃષ્ટિ હોય, ને શુભગ્રહની દૃષ્ટિ ન હોય, તો શત્રુના દોષથી પુત્રનો નાશ થાય છે.

मातृस्थानगते पापे सुतेशे मन्दसंयुते ॥
व्ययनाशगते पापे मातृदोषात् सुतक्षयः ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—ચોથા સ્થાનમાં પાપગ્રહો હોય, ને પાંચમાનો સ્વામી શનિ સાથે હોય, ને બારમા તથા આઠમા સ્થાનમાં પાપગ્રહ હોય, તો માતાના દોષથી પુત્રનો નાશ થાય છે.

नवमे पापसंयुक्ते मन्दयुक्ते सुताधिपे ॥
त्रिकोणे मान्दिसंयुक्ते पितृदोषात् सुतक्षयः ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—નવમા સ્થાનમાં પાપીગ્રહો હોય, ને પાંચમાનો સ્વામી શનિ સાથે હોય, યા નવમું, પાંચમું સ્થાન ગુલિક સાથે હોય, તો પિતૃના દોષથી પુત્રનો નાશ થાય છે.

राहुकेतुयुते दृष्टे पञ्चमे बलवर्जिते ॥
तदीशे वा तथा प्राप्ते सर्पदोषात् सुतक्षयः ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—પાંચમા સ્થાનની રાશિ, યા પાંચમાનો સ્વામી નિર્બળ હોય, ને રાહુ કે કેતુ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય, તો સાપના દોષથી પુત્રનો નાશ થાય છે.

गुरुपुत्रेशदारेशभूमिजाः संयुता यदि ॥
दुर्दैवपीडया पुत्रीपुत्रनाशं वदेद्बुधः ॥ ३७ ॥

૩૭. ભાવાર્થ—ગુરૂ, પાંચમાનો સ્વામી, ને સાતમાનો સ્વામી, મંગળ સાથે હોય તો ખરાબ દેવની પીડાવડે છોકરા છોકરીનો નાશ થાય છે.

पुत्रस्थानगतः कश्चित् परिपूर्णबलान्वितः ॥
अदृष्टः पुत्रनाथश्चेत् तदा दत्तादयः सुताः ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—પાંચમા સ્થાનમાં કોઇ ગ્રહ બળવાન હોય, ને તેની પાંચમાના સ્વામીપર દૃષ્ટિ ન હોય તો દત્તક પુત્રોવાળો થાય છે.

पापक्षेत्रगते चन्द्रे पुत्रेशे धर्मराशिगे ॥
दत्तपुत्रस्य सम्प्राप्तिर्लग्नेशस्तु त्रिकोणगः ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—પાપીગ્રહની રાશિમાં ચંદ્રહોય, પાંચમાનો સ્વામી નવમા સ્થાનમાં હોય, ને ત્રિકોણ (૯-૫) માં લગ્નનો સ્વામી હોય, તો દત્તક પુત્રોવાળો થાય છે.

युग्मोदये पुत्रनाथश्चतुर्थस्थानगोऽपि वा ॥
मन्दांशकसमारूढो दत्तपुत्रो भविष्यति ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—બેકી લગ્નમાં પાંચમાનો સ્વામી હોય, યા ચોથા સ્થાનમાં હોય, યા શનિના નવમાંશમાં હોય, તો દત્તક પુત્રોવાળો થાય છે.

युग्मांशे भानुजांशे वा पुत्रेशोऽर्केन्दुजान्वितः ॥
दत्तपुत्रस्य सम्प्राप्तिस्तस्मिन्योगे भविष्यति ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—સમ નવમાંશ કે શનિના નવમાંશમાં પાંચમા ઘરનો સ્વામી સૂર્ય, બુધ સાથે હોય, તો દત્તક પુત્રોવાળો થાય છે.

मन्दांशे पुत्रराशीशः स्वराशौ गुरुभार्गवौ ॥
पूर्वं दत्तसुतमाप्तिः परं नार्याः पुनः सुतः ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—શનિના નવમાંશમાં પાંચમાનો સ્વામી હોય, યા ગુરૂ કે શુક્ર પોતાની રાશિમાં હોય, તો પહેલાં દત્તક પુત્રોવાળો, ને પછીથી પોતાની સ્ત્રીથી પુત્રોવાળો થાય છે.

मन्दांशकस्थिताः खेटाः शुक्लपक्षबलाधिकाः ॥
गुरुर्यदि सुखस्थाने दत्तपुत्रेण सन्ततिः ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—શનિના નવમાંશમાં ચંદ્ર હોય, ને શુકલ પક્ષમાં અધિક બળી હોય, યા ગુરૂ ચોથા સ્થાનમાં હોય, તો દત્તક પુત્રોવાળો થાય છે.

विलग्नस्थे धरासूनौ निधनस्थे दिवाकरे ॥
सुखे वा शुभसंदृष्टे पुत्रः कालान्तरे भवेत् ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—મંગળ લગ્નમાં હોય, ને આઠમા સ્થાનમાં સૂર્ય હોય, અથવા ચોથામાં સૂર્ય હોય, ને શુભગ્રહની દૃષ્ટિ હોય, તો લાંબા વખત પછી પુત્રવાળો થાય છે.

लग्ने दिनेशतनये रन्ध्रस्थानगते गुरौ ॥
पञ्चमे दुर्बले रिःफे भौमे कालान्तरे सुतः ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—લગ્નમાં શનિ, ને આઠમામાં ગુરૂ હોય, ને પાંચમો ભાવ નિર્બળ હોય, યા બારમે મંગળ હોય, તો લાંબા વખત પછી પુત્રવાળો થાય છે.

पुत्रान् पञ्चमभात् तृतीयभवनाद्भ्रातृन् कलत्रात् स्त्रियो
दासीश्च क्षितिराशितः स्वभवनाद्दासांश्च मित्राणि च ॥
यातांश्चैव नवांशकान् शुभदृशा हत्वा तथा रोपयेद्-
व्योमव्योमकरैर्विभज्य तु तथाभूताश्च पुत्रादयः ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—પાંચમા ભાવથી પુત્રોનું, ત્રીજાથી ભાઈઓનું, સાતમાથી સ્ત્રીનું, ચોથાથી દાસીઓનું, બીજાથી ચાકરોનું ને મિત્રોનું સુખ વિચારવું. પહેલાં કહેલા ભાવોમાં જેટલા નવમાંશ ભુકત હોય, તેને શુભગ્રહની દૃષ્ટિવડે ગુણવા ને જુદા મુકવા, ને ૨૦૦ વડે ભાગવા. જે લબ્ધ આવે તે અનુક્રમે-પુત્ર, ભાઈ, સ્ત્રી, દાસી, મિત્ર, ચાકર વિગેરે વિગેરેની સંખ્યા સમજવી.

पुत्रं सोदरमं कलत्रमुदयं यानं च शार्दि विना
तल्लिप्ताः शुभखेटदृग्बलहताः षष्ट्या विभक्ताः क्रमात् ॥
व्योमाकाशकराप्तपुत्रसहजस्त्रीदासदासीसुहृत्
संख्याः पापनभोगदृग्बलभवाः पुत्रादिनाशप्रदाः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—અનુક્રમે પાંચમા, ત્રીજા, સાતમા, લગ્ન, ને ચોથા ભાવની રાશિયોનો ત્યાગ કરવો, ને અંશાદિયોની કળા કરવી. તેને શુભગ્રહના દગ્ બળવડે જુદેજુદા ગુણવા, ને ૬૦ વડે ભાગવા. ફેર જુદેજુદા ૨૦૦ થી ભાગતાં જે લબ્ધ આવે તેટલા ક્રમથી પુત્ર (૧), ભાઇ (૨), સ્ત્રી (૩), દાસદાસી (૪), મિત્ર (૫), નું સુખ કહેવું, એટલે પાંચમા ભાવથી જે લબ્ધ આવે તે પુત્ર, ત્રીજાથી આવે તે ભાઇ એમ જાણવું. ને પાપીગ્રહોના દગ્બળથી ગુણી ઊપર પ્રમાણે કરવા. પછી જે સંખ્યા આવે એટલાં અનુક્રમે પુત્રાદિનો નાશ થાય છે.

पुत्रस्थानपलग्नपस्फुटयुते राश्यंशकोणे गुरौ
पुत्राप्तिः सचिवेन्द्विनस्फुटयुते राश्यंशसंख्याः सुताः ॥
धीधर्मावनिनायकस्फुटचयप्राप्तांशसंख्याऽथवा
धीधर्मक्षितिगस्फुटव्ययभवने यातांशतुल्याः सुताः ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—પાંચમાનો સ્વામી ને સ્પષ્ટ લગ્નના સ્વામીનો યોગના રાશ્યંશાદિનાથી (રાશિ અને નવમાંશથી) નવમા (૯) ને પાંચમા (૫) સ્થાનમાં જે રાશિ હોય, તેમાં ગોચરવડે ગુરૂ આવે, તો પુત્રવાળો; યા ગુરૂ, સૂર્ય ને ચંદ્રના સ્પષ્ટ યોગની રાશિના જેટલા નવમાંશ ગયેલા હોય તેટલા પુત્રો કહેવા. પાંચમા નવમા, ચોથા ભાવના સ્વામીનો સરવાળો કરી, રાશ્યાદિ પ્રમાણે જેટલાં નવમાંશ ગયેલાં હોય, એટલા પુત્રો કહેવા; ને પાંચમા, ચોથા, ને નવમામાં રહેલા સ્પષ્ટગ્રહોને એકઠા કરી જે રાશિ આવે તેમાં ગયેલા નવમાંશ જેટલા પુત્રોવાળો થાય છે.

जीवाच्चन्द्रमसो विलग्नभवनात् पुत्रप्रदं पञ्चमं
तस्माद्धर्मगृहं च तत्पतिदशाभुक्तौ सुताप्तिं वदेत् ॥
पुत्रस्थानपकामपस्फुटयुते यत्तारका तद्दशा
तत्खेटान्वितवीक्षकग्रहदशाभुक्तिश्च पुत्रप्रदा ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—ગુરૂ ચંદ્રમાને લગ્નથી જે પાંચમું ને નવમું સ્થાન હોય તે, યા તેના સ્વામીની દશા અન્તર્દશામાં પુત્ર આપનાર થાય, પાંચમાના સ્વામીને સ્પષ્ટ સાતમાના સ્વામીનો યોગ કરવો ને તે રાશિમાં રહેલો ગ્રહ, કે તેને દેખનાર ગ્રહ હોય, તેની દશા અન્તર્દશામાં

પુત્રનો લાભ થાય, અથવા સાતમા ને પાંચમાના સ્વામીના ભેગા જે ગ્રહ હોય, કે જે ગ્રહની દૃષ્ટિ હોય, તેની દશા અંતર્દશામાં પણ પુત્રનો લાભ થાય છે.

पुत्रस्थानपकारकेक्षकयुता दुःस्थानपा दुर्बला
दुःस्थास्तत्परिपाकभुक्तिसमये पुत्रस्य नाशं वदेत् ॥
चत्वारो बलशालिनो यदि शुभास्तत्पाकभुक्त्यन्तरे
पुत्राप्तिं सुतसम्पदः प्रभुजनप्रीतिं च कुर्वन्ति ते ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—પાંચમાનો સ્વામી, પાંચમાનો કારક, પાંચમામાં રહેલા ગ્રહો, ને પાંચમાને દેખનાર ગ્રહો તે ( ૬–૮–૧૨ ) મા સ્થાનના સ્વામીઓ હોય, ને નિર્બળ હોય ને (૬–૮–૧૨) પડેલા હોય તો તેની દશા અન્તર્દશામાં પુત્રનો નાશ, યા એ ચારો બળવાન હોય ને શુભગ્રહ હોય તો તેની દશા અન્તર્દશામાં પુત્રના લાભ, ને સંપત્તિવાળો, રાજાથી પ્રીતિ કરનાર થાય છે.

पुत्रेशकारकयुतेक्षकखेचराणां तत्कालजस्फुटयुतांशकराशियातौ ॥
वागीशभानुतनयौ यदि गोचरेण जातस्य पुत्रजनिमृत्युकरौ भवेताम् ५१

૫૧. ભાવાર્થ—પાંચમાનો સ્વામી, પાંચમાનો કારક, પાંચમા સાથે, ને પાંચમાને દેખનાર, એ ચાર ગ્રહોને સ્પષ્ટ કરી યોગ કરવો. પછી બાર વડે ભાગવાથી જે શેષરાશિ રહે તેના નવમાંશમાં યા તે રાશિમાં ગુરૂ ગોચરવડે રહેલા હોય, તો પુત્રને મૃત્યુ કે ભય પેદા થાય છે.

पितृस्थानेश्वरे सौम्ये कारके शुभसंयुते ॥
भावे वा शुभसंयुक्ते पितृसौख्यं विनिर्दिशेत् ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—દશમાનો સ્વામી શુભગ્રહ હોય, ને દશમા ભાવના કારક શુભગ્રહ સાથે હોય, યા દશમા ભાવમાં શુભગ્રહ હોય, તો બાપના સુખવાળો, બુદ્ધિમાન થાય.

पारावतादौ तन्नाथे कारके च तथा स्थिते ॥
स्वोच्चमित्रांशके चाऽपि पितृदीर्घायुरादिशेत् ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—પાંચમાનો ને દશમાનો સ્વામી, પારાવતાદિ ષષ્ઠ્યંશમાં હોય, ને તે પ્રમાણે દશમાનો કારક હોય, યા પોતાના ઉચ્ચમાં કે મિત્રના નવમાંશમાં હોય, તો બાપનો આરવદા વધે છે.

क्रूरनीचांशकस्थे वा भावनाथे च कारके ॥
मन्दमान्यगुसंयुक्ते पितृदुःखं विनिर्दिशेत् ॥ ९४ ॥

૫૪. ભાવાર્થ—દશમાનો સ્વામી યા દશમાનો કારક, ક્રૂર કે નીચના નવમાંશમાં હોય, ને શનિ ગુલિક રાહુ સાથે હોય, તો બાપને દુઃખ થાય છે.

सौम्ये तदीश्वरे वाऽपि नीचमूढारिराशिगे ॥
क्रूरषष्ट्यंशके वाऽपि पितृदुःखं विनिर्दिशेत् ॥ ९५ ॥

૫૫. ભાવાર્થ—દશમાનો સ્વામી શુભગ્રહ હોય, ને તે નીચ, અસ્તનો, શત્રુની રાશિમાં હોય, યા ક્રૂર ષષ્ટ્યંશમાં હોય, તો બાપને દુઃખ થાય છે.

पितृकर्मगृहे जातः पितृतुल्यगुणान्वितः ॥
पितृजन्मतृतीयर्क्षे जातः पितृवशानुगः ॥ ९६ ॥

૫૬. ભાવાર્થ—બાપનાથી દશમા સ્થાનમાં રહેલી રાશિમાં જે જન્મે છે, તે બાપના જેવા ગુણવાળો, યા બાપના જન્મ લગ્નથી ત્રીજી રાશિમાં જે જન્મે તે બાપને વશ થાય છે.

पितृषष्ठाष्टमे जातः पितृशत्रुर्भविष्यति ॥
तद्भावपे विलग्नस्थे पितृश्रेष्ठो भवेत् सुतः ॥ ९७ ॥

૫૭. ભાવાર્થ—બાપના જન્મ લગ્નથી છઠ્ઠા આઠમા લગ્નમાં જન્મે છે, તે બાપનો શત્રુ, યા છઠ્ઠા આઠમાના સ્વામીઓ લગ્નમાં રહ્યા હોય તો બાપથી શ્રેષ્ઠ થાય છે.

लग्नादायतपस्थिताः शनिमहीपुत्रागवो मृत्युदा-
स्तातस्यार्कजभूसुतौ निधनदौ बालस्य रन्ध्रास्तगौ ॥
माने वा यदि पञ्चमे कुजरविच्छायाकुमारेन्दवः
सद्यो मातुलतातबालजननीनाशं प्रकुर्वन्ति ते ॥ ९८ ॥

૫૮. ભાવાર્થ—લગ્ન થકી અગીયારમા ને નવમા સ્થાનમાં શનિ, મંગળ, રાહુ હોય, તો બાપનું; યા શનિ મંગળ બે સાતમા, આઠમા સ્થાનમાં હોય તો બાળકનું; યા દશમા ને પાંચમા ભાવમાં મંગળ, સૂર્ય, શનિ, ચંદ્ર હોય તો ક્રમથી મામા, બાપ, બાળક, ને માતાનું મરણ કરે છે જેમકે દશમા પાંચમા, ભાવમાં મંગળ હોય તો મામાનું, સૂર્ય બાપનું, શનિ બાળકનું, ચંદ્ર માતાનું મરણ કરે છે.

सबले पितृभावेशे लग्नेशेन्दुचतुर्थपाः ॥
दुर्बले यदि तन्मातुर्गर्भतो मरणं विदुः ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—દશમાનો સ્વામી બળવાન હોય, ને લગ્નનો સ્વામી, ચંદ્ર, ને ચોથા ભાવનો સ્વામી, એ ત્રણે નિર્બળ હોય, તો તેની માતા ગર્ભથી મરણ પામે છે.

नवमादष्टमाधीशो नवमात् खरपोऽथवा ॥
शनिर्वेधेषु यः क्रूरः संभवेत् पितृमृत्युदः ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—નવમાથી આઠમાનો સ્વામી યા બાવીશમા દ્રેષ્કાણનો સ્વામી શનિ હોય, ને તેની સાથે પાપગ્રહ વિંધાયેલો હોય તો બાપનું મરણ થાય છે.

दिनेशस्थितराश्यंशमाणितः कोणगे रवौ ॥
पितृमृत्युर्मातृमृत्युरिन्दुस्थांशर्क्षयोर्बलात् ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—જે રાશિ કે નવમાંશમાં સૂર્ય હોય, તેમાં જે બળવાન રાશિ હોય, તેનાથી નવમે, પાંચમે સૂર્ય આવે તો બાપનું મરણ થાય છે. યા ચંદ્રમાની રાશિ કે નવમાંશમાં જે બળી હોય તેનાથી નવમે, પાંચમે સૂર્ય આવે તો માતાનું મરણ થાય છે.

भानुस्थितांशपारूढनवांशद्वादशांशभम् ॥
गते चन्द्रे भवेन्मृत्युर्मातापित्रोर्यथाक्रमम् ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—જે અંશમાં સૂર્ય હોય, તેનો સ્વામી નવમાંશ કે દ્વાદશાંશમાં જે રાશિમાં બેઠો છે, તેમાંજ ચંદ્ર હોય, તો ક્રમથી માતા પિતાનું મરણ થાય છે.

दुष्टस्थानगते भानौ सिंहान्त्यद्वादशांशके ॥
जातश्चेज्जननात्पूर्वं पितृमृत्युं प्रयाच्छति ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—સૂર્ય (૬–૮–૧૨) મા સ્થાનમાં હોય કે સૂર્ય, સિંહ કે મીનના દ્વાદશાંશમાં હોય, તો જન્મથી પહેલાં બાપનું મરણ થાય છે.

मार्तण्डे गुलिकस्फुटादपहृते राशित्रिकोणे शनौ
रोगं तज्जनकस्य देवसचिवे मृत्युस्तदंशोपगे ॥

आदित्ये यमकण्टकस्फुटयुते तद्राशिकोणे गुरौ
रोगं तज्जवनांशकेऽमरगुरौ तातस्य नाशं वदेत् ॥ ६४ ॥

६४. ભાવાર્થ—સ્પષ્ટ ગુલિકમાંથી સ્પષ્ટ સૂર્યને બાદ કરવો. પછી જે રાશિ આવે તેના નવમા, પાંચમા સ્થાનમાં શનિ; યા ગુરૂ આવે તો રોગ કરે છે, ને નવમાંશમાં આવે તો બાપ મરણ પામે છે; યા સ્પષ્ટ સૂર્યમાં સ્પષ્ટ યમકંટકનો યોગ હોય, તે રાશિમાં કે નવમા, પાંચમામાં ગુરૂ હોય, તો બાપને રોગ, કે તે રાશિના નવમાંશમાં ગુરૂ આવે તો બાપનું મરણ થાય છે.

केन्द्रे चरेऽर्के चन्द्रे वा पितरौ न दहेत् सुतः ॥
केन्द्रे द्विदेहगौ तौ चेत् मृत्युदाहौ द्विकालगौ ॥ ६५ ॥

६५. ભાવાર્થ—કેન્દ્રસ્થાનમાં સૂર્ય, યા ચંદ્ર, ચરરાશિમાં હોય તો મા, બાપ ને પુત્ર પોતાના હાથથી બાળી શકતો નથી (અર્થાત્ મા, બાપ પહેલાં મરણ પામે છે.) યા કેન્દ્રમાં સૂર્ય યા ચંદ્ર, દ્વિસ્વભાવરાશિમાં હોય, તો વિલંબથી મૃત્યુને દાહ થાય છે.

अदृश्ययातौ पितृमातृनाथौ पित्रोर्मुखादर्शनदौ भवेताम् ॥
पुत्राधिपोऽदृश्यगृहोपगश्चेत् पुत्राननादर्शनदोऽन्त्यकाले ॥ ६६ ॥

६६. ભાવાર્થ—દશમાનો સ્વામી, ને ચોથાનો સ્વામી, નહિ દેખાય એવા સ્થાન (૧ થી ૭) માં હોય તો તે માબાપનું અંત્ય વખતમાં મુખ દેખતો નથી. પાંચમાનો સ્વામી અદૃશ્ય રાશિમાં હોય, તો પુત્રનું મુખ અંત્ય વખતમાં દેખતો નથી.

दुःस्थे बुद्धिस्थानपेऽदृश्यगे वा जातो मन्दमायबुद्धिं समेति ॥
केन्द्रे कोणे सौम्यवागीशयुक्ते वीर्यापिते बुद्धिमानिङ्गितज्ञः ॥ ६७ ॥

६७. ભાવાર્થ—પાંચમાનો સ્વામી (૬-૮-૧૨) સ્થાનમાં હોય, યા નહિ દેખાય તેવા ભાવમાં હોય, તો મંદ બુદ્ધિવાળો, યા કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) સ્થાનમાં શુભગ્રહ ભેગો કે ગુરૂ સાથે હોય, ને બળવાન હોય, તો બુદ્ધિમાન, શાસ્ત્ર જાણનાર થાય છે.

त्रिकालज्ञो भवेज्जीवे स्वांशे मृद्वंशसंयुते ॥
गोपुराद्यंशके वाऽपि शुभांशे शुभवीक्षिते ॥ ६८ ॥

६८. ભાવાર્થ—ગુરૂ મૃદુષષ્ઠ્યંશમાં હોય, યા પોતાના નવમાંશમાં હોય, તો ભૂત, ભવિષ્ય, વર્તમાન જાણનારો, યા ગોપુરાદિ અંશમાં શુભ ગ્રહના નવમાંશમાં શુભગ્રહની દૃષ્ટિવાળો હોય, તોપણ તેવોજ થાય છે.

हृद्रोगी पञ्चमे पापे सपापे च रसातले ॥
क्रूरषष्ट्यंशसंयुक्ते शुभदृग्योगवर्जिते ॥ ६९ ॥

६९. ભાવાર્થ—પાંચમા ભાવમાં પાપગ્રહ હોય, તો હૃદયનો રોગી, યા ચોથા સ્થાનમાં, ક્રૂર ષષ્ટ્યંશમાં, રહેલો પાપગ્રહ ને શુભગ્રહની દૃષ્ટિ ન હોય કે શુભગ્રહ ભેગો ન હોય તોપણ હૃદયનો રોગી થાય છે.

अन्नदानपरो नित्यं पञ्चमेशे शुभांशके ॥
शुभखेचरसंयुक्ते भूमिजे केन्द्रमाश्रिते ॥ ७० ॥

७०. ભાવાર્થ—પાંચમાનો સ્વામી શુભગ્રહના નવમાંશમાં હોય, યા શુભગ્રહ સાથે મંગળ કેન્દ્રસ્થાનમાં હોય તો અનાજનું હમેશાં દાન આપનાર થાય છે.

## अथ षष्ठभावफलम् ॥ ( છઠ્ઠા ભાવનું ફળ. )

रोगारिव्यसनक्षतानि वसुधापुत्रारितश्चिन्तये-
दुक्तं रोगकरं तदेव रिपुगे जीवे जितारिर्भवेत् ॥
षण्ढोऽरीशबुधौ विधुन्तुदयुतौ लग्नेशसम्बन्धिनौ
लिङ्गस्यामयकृद्व्रणेन रुधिरः षष्ठे सलग्नाधिपः ॥ ७१ ॥

७१. ભાવાર્થ—રોગ, શત્રુ, દુઃખ, ઘા, એનો વિચાર મંગળને છઠ્ઠા ભાવથી કરવો. જો ખરાબ ગ્રહ છઠ્ઠા સ્થાનમાં હોય, તો પોતાના સ્વભાવ પ્રમાણે રોગી કરે છે. યા ગુરૂ છઠ્ઠા સ્થાનમાં હોય તો શત્રુઓને જીતનાર યા છઠ્ઠાનો સ્વામી ને બુધ, બંને લગ્નના સ્વામીના સંબંધી થઈ રાહુ સાથે હોય, તો નપુંશક, યા છઠ્ઠા સ્થાનમાં મંગળ સાથે લગ્નનો સ્વામી હોય તો લિંગમાં છિદ્ર વ્રણવાળો થાય છે.

षष्ठी षण्ढत्वमेति क्षतभवनगते कामपे सासुरेज्ये
भौमे मन्देन दृष्टे रिपुभवनगते शत्रुभार्यामुपैति ॥
सौम्यैर्दृष्टे युते वा न भयमरिजनाच्छत्रुभे जन्मलग्नात्
पापैः शत्रुक्षतादिव्रणभयविपुलं जायते लाञ्छनं वा ॥७२॥

૭૨. ભાવાર્થ—સાતમાનો સ્વામી કે શુક્ર છઠ્ઠા ભાવમાં હોય તો તેની સ્ત્રી નપુંશક થાય, યા છઠ્ઠા ભાવમાં મંગળપર શનિની દૃષ્ટિ હોય તો શત્રુની સ્ત્રી નપુંસક, યા છઠ્ઠો ભાવ શુભગ્રહોથી યુક્ત, કે તેની દૃષ્ટિવાળો હોય, તો શત્રુઓથી ભય નહિ પામનાર, યા છઠ્ઠો ભાવ પાપીગ્રહોથી યુકત હોય તો શત્રુથીભયવાળો ઘાયલ થનાર લાંછનવાળો થાય છે.

षष्ठे भास्वति लग्ननायकरिपौ नीचारिगे दुर्बले
जातस्तत्पितृवर्गशत्रुसहितो लग्नेशमित्रग्रहे ॥
इष्टस्थानगते निजोच्चसुहृदां वर्गोपयाते सति
ज्ञातीनां वहुलं वदन्ति मुनयः शत्रुव्रणाभावभाक् ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ—છઠ્ઠા સ્થાનમાં સૂર્ય કે લગ્નના સ્વામીનો શત્રુ, નીચરાશિમાં, યા શત્રુનીરાશિમાં, યા નિર્બળ હોય, તો કુટુંબીયો બહુ શત્રુઓવાળા થાય છે, યા લગ્નના સ્વામીના મિત્રના ઘરમાં હોય, ને મિત્ર ઘરમાં, પોતાના ઉચ્ચમાં, કે મિત્રના વર્ગમાં હોય, તો જ્ઞાતીયોમાં શ્રેષ્ઠ ફળ મુનીયો કહે છે. તે શત્રુઓ, ને બીજા રોગોથી રહિત થાય છે.

शत्रुस्थानगतोऽरिनीचगृहगो वक्रं गतो वाऽस्तगो-
ऽनेकज्ञातिजनो बहुक्षततनुः षष्ठाधिपो वा तथा ॥
षष्ठस्थानगतेषु भास्करमुखव्योमाटनेषु क्रमात्
तत्तत्कारकखेटवर्गरिपुणा संपीडितः सन्ततम् ॥ ७४ ॥

૭૪. ભાવાર્થ—છઠ્ઠા ભાવનો સ્વામી શત્રુના ભાવમાં હોય, યા શત્રુની કે નીચની રાશિમાં, યા વક્રગતિ પામેલો કે અસ્તનો હોય, તો અનેક જાતના માણસોથી દેહને બહુ દુઃખ, યા છઠ્ઠા સ્થાનમાં સૂર્યાદિ ગ્રહો હોય, તો તે ગ્રહ જે જે ભાવનો કારક હોય, તેઓથી હમેસાં દુઃખ પામે છે.

पापव्योमचरास्त्रयोरिपतितत्प्राप्तेक्षका दुर्बला
गोवित्तक्षयमामयं रिपुभयं कुर्वन्ति जन्मादितः ॥
ते सर्वे वलशालिनो यदि शुभा गोवित्तमश्वादिकं
राजान्नं सकलोपदंशसहितं रोगारिनाशं वदेत् ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—ત્રણ પાપીગ્રહ છઠ્ઠા કે આઠમા સ્થાનમાં હોય, કે જુએ તો દુર્બળ, ગાય ને ધનનો નાશવાળો, રોગી ને શત્રુના ભયવાળો, જન્મથી થાય છે; યા શુભગ્રહ છઠ્ઠે, આઠમે બળવાન હોય, તો ગાય, ધન, ઘોડા, હાથી, ને સર્વ અલંકારવાળો, રાજા પાસેથી અનાજ મેળવનાર ને રોગ શત્રુના નાશવાળો થાય છે.

तेषामम्बरचारिणामतिशुभौ केन्द्रत्रिकोणायगौ
द्वावेतौ बलशालिनौ यदि लघुव्याध्यादिनाशं नृणाम् ॥
एकोऽपि प्रबलो यदि व्रणरिपुक्लेशादिकिञ्चित्फलं
यत्तत्कारकवर्गमूलमखिलं मोदं प्रमादं तु वा ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—ગ્રહોના મધ્યમાં બે શુભગ્રહ કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) માં યા અગીયારમા સ્થાનમાં હોય, ને બળવાન હોય, તો જલદી વ્યાધિઓનો નાશ કરે છે; યા એક ગ્રહ બળવાન થઇ કેન્દ્રાદિ સ્થાનોમાં હોય, તો વ્રણ, શત્રુ, કલેશ વિગેરે થોડું ફળ આપે છે; યા છઠ્ઠાના કારક, જે રાશિ વર્ગમાં, હોય તેની પ્રકૃતિ પ્રમાણે દરેક શુભ કે અશુભ ફળ થાય છે.

पापे लग्नगते सपत्नपयुते देहव्रणं देहिनां
पुत्रस्थे पितृपुत्रयोः सुखगते मातुः कलत्रे स्त्रियः ॥
धर्मस्थे सति मातुलस्य सहजे तस्यानुजस्य व्रण
लाभस्थे तु तदग्रजस्य निधने जातो गुदार्तो भवेत् ॥७७॥

૭૭. ભાવાર્થ—જન્મ લગ્નમાં છઠ્ઠાના સ્વામી સાથે પાપીગ્રહ હોય, તો તેનું શરીર તલ, માંસ, લાખા વિગેરે ચિહ્નવાળું, ઘાયલ, યા પાંચમા સ્થાનમાં હોય તો બાપને, છોકરાને, ને ચોથા સ્થાનમાં માતાને સાતમામાં સ્ત્રીને નવમામાં મામાને ત્રીજામાં નાનાભાઇઓને અગીયારમામાં મોટાભાઇઓને ને આઠમામાં પોતાના ગુહ્ય ભાગમાં ઉપર કહ્યા પ્રમાણે ચિહ્નને ઘાયલ થાય છે.

भानुर्मूर्ध्नि शशी मुखेऽवनिसुतः कण्ठे तु नाभेरध-
श्चान्द्रिः सूरिरनामयं प्रकुरुते नेत्रामयं भार्गवः ॥

मन्दो वातमहिश्च केतुरुदरव्याधिं बुधक्षेत्रगो
लग्नेशः शशिजेन वीक्षितयुतो गुह्यव्रणं यच्छति ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—બુધના ઘરમાં (૩-૬) રાશિમાં સૂર્ય હોય, તો માથામાં પીડા, યા ચંદ્ર હોય તો મુખમાં પીડા, મંગળ હોય તો ગરદનમાં બુધ, નાભીને નીચે રોગી કરે છે. ગુરૂ કંઇ રોગ કરતો નથી. શુક્ર નેત્રનો રોગ કરે છે. શનિ વાયુરોગી, ને રાહુ કેતુ પેટમાં વ્યાધિવાળો કરે છે. લગ્નનો સ્વામી બુધ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય, તો ગુહ્યસ્થાનમાં વ્રણ થાય છે.

लग्नादियद्राशिगतः फणीशः शुक्रेक्षितस्तत्तनुचिन्हमेति ॥
मन्दाहियुक्ते रिपुराशिनाथे तुरङ्गपश्वादिभयं वदन्ति ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—લગ્નથી જે રાશિમાં રાહુ હોય ને શુક્રની તે પર દૃષ્ટિ હોય તો તે રાશિ પ્રમાણેના શરીરમાં ચિન્હવાળો, ને છઠ્ઠાનો સ્વામી શનિ રાહુ સાથે હોય, તો ઘોડા વિગેરે પશુના ભયવાળો થાય.

पापग्रहेण संदृष्टे बलहीनेऽरिनायके ॥
पापान्तरगते वाऽपि शत्रुपीडा भविष्यति ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—પાપીગ્રહની દૃષ્ટિવાળો કે નિર્બળ, છઠ્ઠા સ્થાનનો સ્વામી હોય, યા પાપીગ્રહોના મધ્યમાં હોય, તેને શત્રુઓની પીડા થાય છે.

शत्रुस्थानाधिपे दुस्थे नीचमूढारिराशिगे ॥
लग्नेशे बलसंयुक्ते शत्रुनाशं वदेद्बुधः ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—છઠ્ઠાનો સ્વામી (૬-૮-૧૨) મા સ્થાનમાં હોય, ને નીચ, અસ્તનો કે શત્રુની રાશિમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન હોય તો શત્રુઓનો નાશ થાય છે.

षष्ठेशे गोपुरांशादौ दिवाकरनिरीक्षिते ॥
लग्नेशे बलसम्पूर्णे ज्ञातीनामुपकारकृत् ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—છઠ્ઠાનો સ્વામી ગોપુરાદિ અંશોમાં હોય, ને સૂર્યની તે પર દૃષ્ટિ હોય યા લગ્નનો સ્વામી પૂર્ણબળી હોય, તો જ્ઞાતિમાં ઉપકાર કરવાવાળો થાય છે.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते
त्रयोदशोऽध्यायः ॥

એ પ્રમાણે નવગ્રહની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં અધ્યાય ૧૩ પુરો થયો.

खेडामान्त समागते कपडवञ्जारव्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायस्त्रिकुर्गुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી તેરમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

## જાતક પારિજાત.

### અધ્યાય ૧૪ મો.

#### સાત, આઠ, અને નવમા ભાવનાં ફળો.

अथ सप्तमभावफलम् ॥ (સાતમા ભાવનું ફળ.)

यात्रापुत्रकलत्रसौख्यमखिलं संचिन्तयेत् सप्तमात्
उक्तं पुत्रसुखासुखागमफलं सर्वं च यत्तद्वदेत् ॥
जारः कामगते सिते मदनपे साहिध्वजे वा तथा
कामे जीवयुतेक्षिते शुभगृहे जातो न जारो भवेत् ॥ १ ॥

૧ ભાવાર્થ—સાતમા ભાવમાં યાત્રા, પુત્ર, સ્ત્રીના સુખનો ને પુત્રના અને જાવક આવકના સુખનો વિચાર કરવો. સાતમે શુક્ર હોય તો વ્યભિચારી, અને સાતમાનો સ્વામી રાહુ કેતુ સાથે હોય તોપણ વ્યભિચારી થાય છે પણ સાતમા ભાવમાં ગુરૂ સાથે શુભરાશિ હોય કે ગુરૂ જોતો હોય, તો વ્યભિચાર રહિત થાય છે.

दुःस्थे कामपतौ तु पापगृहगे पापेक्षिते तद्युते
तज्जायाभवनस्य मध्यमफलं सर्वं शुभं चान्यथा ॥
कामस्थानपतौ सितेन सहिते पापर्क्षगे कामधीः
सौम्यर्क्षे शुभखेटवीक्षितयुते जातः सितच्छत्रवान् ॥ २ ॥

૨. ભાવાર્થ—સાતમા ભાવનો સ્વામી (૬–૮–૧૨) આ સ્થાનમાં હોય, યા પાપગ્રહની રાશિનો હોય, કે પાપગ્રહ સાથે કે પાપની દૃષ્ટિવાળો હોય, તો સ્ત્રીનું મધ્યમ સુખ, યા આ યોગ ન થયો હોય તો

સંપૂર્ણ સુખવાળો થાય છે. સાતમા ભાવનો સ્વામી શુક્ર સાથે પાપગ્રહની રાશિમાં હોય, તો કામી બુદ્ધિવાળો, યા શુભગ્રહની રાશિમાં કે શુભ- ગ્રહ સાથે તેની દૃષ્ટિ હોય, તો સફેદ છત્રો ધારણ કરનારો થાય છે.

वित्तास्तारिपभार्गवास्तनुगताः पापान्विताः कामुकः
पापव्योमचरान्वितौ तनुरिपुस्थानाधिपौ चेत्तथा ॥
कामस्थे रिपुवित्तलग्नपयुते पापे परस्त्रीरतः
पापारातिकलत्रपा नवमगाः कामातुरो जायते ॥ ३ ॥

૩. ભાવાર્થ—બીજા સાતમા ને છઠ્ઠા સ્થાનના સ્વામી, ને શુક્ર, લગ્નમાં પાપીગ્રહ સાથે હોય, તો કામી, યા લગ્નનો સ્વામી ને છઠ્ઠાનો સ્વામી બન્ને પાપીગ્રહ સાથે હોય તોપણ કામી, યા સાતમા સ્થાનમાં, છઠ્ઠે, કે બીજે, લગ્નના સ્વામી સાથે પાપીગ્રહ હોય તો પારકી સ્ત્રીમાં પ્રીતિ- વાળો, યા પાપીગ્રહ છઠ્ઠે, ને સાતમાનો સ્વામી નવમે હોય તો બહુ કામી થાય છે.

जारः कर्मधनास्तपा दशमगाः पुत्रादिकारग्रहाः
दुःस्था धीगुरुकामपाः सुतगृहे पापेक्षितेऽनात्मजः ॥
जीवज्ञौ यदि वा निशाकरसितौ कामे बहुस्त्रीरतः
शुक्रे मन्मथराशिगे बलवति स्त्रीणां बहूनां पतिः ॥ ४ ॥

૪. ભાવાર્થ—દશમા, બીજા, ને સાતમાનો સ્વામી દશમા સ્થાનમાં હોય, તો વ્યભિચારી, યા પાંચમાનો કારકગ્રહ (૬-૮-૧૨) મા સ્થા- નમાં હોય, યા પાંચમા, નવમા, સાતમાના સ્વામી પાંચમા ભાવમાં હોય, ને તે પર પાપીગ્રહોની દૃષ્ટિ હોય, તો પુત્ર રહિત, યા ગુરૂ બુધ બન્ને અથવા ચંદ્ર, શુક્ર, બંને સાતમા સ્થાનમાં હોય, તો બહુ સ્ત્રીયોનો સ્વામી થાય, શુક્ર સાતમે બળવાન હોય તોપણ બહુ સ્ત્રીઓનો સ્વામી થાય છે.

शुक्रारौ मदगौ कलत्ररहितो धर्मात्मजस्थौ तथा
शत्रुस्थानगतौ निशाकरसितौ यद्येकपुत्रो भवेत् ॥
लग्नास्तव्ययगेषु पापखचरेष्विन्दौ सुते दुर्बले
वन्ध्यास्त्रीपतिरेव जातमनुजो जायाविहीनोऽथवा ॥ ५ ॥

૫. ભાવાર્થ—શુક્ર, મંગળ, બેઊ સાતમા યા નવમા, પાંચમા સ્થાનમાં હોય તો સ્ત્રી વિનાનો, યા ચંદ્ર, શુક્ર બંને છઠ્ઠા સ્થાનમાં હોય, તો એક પુત્રવાળો, લગ્ન, સાતમા, ને બારમા સ્થાનમાં પાપીગ્રહ હોય, ને ચંદ્ર પાંચમે હોય ને નિર્બળી હોય, તો વાંઝણી સ્ત્રીનો, સ્વામી યા સ્ત્રી વિનાનો થાય છે.

वन्ध्यापतिः सितरवी मदनोदयस्थौ
चन्द्रोदये समगृहे ललनाकृति स्यात् ॥
पुंराशिगे पुरुषभावयुतं कलत्रं
स्त्रीपुंग्रहेक्षितयुते सति मिश्ररूपम् ॥ ६ ॥

૬. ભાવાર્થ—શુક્ર ને સૂર્ય, સાતમામાં યા લગ્નમાં હોય તો વાંઝણી સ્ત્રીનો સ્વામી, યા સમરાશિમાં ચંદ્રમા લગ્નમાં હોય, તો સ્ત્રીની આકૃતિવાળો, યા પુરૂષરાશિમાં ચંદ્ર લગ્નમાં હોય, તો પુરૂષ જેવી આકૃતિવાળી સ્ત્રી થાય છે. સ્ત્રી, પુરૂષ ગ્રહો બંને દેખતા હોય કે યુક્ત હોય તો મિશ્ર રૂપવાળી થાય છે.

भौमांशे वा भौमराशौ विलग्नात् कामस्थाने जन्मभे वा वधूनाम् ॥
जायादासीनीचमूढग्रहांशे दुष्टा वा स्याद्यौवने भर्तृहीना ॥ ७ ॥

૭. ભાવાર્થ—જન્મ લગ્નથી સાતમા ભાવમાં મંગળની રાશિ કે નવમાંશ હોય, યા સ્ત્રીની જન્મરાશિ હોય, તો તેની સ્ત્રી દાસી થાય; યા નીચ, મૂઢ, ( ગ્રહની ) રાશિ, કે નવમાંશ હોય તો દુષ્ટ સ્ત્રી યા જુવાન અવસ્થામાં પતિ વિનાની થાય છે.

शुभांशराशौ यदि सद्गुणाढ्या शुभेक्षिते चारुतरं कलत्रम् ॥
चन्द्रांशके दुर्बलचन्द्रराशौ जाता पतिघ्नी सबले तु साध्वी ॥ ८ ॥

૮. ભાવાર્થ—સાતમા ભાવમાં શુભગ્રહોની રાશિ હોય, કે નવમાંશમાં શુભગ્રહોની રાશિ હોય, તો સારી ગુણવાળી ને શુભગ્રહની દૃષ્ટિ હોય તો બહુજ શ્રેષ્ટ સ્ત્રી મળે છે. યા ચંદ્રમાનો નવમાંશ હોય યા નિર્બળ ચંદ્રમાની રાશિ હોય તો સ્ત્રી પોતાના ધણીને માર મારી, યા ચંદ્ર બળવાન હોય તો પતિવ્રતા થાય છે.

अर्कांशे कुलटा निजोच्चगृहगे साध्वी शुभालोकिते
लग्ने शीतकरेऽथवा मदनभे नीचारिमूढान्विते ॥

पापव्यालविहङ्गपाशनिगलद्रेक्काणभागान्विते
सन्ध्यंशे विगतव्रता च विधवा जातस्य जाया भवेत् ॥ ९ ॥

૯. ભાવાર્થ—સાતમા ભાવમાં સૂર્યનો નવમાંશ હોય તો વ્યભિચારી, યા પોતાની ઉચ્ચરાશિ હોય ને શુભગ્રહની દૃષ્ટિ હોય તો પતિવ્રતા થાય છે. લગ્નમાં યા સાતમા ભાવમાં ચંદ્ર, નીચ, શત્રુ ને મૂઢરાશિમાં હોય, યા પાપ દ્રેષ્કાણમાં યા વ્યાલ, વિહંગ, પાશ, નિગડ. દ્રેષ્કાણમાં હોય, યા સંધ્યંશમાં હોય તો વ્રત રહિત વિધવા સ્ત્રી થાય છે.

कामस्थे तनुपे शुभग्रहयुते सद्वंशजामृच्छति
क्रूरर्क्षे मदगे चिलग्नरमणे दुर्वंशजाताङ्गनाम् ॥
वर्णं रूपगुणाकृतिं च सकलं यत्तद्गृहोक्तं वदेद्
दुर्व्यापारकरग्रहाकृतिनरमीतिं प्रयात्यङ्गना ॥ १० ॥

૧૦. ભાવાર્થ—સાતમા ભાવમાં લગ્નનો સ્વામી શુભગ્રહ સાથે હોય, તો સારા કુળમાં જન્મેલી સ્ત્રીવાળો, યા સાતમામાં ક્રૂરગ્રહની રાશિ હોય ને તેમાં લગ્નનો સ્વામી હોય તો ખરાબ વંશમાં જન્મેલી સ્ત્રીવાળો થાય છે. સ્ત્રીનો વર્ણ, રૂપ, આકૃતિ, વિગેરે સાતમા ભાવમાં રહેલી રાશિથી કહેવું. સ્ત્રીનો જે ગ્રહ ખરાબ તે ગ્રહના ગુણ પ્રમાણે ખરાબ વેપાર કરનાર આકૃતિવાળા પુરૂષની સાથે સ્ત્રીઓ પ્રીતિ કરે છે.

*पापाप्रकाशसंयुक्ते कलत्रे दुष्टचारिणी ॥
रवौ वन्ध्या तु शीतांशौ क्षीणे तु व्यभिचारिणी ॥ ११ ॥

---

* અપ્રકાશગ્રહો કરવાની રીત.

धूमो मण्डलतः शुद्धो व्यतीपातोऽत्र दोषदः ।
सपड्भेऽत्र व्यतीपाते परिवेपस्तु दोपकृत् ॥
परिवेपश्च्युतश्चक्रादिन्द्रचापश्च दोपदः
अत्यष्टचंद्रयुते चापे केतुखेटः ॥

ભાવાર્થ—સ્પષ્ટ સૂર્યનાં રાશ્યાદિમાં રાશ્યાદિ (૪-૧૩-૦-૦) જોડવાથી ધૂમગ્રહ થાય છે, ને તેના રાશ્યાદિને ૧૨ રાશિમાંથી બાદ કરતાં જે રહે તે વ્યતિપાતગ્રહ થાય છે, ને તેનો રાશ્યાદિમાં ૬ રાશિ જોડવાથી પરિવેષગ્રહ થાય છે; ને તેનાં રાશ્યાદિને ૧૨ રાશિમાંથી બાદ કરવાથી ઇંદ્રચાપગ્રહ થાય છે ને તેનો રાશ્યાદિમાં (૧૭) અંશ જોડવાથી કેતુ (ધ્વજ) ગ્રહ થાય છે. તે પાંચ ગ્રહોને અપ્રકાશગ્રહો કહે છે. તેની રીત ઉદાહરણ સહિત અમારા જ્યોતિષકલ્પતરૂ નામના ગ્રંથના ૧૯૨ માં પાને લખેલી છે.

૧૧. ભાવાર્થ—પાપીગ્રહ, ધૂમાદિ અપ્રકાશગ્રહ સાથે યા ક્ષિણચંદ્ર સાથે સાતમા ભાવમાં હોય, તો સ્ત્રી વ્યભિચારિણી, યા સૂર્ય સાથે હોય તો વાંઝણી થાય છે.

> कुजे तु म्रियते मन्दे दुर्भगा राहुसंयुते ॥
> परदारोऽरतिस्त्रायां निषेकाभावकोऽसुतः ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—મંગળ સાથે હોય તો મરણ પામનારી, યા શનિ સાથે હોય તો ખરાબ ભાગ્યવાળી સ્ત્રીવાળો, રાહુ સાથે હોય તો પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, ને પોતાની સ્ત્રીને ગર્ભ ન રહેવાથી પુત્રવિનાનો થાય છે.

> धूमे विवाहहीनः स्यान्म्रियते कार्मुके सति ॥
> परिवेषे तु दुःशीला केतौ वन्ध्या सती भवेत् ॥ १३ ॥

૧૩. ભાવાર્થ—સાતમા ભાવમાં ધૂમગ્રહ હોય, તો વિવાહરહિત થાય; યા ધનુર્ગ્રહ (ઇન્દ્રચાપ) હોય તો સ્ત્રી મરણ પામે છે; યા પરિધી (પરિવેષ) ગ્રહ હોય તો ખરાબ સ્વભાવવાળી, ને કેતુ (ધ્વજ) હોય તો વાંઝણી પણ સતી થાય છે.

> काले विदारः पापे तु गर्भस्त्रावेण संयुता ॥
> सुशीला स्त्रीप्रसूता च पूर्णमाणे सुधाकरे ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—સાતમે કાળગ્રહ હોય તો સ્ત્રી વિનાનો, યા પાપીગ્રહ સાતમામાં હોય તો ગર્ભપાતવાળી સ્ત્રી, યા પૂર્ણચંદ્ર સાતમામાં હોય. તો સારા સ્વભાવવાળીને છોકરીઓનો જન્મ આપનારી થાય છે.

> बुधे सुपुत्रा वागीशे गुणयुक्ता सुपुत्रिणी ॥
> शुक्रे सौभाग्यसंयुक्ता श्रीमती च बलान्विते ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—બુધ હોય તો સારા પુત્રોવાળી, ગુરૂ હોય તો ગુણવાળી ને સારા પુત્રવાળી, શુક્ર હોય તો સૌભાગ્યવાળી, ને બળવાન ગ્રહ બેઠેલા હોય તો લક્ષ્મીવાળી થાય છે.

> स्त्रीपुत्रपे बलिनि शोभनखेटदृष्टे
> षष्ठाधिपेन सहिते सति वीक्षिते वा ॥
> जारेण पुत्रजनिकामभुपैति जाया
> तस्या धवो बहुकलत्रयुतोऽप्यपुत्रः ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—સાતમા પાંચમા ભાવનો સ્વામી બળવાન હોય, ને શુભ ગ્રહની તે પર દૃષ્ટિ હોય, યા છઠ્ઠા ઘરના સ્વામી સાથે કે તેની દૃષ્ટિ હોય તો તેની સ્ત્રી વ્યભિચારથી પુત્રોવાળી, યા તેનો સ્વામી બહુ સ્ત્રીયો વડે પણ પુત્ર વિનાનો થાય છે.

नीचे गुरौ मदनगे सति नष्टदारो
मीने कलत्रभवने रविजे तथैव ॥
मन्दारराशिनवभागगते सुरेज्ये
जारो भवेदिनसुतारसमन्विते वा ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—મકરરાશિમાં સાતમા સ્થાનમાં ગુરૂ, યા સાતમે મીન રાશિમાં શનિ હોય તો સ્ત્રી વિનાનો, યા શનિ, મંગળના નવમાંશમાં ગુરૂ હોય, યા સાતમા સ્થાનમાં શનિ, મંગળ હોય તો વ્યભિચારી થાય છે.

सप्तमे वाऽष्टमे पापे व्ययस्थे धरणीसुते ॥
अदृश्ये यदि तन्नाथे कलत्रान्तरभाग्भवेत् ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—સાતમા, આઠમા સ્થાનમાં પાપીગ્રહો, યા બારમા સ્થાનમાં મંગળ હોય, ને સાતમાનો સ્વામી અદૃશ્ય ભાગમાં હોય, તો બીજી સ્ત્રીવાળો થાય છે.

सुपक्वजातं प्रथमं कलत्रं लग्नेश्वरो दारपसंयुतश्चेत् ॥
दिनेशकान्त्याभिहतस्तदानीं सुरूपहीनां सुतरां वदन्ति ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—લગ્નનો સ્વામી ને સાતમાનો સ્વામી એક રાશિમાં હોય, તો પહેલી સ્ત્રી ગુણવતી રૂપવતી થાય; ને સાતમાનો સ્વામી સૂર્યની કાંતિવડે હણાયેલો હોય તો પહેલી સ્ત્રી રૂપ વિનાની થાય છે.

वित्ते पापबहुत्वे च कलत्रेशे तथा स्थिते ॥
शत्रुस्थानगते केतौ कलत्रत्रयभाग्भवेत् ॥ २० ॥

૨૦. ભાવાર્થ—બીજા સ્થાનમાં બહુ પાપીગ્રહો હોય, સાતમાનો સ્વામી પાપીગ્રહો સાથે હોય, ને છઠ્ઠા સ્થાનમાં કેતુ હોય, તો ત્રણ સ્ત્રીયોવાળો, થાય છે.

केन्द्रत्रिकोणे दारेशे स्वोच्चमित्रस्ववर्गगे ॥
कर्माधिपेन वा दृष्टे बहुस्त्रीसहितो भवेत् ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—સાતમાનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) માં યા ત્રિકોણ (૯-૫)માં હોય, ને પોતાના ઉચ્ચમાં, યા મિત્રના કે પોતાના વર્ગમાં હોય, ને દશમાના સ્વામીની દૃષ્ટિ હોય તો બહુ સ્ત્રીયોવાળો થાય છે.

कलत्राधिपतौ केन्द्रे शुभग्रहनिरीक्षिते ॥
शुभांशे शुभराशौ वा पत्नी व्रतपरायणा ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—સાતમાનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) માં શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય, યા શુભ ગ્રહના નવમાંશમાં યા રાશિમાં હોય, તો તેની સ્ત્રી પતિવ્રતા થાય છે.

दाराधिपे सोमसुते सपापे नीचारिवर्गे रिपुनाशभावे ॥
पापान्तरे पापदृशा समेते जाया पतिघ्नी कुलनाशिनी स्यात् ॥२३॥

૨૩. ભાવાર્થ—સાતમાનો સ્વામી બુધ, પાપીગ્રહો સાથે નીચ કે શત્રુના વર્ગમાં છઠ્ઠા, આઠમા ભાવમાં હોય, યા પાપી ગ્રહોના મધ્યમાં કે પાપી ગ્રહોની દૃષ્ટિવાળો હોય તો, સ્ત્રી સ્વામીનો ને કુળનો નાશ કરનારી, થાય છે.

शुभांशे शुभसंदृष्टे नाथे जाया सुवंशजा ॥
पापारूढे पापवर्गे तस्य जाया कुवंशजा ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—સાતમાનો સ્વામી, શુભના નવમાંશમાં, યા શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય, તો શ્રેષ્ઠ વંશમાં જન્મેલી સ્ત્રીવાળો, યા પાપગ્રહ સાથે કે તેના નવમાંશમાં હોય તો ખરાબ વંશમાં જન્મેલી સ્ત્રીવાળો, થાય છે.

कामस्थाने सखेटे सितयुतखचरैर्दारसंख्यां वदन्ति
स्वोच्चस्थव्योमवासो न भवति गणने शुक्रयुक्तग्रहैर्वा ॥
जायाधीशे सितर्क्षे सति धनभवने शुक्रसंयुक्तसंख्या
शुक्रानङ्गेशयुक्तश्चुचरनववधूवल्लभो जायते वा ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—સાતમા સ્થાનમાં શુક્ર સાથે જેટલા ગ્રહો હોય, તેટલી સ્ત્રીયોવાળો થાય, યા ઉચ્ચ રાશિમાં ગ્રહ હોય તો શુક્ર સાથે રહેલા ગ્રહો જેટલી સ્ત્રીયો થતી નથી; યા સાતમાનો સ્વામી વૃષભ કે તુલા રાશિમાં ને ધન ભાવમાં હોય, તો શુક્ર સાથે રહેલા ગ્રહ જેટલી સ્ત્રીયોવાળો, યા શુક્ર, સાતમાના સ્વામી સાથે હોય, તો નવીન સ્ત્રીનો વ્હાલો થાય છે.

दारेशेन कुटुम्बपेन सहिता यावद्ग्रहा दुर्बलाः
तत्संख्याककलत्रनाशनकरा दुःस्थाननाथा यदि ॥
यावन्तो बलशालिनः शुभकरास्तत्तुल्यजायासुखं
कुर्वन्त्येकखियचरो बलयुतो यद्येकदारो भवेत् ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—સાતમાના ને બીજા ભાવના સ્વામી સાથે જેટલા ગ્રહ નિર્બળ હોય, યા ( ૬-૮-૧૨ ) મા સ્થાનના સ્વામી હોય, તેટલી સ્રીયો મરણ પામે છે; યા જેટલા શુભ ગ્રહ બળવાન, સાતમા ને બીજાના સ્વામી સાથે હોય, એટલી સ્રીયોનું સુખ ભોગવે છે. એક ગ્રહ બળવાન હોય તો એક સ્રીનું સુખ ભોગવે છે.

लग्नानङ्गपतिस्फुटैक्यगृहगे जीवे विवाहं वदेत्
चन्द्राधिष्ठिततारकावधिवयोरैक्यांशके वा तथा ॥
जीवे मित्रनवांशके बलयुते यद्येकदारान्वितः
स्वांशे द्वित्रिकलत्रवान् बहुवधूनाथः स्वतुङ्गांशके ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—લગ્નને સાતમા ભાવના સ્વામીઓને સ્પષ્ટ કરી બેનો યોગ કરતાં જે રાશિ આવે, તેમાં ગોચર ગુરૂ આવે તો વિવાહના સમયનાં વર્ષ કહેવાં, ને જે નક્ષત્રમાં ચંદ્રમા હોય, એટલા વર્ષે યા લગ્ન કે સાતમા ભાવના નવમાંશોના યોગ જેટલા વર્ષોમાં વિવાહ થાય; યા ગુરૂ મિત્રના નવમાંશમાં બળવાન હોય તો એક સ્રીવાળો, યા ગુરૂ પોતાના નવમાંશમાં હોય તો બે ત્રણ સ્રીવાળોને ઉચ્ચના નવમાંશમાં હોય તો ઘણી સ્રીયોવાળો થાય છે.

कलत्रनाथस्थितभांशकेशयोः सितक्षपानायकयोर्बलीयसः ॥
दशागमे द्यूनपयुक्तभांशकत्रिकोणगे देवगुरौ करग्रहः ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—સાતમાના સ્વામીની રાશિ કે નવમાંશનો સ્વામી, યા શુક, ચંદ્રમા, એમાં જે બળવાન હોય, તેની દશામાં વિવાહ થાય છે; યા સાતમાનો સ્વામી જેમાં હોય, તે રાશિથી યા નવમાંશની રાશિથી ત્રિકોણમાં ગોચરવડે ગુરૂ આવે તો વિવાહ થાય છે.

शुक्रोपेतकलत्रराशिपदशाभुक्तिर्विवाहप्रदा
लग्नाद्वित्तपतिस्थराशिपदशाभुक्तौ च पाणिग्रहः ॥

कर्मायुर्भवनाधिनायकदशाभुक्तौ विवाहः क्रमात्
कामेशेन युतः कलत्रगृहगस्तत्पाकभुक्तौ तु वा ॥ २९ ॥

૨૯. ભાવાર્થ—શુક્ર સાથે સાતમાના સ્વામીની, દશા અન્તર્દશામાં વિવાહ થાય, યા બીજા ભાવનો સ્વામી જે રાશિમાં છે તેના સ્વામીની દશા અન્તર્દશામાં વિવાહ થાય, યા દશમા, આઠમા, ઘરના સ્વામીની, યા સાતમાના સ્વામી સાથે સાતમા સ્થાનમાં રહેલા ગ્રહની, દશા અન્તર્દશામાં વિવાહ થાય.

सौम्यव्योमचरः स्थितः शुभगृहे चादौ ददाति श्रियं
पापर्क्षे शुभखेचरो यदि दशामध्ये विवाहादिकम् ॥
क्रूरः पापगृहोपगो यदि फलं पाकावसाने तथा
सौम्यर्क्षे यदि सर्वकालफलदः सौम्यान्वितः शोभनः ॥३०॥

૩૦. ભાવાર્થ—શુભ ગ્રહ સાથે સાતમાનો સ્વામી નવમામાં હોય, તો તેની દશા બેસતાં યા પાપગ્રહની રાશિમાં શુભ ગ્રહ હોય, તો તેની દશાના મધ્યમાં, યા ક્રૂર ગ્રહ પાપીની રાશિમાં હોય, તો દશાના અંત્યમાં, યા શુભ ગ્રહની રાશિમાં શુભ ગ્રહ હોય તો હમેશાં સારૂં ફળ મળે છે.

लग्नेश्वरस्थितनवांशपतिस्वराशौ
चन्द्रे पुरन्दरगुरौ च कलत्रलाभम् ॥
कामेशशुक्रगृहगेऽमरमन्त्रिणीन्दौ
केन्द्रेऽथवा गुरुयुते सति गोचरेण ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—જે રાશિમાં લગ્નનો સ્વામી હોય, તેના નવમાંશનો સ્વામી, ચંદ્રમા ને ગુરૂ, પોતાની રાશિમાં હોય, તો સ્ત્રીના લાભવાળો, યા સાતમાના સ્વામી ને શુક્રના ઘરમાં ગુરૂને ચંદ્ર હોય, યા કેન્દ્રમાં હોય, યા ગોચરવડે ગુરૂ સાથે હોય, તો સ્ત્રીના લાભવાળો થાય છે.

यत्संख्याकमजादिकामभवनं तद्वत्सरे वा नृणां
साष्टाब्दे कृतमौञ्जिकर्मपरतः कल्याणकालो भवेत् ॥
लग्नादस्तविलग्ननायकयुतक्षेत्रांशके संभवा
या सा भर्तृमनःप्रसादकरणी भर्ता तथैव स्त्रियाः ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—સાતમા સ્થાનમાં મેષાદિ રાશિ, જેટલી સંખ્યાની હોય, તેટલા વર્ષમાં યા મોંજી બંધન વખતથી ઉપર એટલાં વર્ષોમાં અર્થાત્ સાતમા ભાવમાં આઠ અંકથી રહિત રાશિ હોય તો તેમાં આઠ વર્ષો મેળવી વિવાહનો સમય કહેવો; યા લગ્નથી સાતમાનો સ્વામી, ને લગ્નનો સ્વામી જે રાશિ કે નવમાંશમાં હોય, તેમાં જન્મેલી સ્ત્રી સ્વામીનું મન પ્રસન્ન કરવાવાળી, યા કન્યા લગ્નથી લગ્નનો સ્વામી ને સાતમાના સ્વામીની રાશિ કે અંશમાં જન્મે તો સ્ત્રીના મનને પ્રસન્ન કરવાવાળો થાય છે.

कामान्वितेक्षकवियच्चरराशिजाता
चन्द्राद्वतीव सुभगा च पतिप्रिया स्यात् ॥
स्त्रीजातके च पतिरिष्टकरो वधूनां
दिग्देशजा भृगुसुताद्वलाधिपस्य ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—ચંદ્રમાથી સાતમી રાશિમાં જે ગ્રહ હોય, ને તેને દેખવાવાળો જે ગ્રહ હોય, તેની રાશિમાં જન્મે તો બહુ સૌભાગ્યવાળી સ્વામીને પ્રિય હોય, યા સ્ત્રી જાતકાધ્યાયમાં સ્વામીને ખરાબ ફળ આપનાર યોગ થાય છે. તેનો વિચાર કરવો. દિશા ને દેશનો વિચાર શુક્રથી ને સાતમાના સ્વામીથી કરવો.

**वरवधूजातकसंयोगः॥**(હવે સ્ત્રીના નાશના યોગ કહે છે.)

धनावसानस्मरयानरन्ध्रगो धरासुतो जन्मनि यस्य दारहा ॥
तथैव कन्याजनजन्मलग्नतो यदि क्षमासूनुरनिष्टदः पतेः ॥३४॥

૩૪. ભવાર્થ—લગ્નથી ( ૨-૧૨-૭-૪-૮ ) સ્થાનમાં મંગળ હોય, તો સ્ત્રીનો, યા તેવી રીતે કન્યાના લગ્નથી મંગળ હોય તો સ્વામીનો નાશ થાય છે.

क्रूरव्योमचरः स्त्रीणामष्टमस्थो विलग्नतः ॥
नीचारिपापवर्गेषु यदि मृत्युकरः पतेः ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—સ્ત્રીના જન્મ લગ્નથી આઠમા સ્થાનમાં ક્રૂર ગ્રહ, નીચ, શત્રુ, પાપી, ગ્રહના વર્ગમાં હોય, તો સ્વામીનું મરણ થાય છે.

द्यूनकुटुम्बगतौ यदि पापौ दारवियोगजदुःखकरौ तौ ॥
तादृशयोगजदारयुतश्चेज्जीवति पुत्रधनादियुतश्च ॥ ३६ ॥

३६. भावार्थ—सातमा, बीजा स्थानमां पापीग्रहो होय, तो स्त्रीना वियोगथी दुःखी या स्त्रीने पण तेवो योग थयो होय तो पुत्र ने धनवाळां स्त्रीपुरुष बंने थइ जीवे छे.

*कलत्रराशित्रितयेऽथवा स्यात् तदीशसंयुक्तभराशिकोणे ॥
कलत्रराशिर्यदि पुत्रशाली तदन्यराशिर्यदि पुत्रहीनः ॥ ३७ ॥

३७. भावार्थ—स्त्रीनी जन्मराशि कलत्र राशि त्रितयमां होय, अथवा सातमोना स्वामीनी राशिथी (९-५) राशिमां रहेली पोतानी राशि होय, तो पुत्रवाळो, ने तेम न होय तो पुत्र विनानो थाय छे.

काठिन्योरुकुचा मदे दिनकरे कामाधिपे केन्द्रगे
जीवेन्दुज्ञसितान्विते गुरुकुचा शुष्कस्तना भूमिजे ॥
लम्बापीनपयोधरा सगुलिकछायासुताहिध्वजे
धूमादौ विषमाकृतिस्तनवती दुःस्थेऽथवा कामपे ॥ ३८ ॥

३८. भावार्थ—सातमे सूर्य होय, तो स्त्रीनी साथळ, ने स्तन कठिन, या सातमानो स्वामी केन्द्र (१-४-७-१०) मां होय, ने गुरु, बुध, शुक्र, चंद्र, साथे होय, तो मोटा स्तनवाळी, या मंगळ साथे होय तो शुष्क स्तनोवाळी; या गुलिक, शनि, राहु, के केतु साथे होय, तो लांबा जाडा स्तनोवाळी, या धूमादि, अप्रकाश ग्रहोनी साथे होय तो स्त्री कठिन स्तनोवाळी, या एक नानो ने एक वांको एवा स्तनोवाळी, या सातमानो स्वामी (६-८-१२) मा स्थानमां होय, तो कठोर स्तनोवाळी थाय छे.

---

* कलत्रराशित्रितय, सर्वार्थचिन्तामणिः ।
कलत्रनाथस्थितभं तदीयं राशिं कलत्रस्य, विदुर्महान्तः ।
तस्योच्चनीचं यदि वा कलत्रराशिं तदंशत्रितयं तदीयम् ॥

भावार्थ—सातमा भावनो स्वामी जे राशिमां होय ते राशि, ने सातमा भावना स्वामीनी राशि, तथा सातमाना स्वामीनी उच्च अथवा नीचनी राशि आ त्रण राशिओने कलत्रराशि त्रितय कहे छे.

वन्ध्यासंगमिनेऽस्तगे समवधूकेलिं निशानायके
भूपुत्रे तु रजस्वलाजनरतिं वन्ध्यावधूमेतिं वा ॥
वेश्यामिन्दुसुते तु विप्रवनितां जीवे सिते गर्भिणीं
नीचस्त्रीरतिमर्कजोरगशिखिप्राप्तेऽथवा पुष्पिणीम् ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—સાતમા સ્થાનમાં સૂર્ય હોય તો વાંઝણી સ્ત્રીથી, ચંદ્રમા, સમાન સ્ત્રીથી, મંગળ રજસ્વલા યા વાંઝણી સ્ત્રીથી, બુધ વેશ્યા સ્ત્રીથી, ગુરૂ બ્રાહ્મણની સ્ત્રીથી, શુક્ર ગર્ભણી સ્ત્રીથી, શનિ નીચવંર્ણની સ્ત્રીથી, ને રાહુકેતુ સાતમે હોય તો ગર્ભણી સ્ત્રીથી સોબત કરાવે છે.

क्रीडागारमिने वनं सुखगते चारुस्वगेहं विधौ
भूपुत्रे सति कुड्यमिच्छति बुधे जातो विहारस्थलम् ॥
जीवे देवगृहं सिते तु सलिलं मन्देऽथवा पन्नगे
केतौ माधवशङ्करप्रियसुतस्थानं वधूसङ्गमे ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—ચોથા સ્થાનમાં સૂર્ય હોય તો વનમાં, ચંદ્ર પોતાના સુંદર ઘરમાં, મંગળ નાના ઘરમાં, બુધ વિહાર કરવા લાયક ઘરમાં, ગુરૂ દેવતાના ઘરમાં, શુક્ર પાણીના સમીપ ઘરમાં શનિ રાહુ કેતુ હોય તો વિષ્ણુ કે શીવજીનોપ્રિય છોકરાના ઘરમાં સ્ત્રીનો સંગમ થાય છે.

शुक्रांशे मदनस्थितेऽवनिसुते कामाधिपे पञ्चमे
जायारिष्टमुपैति सप्तमगते भानौ कलत्रार्थवान्॥
दुःस्थौ कामकुटुम्बपौ सभृगुजौ दुश्चिक्ययातौ तु वा
तत्संख्याककलत्रहा बल्युतौ वित्तास्तपौ दारवान् ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—શુક્રના નવમાંશમાં સાતમા સ્થાનમાં મંગળ હોય, ને સાતમાનો સ્વામી પાંચમા સ્થાનમાં હોય, તો સ્ત્રીને ખરાબફળ આપે છે. સૂર્ય સાતમા સ્થાનમાં હોય, તો સ્ત્રીના ધનવાળો, યા સાતમા બીજા ભાવનો સ્વામી ( ૬–૮–૧૨ ) આ સ્થાનમાં હોય, યા શુક્ર સાથે, યા ત્રીજા સ્થાનમાં હોય, તો સ્ત્રીનો નાશ કરનાર, યા બીજા ને સાતમા ઘરનો સ્વામી બળવાન હોય તો સ્ત્રીવાળો થાય છે.

जातः समेति भगचुम्बनमस्तनाथे
शुक्रेण चीक्षितयुते भृगुमन्दिरे वा ।
एवं कुटुम्बभवनाधिपतौ तथा स्याद्
दारर्क्षगे दशमपे सासिते तथैव ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—સાતમાનો સ્વામી શુક્ર સાથે હોય, યા તેની દૃષ્ટિ હોય, યા વૃષભ, તુલા રાશિમાં હોય, યા બીજાનો સ્વામી તે પ્રમાણે હોય, યા દશમાનો સ્વામી શુક્ર સાથે સાતમા સ્થાનમાં હોય, તો તે ભગ (યોનિ) ચુંબન કરનારો થાય છે.

कामेश्वरो देवगुरुः सितो वा समं भगं चारुतरं तरुण्याः ।
ह्रस्वं भगं सप्तमराशिनाथे शनीन्दुतारासुतमध्ययाते ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—સાતમા ભાવનો સ્વામી ગુરૂ, શુક્ર હોય, તેની સ્ત્રીની યોનિ સમાન ને સુંદર, યા સાતમાનો સ્વામી, શનિ ચંદ્ર બુધના મધ્યમાં હોય, તો નાની યોનિવાળી થાય છે.

दीर्घं समेति भगमस्तपतौ जलर्क्षे तत्कारके जलगृहोपगते तथैव ॥
सार्द्रं भगं मदनगे भृगुवीक्षितेऽब्जे गुह्यं त्वनार्द्रमुपयाति वधूः सपापे ॥४४॥

૪૪. ભાવાર્થ—સાતમાનો સ્વામી, યા સાતમાનો કારક, બંને જલચર રાશમાં હોય, તો સ્ત્રીની યોનિ લાંબી, યા સાતમા સ્થાનમાં, ચંદ્રમાપર શુક્રની દૃષ્ટિ હોય તો ભીંજાયેલી યોનિવાળી યા પાપીગ્રહ સાથે ચંદ્ર હોય ને શુક્ર જોતો હોય તો શુષ્ક યોનિવાળી થાય છે.

लग्नेशस्थनवांशनाथगृहगे जीवे समेति स्त्रियं
नीचारातिनवांशके सति मृतस्त्रीको विदारोऽथवा ॥
लग्ने कामपतिस्फुटादपहृते राशित्रिकोणे गुरौ
लग्ने सप्तमराशिपस्फुटहृते जीवे मृतिं योषितः ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—લગ્નના સ્વામીની રાશિના નવમાંશના સ્વામીની રાશિમાં ગુરૂ હોય, તો સ્ત્રીવાળો, યા નીચ કે શત્રુની રાશિમાં હોય, તો સ્ત્રીના નાશવાળો થાય છે; અથવા વિવાહ થતો નથી. સાતમાનો સ્વામી સ્પષ્ટ કરી તેમાંથી લગ્ન બાદ કરવું, ને તે રાશિના (૯—૫) મા સ્થાનમાં

ગુરૂ ગોચરથી આવે તો સ્ત્રી મરણ પામે છે; અથવા સાતમી રાશિના સ્વામિમાંથી લગ્ન બાદ કરવું, ને તેમાં ગુરૂ આવે, તો સ્ત્રી મરણ પામે છે.

लग्नात्कामपकारकौ शुभकरौ वीर्याधिके सप्तमे
पत्या साकमुपैति मृत्युमबला पापैरयुक्तेक्षिते ॥
कामाच्छिद्रदशापहारसमये शुक्राष्टवर्गोदिते
राशौ भानुसुते कलत्रमरणं जीवे तदंशान्विते ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—લગ્નથી સાતમાનો સ્વામી, ને સાતમાનો કારક, શુભ કરનારા હોય, ને બળવાન સાતમા ભાવમાં હોય, તો સ્વામી સાથે સ્ત્રી મરણ પામે છે; યા પાપગ્રહો સાથે કે પાપી ન દેખતો હોય, યા સાતમા ભાવથી આઠમાના સ્વામીની દશામાં, યા શુક્રના અષ્ટક વર્ગમાં હીન બિંદુવાળી રાશિમાં શનિ હોય, યા તેના નવમાંશમાં ગુરૂ હોય તો સ્ત્રી મરણ પામે છે.

मदनभवननाथे पारिजातादिवर्गे
सुरगुरुयुतदृष्टे शोभनस्थानयाते ॥
दधिमधुघृतसूपक्षीरपक्वोपदंशैः
सह शुचिरुचिरान्नं चारुकान्तामुपैति ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—સાતમાનો સ્વામી પારિજાતાદિ વર્ગમાં, ગુરૂ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય, યા શુભ ગ્રહની રાશિમાં હોય, તો મધ, ઘી, દૂધ, દાળ, પાકેલું અનાજ, સુંદર અનાજ, વિગેરેનું સુખ ભોગવનાર ને સુંદર સ્ત્રીવાળો થાય છે.

## ॥ अथाष्टमभावफलम् ॥ ( આઠમા ભાવનું ફળ. )

आयुर्दायमनिष्टहेतुमुदयव्योमायुरीशार्कजै-
रुक्तात्संकलयेत्तथापि निधनमाप्तं प्रवक्ष्ये पुनः ॥
अल्पायुर्व्ययगेऽथवा रिपुगते पापान्विते रन्ध्रपे
लग्नेशेन युते तु तत्र विबले जातोऽल्पजीवी नरः ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—આયુષ્યને ખરાબ ઉપદ્રવોનો વિચાર; લગ્ન, દશમ, આઠમાનો સ્વામી, શનિ, એ ચારેથી કહેવો; ને મરણની પ્રાપ્તિ નિર્યાણાધ્યાયમાં આગળ કહી છે. આઠમાનો સ્વામી બારમા કે છઠ્ઠા સ્થા-

નમાં પાપગ્રહો સાથે હોય, તો થોડા આયુષ્યવાળો, યા લગ્નના સ્વામી સાથે નિર્બળ હોય, તો થોડા આયુષ્યવાળો થાય છે.

स्वस्थे रन्ध्रपतौ चिरायुरुदयाच्छिद्राधिपौ षष्ठगौ
रिःफस्थौ यदि वा समेति मनुजो जातश्चिरायुर्बलम् ॥
व्यापारोदयरन्ध्रराशिपतयः केन्द्रत्रिकोणायगा
दीर्घायुर्विबलाः सभानुतनया यद्यल्पमायुर्वदेत् ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—આઠમાનો સ્વામી પોતાના ઘરમાં હોય, તો લાંબા આયુષ્યવાળો, યા લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી બંને છઠ્ઠા કે બારમા સ્થાનમાં હોય, તો લાંબા આયુષ્યવાળો; યા દશમા, આઠમાને લગ્નનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) કે અગીયારમા સ્થાનમાં હોય, તો લાંબા આયુષ્યવાળો, યા નિર્બળ થઇ શનિ સાથે હોય, તો થોડા આયુષ્યવાળો થાય છે.

कर्मेशरन्ध्रतनुपा बलशालिनश्चे-
ज्जातश्चिरायुरिननन्दनयोगहीनाः ॥
द्वावप्यतीव बलिनौ यदि मध्यमायु-
रेको बली लघुतरायुरनायुरन्यः ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—દશમાનો સ્વામી, આઠમાનો સ્વામી, ને લગ્નનો સ્વામી બળવાન હોય, તો લાંબા આયુષ્યવાળો, યા શનિના યોગ વિનાનો હોય, તો લાંબા આયુષ્યવાળો, બે અતિ બળવાન હોય તો મધ્યમ આયુષ્યવાળો, એક બળવાન હોય તો બહુ થોડા આયુષ્યવાળો, ને ત્રણે નિર્બળ હોય તો આયુષ્ય વિનાનો થાય છે.

रन्ध्राधिपे पापग्रहोपयाते दुःस्थानगे पापयुतेऽल्पमायुः ॥
शुभान्विते शोभनराशियुक्ते शुभेक्षिते रन्ध्रगते चिरायुः ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—આઠમાનો સ્વામી, પાપગ્રહો સાથે (૬-૮-૧૨) મા સ્થાનમાં હોય, ને પાપગ્રહની રાશિમાં હોય, તો થોડા આયુષ્યવાળો, યા આઠમાનો સ્વામી, શુભ ગ્રહો સાથે કે શુભ ગ્રહની રાશિમાં, યા શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય, યા આઠમા સ્થાનમાં હોય, તો લાંબા આયુષ્યવાળો થાય છે.

नाशस्थे तनुपेऽथवा निधनपे पापेन युक्तेक्षिते
मूढेऽदृश्यगतेऽथवा रिपुगृहे जातो गतायुर्भवेत् ॥
दीर्घायुर्निजतुङ्गगे शुभयुते केन्द्रत्रिकोणेऽथवा
रन्ध्रे रन्ध्रपतौ चिरायुरुदयं याते विलग्नाधिपे ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—લગ્નનો સ્વામી, યા આઠમાનો સ્વામી, આઠમા સ્થાનમાં હોય, ને પાપીગ્રહો સાથે કે પાપીની દૃષ્ટિ હોય; યા મૂઢ રાશિમાં કે અદૃશ્ય ભાવમાં હોય, યા છઠ્ઠા ભાવમાં હોય, તો આયુષ્ય વિનાનો, યા પોતાના ઉચ્ચમાં કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણુ (૯-૫) માં હોય, તો બહુ આયુષ્યવાળો, યા આઠમા સ્થાનમાં આઠમાનો સ્વામી, કે લગ્નનો સ્વામી લગ્નમાં હોય તો લાંબા આયુષ્યવાળો થાય છે.

लग्नादन्त्यगृहाधिपे बलवति स्वर्क्षे चिरायुः सुखी
लग्नेशो यदि रन्ध्रपश्च बलिनौ केन्द्रस्थितौ चेत्तथा ॥
आधानोदयराशितोऽष्टमगृहान्मेपूरणं जन्मभं
शुक्रज्ञामरवन्दितेक्षि तयुतं यद्यायुरारोग्यभाक् ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—બારમા સ્થાનનો સ્વામી બળવાન થઈ પોતાની રાશિમેં હોય, તો બહુ આયુષ્યવાળો ને સુખી, યા લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી, બંને બળવાન થઈ કેન્દ્ર (૧-૪-૭-૧૦) સ્થાનોમાં હોય, તોપણુ બહુ આયુષ્યવાળો ને સુખી, આધાન લગ્નની રાશિમાં શુક્ર, બુધ, ગુરૂ હોય, યા દેખતા હોય અથવા આધાન લગ્નની રાશિથી દશમે હોય અથવા આઠમા ભાવથી દશમે હોય તો લાંબા આયુષ્યવાળો, ને આરોગ્યતાવાળો થાય છે.

रन्ध्रेशे रिपुरन्ध्ररिःफगृहगे तत्पाकभुक्तौ मृतिं
मन्दाक्रान्तगृहेशपाकसमये रन्ध्रेशभुक्तौ तथा ॥
पाके रन्ध्रगृहाधिपस्य तदनुक्रान्तस्य भुक्तौ तु वा
खेटानां बलदुर्बलेन सकलं संचिन्त्य यत्तद्वदेत् ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—આઠમાનો સ્વામી (૬-૮-૧૨) મા સ્થાનમાં હોય, તો તેની દશા અન્તર્દશામાં મરણ, યા જે રાશિમાં શનિ હોય, તેના સ્વામીની દશામાં, યા આઠમાના સ્વામીની દશામાં, યા આઠમાનો સ્વામી

ને આઠમા ભાવમાં રહેલા ગ્રહની દશામાં, યા એમાં જે ગ્રહ બળવાન તથા નિર્બલી હોય, તેનો વિચાર કરી તેની દશામાં મરણ કહેવું.

लग्नेशे निधनारिरिःफगृहगे साहौ सकेतौ तु वा
होरारन्ध्रपसंयुतग्रहदशा जातस्य मृत्युप्रदा ॥
तत्खेटान्वितराशिनायकदशा नाशप्रदा देहिनां
खेटानां प्रथमागतस्य फणिनः पाकापहारे क्रमात् ॥ ९५ ॥

૫૫. ભાવાર્થ—લગ્નનો સ્વામી (૬-૮-૧૨) સ્થાનમાં રાહુ કેતુ સાથે હોય, તેની દશામાં, યા લગ્નના સ્વામીને આઠમાના સ્વામી સાથે જે ગ્રહ હોય તેની દશામાં, યા જે રાશિમાં લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી, બે હોય તેના સ્વામીની દશામાં, યા જે રાશિમાં લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી હોય, તેમાં પહેલો રાહુ જેમાં આવે તેની દશામાં મરણ, ક્રમથી કહેવું.

व्यापाररन्ध्रतनुनाथशनैश्चराणां
मध्ये विधुन्तुदयुतो विवलग्रहो यः ॥
तत्पाकभुक्तिसमये मरणं नराणां
तद्युक्तवीक्षकनभोगदशान्तरे वा ॥ ९६ ॥

૫૬. ભાવાર્થ—દશમાનો સ્વામી, આઠમાનો સ્વામી, લગ્નનો સ્વામી, ને શનિ એ ચારેના મધ્યમાં જે ગ્રહ નિર્બળ થઈ રાહુ સાથે હોય, તેની દશા અન્તર્દશામાં, યા તેની સાથે કે દેખનાર જે ગ્રહ, તેની દશા અન્તર્દશામાં મરણ થાય છે.

नाशे नाशपतौ तु तद्गृहदशाभुक्तौ समेत्यामयं
लग्ने लग्नपतौ तु लग्नपदशाभुक्तौ शरीरार्तिभाक् ॥
पश्चादामयनाशनं तनुसुखं मोदश्च संजायते
रन्ध्रेशे बलसंयुते तनुपतेर्दाये मृतिर्देहिनाम् ॥ ९७ ॥

૫૭. ભાવાર્થ—આઠમાનો સ્વામી આઠમા સ્થાનમાં હોય, તો તેની દશા અન્તર્દશામાં રોગ થાય; યા લગ્નનો સ્વામી લગ્નમાં હોય, તેની દશા અન્તર્દશામાં રોગી થાય છે. પછીથી રોગ નાશ પામે છે, ને શરીરે સુખ ને આનંદ થાય છે, યા આઠમાનો સ્વામી બળવાન હોય, તો લગ્નના સ્વામીની દશામાં મરણ થાય છે.

जातस्य जन्मसमये विबले विलग्ने
लग्नेशरन्ध्रपतिपाकमतीव कष्टम् ॥
पश्चादतीव सुखमेति विलग्ननाथे
वीर्यान्विते निधनपस्य मृतिर्दशायाम् ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—લગ્ન નિર્બળ હોય, તો લગ્નના સ્વામીની, ને આઠમાના સ્વામીની દશામાં બહુ દુઃખ, ને પછીથી બહુ સુખ થાય છે. લગ્નનો સ્વામી બળવાન હોય, તો આઠમાના સ્વામીની દશામાં મરણ પામે છે.

देहेशे च विनाशपे बलयुते केन्द्रत्रिकोणस्थिते
तद्युक्तग्रहपाकभुक्तिसमये रोगापवादः फलम् ॥
रन्ध्रेशस्तनुपश्च खेचरयुतौ केन्द्रत्रिकोणस्थितौ
रन्ध्रस्थानगतस्य पाकसमये मृत्युं समेति ध्रुवम् ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી બળવાન થઈ કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) માં જે રાશિમાં હોય, તેના સ્વામીની દશામાં રોગનો નાશ, યા આઠમાના સ્વામી કે લગ્નના સ્વામી સાથે જે ગ્રહ હોય, તે કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણમાં હોય તો, યા આઠમા સ્થાનમાં જે ગ્રહ હોય, તેની દશામાં અવશ્ય મરણ પામે છે.

नोचेदष्टमखेचरो यदि तनुभाखेन संचिन्तयेत्
मन्दे लग्नगतेऽथवाऽष्टमगते तत्पाकभुक्तौ मृतिः
रन्ध्रेशोदयनायकौ सुखचरौ युक्तग्रहो दुर्बलो
यस्तस्य द्युचरस्य पाकसमये भुक्तौ च मृत्युं वदेत् ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—આઠમા સ્થાનમાં કોઇ ગ્રહ ન હોય, તો લગ્નમાં રહેલા ગ્રહવડે વિચાર કરવો. શનિ લગ્નમાં યા આઠમા સ્થાનમાં હોય તો તેની દશા અન્તર્દશામાં મરણ કહેવું, યા આઠમાનો સ્વામી ને લગ્નનો સ્વામી બે શુભ ગ્રહ હોય, તો તેની સાથે જે નિર્બળ ગ્રહ હોય તેની દશા અન્તર્દશામાં મરણ થાય છે.

लग्नात्पञ्चमराशिपेन सहितव्योमाटनानां दशा
संख्याभानुहृतावशेषगृहगे मृत्युं दिनेशे सति ॥

पुत्रेशेनवियच्चरेण सहितस्याब्देन संचिन्तयेत्

लग्नेशेन युताब्दमंगविहतं संक्रान्तिपूर्वं दिनम् ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—લગ્નથી પાંચમાના સ્વામી સાથે જે ગ્રહ હોય તેની કાળચક્રદશાની સંખ્યાને બારથી ભાગતાં જે બાકી રાશિ રહે તેમાં જ્યારે સૂર્ય આવે ત્યારે મરણ કરે છે, અથવા પાંચમાના સ્વામી સાથે જે ગ્રહ હોય તેની દશાનાં જેટલાં વર્ષ હોય તેટલે વર્ષે પણ મૃત્યુ થવાનો સંભવ છે, તેમજ પંચમેશની દશાનાં ને લગ્નેશની દશાનાં વર્ષો એકઠાં કરી ૩૦ થી ભાગતાં શેષ વધે તેટલા દિવસો ઊપરની બતાવેલી સંક્રાંતિ બેઠાને થાય તે દિવસે મરણ થાય છે.

त्रिकोणे केन्द्रे वा यदि पितृतनुक्षेत्रपतयो

दशाभुक्तौ तेषामनुमरणमाहुर्मुनिगणाः ॥

सभौमे मन्दाढ्ये फणियुजि तु वेन्दौ निधनगे

त्वपस्मारस्तस्मान्मरणमथवेन्दौ कृशतनौ ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—દશમાનો સ્વામી, લગ્નનો સ્વામી, ને ચોથાનો સ્વામી, કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ (૯-૫) સ્થાનોમાં હોય, તેની દશા અન્તર્દશામાં મુનિયોએ મરણ કહ્યું છે. મંગળ, શનિ એક રાશિમાં હોય, યા રાહુ સાથે ચંદ્ર આઠમા સ્થાનમાં હોય, તો ફેફરાના રોગવડે મરણ, યા ક્ષિણ ચંદ્ર આઠમા સ્થાનમાં હોય, તો તેની દશા અન્તર્દશામાં મરણ થાય છે.

चन्द्रे वित्तगतेऽथवा निधनगे जातो बहुस्वेदवान्

कर्मस्थानगते कुजे बुधयुते दुर्गन्धदेहो भवेत् ॥

पापे रन्ध्रगते तु पापसहिते रोगप्रमादाकरः

सौम्यव्योमगृहेऽतिशोभनयुते जातः समोदः सुखी ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—ચંદ્ર, બીજા સ્થાનમાં કે આઠમા સ્થાનમાં હોય, તો તેના શરીરમાં પરસેવો બહુ થાય છે. દશમા સ્થાનમાં મંગળ, બુધ સાથે હોય, તો તેના શરીરથી દુર્ગંધી આવે છે; યા આઠમા સ્થાનમાં બે પાપગ્રહ હોય, તો રોગવાળો, પ્રમાદી થાય છે. શુભ ગ્રહ દશમા સ્થાનમાં શુભ ગ્રહ સાથે હોય, તો આનંદી, સુખી, થાય છે.

शीर्षोदयेषु चरभादिषु वित्तपस्य
लग्नाधिपस्य भुजगस्य दशापहारे ॥
पृष्ठोदये सति तदीयदृगाणपस्य
तद्वीक्षितादिसहितस्य मृतिं वदेद्वा ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—શીર્ષોદય રાશિમાં (૫-૬-૭-૮-૧૧) માં યા ચર-રાશિ (૪-૭-૧૦-૧) માં બીજા સ્થાનનો સ્વામી હોય, યા લગ્નનો સ્વામી હોય, યા રાહુ હોય, તેની દશા અંતર્દશામાં મરણ થાય છે; યા ધનનો સ્વામી, લગ્નનો સ્વામી, રાહુ, પૃષ્ટોદય (૨-૧-૯-૪-૩-૧૦) રાશિયોમાં હોય, તેના દ્રેષ્કાણનો સ્વામી, તેમની સાથે કે તેમને દષ્ટિ કરતો હોય તો તેની દશામાં મરણ થાય છે.

## अथ नवमभावफलम् ॥ (નવમા ભાવનું ફળ.)

भाग्यप्रभावगुरुधर्मतपःशुभानि संचिन्तयेन्नवमदेवपुरोहिताभ्याम् ॥
भाग्येशदेवसचिवौ शुभवर्गयातौ भाग्ये शुभग्रहयुते समुपैति भाग्यम् ६५

૬૫. ભાવાર્થ—ભાગ્યનો પ્રભાવ, ગુરૂ, તપ, ધર્મ, શુભ કામ, એનો વિચાર નવમા ભાવથી કે ગુરૂથી કરવો; યા નવમાનો સ્વામી ને ગુરૂ શુભ ગ્રહના વર્ગમાં હોય, યા નવમામાં શુભ ગ્રહ સાથે હોય, તો ભાગ્યવાન થાય છે.

पापारिनीचरविलुप्तकरा नभोगा
भाग्यस्थिता यदि यशोधनधर्महीनाः ॥
पापोऽपि तुङ्गनिजमित्रगृहोपगश्चेद्
भाग्ये तु भाग्यफलदः सततं नराणाम् ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—નવમા સ્થાનમાં પાપીગ્રહ હોય, કે શત્રુ યા નીચ રાશિ, યા અસ્તના ગ્રહ હોય તો યશ, ધન, ને ધર્મવડે રહિત થાય છે, યા પાપીગ્રહ પોતાના ઉચ્ચમાં યા મિત્રના ઘરમાં નવમા સ્થાનમાં હોય, તો હમેશાં ભાગ્યવાળો થાય છે.

सौम्यस्वामियुतेक्षितं नवमभं भाग्यप्रदं प्राणिनां
तद्राशीशसमेतराशिरमणो भाग्यस्य कर्ता भवेत् ॥

भाग्येशः परिपाचको भवति तत्पुत्रेश्वरो बोधक-
स्तुङ्गस्वर्क्षगृहोपगा यदि चिरं भाग्यं प्रकुर्वन्ति ते ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—નવમા ભાવમાં શુભ ગ્રહો હોય, યા શુભ ગ્રહો દેખતા હોય, યા નવમાનો સ્વામી યુક્ત હોય કે જોતો હોય તો ભાગ્યવાન થાય છે, યા નવમાનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશિના સ્વામીના ગુણ, પ્રકૃતિ પ્રમાણે ભાગ્યોદય થાય છે. નવમાનો સ્વામી પાચક અવસ્થામાં યા પાંચમાનો સ્વામી બોધન અવસ્થામાં હોય, યા ઉચ્ચ કે પોતાના ઘરમાં હોય, તો લાંબો વખત ભાગ્યવાન થાય છે.

भाग्यस्थे दशवर्गजोच्चभवनस्वांशस्थिते पञ्चके
भाग्यं श्रीविपुलं समेति नृपतिस्तत्स्वामियुक्तेक्षिते ॥
चत्वारो बलशालिनो नवमगा भाग्यं प्रयच्छन्ति ते
तुङ्गस्वांशगताः स्वदेशविभवं त्वन्यत्र चान्यांशगाः ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—નવમા સ્થાનમાં પાંચ ગ્રહ દશ વર્ગના, યા પોતાના ઉચ્ચના, પોતાના ઘરમાં, પોતાના નવમાંશમાં, યા નવમાના સ્વામી સાથે કે નવમાનો સ્વામી દેખતો હોય, તો ભાગ્યવાન, બહુ લક્ષ્મીવાળો, રાજા, યા ચાર ગ્રહ બળવાન થઈ નવમા સ્થાનમાં હોય, તો ભાગ્યશાળી યા ઉચ્ચ કે પોતાના નવમાંશમાં હોય, તો પોતાના દેશમાં ઐશ્વર્ય મેળવનાર, યા બીજી રાશિના નવમાંશમાં હોય, તો પરદેશમાં ભાગ્યવાળો થાય છે.

भाग्ये तत्पतिशोभनेक्षितयुते भाग्यं समेति ध्रुवं
धर्मे पापयुते भृगौ शशिनि वा जातो गुरुस्त्रीरतः ॥
दृष्टेऽर्केण गुरौ नृपः क्षितिभुवा मन्त्री बुधेनार्थवान्
शुक्रेणाश्वपतिः सुखी तु शशिना मन्देन चोष्ट्रादिभाक् ॥६९॥

૬૯. ભાવાર્થ—નવમો ભાવ, ને નવમાનો સ્વામી, શુભ ગ્રહ સાથે કે શુભની દૃષ્ટિવાળા હોય, તો નિશ્ચય ભાગ્યવાન, યા નવમા સ્થાનમાં શુક્ર, ચંદ્ર, કે પાપગ્રહ હોય, તો ગુરૂની સ્ત્રીમાં પ્રીતિવાળો, યા નવમે ગુરૂપર સૂર્યની દૃષ્ટિ હોય, તો રાજા યા રાજાનો પ્રધાન, યા બુધ દેખતો હોય તો ધનવાન, યા શુક્ર દેખતો હોય, તો ઘોડાઓનો સ્વામી, યા

ચંદ્રમા દેખતો હોય તો સુખી, યા શનિ દેખતો હોય તો ઊંટો વિગેરે પશુનું સુખ ભોગવનાર થાય છે.

विद्वान् वारणगोतुरङ्गधनवानिन्द्वर्कदृष्टे गुरौ
सेनावाहनरत्नवान् नवमगे जीवे कुजार्केक्षिते ॥
विद्यावादविनोदवित्तविपुलः सूर्येन्दुजालोकिते
शुक्रादित्यनिरीक्षिते विनयवाक् जीवे तपःस्थानगे ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—ગુરૂપર ચંદ્ર સૂર્યની દૃષ્ટિ હોય, તો વિદ્યાવાળો, યા હાથી, ઘોડા, ગાયો વિગેરેથી ધનવાન, યા નવમે ગુરૂપર મંગળ સૂર્યની દૃષ્ટિ હોય તો સેનાવાળો, વાહન (હાથી, ઘોડા, વિગેરે) વાળો, ધનવાન, યા સૂર્ય બુધની દૃષ્ટિ હોય, તો વિદ્યાનો વાદ કરવામાં આનંદ પામનાર, બહુ ધનવાન, યા શુક્ર સૂર્યની દૃષ્ટિ હોય, તો વિનયવાળો થાય છે.

मन्दादित्यनिरीक्षिते गुणनिधिः प्राज्ञो बहुग्रामवान्
जीवे चन्द्रकुजेक्षिते पृथुयशाः सेनासुखश्रीयुतः ॥
तारेशेन्दुजवीक्षिते गृहसुखश्रेष्ठार्थशय्यासनः
शुक्रेन्दुप्रविलोकिते वितनयः शूरो धनी कर्मकृत् ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—ગુરૂપર સૂર્ય શનિની દૃષ્ટિ હોય, તો ગુણોનો સમુદ્ર, ચતુર, બહુ ગામોવાળો, યા નવમા સ્થાનમાં ગુરૂપર ચંદ્ર મંગળની દૃષ્ટિ હોય, તો બહુ યશવાળો, સેનાવાળો, લક્ષ્મીવાન, યા ચંદ્ર બુધની દૃષ્ટિ હોય, તો ઘરના સુખવાળો, શ્રેષ્ઠધન, પથારી, આસન વિગેરેનું સુખ ભોગવનાર, યા શુક્ર ચંદ્રમાની દૃષ્ટિ હોય, તો પુત્ર વિનાનો, શૂરવીર, ધનવાન, કર્મ કરનાર થાય છે.

चन्द्रादित्यसुतेक्षिते तु गुणवान् वादी विदेशं गतो
जीवे शुक्रबुधेक्षिते नवमगे विद्याधिको जायते ॥
सर्वव्योमचरेक्षिते नरवरो राजा बहुद्रव्यवान्
सौम्याः स्थावरवित्तराज्यफलदाः सर्वे तपःस्थानगाः ॥७२॥

૭૨. ભાવાર્થ—ગુરૂપર ચંદ્ર શનિની હોય, તો ગુણવાન, વાદ કરનાર, પરદેશમાં રહેનાર, યા નવમા સ્થાનમાં ગુરૂપર, શુક્ર બુધની દૃષ્ટિ

હોય, તો બહુ વિદ્યાવાળો, યા સર્વે ગ્રહોની દૃષ્ટિ હોય, તો મનુષ્યોમાં શ્રેષ્ટ રાજા, બહુ ધનવાન, યા બધા શુભ ગ્રહો નવમા સ્થાનમાં હોય, તો સૌભાગ્યવાળો, કપડાં રાજ્ય ને ધન સુખવાળો થાય છે.

भाग्यस्थे शशिनि प्रभाकरसुतज्ञारेक्षिते भूपति-
स्तुङ्गव्योमचरे तपःस्थलगते भूपः शुभालोकिते ॥
सेन्दौ तिग्मकरे तु तत्र धनिको नेत्रामयार्त्तो भवेद्
दुःखी वादरतः कुजेन सहिते भानौ नृपालप्रियः ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ—ચંદ્રમા નવમા સ્થાનમાં હોય, ને તેને શનિ, બુધ, મંગળ દેખતા હોય, તો રાજા, યા ઉચ્ચ રાશિ પામેલો નવમા સ્થાનમાં ગ્રહ શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય, તો રાજા થાય છે. યા નવમે ચંદ્ર સાથે સૂર્ય હોય, તો ધનવાન, આંખોનો રોગી, વિવાદ કરનાર, યા મંગળ સાથે સૂર્ય હોય તો રાજાને વ્હાલો થાય છે.

भानौ सेन्दुसुते सपत्नबहुलो दुःखी रुगार्तः सदा
वागीशेन युते पितृप्रियकरो जातः स्वयं वित्तवान् ॥
रोगी शुक्रयुते रवौ शनियुते रुग्णः पिता कुक्षिरुक्
चन्द्रे सावनिनन्दने तु जननीहन्ता धनत्यागवान् ॥ ७४ ॥

૭૪. ભાવાર્થ—નવમે સૂર્ય, બુધ સાથે હોય, તો બહુ શત્રુઓથી દુઃખી, રોગી, યા ગુરૂ સાથે હોય તો બાપને ખુશી કરનાર, ધનવાન, યા શુક્ર સાથે હોય તો રોગી, શનિ સાથે હોય તો બાપને પેટનું દરદ, યા ચંદ્ર, મંગળ સાથે હોય તો માતાનો નાશ કરનાર, નિર્ધન થાય છે.

वाग्मी शास्त्रकलापवान् नवमगे चन्द्रे सताराप्सुते
सेन्दौ मन्त्रिणि धीरधीर्नरवरः श्रीमान् गुरुस्थानगे ॥
तारेशे कुलटापतिः सभृगुजे सापत्नमातृप्रियः ॥
चन्द्रे मन्दयुते विधर्मगुणवान् माता कुलप्रच्युता ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—નવમા સ્થાનમાં ચંદ્ર, બુધ સાથે હોય તો વક્તા, શાસ્ત્ર જાણનાર, યા ગુરૂ સાથે હોય તો ધીરજવાળો, બુદ્ધિવાન, રાજા, લક્ષ્મીવાન, યા ચંદ્ર, શુક્ર સાથે નવમા સ્થાનમાં હોય તો વ્યભિચારી-

. સ્ત્રીનો સ્વામી, વિમાતાને વ્હાલો, યા ચંદ્ર, શનિ સાથે હોય તો અધર્મી ગુણવાળો, માતાના કુળથી પતિત થાય છે.

शास्त्री भोगसुखी कुजे बुधयुते सेज्ये धनी पूजितः
शुक्रेण द्विवधूपतिः सह कुजे वादी विदेशं गतः ॥
भौमे भानुसुतान्विते नवमगे पापी परस्त्रीरतः
सौम्ये सामरवन्दिते पटुमतिर्विद्वान् धनी पण्डितः ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—નવમા સ્થાનમાં મંગળ, બુધ બંને હોય તો ભોગોના સુખવાળો, યા મંગળ, ગુરૂ હોય તો ધનવાન, લોકોમાં પૂજવા લાયક, યા મંગળ, શુક્ર, હોય તો બે સ્ત્રીયોનો સ્વામી, વાદ કરનાર, પરદેશમાં રહેનાર, યા મંગળ, શનિ હોય તો પાપી, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, યા બુધ, ગુરૂ હોય તો ચતુર, બુદ્ધિશાળી, વિદ્વાન્, ધનવાન, પંડિત થાય છે.

प्राज्ञो गीतरतिप्रियः सभृगुजे चन्द्रात्मजे पण्डितः
सौम्ये मन्दयुते तु रोगतनुको वित्ताधिकोऽसत्यवाक् ॥
जीवे शुक्रयुते चिरायुरधिकश्रीमान् समन्दे गुरौ
रोगी रत्नधनः सितेऽसितयुते भूपालतुल्यो भवेत् ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—બુધ, શુક્ર સાથે હોય તો ચતુર, ગીતમાં પ્રીતિવાળો, રતિક્રીડામાં પ્રેમ રાખનાર, પંડિત; યા બુધ, શનિ સાથે હોય તો રોગી, બહુ ધનવાન, અસત્ય બોલનાર; યા ગુરૂ, શુક્ર સાથે હોય તો બહુ આયુષ્યવાળો, લક્ષ્મીવાન; યા ગુરૂ, શનિ હોય તો રોગી, રત્નવાળો, ધનવાન, શુક્ર, શનિ હોય તો રાજાની બરાબર માનવાળો થાય છે.

रवीन्दुभौमा नवमोपयाता यदि क्षताङ्गः पितृमातृहीनः ॥
हिंस्री विकर्मा रविचन्द्रसौम्या रवीन्दुजीवाः सुखवाहनाढ्यः ॥७८॥

## નવમા સ્થાનમાં ત્રણ ગ્રહો બેઠેલાનું ફળ.

૭૮. ભાવાર્થ—સૂ. ચં. મં. ઘાયલ શરીરવાળો, બાપ, મા વિનાનો, યા સૂ. ચં. બુ. હિંસા કરનાર; યા સૂ. ચં. ગુ. સુખ ને વાહનવાળો થાય.

चन्द्रार्कौ ससितौ वधूकलहकृद्राजप्रियो वित्तदा
भाग्यस्थौ रविशीतगू शनियुतौ भृत्यो विरोधी सताम् ॥

रव्यारौ सबुधौ तु तत्र सुभगः क्रुद्धो विवादप्रियः
सेज्यौ देवपितृप्रियः सुतवधूवित्तान्वितो जायते ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—સૂ. ચં. શુ. સ્ત્રીથી કજીઆ કરનાર, રાજાને વ્હાલો, ધનનો નાશ કરનાર યા. સૂ. ચં. શ. ચાકરી કરનાર, સારા માણસોનો વિરોધી યા સૂ. મં. બુ. શ્રેષ્ટ ભાગ્યોવાળો, ક્રોધી, વાદમાં પ્રીતિવાળો, સૂ. મં. ગુ. દેવતા ને પિતૃઓમાં પ્રીતિવાળો, પુત્ર, સ્ત્રી, ને ધનવાળો થાય છે.

सूर्यारौ सासितौ विवादनिरतः कोपी वधूदूषकः
छायासूनुयुतौ विबन्धुरधनो साधुः पितुर्मारकः ॥
धर्मस्थौ रविचन्द्रजौ गुरुयुतौ राजप्रियो वित्तवान्
साच्छौ राजसमः सभानुतनयौ पापी परस्त्रीपतिः ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—સૂ. મં. શુ. વાદ કરનાર, ક્રોધી, સ્રીનો દ્વેષ કરનાર; યા સૂ. મં. શ. ભાઇઓ વિનાનો, ધનરહિત, ખરાબ સ્વભાવવાળો, બાપને મારનાર; યા નવમે, સૂ. બુ. ગુ. રાજાને વ્હાલો, ધનવાન; સૂ. બુ. શુ. રાજા જેવો, સૂ. બુ. શ. પાપી, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો થાય છે.

जीवार्कौ सितसंयुतौ परवधूसक्तो धनी पण्डितः
सार्की जीवदिवकरौ यदिविटस्वामी तपःस्थानगौ ॥
आदित्यासितभार्गवा नवमगा हीनो नृपैर्दण्डितो
बाल्ये तप्तमनाः सुखी च परतश्चन्द्रारशीतांशुजाः ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—સૂ. ગુ. શુ. પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, ધનવાન, પંડિત; યા નવમે સૂ. ગુ. શ. વ્યભિચારી સ્ત્રીનો સ્વામી; યા નવમે સ. શુ. શ. હીન, ને રાજાએ દંડેલો; યા ચં. મં. બુ. બાલ્યાવસ્થામાં દુઃખી, જુવાન ને વૃદ્ધાવસ્થામાં સુખી થાય છે.

देवाराधनतत्परो नवमगैश्चन्द्रारवागीश्वरैः
जातो नष्टकलत्रवान् क्षततनुः शुक्रेन्दुभूनन्दनैः ॥
क्षुद्रो मातृहरो महीपतिसमश्चन्द्रारसूर्यात्मजैः
आचार्यो धनवान् विभुश्च रजनीनाथज्ञदेवार्चितः ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—નવમે ચં. મં. ગુ. દેવતાઓની પૂજા કરનાર, યા ચં. મં. શુ. નાશ પામેલી સ્ત્રીવાળો, શરીરે ઘાયલ; સ. ચં. શ. ક્ષુદ્ર, માતાનો

નાશ કરનાર, રાજાના જેવો, યા ચં. બુ. શુ. આચાર્ય, ધનવાન, ઐશ્વર્ય-વાળો થાય છે.

मातुः सपत्नीजनको विभुः स्यात् चन्द्रज्ञशुक्रा नवमोपयाताः ॥
पापी विवादप्रियबुद्धियुक्तो जातः सुधारश्मिबुधार्कपुत्राः ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—નવમે ચં. બુ. શુ. બીજી માતાવાળો, સમર્થ, ચં. બુ. શ. પાપી, વિવાદ કરનાર, બુદ્ધિવાન કરે છે.

चन्द्रामरेज्यौ ससितौ महीपः सार्कात्मजौ सद्गुणकर्मशीलः ॥
मन्दज्ञशुक्रा नरपालतुल्यः कृषिक्रियावित्तपरो गुरुस्थाः ॥ ८४ ॥

૮૪. ભાવાર્થ—ચં. ગુ. શુ. રાજા, ચં. ગુ. શ. સારા ગુણોવાળો, સારાં કામ કરનાર, સારા સ્વભાવવાળો, બુ. શુ. શ. રાજાની બરોબર માનવાળો, ખેતી કરવાથી ધનવાન કરે છે.

राजप्रियो माण्डलिकः सजीवौ भाग्यस्थितौ भूसुतचन्द्रपुत्रौ ॥
शास्त्री सशुक्रौ चपलश्च भीरुः सभानुजौ वादपरोऽसमर्थः ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—નવમે મં. બુ. ગુ. રાજાની પ્રીતિવાળો, મંડળનો સ્વામી; મં. બુ. શુ. શાસ્ત્ર જાણનાર, ચપળ, બીકણ; યા મં. બુ. શ. વાદ કરનાર, સામર્થ્ય વિનાનો કરે છે.

ख्यातो विद्वान् धर्मवान् जीवसौम्यौ धर्मस्थाने दानवाचार्ययुक्तौ ॥
विद्यावाग्मी सासितौ धर्मयाता जातः श्रीमान् जीवशुक्रज्ञचन्द्राः ॥८६॥

૮૬. ભાવાર્થ—નવમે બુ. ગુ. શુ. પ્રસિદ્ધ, વિદ્યાવાળો, ધર્મી, યા બુ. ગુ. શ. વિદ્યાવાળો, ભાષણ કરનાર, કરે છે. નવમા સ્થાનમાં ચં. બુ. ગુ. શુ. રાજલક્ષ્મીવાળો, કરે છે.

जातः साहसविक्रमार्जितधनः सूर्यारजीवार्कजैः
शूरः सर्वगुणप्रपञ्चरसिकः शुक्रारजीवेन्दुभिः ॥
षट्पञ्चत्रिचतुर्वियच्चरयुते भाग्ये समेति श्रियं
राजत्वं सबुधे विबोधनगुरौ जातः समेत्याश्रियम् ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—નવમા સ્થાનમાં સૂ. મં. ગુ. શ. હઠથી ને પરાક્રમથી ધન મેળવનાર, ચં. મં. ગુ. શુ. શૂરવીર, ગુણવાન, પ્રપંચી, યા જેને નવમા સ્થાનમાં છ, પાંચ, ત્રણ, ચાર ગ્રહ હોય, તો કલ્યાણવાળો, યા

બુધ સાથે ત્રણ, ચાર, પાંચ, ગ્રહોનો યોગ હોય, તો રાજા, યા બુધ, ગુરૂ શિવાય બીજા ગ્રહોનો યોગ નવમા ભાવમાં હોય, તો ખરાબ ફળ ભોગવનાર થાય છે.

जनयन्ति भाग्यसंस्था गुरुसौम्यविवर्जिता ग्रहाः पुरुषम् ॥
व्याधिप्रायमकान्तं जनहीनं वन्धनार्तमतिदीनम् ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—બુધ, ગુરૂ શિવાય બધા ગ્રહ નવમા ભાવમાં હોય તો વ્યાધિથી પીડાવાળો, કુટુંબી ને ભાઇઓ વિનાનો, બંધન ભોગવનાર, બહુ ગરીબ થાય છે.

भाग्याधिपे विनाशस्थे नीचशत्रुखगेक्षिते ॥
क्रूरांशे नीचराश्यादौ भाग्यहीनो भवेन्नरः ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—નવમાનો સ્વામી આઠમા સ્થાનમાં હોય, ને નીચ, શત્રુ રાશિમાં રહેલા ગ્રહ દેખતા હોય, યા ક્રૂર ગ્રહના નવમાંશમાં, યા નીચ રાશ્યાદિકમાં યા ક્રૂર **ષષ્ટયંશમાં** હોય, તો ભાગ્ય વિનાનો થાય છે.

भाग्याधिपे शुभयुते शुभग्रहनिरीक्षिते ॥
तद्भावे शुभसम्बन्धे सत्कीर्तिधनभाग्यवान् ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—નવમાનો સ્વામી શુભ ગ્રહ સાથે હોય, કે શુભની દૃષ્ટિ હોય, યા નવમા ભાવમાં શુભ ગ્રહ સાથે સંબંધ હોય, તો યશ-વાન, ધનવાન, ભાગ્યવાન થાય છે.

सिंहासनांशे तन्नाथे लग्नेशेन निरीक्षिते ॥
कर्माधिपेन संदृष्टे महादानकरो भवेत् ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—નવમાનો સ્વામી **સિંહાસનાંશમાં** હોય, ને લ-ગ્નના સ્વામીની યા દશમાના સ્વામીની દૃષ્ટિ હોય, તો મોટાં દાન કર-નારો થાય છે.

जातः पुरोहितो वाऽपि ब्रह्मवंशसमुद्भवः ॥
दानाध्यक्षोपकारी स्याद्वर्णभेदविकल्पना ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—પુરોહિત, યા બ્રાહ્મણ કુળમાં, ઊત્પન્ન હોવા છતાં દાન આપનાર, પરોપકારી હોય તે, વર્ણભેદની કલ્પના વડે જાણવું.

गुरौ तद्भावसंयुक्ते नवांशाधिपतौ तथा ॥
शुभग्रहेक्षिते वाऽपि गुरुभक्तियुतो भवेत् ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—ગુરૂ, યા નવમાંશનો સ્વામી નવમામાં હોય, ને શુભ ગ્રહોની દૃષ્ટિ હોય, તો ગુરૂમાં ભક્તિવાળો થાય છે.

गुरुस्थाने सौम्ययुते गुरुवर्गसमन्विते ॥
तदीशे गुरुभागस्थे गुरुभक्तिरतः सुखी ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ—નવમા ઘરમાં શુભ ગ્રહો રહ્યા હોય તેમજ નવમાંશમાં ગુરૂ જે રાશિનો હોય તેમાં શુભ ગ્રહો હોય તેમજ નવમા ઘરનો સ્વામી નવમાંશમાં ગુરૂની રાશિનો હોય તો ગુરૂની ભક્તી કરનાર ને સુખી થાય છે.

गुरुशुक्रबुधांशस्थे धर्मनाथे शुभेक्षिते ॥
शुभग्रहाणां मध्यस्थे धर्मकृत्स नरो भवेत् ॥ ९५ ॥

૯૫. ભાવાર્થ—નવમાનો સ્વામી-ગુરૂ, શુક્ર કે બુધના નવમાંશમાં રહ્યો હોય ને તેને શુભગ્રહો જોતા હોય કે શુભગ્રહોના મધ્યમાં હોય તો ત માણસ ધર્મ કરનાર થાય છે.

धर्मे पापे पापभाक् स्यात्तदीशे पापसंयुते ॥
क्रूरषष्ट्यंशके वाऽपि धर्महीनो भवेन्नरः ॥ ९६ ॥

૯૬. ભાવાર્થ—નવમા સ્થાનમાં પાપીગ્રહ હોય તો પાપ ભોગવનાર, ને નવમાનો સ્વામી પાપીગ્રહો સાથે હોય, યા ક્રૂર ષષ્ઠ્યંશમાં હોય, તો અધર્મી થાય છે.

बलवति शुभनाथे केन्द्रकोणोपयाते
शुभशतमुपयाति स्वामिदृष्टे विलग्ने ॥
सुरगुरुनवभागत्रिंशदंशत्रिभागे
दशमभवनपे वा वीतभोगस्तपस्वी ॥ ९७ ॥

૯૭. ભાવાર્થ—નવમાનો સ્વામી બળવાન થઈ કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) માં હોય, તો બહુ શુભ કામ કરનાર, યા લગ્નના સ્વામીની લગ્નપર દૃષ્ટિ હોય, યા નવમાનો સ્વામી ગુરૂના નવમાંશ, દ્રેષ્કાણ, કે ત્રિંશાંશમાં હોય, યા દશમાનો સ્વામી હોય તો, ભોગો છોડી દઈ તપસ્વી થાય છે.

सकलगगनवासाः स्वोच्चगा भाग्यराशौ
धनकनकसमृद्धिं श्रेष्ठमुत्पादयन्ति ॥
यदि शुभखचरेन्द्रैस्तत्र दृष्टा नभोगा
विनिहतरिपुपक्षो दिव्यदेहः सुकीर्तिः ॥ ९८ ॥

૯૮. ભાવાર્થ—બધા ગ્રહ, ઉચ્ચના થઇ નવમા સ્થાનમાં હોય, તો ધનવાન, સોનાની શ્રેષ્ટ સમૃદ્ધિવાળો, યા નવમામાં રહેલા ગ્રહોપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય, તો શત્રુઓનો નાશ કરનાર, સુંદર શરીરવાળો, સારો યશવાન થાય છે.

तातेशतत्कारकखेचरेन्द्रौ दुःस्थौ तयोः पुत्रमुखं न दृष्टम् ॥
केन्द्रत्रिकोणे यदि तौ नभोगौ वदेत्तयोः पुत्रमुखं हि दृश्यम् ॥ ९९ ॥

૯૯. ભાવાર્થ—દશમા ભાવનો સ્વામી, યા દશમાનો કારક, છઠ્ઠા આઠમા બારમા સ્થાનમાં હોય; તો તેનો બાપ મરણ વખતે પુત્રનું મુખ જોઇ શકતો નથી. યા કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) સ્થાનમાં હોય તો અંત્ય વખતમાં છોકરાનું મ્હોડું જુએ છે.

पितुर्निशायां मरणं सुखेशशुक्रेन्दवः षष्ठगता बलाढ्याः ॥
सारीश्वरास्तन्मरणं तथैव चन्द्रेण हीनास्तु दिवा मृतिः स्यात् ॥१००॥

૧૦૦. ભાવાર્થ—ચોથાનો સ્વામી, શુક્ર, ને ચંદ્ર બળવાન થઇ છઠ્ઠા સ્થાનમાં યા છઠ્ઠાના સ્વામી સાથે હોય, તો તેનો બાપ રાત્રી વખતે મરણ પામે છે. યા ચંદ્ર શિવાય છઠ્ઠાના સ્વામી સાથે ચોથાનો સ્વામી હોય તો દિવસે, મરણ પામે છે.

सौम्ये चराद्यभागस्थे भाग्येशे बलसंयुते ॥
गुरुशुक्रयुते दृष्टे जपध्यानसमाधिमान् ॥ १०१ ॥

૧૦૧. ભાવાર્થ—શુભગ્રહ, ચરલગ્નના પહેલા નવમાંશમાં હોય, ને નવમાનો સ્વામી બળવાન, ગુરૂ શુક્ર સાથે યા ગુરૂ શુક્રની દૃષ્ટિવાળો હોય, તો જપ, ધ્યાન, ને સમાધિ કરનાર થાય છે.

देवलोकादिभागस्थे कर्मेशे भाग्यपेऽपि वा ॥
पारावतांशके सौम्ये ब्रह्मनिष्ठापरो भवेत् ॥ १०२ ॥

૧૦૨. ભાવાર્થ—દશમાનો સ્વામી યા નવમાનો સ્વામી દેવલોકાદિ અંશમાં હોય, ને શુભગ્રહ પારાવતાંશમાં હોય, તો બ્રહ્મજ્ઞાની થાય છે.

पारावतादिभागस्थे धर्मेशे गुरुसंयुते ॥
लग्नेशे गुरुसंदृष्टे महादानकरो भवेत् ॥ १०३ ॥

૧૦૩. ભાવાર્થ—નવમાનો સ્વામી, ને ગુરૂ, પારાવતાદિ અંશમાં હોય, ને લગ્નના સ્વામીને ગુરૂ દૃષ્ટિ કરતો હોય તો મોટાં દાન કરનારો થાય છે.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते
सप्तमाष्टमनवमभावाध्यायश्चतुर्दशः ॥

એ પ્રમાણે નવગ્રહની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં અધ્યાય ૧૪ પુરો થયો.

खेडाप्रान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोमनुर्गुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી ચૌદમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

## જાતક પારિજાત.

### અધ્યાય ૧૫ મો.

#### દશમા, અગીઆરમા, બારમા ભાવનાં ફળો.

**अथ दशमभावफलम्** ॥ ( દશમા ભાવનું ફળ. )

आज्ञामानविभूषणानि वसनव्यापारनिद्राकृषि-
मव्रज्यागमकर्मजीवनयशोविज्ञानविद्याः क्रमात् ॥
कर्मस्वामिदिनेशबोधनगुरुच्छायासुतैश्चिन्तये-
दुक्तानि प्रविहाय पूर्वमशुभे माने विमानो भवेत् ॥ १ ॥

**૧** ભાવાર્થ—દશમા ભાવમાં આજ્ઞા, માન, ભૂષણ, કપડાં, વ્યાપારનું સુખ, દુઃખ, નિદ્રાનું સુખ, ખેતીના કામથી લાભાલાભનો વિચાર, સંન્યાસ, ધર્મની પ્રાપ્તિ, કર્મ, આજીવિકા, યશ, વિદ્યાની પ્રાપ્તિ, એટલી બાબતોનું જ્ઞાન દશમા ભાવમાં કહ્યું છે. દશમાનો સ્વામી, સૂર્ય, બુધ, ગુરૂ, શનિ, એઓથી પહેલાં કહેલી બાબતોનું જ્ઞાન, દશમા ભાવમાં ક્રમપૂર્વક લખ્યું છે. તેને છોડી દશમા ભાવમાં પાપગ્રહ હોય તો માન વિનાનો થાય છે.

कर्मेशे बलवर्जिते चपलधीर्जातो दुराचारवान्
जीवज्ञासितभानवो विबलिनो दुःस्था विकर्मप्रदाः ॥
गङ्गास्नानफलं समेति दशमे राहौ दिनेशेऽथवा
मीने कर्मणि चन्द्रजारसहिते जातः स मुक्तो भवेत् ॥ २ ॥

૨. ભાવાર્થ—દશમાનો સ્વામી નિર્બળ હોય, તો અસ્થિર બુદ્ધિવાળો યા દુષ્ટ આચારવાળો; યા ગુરૂ, બુધ, શનિ, સૂર્ય, નિર્બળ હોય તો ખોટાં કામ કરનાર, ખરાબ જગ્યોએ રહેનાર; યા દશમા સ્થાનમાં રાહુ કે સૂર્ય હોય તો ગંગા સ્નાનનું ફળ પામનાર; યા મીનરાશિ બુધ, મંગળ, સહીત દશમા સ્થાનમાં હોય, તો મુક્તિને પ્રાપ્ત થાય છે.

मानेश्वरे शुक्रयुते च केन्द्रे तुङ्गस्थिते तादृशतोयपूतः ॥
व्यये बुधे तद्भवनाधिपे वा स्वोच्चान्विते तादृशपुण्यभाक् स्यात् ॥ ३ ॥

૩. ભાવાર્થ—દશમાનો સ્વામી શુક્ર સાથે કેન્દ્રમાં યા પોતાના ઉચ્ચમાં હોય, તો ગંગામાં નાહ્યાથી પવિત્ર, યા બારમા સ્થાનમાં બુધ યા દશમાનો સ્વામી ઉચ્ચ રાશિમાં હોય, તો ગંગા નદીમાં નાહ્યાનું પુણ્ય ભોગવે છે.

चन्द्रे कर्मणि जान्हवीसलिलतः पूतो हि पूतद्युतौ
पापो यच्छति कर्मगो विबलवान् द्यूतक्रियासाहसम् ॥
सौम्या दुर्बलशालिनो दशमगाः सत्कर्मविध्वंसकाः
कर्मेशज्ञसुरार्चितैः क्रतुफलं संचिन्त्य सम्यग्वदेत् ॥ ४ ॥

૪. ભાવાર્થ—દશમા સ્થાનમાં પૂર્ણચંદ્ર હોય, તો ગંગાના પાણીથી પવિત્ર, યા પાપીગ્રહ નિર્બળ હોય તો જુગાર રમવામાં સાહસવાળો, યા શુભગ્રહ નિર્બળ થઇ દશમા સ્થાનમાં હોય, તો સારાં કામનો નાશ કરનાર થાય છે. દશમાના સ્વામીથી ને બુધ, ગુરૂથી વિચારીને રૂડે પ્રકારે યજ્ઞનું ફળ કહેવું.

एकस्थौ तनुकर्मपौ यदि तयोरेकाधिपत्यं तु वा
जातः स्वार्जितसद्धनेन कुरुते यज्ञादिकर्मोत्सवम् ॥
सार्कौ शूद्रधनेन साहिशिखिनि क्षुद्रैः सजीवे नृपैः
तत्तत्कारकवित्ततो यदि युते रव्यादिभिः कर्मपे ॥ ५ ॥

૫. ભાવાર્થ—લગ્નનો સ્વામી, ને દશમાનો સ્વામી બંને એક રાશિમાં હોય, યા લગ્ન, દશમાનો સ્વામી, એકજ હોય, તો પોતે ધન પેદા કરી યજ્ઞાદિ ઉત્સવ કામ કરનાર, યા લગ્નનો સ્વામી ને દશમાનો સ્વામી, સૂર્ય સાથે હોય તો શુદ્રના ધનવડે, રાહુ કે કેતુ સાથે હોય, હલકી વૃત્તિ ને ગુરૂ સાથે

હોય તો રાજાના ધનવડે યજ્ઞાદિ કર્મ કરે છે; ને સૂર્યાદિ ગ્રહ, દશમાનો સ્વામી સાથે જે ભાવમાં હોય, તેના કારકગ્રહના સંબંધથી ધન મળે છે.

वहुशुभयुजि माने वाजपेयादिसिद्धिः
. सितवुधयुतराशिस्वामिनौ दुर्बलाढ्यौ ॥
यदि कृतसवनोऽपि मासक्रर्ममनष्टो
भवति परमकर्मा दानवाचारशीलः ॥ ६ ॥

૬. ભાવાર્થ—બહુ શુભગ્રહ દશમા સ્થાનમાં હોય, તો વાજિપેયાદિ નામના યજ્ઞ કરનાર, યા શુક્ર, બુધ જે રાશિમાં હોય, તેનો સ્વામી નિર્બળ હોય, તો યજ્ઞ દીક્ષા લઈ ક્રોધથી કર્મનો નાશ કરનાર, યા સારાં કામ કરનાર, નીચ સ્વભાવનો થાય છે.

चन्द्रात् कर्मणि शोभने वलयुते तुङ्गादिवर्गास्थिते
वार्गीशेन युतेक्षिते नरवरो यज्वा यशस्वी भवेत् ॥
जीवज्ञासुरपूजितस्थितगृहाधीशा विनाशं गता
जातः सत्फलकर्मवानपि कृतां कर्मश्रियं नाप्नुयात् ॥ ७ ॥

૭. ભાવાર્થ—ચંદ્રથી દશમા સ્થાનમાં બળવાન શુભગ્રહ હોય, તે ઉચ્ચ કે શુભ વર્ગનો થઇ ગુરૂ સાથે બેઠો હોય, યા ગુરૂ જેતો હોય, તો પુરૂષોમાં શ્રેષ્ઠ યજ્ઞ કરનાર, પ્રખ્યાતિ મેળવનાર થાય છે.

બુધ, ગુરૂ, શુક્ર, જે રાશિમાં હોય, તે રાશિયોના સ્વામી આઠમા સ્થાને હોય, તો ધાર્મિક કામ કરવા છતાં કીર્તિ કે લક્ષ્મી તેને મળતાં નથી.

कर्मेशज्ञसुरार्चिता वलयुता यज्ञादिसत्कर्मदाः
सौम्यव्योमचरेण वीक्षितयुतास्ते वाजपेयादिभाक् ॥
जीर्णोद्धारणमुख्यगोपुरतटाकारामपुण्यप्रदा
यज्वा कर्मपतौ शुभे शशियुते माने विराहुध्वजे ॥ ८ ॥

૮. ભાવાર્થ—દશમાનો સ્વામી, બુધ, અને ગુરૂ, બળવાન હોય તો યજ્ઞ વિગેરે ઘણાં ધર્મનાં કામ કરાવે છે, તે દશમેશ, ને બુધ, ગુરૂ, શુભગ્રહો સાથે કે શુભની દૃષ્ટિવાળા હોય તો વાજપેયાદિ યજ્ઞનું અને જુનાં મકાનો નવાં બનાવવાનું, મીનારા, નહેરો, પાણીનાં ટાંકાં અને બગીચાઓ બનાવવાનું પુણ્ય ભોગવે છે.

દશમાનો સ્વામી શુભગ્રહ થઇ ચંદ્રમા સાથે દશમે બેઠો હોય, અને રાહુ કેતુ સાથે ન બેઠા હોય, ત્યારે યજ્ઞ વિગેરે ધાર્મિક કામો કરનારો થાય છે.

उच्चस्थे शशिजेऽहिकेतुवियुते भाग्योपयातेऽथवा
कर्मस्वामिनि भाग्यगे च मनुजो यागादिसत्कर्मवान् ॥
कर्मेशे निजतुङ्गगे बुधयुते ताराम्रुते वाऽस्तगे
तुङ्गस्थानगते सति क्रतुफलं जातः समेति ध्रुवम् ॥ ९ ॥

૯. ભાવાર્થ—જ્યારે બુધ ઉચ્ચનો કે નવમે ભાવે રાહુ કેતુના સમાગમ રહિત હોય, ને દશમાનો સ્વામી નવમે હોય તો ધાર્મિક અને શુભ કામ કરનાર થાય છે.

દશમાનો સ્વામી ઉચ્ચનો બુધ સાથે બેઠો હોય, અથવા બુધ તે વખતે ૭ મે રહી ઉચ્ચનો થયો હોય તો યજ્ઞ કરવાનું ફળ ભોગવે છે.

कर्मस्थे शशिनन्दने सवनकृत्साद्दिध्वजे कर्महा
कर्मेशे रिपुरन्ध्ररिः फगृहगे कर्मावरोधी भवेत् ॥
कर्मेशस्य बुधस्य कर्मभवने राहौ मखध्वंसकः
तुङ्गस्थानगतोऽपि कर्मगृहपो दुःस्थानगः कर्महाः ॥ १० ॥

૧૦. ભાવાર્થ—દશમા ભાવે બુધ હોય તો ધાર્મિક શુભકાર્યો કરનાર થાય છે. પણ રાહુ કે કેતુ સાથે બેઠો હોય તો ધાર્મિક ક્રિયાનો નાશ કરે છે.

દશમાનો સ્વામી ૬-૮-૧૨ મે બેઠો હોય તો કાર્યોમાં હરકત થાય.

બુધથી રાહુ દશમે દશમાના સ્વામી સાથે બેઠો હોય તો યજ્ઞોનો નાશ કરે છે.

ઉચ્ચનો દશમાનો સ્વામી ખરાબ ઘરોમાં બેઠો હોયતો ધર્મમાર્ગ ને ક્રિયાનો નાશ કરે છે.

व्यापारधर्मभवने शुभखेटयुक्ते
तन्नाथजीवतनुपा बलशालिनश्चेत् ॥
आचारधर्मगुणकर्मविधिप्रयुक्त-
श्रद्धापरो भवति विमकुलाग्रगण्यः ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—નવમા કે દશમા ઘરમાં શુભગ્રહો બેઠા હોય, અને તેજ ભાવોના સ્વામી, ગુરૂ, અને લગ્નનો સ્વામી બળવાન હોય તો આચારવાળો, ધર્મવાન્, ગુણવાન, કર્મવિધિ જાણનાર, શ્રદ્ધાળુ, બ્રાહ્મણોના કુળમાં આગેવાન ભાગ ધરાવનાર થાય છે.

सौम्यान्वितानि गुरुकर्मकलत्रपुत्र-
लग्नानि पञ्च भवनानि शुभेक्षितानि ॥
तन्नायकाश्च बलिनो यदि सर्वतत्व-
विद्याधिकक्रतुसमस्तगुणप्रसिद्धः ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—૯-૧૦-૭-૫ અને પહેલા ભાવમાં શુભગ્રહો બેઠા હોય, કે તે ભાવોપર દૃષ્ટિ કરતા હોય, અને તે પાંચે ભાવના સ્વામીઓ બળવાન હોય, તો સર્વ તત્વજ્ઞાન જાણનાર, વિદ્વાન્, યજ્ઞ કરનાર, બહુ ગુણોથી પ્રસિદ્ધ થાય છે.

ज्ञानव्योमाधिवासास्तनुगुरुदशमस्थानपाः षड्बलाढ्या
जातः षट्शास्त्रवेत्ता निखिलनिगमविद् ज्ञानदीक्षामुपैति ॥
धर्मव्यापारलग्नाधिपबुधविबुधाचार्यपाकापहारे
सत्कर्माचारसर्वक्रतुफलनिगमज्ञानविद्याकरः स्यात् ॥ १३ ॥

૧૩. ભાવાર્થ—જ્ઞાન ભાવ એટલે (૫-૪-૨) ભાવમાં પડેલા ગ્રહો અને દશમા ભાવમાં પડેલા ગ્રહો અને ૧-૯-૧૦ ભાવના સ્વામીઓ ષડ્બળમાં બળવાન થયા હોય તો છ શાસ્ત્ર જાણનાર, સર્વ વેદો જાણનાર, જ્ઞાની થાય છે, ને જ્ઞાનની દીક્ષા ધારણ કરે છે.

૯-૧૦ અને પહેલા ભાવના સ્વામીઓની તથા બુધ અને ગુરૂની દશાને અંતર્દશા ચાલતી હોય તે વખતે તે પુરૂષ ધાર્મિક કાર્ય કરનાર, વિદ્યાનો ભંડાર, યજ્ઞોનું ફળ મેળવનાર, અને શાસ્ત્ર જાણનાર થાય છે.

चन्द्रे तृतीये जलराशियुक्ते करोति जीर्णोद्धरणादि पुण्यम् ॥
तटाककूपादिकमत्र लग्नात् कर्मेश्वरे गोपुरभागयुक्ते ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—જળરાશિમાં ત્રીજા ઘર વિશે ચંદ્ર હોય તો સાર્વજનિક ઉપયોગી જગ્યાઓ સુધારી નવી બનાવે છે, અને આવા યોગમાં લગ્નથી દશમાનો સ્વામી ગોપુરાંશમાં હોય, તો તલાવ, કૂવા વિગેરે જીર્ણોદ્ધાર કરનાર થાય છે.

प्रव्रज्यायोगः ॥ (પ્રવ્રજ્યાયોગ.)

जातः पञ्चचतुर्वियच्चरवरैः केन्द्रत्रिकोणस्थितै-
रेकस्थैर्वलिभिः प्रधानवलवत्खेटाश्रमस्थो भवेत् ॥
आदित्यासितजीवशुक्रधरणीपुत्रेन्दुतारासुतै-
र्वानप्रस्थविवासभिक्षुचरकाः शाक्यो गुरुर्जीवकः ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—કોઇના જન્મ વખતે ચાર અથવા પાંચગ્રહો સાથે કેન્દ્ર અથવા ત્રિકોણમાં બળવાન થઇ બેઠા હોય, તેમાં સર્વેથી વધારે બળ પામેલો જે ગ્રહ હોય, તેની પ્રકૃતિ પ્રમાણે આશ્રમ ભોગવે છે. જેમકે રવિ, શનિ, ગુરૂ, શુક્ર, મંગળ, ચંદ્ર અને બુધ, બળવાળા હોય તો અનુક્રમે વાનપ્રસ્થ, વિવાસ, ભિક્ષુક, ચરક, શાકય, ગુરૂ, અને જીવક આશ્રમ ભોગવે છે.

वानप्रस्थस्तपस्वी वनगिरिनिलयो नग्नशीलो विवासा
भिक्षुः स्यादेकदण्डी सततमुपनिषत्तत्त्वनिष्ठो महात्मा ॥
नानादेशप्रवासी चरकपतिवरः शाक्ययोगी कुशीलो
राजश्रीमान् यशस्वी गुरुरशनपरो जल्पको जीवकः स्यात् ॥१६॥

૧૬. ભાવાર્થ—વાનપ્રસ્થ=ધ્યાન કરનાર (તપમાં લીન થયેલો) વિવાસ=(વસ્ત્ર વિનાનો)=નગ્ન સ્થિતિમાં પહાડ અને જંગલમાં ફરનાર, ભિક્ષુ=હાથમાં એક દંડ (લાકડી) રાખી હમેશાં એકાગ્રચિત્તે પવિત્ર શાસ્ત્રનું મનન કરતો સંન્યાસી, ચરક=દેશોદેશ ફરનાર, ધાર્મિક સાધુ, શાકય=બુધ પંથનો ખરાબ વૈરાગી, ગુરૂ=રાજ્યકીર્તિ પામેલો, રાજ્યલક્ષ્મીવાળો, પ્રખ્યાત શિક્ષક થાય, અને જીવક=વાતોના તડાકા મારનાર, બહુ ખાનાર, ને ભિક્ષુક થાય છે.

कर्मस्था बलिनस्त्रयोगगनगाः स्वोच्चादिवर्गस्थिताः
कर्मेशश्च बलाधिको यदि यतिस्तत्तुल्यशीलोऽथवा ॥
कर्मेशे बलवर्जिते गृहगृहमासे दुराचारवान्
तद्योगप्रदमध्यगौ धनमदस्थानाधिपौ कामधीः ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—દશમા ભાવમાં ૩ બળવાન ગ્રહો પોતાના ઉચ્ચના, અથવા શુભવર્ગના, તથા દશમાનો સ્વામી બહુ બળવાન હોય તો ૧૬

મા શ્લોક પ્રમાણે તે ગ્રહના સ્વભાવવાળો **સંન્યાસી** થાય. અથવા દશમા ભાવનો સ્વામી નિર્બળ થઇ લગ્નથી સાતમે ભાવે બેઠો હોય તો ખરાબ આચારવાળો, અને બીજા ને સાતમા ભાવના સ્વામી સંન્યાસયોગ કર્તા ગ્રહોમાં હોય તો કામી બુદ્ધિવાળો થાય છે.

तद्योगमदखेचरैरिनशनिक्षोणीकुमारान्वितैः
सन्यासं समुपैति वित्ततनयस्त्रीवर्जितो मानवः ॥
सौम्यांशोपगतः सहस्रकिरणस्तुङ्गान्तभागस्थितं
खेटं पश्यति यौवने वयसि वा बाल्ये यतीशो भवेत् ॥१८॥

૧૮. ભાવાર્થ—ત્યાગી યોગ ઉત્પન્ન કર્તા ગ્રહો સાથે સૂર્ય, શનિ અને મંગળ બેઠા હોય, તો ધન, પુત્ર અને સ્ત્રી વિનાનો હોવાથી સંન્યાસી થાય છે. સૂર્ય શુભ નવમાંશમાં બેસી ઉચ્ચ ભાગમાં બેઠેલા ગ્રહને દેખે તો યુવાવસ્થામાં યા બાલ્યાવસ્થામાંથીજ, એક મોટો યોગી થાય છે.

शुक्रेन्दुप्रविलोकिते गतबले लग्नाधिपे निर्द्धनो
भिक्षुः स्याद्यदि तुङ्गभांशकयुतस्तारापति पश्यति ॥
एकस्थैरवलोकिते तु बहुभिर्लग्नेश्वरे दीक्षितः
तद्योगमदभावकारकदशाभुक्तौ तदीयं फलम् ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—પહેલા ભાવનો સ્વામી નિર્બળ થઇ શુક્ર અને ચંદ્રની દૃષ્ટિવાળો હોય, તો નિર્ધન થાય છે. ઉચ્ચરાશિનો અથવા ઉચ્ચ નવમાંશનો થઇ ચંદ્રને જોતો હોય તો ભિક્ષુક થાય.

લગ્નના સ્વામી ઉપર એક રાશિમાં બેઠેલા બહુ ગ્રહોની દૃષ્ટિ હોય, તો તે પુરૂષ દીક્ષિત થશે. આ ફળ તે યોગ કરનાર ભાવકારક ગ્રહોની દશા વખતે થાય છે.

शीतांशुराशीशमिनात्मजो वा लग्नेश्वरः पश्यति दीक्षितः स्यात् ॥
भौमर्क्षगे मन्दद्दगाणभागे मन्देक्षिते शीतकरे यतिः स्यात् ॥ २० ॥

૨૦. ભાવાર્થ—ચંદ્ર જે રાશિમાં બેઠો હોય, તે રાશિના સ્વામીને શનિ અથવા લગ્નનો સ્વામી દેખતો હોય તો તે દીક્ષિત થાય.

શનિના દ્રેષ્કાણમાં મંગળની રાશિમાં બેઠેલા ચંદ્રને શનિ દેખતો હોય, તો તે **સંન્યાસી** થાય છે.

जीवारमन्दलग्नेषु मन्ददृष्टियुतेषु च ॥
लग्नाद्धर्मगते जीवे नृपयोगोऽपि तीर्थकृत् ॥ २१ ॥

૨૧. ભાવાર્થ—ગુરૂ, મંગળ કે શનિની રાશિનું લગ્ન હોય, ને તેના ઉપર શનિની દૃષ્ટિ હોય, કે યુક્ત હોય ને ગુરૂ લગ્નથી નવમા સ્થાનમાં હોય, તો રાજ્યયોગ થયો હોય છતાં તીર્થ કરવાવાળો થાય.

नवमस्थानगे चन्द्रे नभोगैर्नावलोकिते ॥
नृपयोगोऽपि संजातो दीक्षितो नृपतिर्भवेत् ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—નવમા સ્થાનમાં બેઠેલા ચંદ્રને કોઈ પણ ગ્રહો જોતા ન હોય, તો રાજ્યયોગ થયો હોય, પણ રાજવૈભવની પ્રાપ્તિ પૂર્વેજ સંન્યાસ લે છે.

सुरगुरुशशिहोरास्वार्किदृष्टासु धर्मे
गुरुरथनृपतीनां योगजस्तीर्थकृत् स्यात् ॥
नवमभवनसंस्थे मन्दगेऽन्यैरदृष्टे
भवति नरपयोगो दीक्षितः पार्थिवेन्द्रः ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—ગુરૂ, ચંદ્ર, ને લગ્નપર શનિની દૃષ્ટિ હોય, અને ગુરૂ નવમા ભાવે બેઠો હોય, તો રાજ્યયોગમાં જન્મેલો હોય પણ તીર્થ કરનારો થાય છે. નવમા સ્થાનમાં બેઠેલા શનિને કોઈ પણ ગ્રહ દેખતો ન હોય, તો રાજ્યયોગમાં જન્મેલો છતાં રાજ્ય પ્રાપ્તિ અગાઉ દીક્ષા લે છે.

सितार्कभौमार्कसुता महाबलाः सुरेज्यभूनन्दनभानुभानुजाः ॥
कुजेन्दुवागीशशनैश्चरा इमे सर्वं गताश्चेज्जनयन्ति तापसम् ॥२४॥

૨૪. ભાવાર્થ—(૧) શુક્ર, રવિ, મંગળ, શનિ, (૨) ગુરૂ, મંગળ, રવિ, શનિ, (૩) મંગળ, ચંદ્ર, ગુરૂ, શનિ આ ત્રણ યોગોમાંથી કોઇ પણ યોગના બધા ગ્રહો બળવાન થઇ એકી રાશિએ બેઠા હોય, તો બહુ ભક્તિવાળો તપસ્વી થાય છે.

ग्रहैश्चतुर्भिः सहिते तदीशे केन्द्रत्रिकोणोपगतैस्तु मुक्तः ॥
चतुर्ग्रहैः कर्मगतैः प्रव्रज्यामाप्नोति जातः कथितो मुनीन्द्रैः ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—દશમા ભાવનો સ્વામી બીજા ચાર ગ્રહો સાથે કેન્દ્ર અથવા ત્રિકોણમાં બેઠો હોય, તો તે પુરૂષ મુક્તિ પામે છે.

દશમા ભાવમાં ચાર ગ્રહો બેઠા હોય, તો મુનિઓના મત પ્રમાણે તે પુરૂષ ત્યાગી થાય.

कुजार्कसोमार्कजदेववन्दितैः कुजार्कचन्द्रात्मजमन्दभार्गवैः ॥
रवीन्दुभौमासितदानवप्रियैर्भवन्ति जाता व्रतसंयुता नराः ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—(૧) મંગળ, રવિ, ચંદ્ર, શનિ, ગુરૂ, (૨) મંગળ રવિ, બુધ, શનિ, શુક્ર, (૩) રવિ, ચંદ્ર, મંગળ, શનિ, શુક્ર, એ યોગોમાંથી એક યોગ એકજ ભાવમાં થયો હોય, ત્યારે તે માણસો વ્રત કરનાર થાય છે.

सितारसूर्यात्मजजीवभास्करैः कुजेन्दुदेवेज्यबुधार्किनन्दनैः ॥
सितेन्दुपुत्रार्किशशाङ्कभूमिजैर्भवेत्तपस्वी वनपर्वताश्रयः ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—(૧) શુક્ર, મંગળ, શનિ, ગુરૂ, રવિ, (૨) મંગળ, ચંદ્ર, ગુરૂ, બુધ, શનિ, (૩) શુક્ર, બુધ, શનિ, ચંદ્ર, મંગળ, આ યોગોમાંથી એક યોગ એકજ ભાવમાં થયો હોય, તો વન અને પહાડોમાં રહેનાર, તપસ્વી થાય છે.

चन्द्रेन्दुपुत्रारसुरेज्यभास्करैः शशाङ्कसूर्येन्दुजशुक्रभूमिजैः ॥
एकर्क्षगैरेभिरिह प्रजाता भवन्ति विद्यामुनयोऽस्त्ररूपकाः ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—(૧) ચંદ્ર, બુધ, મંગળ, ગુરૂ, રવિ, (૨) ચંદ્ર, સૂર્ય, બુધ, શુક્ર, મંગળ, આ બે યોગોમાંથી એક યોગ એકજ ભાવમાં હોય તો વિદ્વાન્ પવિત્ર મુનિ થાય છે, કે જેની પવિત્રતાને લીધે હથિયારો નિરૂપયોગી થઇ પડે છે.

रवीन्दुभौमेन्दुजजीवभार्गवैः सुधाकरारार्किगुरुज्ञभास्करैः ॥
कुजेन्दुसूर्यार्किसितेन्दुसंभवैर्भवेदमीभिः सहितैर्व्रती नरः ॥ २९ ॥

૨૯. ભાવાર્થ—જન્મ વખતે નીચે મુજબ ગ્રહો એક સાથે કોઇ પણ એકજ ભાવે બેઠા હોય તો ભક્તિવાળો વ્રત કરનાર થાય.

(૧) રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર; (૨) ચંદ્ર, મંગળ, શનિ, ગુરૂ, બુધ, રવિ. (૩) મંગળ, ચંદ્ર, રવિ, શનિ, શુક્ર, બુધ.

सितेन्दुजीवार्कजभानुलोहितैः सितार्किजीवार्कमृगाङ्कसोमजैः ॥
एकत्रयातैर्गगनाटनैः सदा भवन्ति जाता मुनयस्तपस्विनः ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—નીચે મુજબ છ ગ્રહો એકજ ભાવે સાથે બેઠા હોય, તો તપસ્વી મુનિ થાય છે. (૧) શુક્ર, ચંદ્ર, ગુરૂ, શનિ, રવિ, મંગળ, (૨) શુક્ર, શનિ, ગુરૂ, રવિ, ચંદ્ર, બુધ.

कुजज्ञवागीशसितासितारुणैः सितार्किजीवेन्दुजचन्द्रभूमिजैः ॥
बलप्रधानैर्गगनाटनैर्यदा यदि प्रजाताः पुरुषस्तपस्विनाम् ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—(૧) મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રવિ. (૨) શુક્ર, શનિ, ગુરૂ, બુધ, ચંદ્ર, મંગળ. એ પ્રમાણે છ ગ્રહો કોઈ પણ ભાવે સાથે બેસી બળવાન, હોય તો તપસ્વીનો યોગ થાય છે.

रवीन्दुवागीशदिनेशपुत्रैः शनैश्चरेन्द्वर्कसितैश्चतुष्टयम् ॥
रवीन्दुपुत्रक्षितिजामरेज्यैस्तपस्विनो मूलफलाशनाः स्युः ॥ ३२ ॥

૩૨. ભાવાર્થ—નીચલા ત્રણ યોગોવાળા પુરૂષો કંદ મૂળ અને ફળ ખાનારા તપસ્વીયો થાય છે. (૧) રવિ, ચંદ્ર, ગુરૂ, શનિ, (૨) શનિ, ચંદ્ર, સૂર્ય, શુક્ર, (૩) સૂ, બુ, મં, ગુરૂ.

वक्रार्कसोमात्मजदानवेज्या भौमेन्दुवागीशशशाङ्कपुत्राः ॥
एकर्क्षगा जन्मनि यस्य जन्तोर्भवेद्यती वल्कलभूतिधारी ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—જે પુરૂષની જન્મ કુંડળીમાં (૧) મંગળ, રવિ, બુધ, શુક્ર, (૨) મં, ચં, ગુ, બુ, એ બે યોગોમાંથી એક યોગ એકજ રાશિમાં થયો હોય તો તે વનના ઝાડોની છાલનાં કપડાં પહેરનાર, શરીરે ભભુતિ લગાવનાર તપસ્વી થાય છે.

शशीन्दुसूनुक्षितिजार्कपुत्रा बुधक्षमापुत्रसुरेज्यसौराः ॥
एकत्रगा यस्य नरस्य जातं कुर्वन्ति ते तापसमेव शान्तम् ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—(૧) ચંદ્ર, બુધ, મંગળ, શનિ, (૨) બુધ, મંગળ, ગુરૂ, શનિ, એ મુજબ ગ્રહોનો યોગ એક ભાવમાં થયો હોય તે પુરૂષ શાન્ત તપસ્વી થાય છે.

चन्द्रार्कभार्गवशशाङ्कसुता बलिष्ठा
भौमेन्दुपुत्रसितभास्करनन्दनाश्च ॥
मन्देन्दुवाक्पतिसिता नियतं यतीनां
कुर्वन्ति जन्म कृतवल्कफलाशनानाम् ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—(૧) ચંદ્ર, રવિ, શુક્ર, બુધ. (૨) મંગળ, બુધ, શુક્ર, શનિ. (૩) શનિ, ચંદ્ર, ગુરૂ, શુક્ર. એ પ્રમાણે ચાર બળવાન ગ્રહો એક ભાવે બેઠેલા હોય તો તે પુરૂષ ઝાડાની છાલવડે શરીર ઢાંકી ફળ વિગેરે ખાનાર મોટો તપસ્વી થાય છે.

रविशशिकुजशुक्रैश्चन्द्रभौमज्ञसूर्यै-
गुरुसितरविमन्दैः शुक्रमन्देन्दुजीवैः ॥
कुजबुधसितचन्द्रैरेभिरेकर्क्षयातै-
र्भवति गिरिवनौकास्तापसः सर्ववन्द्यः ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—નીચે પ્રમાણે પાંચ યોગોમાંથી એકજ યોગ એક ભાવે થયો હોય, તો તે માણસ સર્વેથી માન પામેલો વન અને પર્વતોમાં રહેનાર તપસ્વી થાય છે.

(૧) રવિ, ચંદ્ર, મંગળ, શુક્ર. (૨) ચંદ્ર, મંગળ બુધ, રવિ. (૩) ગુરૂ, શુક્ર, રવિ, શનિ. (૪) શુક્ર, શનિ, ચંદ્ર, ગુરૂ. (૫) મંગળ, બુધ, શુક્ર, ચંદ્ર.

सितशशिकुजगुरुमन्दैश्चन्द्रेन्दुजभौमगुरुशुक्रैः ॥
रविकुजशनिबुधजीवैर्भवति यती दुःखितो दीनः ॥ ३७ ॥

૩૭ ભાવાર્થ—નીચેના યોગોમાંથી એક યોગ એકજ ભાવમાં થયો હોય તો તે ગરીબ, દરિદ્રી ને દુઃખી સાધુ થાય છે.

(૧) શુક્ર, ચંદ્ર, મંગળ, ગુરૂ, શનિ. (૨) ચંદ્ર, બુધ, મંગળ, ગુરૂ, શુક્ર. (૩) રવિ, મંગળ, શનિ બુધ, ગુરૂ.

कुजार्किदेवेज्यसितेन्दुपुत्रैः शनीनसोमात्मजचन्द्रभौमैः ॥
नभश्चरैरेकगृहोपयातैर्जटाधरा वल्कलधारिणः स्युः ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—જન્મ કુંડળીમાં કોઇ પણ ભાવે (૧) મંગળ, શનિ, ગુરૂ, શુક્ર, બુધ. (૨) શનિ, રવિ, બુધ, ચંદ્ર, મંગળ એ બે યોગોમાંથી એક યોગ થયો હોય તો તે ઝાડની છાલનાં કપડાં પહેરનારા, જટા ધારણ કરનારા જોગી થાય.

भान्विन्दुजेन्दुकुजजीवपुरारिपूज्यैः
सूर्येन्दुभौमगुरुशुक्रदिनेशपुत्रैः ॥

मान्नोत्यवश्यमिह तापसरूपमेभि-
रेकर्क्षगैर्गगनचारिभिरायतास्यः ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—(૧) સૂર્ય, બુધ, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર. (૨) સૂર્ય, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર, શનિ. એ બે યોગોમાંથી એક યોગ એકજ ભાવમાં થયો હોય તો દીર્ઘ દૃષ્ટિવાળો તપસ્વી અવશ્ય થાય છે.

नन्यीक्षितश्चेदितरग्रहेन्द्रैर्लग्नाधिपः पश्यति भानुपुत्रम् ॥
लग्नाधिपं वा यदि भानुपुत्रः सन्यासयोगो हि बलेन हीनम् ॥४०॥

૪૦. ભાવાર્થ—બીજા ગ્રહોની દૃષ્ટિ જેનાપર ન હોય, એવો લગ્નનો સ્વામી શનિને દેખે; અને નિર્બળ શનિ લગ્નના સ્વામીને દેખે તો સંન્યાસયોગ ધારણ કરનાર થાય છે.

चन्द्रे भानुसुतेक्षिते रविसुतद्रेक्काणपाते तथा
भिक्षुर्मन्दनिरीक्षिते रविसुतक्षोणीसुतांशे विधौ ॥
सन्यासप्रदखेचरः सगुलिकः साहिध्वजो वा यदि
क्रूरांशोपगतः करोति विगताचारं यतीनां ध्रुवम् ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—ચંદ્ર, શનિના દ્રેષ્કાણમાં શનિની દૃષ્ટિવાળો હોય, તો સંસારનો ત્યાગ કરી સંન્યાસી થાય.

જ્યારે ચંદ્ર, શનિ કે મંગળના અંશનો હોય, અને શનિની દૃષ્ટિ હોય ત્યારે પણ સંન્યાસી થાય.

સંન્યાસયોગ કર્તા ગ્રહ રાહુ, કેતુ કે ગુલિક સાથે હોય, અને ક્રૂર નવમાંશમાં બેઠો હોય તો બ્રહ્મચર્યનો ત્યાગ કરનાર સંન્યાસી થાય છે.

रविलुप्तकरैरदीक्षिता बलिभिस्तद्गतभक्तयो नराः ॥
अभियाचितमात्रदीक्षिता निहतैरन्यनिरीक्षितैरपि ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—સંન્યાસ યોગ કર્તા બળવાનગ્રહોને સૂર્ય પોતાના તેજથી છૂપાવી દેતો હોય, તો સાધુ સંતની ભક્તિ કરનાર થાય. પણ પોતે યોગી થાય-નહિ. વળી એવા યોગવાળા ગ્રહો બીજા જેતા ગ્રહોવડે પરાજય પામ્યા હોય, તો તેનો પુરૂષ ભીખ્યા સંન્યાસી થવાના વિચાર કરશે.

॥ जीवनम् ॥ ( આજીવિકા બાબત. )

अर्थाप्तिः पितृजननीसपत्नमित्रभ्रातृस्त्रीभृतकजनाद्दिवाकराद्यैः ॥
होरेन्द्वोर्दशमगतैर्विकल्पनीया भेन्द्वर्कास्पदपतिगांशनाथवृत्त्या ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—લગ્નને ચંદ્રથી, રવિ વિગેરે સાત ગ્રહોમાંથી કોઇ ગ્રહ દશમા ભાવે બેઠો હોય તો અનુક્રમે બાપ, મા, શત્રુ, મિત્ર, ભાઇ, સ્ત્રી, ને ચાકરથી દ્રવ્ય પ્રાપ્તિ થાય છે.

સૂર્ય, ચંદ્ર ને લગ્નથી દશમા ઘરનો સ્વામી નવમાંશમાં જે ભાવે રહ્યો હોય, તે ભાવના સ્વામીની પ્રકૃતિ પ્રમાણે ઉદ્યોગથી દ્રવ્ય મળે છે.

अर्थाप्तिं कथयेद्विलग्नशशिनोर्मध्ये बली यस्ततः
कर्मेशस्थनवांशराशिपवशाद्वृत्तिं जगुस्तद्विदः ॥
भैषज्योर्णतृणाम्बुधान्यकनकव्यापारमुक्तादिकै-
र्न्योन्यागमदूतवृत्तिभिरिनस्यांशे तु जीवत्यसौ ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—લગ્ન અને ચંદ્ર, એમાં જે બળવાન હોય, તેનાથી ધન પ્રાપ્તિ બાબત કહેવી. દશમા ભાવનો સ્વામી નવમાંશમાં જે રાશિએ બેઠો હોય, તેના સ્વામીની પ્રકૃતિ મુજબના ઉદ્યોગથી આજીવિકા કહેવી.

ઉપર મુજબ નવમાંશ રવિનો હોય તો ઔષધ, ઊન, ઘાસ, પાણી, ધાન્ય, સુવર્ણ, મોતી, વેપાર આદિના ઉપયોગથી અથવા દૂત (દલાલ) નું કામ કરી આજીવિકા ચલાવે.

जलोद्भवानां क्रयविक्रयेण कृषेश्च मृद्वादविनोदमार्गात् ॥
राजाङ्गनासंश्रयवित्तरूपान्निशाकरांशे वसनक्रयाद्वा ॥ ४५ ॥

૪૫. ભાવાર્થ—ચંદ્રનો નવમાંશ હોય, તો જળમાંથી મળતી વસ્તુઓ શંખ, મોતી, ખેતીવાડી, અનેક ખનીજ પદાર્થના વેપારથી રાજ્ય સ્ત્રીયો યા ધનવાનોની સ્ત્રીયોના લાયક વસ્ત્રાલંકારના વેપારથી અને મીઠી વાણી ને વિનોદથી ધન મેળવે છે.

धातोर्विवादेन रणप्रकारात् स्तब्धाभिवादात्कलहप्रवृत्त्या ॥
जीवत्यसौ साहसमार्गल्पात् धरासुतांशे यदि चोरवृत्त्या ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—મંગળનો નવમાંશ હોય તો ધાતુ ગાળીને, રણમાં

જઈને, શાંત અગ્નિથી કંઇ ચમત્કાર કરીને, કજીઆ કરીને, સાહસ કર્મ કરી અથવા ચોરીનો ધંધો કરી પૈસો મેળવે છે.

शिल्पादिकाव्यागमशास्त्रमार्गात् ज्योतिर्गणज्ञानवशाद्बुधांशे ॥
परार्थवेदाध्ययनाज्जपाच्च पुरोहिताद्याज्यवशात्प्रवृत्तिः ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—બુધનો નવમાંશ હોય તો શિલ્પી, કવિ, જોશી, શાસ્ત્રવેદ કામ, અને પારકા માટે વેદનું અધ્યયન જપ વિગેરે કામ કરવાથી અથવા કોઇ યાજ્ઞિક બ્રાહ્મણના હાથ નીચે રહેવાથી ધન મેળવે છે.

जीवांशके भूसुरदेवतानामुपासनाध्यापकरूपमार्गात् ॥
पुराणशास्त्रागमनीतिमार्गाद्धर्मोपदेशैरकुसीदमाहुः ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—ગુરૂનો નવમાંશ હોય તો ખરાબ પૈસો નહિ મેળવતાં બ્રાહ્મણ, દેવતાઓની સેવા કરવાથી, અધ્યાપક થવાથી, પુરાણ, શાસ્ત્રવેદ, નીતિ વિગેરે માર્ગોથી, અથવા ધર્મ ગુરૂ થઇ ધર્મનો ઉપદેશ કરવાથી ધન મેળવે છે.

सुवर्णमाणिक्यगजाश्वमूलाद्गवां क्रयाज्जीवनमाहुरार्याः ॥
गुडाद्न्नक्षारदधिक्रयेण स्त्रियाः प्रलोभेन भृगोः सुतांशे ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—શુક્રનો નવમાંશ હોય તો સોનું, માણેક, હાથી, ઘોડા મળી શકે એવી જગ્યાથી ઢોર, ગૉળ, ભાત, મીઠું, દહીં, વિગેરેના વેપારથી અથવા સ્ત્રીના લોભથી ધન મેળવે છે.

शन्यंशके कुत्सितमार्गवृत्त्या शिल्पादिभिर्दारुमयैर्वधार्थैः ॥
विन्यस्तभाराज्जनविप्रलम्भादन्योन्यवैरागममार्गमूलात् ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—ચંદ્ર થકી અથવા લગ્નથી દશમાના સ્વામીનો નવમાંશ શનિનો હોય, તો નીચ કામો કરી ગુજરાન ચલાવે, યા લાકડાંમાં શિલ્પી કામ, ગુન્હેગારોને શિક્ષા કરવાનું, ફાંસી વધ, વિગેરેનું ભાર, ઉચકવાથી, બ્રાહ્મણની નીંદાથી, અથવા બેની લડાઇ વચ્ચે પડી લાભ લઈ લેવાનું કામ કરી ધન મેળવે છે.

पापैश्चतुष्केन्द्रगृहोपयातैः कुलोत्तमावंशकरान्नृपालाः ॥
सर्वज्ञधीवित्तपरोगुणाढ्यानरान्नृप मीतिकरायवास्युः ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—જન્મકુંડળીમાં ચારે કેન્દ્રોમાં પાપગ્રહો બેઠા હોય

તો, પોતાના વંશ કે કુળમાં સર્વોત્તમ, ઘણું જાણનાર, બુદ્ધિવાન, યશ, ધનવાન, કીર્તિવાળો, ને ગુણવાન થાય છે, અથવા રાજાની પૂર્ણ પ્રીતિવાળો થાય છે.

कर्मकर्मांशगाः सौम्या जातः पुण्यरतः सदा ॥
पाविनः पापकर्मात्मा चन्द्राद्वा यदि जायते ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—લગ્ન અથવા ચંદ્રથી દશમે ભાવે કે દશમા ભાવની રાશિના નવમાંશમાં શુભગ્રહો બેઠા હોય તો તે હમેશાં પુણ્યમાં પ્રીતિવાળો થાય, અને પાપગ્રહો હોય તો પાપ કામો કરનાર થાય છે.

कर्मराश्यंशपो यत्र तदीशः पापखेचरः ॥
धूमादिग्रहसंबन्धी यदि पापरतो भवेत् ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—દશમા ભાવની રાશિના નવમાંશનો સ્વામી જે રાશિમાં બેઠો હોય, તે રાશિનો સ્વામી પાપગ્રહ થઇ ધૂમાદિગ્રહનો સંબંધ કરતો હોય, તો પાપમાં પ્રીતિવાળો થાય.

सिद्धारंभः कर्मगे चन्द्रलग्नाद् भानौ भौमे साहसी पापबुद्धिः ॥
विद्वान् सौम्ये वाक्पतौ राजतुल्यः शुक्रे भोगी भानुजे शोकतप्तः ॥५४॥

૫૪. ભાવાર્થ—ચંદ્ર યા લગ્નથી દશમા ભાવમાં સૂર્ય હોય, તો સિદ્ધ આરંભવાળો, મંગળ હોય તો સાહસી, પાપી બુદ્ધિવાળો; બુધ હોય તો વિદ્વાન્, ગુરૂ હોય તો રાજ્ય જેવો વૈભવ ભોગવનાર, શુક્ર હોય તો ભોગી, શનિ હોય તો શોકવાળો થાય છે.

चन्द्रात् कर्मगते रवौ सरुधिरे मत्तः परस्त्रीरति-
ज्योंतिर्विच्च सचन्द्रजे जलधनस्त्रीभूषणादिप्रियः ॥
सिद्धार्थो नृपसंमतश्च सगुरौ शुक्रेण युक्ते नृप-
प्रीतिस्त्रीधनवृद्धिभाक् शनियुते दीनो दरिद्रो भवेत् ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—ચંદ્રથી દશમા ભાવે રવિ, મંગળ સાથે હોય તો દારૂડીયો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો; બુધ સાથે હોય તો જ્યોતિષવિદ્યા જાણનાર, પાણીમાંથી ધન મેળવવામાં પ્રીતિવાળો, સ્ત્રી, અલંકાર ઘરેણાં વિગેરેમાં પ્રેમ રાખનાર; ગુરૂ સાથે હોય તો દરેક કામમાં યશ મેળવનાર, રાજાથી માન પામનાર; શુક્ર સાથે હોય તો રાજાની પ્રીતિ,

સ્ત્રી, અને ધનની વૃદ્ધિ ભોગવનાર, અને રવિ શનિ સાથે હોય તો ગરીબ, દરિદ્રી થાય છે.

चन्द्रात् कर्मणि भूसुते बुधयुते शास्त्रोपजीवी भवेत्
सेज्ये नीचजनाधिपः सभृगुजे वैदेशिकः स्याद्वणिक् ॥
सार्कौ साहसिकोऽसुतश्च शशिनः कर्मस्थिते बोधने
सेज्ये पण्ढतनुश्च दीनवचनः ख्यातो नृपालप्रियः ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—ચંદ્રથી દશમા ભાવમાં મંગળ, બુધ સાથે હોય તો શાસ્ત્રોથી આજીવિકા ચલાવનાર, મંગળ, ગુરૂ સાથે હોય તો નીચ લોકોનો અધિપતિ, શુક્ર સાથે હોય તો પરદેશમાં જઇ વેપાર કરનાર, શનિ સાથે હોય તો સાહસ કામ કરનાર, સંતાન વિનાનો થાય.

ચંદ્રથી દશમે બુધ, ગુરૂ સાથે હોય તો વાંઝીયો, ગરીબ વચન બોલનાર, કીર્તિવાળો, રાજાની પ્રીતિ મેળવનાર થાય છે.

माने चन्द्रमसो बुधे सभृगुजे विद्यावधूवित्तवान्
सार्कौ पुस्तकलेख्यकश्च विषमाचारप्रवृत्तोऽथवा ॥
जीवे शुक्रयुते तु विप्रजनपो भूपप्रियः पण्डितः
सार्कौ सर्वजनोपतापचतुरो जातः स्थिरारम्भधीः ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—ચંદ્રથી બુધ, શુક્ર સાથે દશમે બેઠો હોય, તો વિદ્યા, સ્ત્રી ને ધનવાળો, શનિ સાથે હોય તો પુસ્તક લખનાર લહીઓ, કે નાલાયક કામો કરનાર થાય.

ચંદ્રથી ગુરૂ, શુક્ર સાથે દશમે બેઠો હોય, તો બ્રાહ્મણોનું રક્ષણ કરનાર, રાજાથી માન પામેલો, વિદ્વાન્, ગુરૂ, શનિ સાથે હોય તો પારકા માણસોને દુઃખ આપવામાં ચતુર, આરંભ કરેલા કામમાં દૃઢ બુદ્ધિ રાખનાર થાય છે.

सुगन्धनीलचूर्णादिचित्रकारो भिषग्वणिक् ॥
कर्मस्थानगते मन्दे साम्रुरेज्ये निशाकरात् ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—શુક્ર શનિ, જો ચંદ્રથી દશમે હોય તો સુગંધી જરૂઆદિ પદાર્થો બનાવે, અને દવાઓનો વેપાર કરે છે.

आज्ञास्थानाधिपे सौम्ये शुभयुक्तेक्षितेऽपि वा ॥
शोभनांशगते वाऽपि जातस्त्वाज्ञाधरो भवेत् ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—દશમા ભાવનો સ્વામી શુભગ્રહ હોય, અથવા શુભગ્રહો સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો, યા શુભ નવમાંશમાં હોય, તો હુકમ ચલાવનાર થાય છે.

आज्ञाधिपे मन्दयुते रन्ध्रनाथेन वीक्षिते ॥
क्रूरांशे केन्द्रराशौ वा क्रूराज्ञां मकरोति सः ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—દશમા ભાવનો સ્વામી શનિ સાથે આઠમા ભાવના સ્વામીની દૃષ્ટિવાળો હોય, યા ક્રૂર નવમાંશમાં કેન્દ્રની રાશિમાં હોય, તો નીચ શેઠની ખરાબ આજ્ઞા પાળનાર થાય છે.

कर्कटस्थे निशानाथे गुरुशुक्रनिरीक्षिते ॥
पारावतादिभागस्थे सत्कीर्तिधनवान् भवेत् ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—ગુરૂ અને શુક્રની દૃષ્ટિવાળો ચંદ્ર સ્વગ્રહી હોય, અને પારાવતાંશ કે બીજો કોઈ વિશેષ અંશ પામ્યો હોય, તો કીર્તિવાળો, ધનવાન થાય છે.

मानेशे शुभसंयुक्ते शुभमध्यगतेऽपि वा ॥
शुभग्रहांशके वाऽपि कीर्तिमानभिमानवान् ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—દશમા ભાવનો સ્વામી, શુભગ્રહ સાથે અથવા બે શુભગ્રહોની વચમાં, કે શુભ નવમાંશનો હોય તો કીર્તિવાળો, અભિમાની થાય.

पापेक्षिते कर्मणि पापयुक्ते मानाधिपे हीनबलोपयाते ॥
जातोऽपवादी विगताभिमानः स्वकर्मतेजोबलकीर्तिहीनः ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—દશમા ભાવમાં અશુભગ્રહ, યા ક્રૂરગ્રહની દૃષ્ટિ હોય, અને દશમાનો સ્વામી નિર્બળ હોય તો નિન્દા પામનાર, બુદ્ધિ રહિત, પોતાનાં કર્મ તેજ, બળ, અને કીર્તિ વિનાનો, સત્તા રહિત થાય છે.

कर्मेशतन्नवांशेशौ शनिसंबन्धसंयुतौ ॥
षष्ठाधिपेक्षितयुतौ बहुदारान्वितो भवेत् ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—દશમાનો સ્વામી અને તેના નવમાંશનો સ્વામી બંને શનિના સંબંધવાળા હોય, અને છઠ્ઠાના સ્વામી સાથે કે તેની દૃષ્ટિવાળા હોય, તો બહુ સ્ત્રીઓવાળો થાય.

भूसुनुक्षितिराशिपौ च बलिनौ केन्द्रत्रिकोणायगौ
कर्मेशे भृगुचन्द्रवीक्षितयुते कृष्यादिगोवित्तवान् ॥
संबन्धी यदि कर्मणः शशिसुतो वाणिज्यशीलः सदा
सौम्यासौम्ययुते तु सात्विकमना निद्री विमिश्रोऽन्यथा ॥६५॥

૬૫. ભાવાર્થ—મંગળ અને ચોથા ભાવના સ્વામી બળવાન થઈ કેન્દ્ર, ત્રિકોણ કે અગીઆરમા ભાવમાં હોય, અને દશમાનો સ્વામી શુક્ર ચંદ્ર સાથે કે તેમની દૃષ્ટિવાળો હોય, તો ખેતીવાડી કરી ઢોરાંના જથારૂપ દોલત મેળવે.

બુધ દશમા ભાવ સાથે સંબંધ રાખતો હોય, તો હમેશાં વેપાર કરનાર થાય. દશમા ભાવે ગ્રહો શુભ, અશુભ કે મીશ્ર જે પ્રમાણે હોય, તે પ્રમાણે સાત્વિક મનવાળો, આળસુ, યા મિશ્ર સ્વભાવનો થાય છે.

## अथ लाभभावफलम् ॥ (અગીયારમા ભાવનું ફળ.)

लाभस्थानेन लग्नादखिलधनचयप्राप्तिमिच्छन्ति सर्वे
लाभस्थानोपयातः सकलबलयुतः खेचरो वित्तदः स्यात् ॥
भानुश्चेज्ज्ञातिवर्गादतिधनमुडुपो मातृवर्गेण भौमः
स्वोत्थाचान्द्रियेदिग्रमसुविबुधसुहन्मातुलैर्वित्तमेति ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—લગ્નથી અગીયારમા ભાવવડે કરીને સર્વ ધન મેળવવાના વિચાર કહે છે. ગ્રહ બળવાન થઈ અગીયારમા સ્થાનમાં હોય, તો ધનવાન થાય. તેમાં સૂર્યાદિ જે ગ્રહ બળવાન થઈ અગીયારમા સ્થાનમાં હોય, તે ક્રમથી ધન મેળવાવે છે. સૂર્ય, પોતાની સંબંધી જાતિના જે છે તેથી, ચંદ્ર, માતાનાં સગાં (મોસાળ)થી મંગળ ભાઈથી બુધ, પોતાના સ્વામીથી, પંડિતો, મિત્રો ને મામાથી ધન અપાવે છે.

जीवो यच्छति वेदशास्त्रयजनाचारादिपुत्रैर्धनं
शुक्रः स्त्रीजनकाव्यनाटककलासङ्गीतविद्यादिभिः ॥
दासीदासकृषिक्रियार्जितधनं धान्यं समृद्धं शनिः
विप्रादिश्चरेण वीक्षितयुते विप्रादयो वित्तदाः ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—ગુરૂ, વેદશાસ્ત્રદ્વારા યજ્ઞાદિ કર્મો, ને પુત્રોથી; શુક્ર, સ્ત્રીઓ, કાવ્ય, નાટક, કળા, સંગીત, વિદ્યાથી; શનિ દાસી, ચાકરો ને ખેતીથી ધન ધાન્યની સમૃદ્ધિવાળો કરે છે; ને બ્રાહ્મણ જાતિના ગ્રહો અગીયારમા ભાવમાં હોય, યા તેમની દૃષ્ટિ હોય, તો બ્રાહ્મણાદિ વર્ણથી ધન મળે છે.

आयस्थः शुभखेचरः शुभधनं पापस्तु पापार्जितं
मिश्रैर्मिश्रधनं समेति मनुजस्तज्जातकोक्तं वदेत् ॥
लाभस्थानगतः समस्तगुणवानिष्टाधिकश्चेद्बली
जातो यानविभूषणाम्बरवधूभोगादिविद्याधिकः ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—અગીયારમા સ્થાનમાં શુભગ્રહ હોય, તો ધર્મવડે યા પાપીગ્રહ હોય તો **પાપકર્મથી,** યા શુભ પાપ મિશ્રિત હોય તો મિશ્રિત કામથી ધન મળે છે; યા બધા ગુણોવાળો, બહુ શુભ બળવાનગ્રહ અગીયારમા સ્થાનમાં હોય, તો વાહન, ભૂષણ, કપડાં, સ્ત્રીભોગાદિ પદાર્થોવાળો, વિદ્યાવાન થાય છે.

वित्तेशायगृहाधिपौ तनुपतेरिष्टग्रहौ चेद्धनं
सत्कर्मामरविप्रपुण्यविषये दानादियोग्यं वदेत् ॥
आयस्थो विबलः पराजितबलो नीचारिदुःस्थानपो
रेकायोगकरो यदि प्रतिदिनं कुर्वीत भिक्षाटनम् ॥ ६९ ॥

૬૯. ભાવાર્થ—બીજા ને અગીયારમાનો સ્વામી, લગ્નના સ્વામીના મિત્ર હોય, તો સારા ધનવાળો થાય, ને તે ધનથી સારાં કામ, દેવતા બ્રાહ્મણનું પૂજન, દાન, યજ્ઞાદિ કરનાર થાય છે, યા અગીયારમા સ્થાનમાં નિર્બળ, શત્રુએ જીતેલો, નીચ કે શત્રુની રાશિનો કે ૬-૮-૧૨ ઘરનો સ્વામી હોય, તો દરિદ્રી, હમેશાં ભીખ માગનાર થાય છે.

लाभेशे दिनपेऽथवा शशधरे भूपालतुल्याश्रयाद्
भौमे मन्त्रिजनाग्रजानुजकृषिद्वारा धनं लभ्यते ॥
विद्यावन्मुमुर्तः सुधाकरसुते जीवे निजाचारतः
शुक्रे रत्नवधूगजादिपशुभिर्मन्दे कुवृत्त्या श्रियम् ॥ ७० ॥

૭૦. ભાવાર્થ—અગીયારમાનો સ્વામી સૂર્ય, યા ચંદ્ર હોય, તો રાજા જેવા માણસના આશ્રયથી, મંગળ હોય તો પ્રધાન, કે મોટા ને નાનાભાઇઓ, કે ખેતીથી, બુધ હોય તો વિદ્યા, ભાઇઓ ને પુત્રોથી, ગુરૂ હોય તો પોતાના આચારથી, શુક્ર હોય તો રત્નો, સ્ત્રી, ને હાથી વિગેરે પશુઓથી, શનિ હોય તો ખોટી વૃત્તિ કરવાથી ધન મેળવે છે.

लाभस्थानपतौ विलग्नभवनात् केन्द्रत्रिकोणस्थिते
लाभे पापसमन्विते तु धनवान् तुङ्गादिराश्यंशके ॥
तत्तत्कारकवर्गतो बलवशाद्योगानुसारं वदेत्
तत्तत्खेटदशापहारसमये वित्तं वदेत्तद्दिशि ॥ ७१ ॥

૭૧. ભાવાર્થ—અગીયારમાનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) માં હોય, યા અગીયારમા સ્થાનમાં પાપીગ્રહો હોય, યા ઉચ્ચ રાશિ કે ઉચ્ચ નવમાંશમાં હોય, તો ધનવાન, યા અગીયારમાના કારક, ઉચ્ચાદિ રાશિ, ને નવમાંશમાં હોય, યા અગીયારમાના વર્ગ સ્વામીયોના બળથી યા યોગ થવાથી, યા તેની દશા અન્તર્દશામાં કે તે તે ગ્રહોની દશાઓથી ધન મળે છે.

अथ व्ययभावफलम् ॥ ( બારમા ભાવનું ફળ. )

लग्नादन्त्यतदीशभानुतनयैर्दूराटनं दुर्गतिं
दातृत्वं शयनादिसौख्यविभवं वित्तक्षयं चिन्तयेत् ॥
रिःफस्थे चरखेचरे चरगृहे दुःस्थाननाथेऽथवा
नानादेशवनाटनो हि शनिना युक्तेऽथवाऽऽलोकिते ॥७२॥

૭૨. ભાવાર્થ—લગ્નથી બારમા ઘરના સ્વામીને શનિથી પરદેશ જવું, ખરાબ ગતિ, દાન શક્તિ, પથારી, સુવાનું સુખ, ઐશ્વર્ય, ધનનો નાશ, એટલાનો વિચાર કરવો; યા બારમા સ્થાનમાં ચરરાશિમાં રહેલા ચરગ્રહ ચંદ્ર, બુધ, શુક્ર હોય, યા છઠ્ઠા, આઠમા, બારમાનો સ્વામી, હોય, ને શનિ સાથે કે શનિની દૃષ્ટિ હોય, તો બહુ દેશોમાં ફરનાર, વન પર્વતોમાં ભમનાર થાય છે.

रिःफस्थानगते शुभे शुभयुते सौम्यग्रहालोकिते
तन्नाथे विबलेऽरिनीचगृहगे वित्तव्ययाभावभाक् ॥

रिःफस्थे विबले बलेन सहिते रिःफाधिपे वित्तहा
मिश्रव्योमचरान्विते तु सकलं मिश्रव्ययं देहिनाम् ॥ ७३ ॥

૭૩. ભાવાર્થ—બારમા સ્થાનમાં શુભગ્રહ હોય, ને શુભગ્રહ બેઠો હોય, યા શુભગ્રહ દેખતો હોય, ને તેનો સ્વામી નિર્બળ હોય, શત્રુ કે નીચ રાશિમાં હોય, તો પૈસાના ખર્ચ વિનાનો, યા બારમા સ્થાનમાં નિર્બળગ્રહ હોય, ને બારમાનો સ્વામી બળવાન હોય, તો ધનનો નાશ કરનાર, યા શુભ ને પાપ બંને ગ્રહ બારમામાં હોય, તો સાધારણ પૈસો ખર્ચાય છે.

इष्टव्ययं भवति शोभनवर्गयाते दुष्टव्ययं विबलखेटयुतेक्षिते वा ॥
यत्कारकस्तुचरवर्गजनादनर्थं जातः समेति बलहीनदशापहारे ॥ ७४ ॥

૭૪. ભાવાર્થ—બારમા ભાવમાં શુભગ્રહનો વર્ગ હોય, તો શુભ કામમાં ખર્ચ કરનાર, બારમા ભાવમાં નિર્બળ ગ્રહ હોય, યા તેની દષ્ટિ હોય, તો પાપ કામમાં ખર્ચ કરનાર, યા નિર્બળગ્રહની દશા અન્તર્દશામાં બારમા ભાવનો કારક જેના વર્ગમાં હોય, તે જાતિના મનુષ્યથી ખરાબ ફળ ભોગવનાર થાય છે.

क्रूरग्रहे बलवति व्ययगेऽरिनाश-
स्थानाधिपे कृषिधनस्थितिनाशकः स्यात् ॥
रिःफे चतुर्द्विपदभे सहतत्पदेन
खेटेन सर्वपशुभृत्यविनाशमेति ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—ક્રૂરગ્રહ બળવાન થઈ બારમા સ્થાનમાં હોય, યા છઠ્ઠા, આઠમાનો સ્વામી, બારમે હોય, તો ખેતી ને ધનના સંગ્રહનો નાશ, યા બારમા સ્થાનમાં દ્વિપદ, ચતુષ્પદરાશિમાં પાપગ્રહો હોય, તો દ્વિપદ, ચતુષ્પદોનો નાશ થાય છે. અર્થાત્ દ્વિપદ ૩-૬-૭ રાશિ ને ધનરાશિના પૂર્વ ભાગમાં હોય, તો ચાકરોનો, ને ૧-૨-૫ ને ધનરાશિના પશ્ચિમ ભાગમાં હોય, તો પશુઓનો નાશ થાય છે.

विभादिखेचरयुते सति विप्रमुख्यैः
स्त्रीवर्गतस्तु तरुणीखचरेण युक्ते ॥
रिःफे नरग्रहयुते रिपुणा सुहृद्भे
जातः सुहृज्जनवशाद्धननाशमेति ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—બ્રાહ્મણ જાતિનો ગ્રહ, ગુરૂ, શુક્ર, બારમા સ્થાનમાં હોય તો બ્રાહ્મણોવડે, યા સ્ત્રી ગ્રહો શુક્ર ચંદ્ર હોય તો સ્ત્રીયોથી, યા પુરૂષગ્રહ સૂર્ય, મંગળ, હોય તો શત્રુઓથી, યા મિત્રની રાશિમાં હોય તો મિત્રોથી, ધનનો નાશ થાય છે.

त्यागी शुभग्रहयुते कृपिकश्च धर्मी
पापेऽत्रसानगृहगे तु विवादशीलः ॥
नेत्रामयः पवनकृचपलोटनः स्या-
दुच्चस्वमित्रभवने तु परोपकारी ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—શુભગ્રહો, બારમા સ્થાનમાં હોય, તો ત્યાગી, ખેતી કામ કરનાર, ધર્મવાન, યા પાપીગ્રહ હોય તો વિવાદ કરનાર, આંખોનો રોગી, વાયુ વિકારવાળો, ચપળ, ફરનારો, યા ઉચ્ચરાશિ કે પોતાના ઘરમાં કે મિત્રના ઘરમાં હોય તો પરોપકાર કરનાર થાય છે.

भानुर्वा क्षशीतगुर्व्ययगतो वित्तस्य नाशं नृपै-
र्भौमो नाशयतीन्दुजेक्षितयुतो नानाप्रकारैर्धनम् ॥
वागीशेन्दुसिता यदि व्ययगता वित्तस्य संरक्षकाः
सौम्यः शुक्रयुतेक्षितो यदि नृणां शय्यासुखं जायते ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—સૂર્ય, યા ક્ષીણચંદ્ર, બારમા સ્થાનમાં હોય, તો રાજાથી, યા બારમા સ્થાનમાં રહેલા મંગળપર, બુધની દૃષ્ટિ હોય, તો અનેક પ્રકારોવડે ધનનો નાશ થાય છે. ગુરૂ, બુધ, બારમે હોય, તો ધનનું રક્ષણ કરે છે. યા બુધ શુક્ર સાથે કે તેની દૃષ્ટિ હોય, તો પથારીનું સુખ ભોગવે છે.

व्ययेशे स्वोच्चराशिस्थे शुभवर्गसमन्विते ॥
शुभखेचरसंदृष्टे पर्यङ्कशयनं वदेत् ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—બારમા ભાવનો સ્વામી, ઉચ્ચરાશિમાં, શુભગ્રહોના વર્ગમાં હોય, ને શુભગ્રહો દેખતા હોય, તો પલંગમાં સુનારો થાય છે.

विचित्रमञ्चे शयनं व्ययेशे परमोच्चगे ॥
भाग्यनाथेन वा दृष्टे मणिरत्नविभूषितम् ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—બારમા ભાવનો સ્વામી, પરમ ઉચ્ચમાં હોય, તો વિચિત્ર પલંગમાં સુનાર, યા નવમા ભાવનો સ્વામી દેખતો હોય, તો મણિ રત્નો જડેલા શોભાવાળા પલંગમાં સુનારો થાય છે.

शुक्रे वा रविनन्दने हिमकरे रन्ध्रत्रिकोणस्थिते
तद्गेहे शिथिलीभवेन्नपतनं जातस्य केत्वन्विते ॥
निद्राखीकृकलासगौलिपतनं पापान्विते भार्गवे
भौमे कच्छपदर्शनं बुधयुते जातः श्वदृष्टो भवेत् ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—બારમા ભાવનો સ્વામી પાપગ્રહથી સંબંધ કરે, યા ક્રૂર ગ્રહના નવમાંશમાં હોય, ને ક્રૂર ગ્રહ દેખતો હોય, તો સુવાનાં સુખ વિનાનો, યા લગ્નનો સ્વામી નીચ રાશિમાં બારમા સ્થાનમાં હોય, ને છઠ્ઠા ભાવનો સ્વામી દેખતો હોય, યા શનિ ગુલિક, રાહુ સાથે હોય, તો સુવાનાં સુખ વિનાનો થાય છે.

मन्दाहिध्वजसंयुते तु निधनस्थानाधिपेनान्विते
रिःफे दुर्गतिमेति षष्ठपतिना दृष्टेऽथवा मानवः ॥
जातो याति परं पदं सुरगुरौ लग्ने भृगौ कामगे
कन्यास्थे रजनीकरे यदि धनुर्लग्ने च मेषांशके ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—આઠમાનો સ્વામી શનિ, રાહુ, કેતુ સાથે બારમા સ્થાનમાં હોય, યા છઠ્ઠાના સ્વામીની દૃષ્ટિ હોય, તો ખરાબ ગતિને પામે છે. ગુરૂ લગ્નમાં, શુક્ર સાતમા સ્થાનમાં હોય, યા કન્યા રાશિમાં, ધન લગ્નમાં, ને મેષના નવમાંશમાં ચંદ્ર હોય તો પરમગતિ (મોક્ષ) ને પામે છે.

दुःस्थे दुष्टगृहाधिपे बलयुते तद्भावपुष्टिं वदेद्
आयुःस्थानपतौ तु यत्रविबले तद्भावनाशं तथा ॥
लग्नेशः शुभखेटवीक्षितयुतो यद्भावयातो बली
तद्भावस्य शुभं करोति विपुलं नीचारिगस्त्वन्यथा ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—છઠ્ઠા, આઠમા, બારમા ભાવોના સ્વામી ખરાબ સ્થાન (૬-૮-૧૨) માં બળવાન હોય, તો તે ભાવોને પુષ્ટ કરે છે; યા નિર્બળ હોય, તો પુષ્ટ ફળ આપતો નથી; યા આઠમા સ્થાનનો સ્વામી નિર્બળ થઈ જે ભાવમાં હોય તેનો નાશ કરે છે, યા લગ્નનો સ્વામી શુભ-

ગ્રહો સાથે કે શુભની દૃષ્ટિવાળો હોય, ને બળવાન થઇ જે ભાવમાં હોય, તે ભાવનું શુભ ફળ આપે છે, ને નીચ રાશિમાં યા શત્રુની રાશિનો હોય, તો ખરાબ ફળ આપે છે.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते पञ्चदशोऽध्यायः ॥

એ પ્રમાણે નવગ્રહની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં અધ્યાય ૧૫ પુરો થયો.

खेडामान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायस्तिथिर्गुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે **જાતક પારિજાત** નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી પંદરમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૧૬ મો.

## ॥ स्त्रीजातकाध्याय ॥

### સ્ત્રિયોની જન્મપત્રીકાથી થતાં ફળો.

श्रीवलारोग्यसन्तान विद्याकीर्तिविवर्द्धनम् ॥
तिथिभग्रहसंयुक्तं जातकं ब्रूमहे वयम् ॥ १ ॥

૧ ભાવાર્થ—સુખાકારી, બળ, આરોગ્યતા, છોકરાં, જ્ઞાન વધારનારૂં, તિથિ, નક્ષત્ર, રાશિ અને ગ્રહોથી ઉપજતું સ્ત્રી જાતક કહું છું. (સ્ત્રીની જન્મપત્રિકા કેમ જોવી તે કહે છે.

अर्थार्जने सहायः पुरुषाणामापदर्णवे पोतः ॥
यात्राकाले मन्त्री जातकमपहाय नास्त्यपरः ॥ २ ॥

૨. ભાવાર્થ—દુનીયામાં માણસોને જન્મપત્રિકા જેવું બીજું કંઈ સાધન નથી. કારણ ધન મેળવવામાં સહાયભૂત અને દુઃખરૂપ સમુદ્રમાં વ્હાણરૂપ, ને મુસાફરી વખતે પ્રધાનરૂપ થઈ કામ કરે છે. (અર્થાત્ આગળથી ભવિષ્ય બતાવે છે.)

श्रीमज्जातकपत्रिका परहितव्योमाधिवासस्फुटैः
पञ्चाङ्गयुचराष्टवर्गसहितस्थानादिषड्वीर्यजैः ॥
आयुर्गोचरयोगभावजफलैः सार्द्धं दशाचक्रजैः
दीर्घायुःसुतभर्तृसौख्यविपुलश्रीकीर्तिदा लिख्यते ॥ ३ ॥

૩. ભાવાર્થ—કલ્યાણકારી સ્પષ્ટગ્રહો, પંચાંગની ગણતરી, ગ્રહોનાં

અષ્ટક વર્ગો, સ્થાનાદિ ષડ્બળ, માણસના આયુષ્યની મુદત, ગોચરફળ, યોગફળ (જે સાતમા અધ્યાયમાં વિવેચન કરેલું છે.) ભાવફળ. (અધ્યાય ૧૧ થી ૧૫ સુધીમાં છે) અને દશાઓના કોઠાઓવડે કરી લાંબુ આયુષ્ય, છોકરા, સ્વામીનું સુખ, મોટું સુખ, બહુ કીર્તિ વિગેરે આપનાર (સ્ત્રીની) જન્મપત્રી લખાય છે.

स्त्रीणां जन्मफलं नृयोग्यमुदितं यत्तत्पतौ योजयेत्
तासां देहशुभाशुभं हिमकराल्लग्नाच्च वीर्याधिकात् ॥
भर्तृणामगुणं गुणं मदगृहात् छिद्राच्च तेषां मृतिः
सौम्यासौम्यबलाबलेन सकलं सञ्चिन्त्य सर्वं वदेत् ॥ ४ ॥

૪. ભાવાર્થ—સ્ત્રીયોની જન્મપત્રિકાથી થતું ફળ, જે, પુરૂષને યોગ્ય હોય, તે તેના સ્વામી વિશે કહેવું.

સ્ત્રીયોનું શરીર સંબંધી સારૂં માઠું ફળ, ચંદ્ર કે લગ્ન બેમાંથી જે બળવાન હોય, તે થકી કહેવું.

સ્વામીઓનું સારૂ કે માઠું ફળ **સાતમા ભાવથી** અને સ્વામીનું મરણ **આઠમા ભાવથી** કહેવું.

ગ્રહો બળવાન, નિર્બળી, શુભ કે અશુભ હોય તે સર્વનો વિચાર કરી ફળ કહેવું.

स्त्रीणां जन्मनि लग्नशीतकरयोर्मध्ये बलीयस्त्वतः
संपद्रूपबलानि तन्नवमतः पुत्रायवृद्धिं वदेत् ॥
सौमङ्गल्यमनिष्टमष्टमगृहाद्भर्तृश्रियं सप्तमात्
केचिद्भर्तृशुभाशुभं शुभगृहादिच्छन्ति होराविदः ॥ ५ ॥

૫. ભાવાર્થ—સ્ત્રીયોની જન્મકુંડળીમાં લગ્ન અને ચંદ્રમા બેમાંથી વધારે બળવાન્ હોય, તેથી સંપત્તિ, રૂપ, બળ, કહેવું.=નવમા ભાવથી પુત્ર અને ધન બાબત કહેવી.=સ્વામીનું સુખ દુઃખ આઠમા ભાવથી કહેવું.= સ્વામીનું નશીબ સાતમાથી કહેવું.=કેટલાક જોશીઓ સ્વામીનું શુભ, અશુભ નવમા ઘરથી લેવાનું કહે છે.

वैधव्यं निधनेन लग्नभवनाच्चेजोयशः संपदः
पुत्रं पञ्चमभावतः पतिसुखं कामेन केचिद्विदुः ॥

प्रव्रज्यामपि योपितामतिसुखं धर्मोपयातग्रहैः
शेपं भावजयोगजन्यमखिलं नारीनराणां समम् ॥ ६ ॥

૬. ભાવાર્થ—કેટલાક આઠમા ભાવથી વિધવાપણું, લગ્નથી તેજ, આબરૂ, ને સંપત્તિ,=પાંચમા ભાવથી છોકરાંનું સુખ,=સાતમા ભાવથી સ્વામીનું સુખ,=નવમા ભાવમાં જે ગ્રહો રહેલા હોય તે ઉપરથી સ્ત્રીઓને પ્રવજ્યા (યોગિની) યોગ, ને અતિ સુખ કહે છે.

બીજા ભાવો અથવા યોગોથી થતું ફળ, પુરૂષો અને સ્ત્રીયોનું સરખું છે.

युग्मे लग्ननिशाकरौ यदि वरस्त्रीरूपशीलान्विता
सौम्यालोकितसंयुतौ गुणवती साध्वी च संपद्युता ॥
ओजर्क्षे पुरुषाकृतिश्च चपला पुंचेष्टिता पापिनी
पापव्योमचरेण वीक्षितयुतौ जाता दुराचारिणी ॥ ७ ॥

૭. ભાવાર્થ—લગ્ન અને ચંદ્ર, બન્ને બેકી રાશિમાં હોય, તો તે સ્ત્રી રૂપવતી, સારા સ્વભાવની, શ્રેષ્ઠ ગણાતી થાય.

બેકીરાશિના લગ્ન અને ચંદ્રમાને શુભગ્રહો જોતા હોય, કે સાથે બેઠા હોય, તો ગુણવતી, હુંશિયાર, સંપત્તિવાળી, સાધ્વી થાય.

લગ્ન અને ચંદ્ર બન્ને એકીરાશિના હોય તો પુરૂષ જેવી આકૃતિવાળી, વિંહ્વળ પુરૂષ જેવાં આચરણવાળી, પાપી થાય. તેમની સાથે પાપગ્રહ બેઠો હોય, કે જોતો હોય તો ખરાબ ચાલની થાય.

लग्नेन्दू विपमर्क्षगौ शुभयुतौ सौम्यग्रहालोकितौ
नारी मिश्रगुणाकृतिस्थितिगतिप्रज्ञावती जायते ॥
युग्मागारगतौ तु पापसहितौ पापेक्षितौ वा तथा
तद्राशीशयुतेक्षकग्रहवलादाहुः समस्तं विदः ॥ ८ ॥

૮. ભાવાર્થ—લગ્ન અને ચંદ્ર બન્ને એકીરાશિમાં શુભગ્રહો સાથે કે શુભગ્રહોની દૃષ્ટિવાળા હોય, તો જન્મ પામનાર સ્ત્રી ગુણ, આકૃતિ, ચાલ, અને બુદ્ધિમાં મધ્યમ થાય.

લગ્ન અને ચંદ્ર, બન્ને બેકીરાશિમાં પાપગ્રહો સાથે કે પાપની દૃષ્ટિવાળા, હોય તો તે કન્યાનાં આચરણ એકીરાશિના સ્વામી સાથે રહેલા ગ્રહ અથવા એકીરાશિના સ્વામીને જે ગ્રહ જોતો હોય તેવી જાતનાં આચરણ જોશીઓ કહે છે.

ओजे विलग्ने पुरुषैर्बलिष्ठैर्बलान्वितैश्चन्द्रबुधासुरेज्यैः ॥
सामान्यशक्तौ सति सूर्यपुत्रे जाताश्रिताऽस्या बहवो धवाः स्युः ॥९॥

૯. ભાવાર્થ—લગ્ન એકીરાશિનું પુરુષગ્રહો, બળવાન, ચંદ્ર, બુધ અને શુક્ર બળવાન અને શનિ સાધારણ બળનો હોય, તો છોકરી પરાધીન અને બહુ સ્વામીઓવાળી થાય.

युग्मे विलग्ने कुजसौम्यजीवशुक्रैर्बलिष्ठैः खलु जातकन्या ॥
विख्यातनाम्नी सकलार्थतत्त्वबुद्धिप्रसिद्धा भवतीह साध्वी ॥ १० ॥

૧૦. ભાવાર્થ—લગ્ન બેકીરાશિનું, મંગળ, બુધ, ગુરૂ, અને શુક્ર બહુ બળવાન હોય, તો જન્મેલી છોકરી નીતિવાન, પ્રસિદ્ધ, દરેક ચીજોના બારીક ગુણોના જાણનાર, પવિત્ર થાય છે.

सौरे मध्यबले बलेन रहितैः शीतांशुशुक्रेन्दुजैः
शेषैर्वीर्यसमन्वितैः पुरुषिणी यद्योजराश्युद्गमा ॥
जीवारास्फुजिदैन्दवेषु बलिषु प्राग्लग्नराशौ समे
विख्याताखिलशास्त्रयुक्तिकुशला स्त्री ब्रह्मवादिन्यपि ॥११॥

૧૧. ભાવાર્થ—શનિ મધ્યમબળી, ચંદ્ર, શુક્ર, બુધ, બળરહિત, અને બાકીના ગ્રહો બળવાન હોય તો એકીરાશિમાં જન્મેલી છોકરી ઘણા માણસો સાથે મિત્રાચારી કરશે.

ગુરૂ, મંગળ, બુધ અને શુક્ર બળવાન હોય, અને લગ્ન બેકીરાશિનું હોય, તો પ્રસિદ્ધ, દરેક શાસ્ત્ર જાણનારી, બ્રહ્મ જ્ઞાનનો બોધ કરનારી થાય છે.

## त्रिंशांशफलम् ॥ ( ત્રિંશાંશનું ફળ. )

लग्ने भौमगृहं गते शशिनि वा वीर्याधिके भूसुत-
त्रिंशांशप्रभवाऽबला यदि दुराचारप्रयुक्ता भवेत् ॥
प्रेष्या भानुसुतांशके गुणवती साध्वी च जीवांशके
सौम्यांशे मलिनी सितांशजवधू जारव्रताचारिणी ॥ १२ ॥

૧૨. ભાવાર્થ—લગ્ન કે ચંદ્ર, એમાંથી જે બળવાન હોય, તે મંગળની રાશિમાં હોય, અને ત્રિંશાંશમાં પણ મંગળની રાશિમાં લગ્ન કે ચંદ્ર હોય, તો ખરાબ ચાલની તે સ્ત્રી સમજવી.

ઉપર કહ્યા પ્રમાણે શનિના ત્રિશાંશમાં લગ્ન કે ચંદ્ર હોય તો દાસી થાય. ગુરૂના ત્રિંશાંશમાં હોય તો ગુણવાળી, અને સારા સ્વભાવની, બુધના ત્રિશાંશમાં મલિનતાવાળી, અને શુક્રના ત્રિશાંશમાં હોય તો પારકા પુરૂષ સાથે સ્નેહ ધરાવનારી થાય.

लग्ने भार्गवराशिगे कलहकृद् दुष्टा कुजस्यांशके
साध्वी पुत्रवती पुरन्दरगुरोरंशे पुनर्भूः शनेः ॥
सौम्यस्यांशसमुद्भवाऽखिलकलासङ्गीतवाद्यप्रिया
शुक्रांशे बुधवल्लभा च सुभगा लोकप्रिया जायते ॥ १३ ॥

૧૩. ભાવાર્થ—જન્મકુંડળીમાં શુક્રની રાશિનું લગ્ન અથવા ચંદ્ર હોય, તેના ત્રિશાંશનું ફળ નીચે પ્રમાણે સમજવું.

લગ્ન અથવા ચંદ્ર શુક્રની રાશિ (વૃષભ, તુલા) ના હોય, અને ત્રિંશાંશમાં મંગળની રાશિના હોય તો કજીઆ કરનાર, દુષ્ટ આચારણવાળી સ્ત્રી જાણવી.=ગુરૂના ત્રિંશાંશમાં હોય તો ગુણવાળી, સારાં લક્ષણવાળી, પુત્રવાળી થાય.=શનિના ત્રિશાંશમાં હોય તો પરણી વિધવા થયા પછી ફરીથી લગ્ન કરનારી સ્ત્રી થાય.=બુધના ત્રિંશાંશમાં હોય તો ગાયન કરવામાં, વાજીંત્ર વગાડવામાં, અને બીજી સર્વ કળાઓમાં કુશળ થાય.= શુક્રના ત્રિશાંશમાં હોય તો સારા ગુણવાળી, સારા માણસોને વ્હાલી, કીર્તિ મેળવનારી સ્ત્રી થાય છે.

त्रिंशांशेऽवनिजस्य बोधनगृहे लग्ने तु पुत्रान्विता
मन्दांशे विधवाऽथवा मृतसुता क्लीबाकृतिस्था सती ॥
जैवे भर्तृपरा बुधस्य तरुणी विख्याततेजस्विनी
शौक्रे चारुतरांबराभरणगोवित्तप्रसिद्धा भवेत् ॥ १४ ॥

૧૪. ભાવાર્થ—જન્મકુંડળીમાં બુધની રાશિ એટલે મિથુન કે કન્યા રાશિનું લગ્ન અથવા ચંદ્ર હોય, તેના ત્રિંશાંશનું ફળ નીચે મુજબ છે.

મંગળના ત્રિશાંશમાં હોય, તો પુત્રવાળી થાય.=શનિના ત્રિંશાશમાં હોય, તો ધણી વિનાની અથવા નપુંસક કે મરેલાં છોકરાંને જન્મ આપનારી થાય.=ગુરૂના ત્રિશાંશમાં હોય તો સારા ગુણવાળી, સ્વામી સાથે

પ્રીતિ રાખનારી.=બુધના ત્રિંશાંશમાં હોય તો પ્રખ્યાત, બહુ સુંદર, તેજસ્વી થાય.=શુક્રના ત્રિંશાંશમાં હોય તો સુશોભિત પોશાક, દાગીનાઓ, ગાય, ઢોરાં, ને દ્રવ્યથી પ્રસિદ્ધતા પામેલી થાય છે.

लग्ने चन्द्रगृहं गते बलवती क्षोणीसुतस्यांशके
जाता जारविनोदशीलरसिका पापेक्षिते शीतगौ ॥
विध्वस्ता रविजस्य निर्जरगुरोरल्पायुरल्पात्मजा
बौधे शिल्पकलावती भृगुसुतत्रिंशांशके कामुका ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—કર્ક રાશિનું લગ્ન અથવા ચંદ્ર હોય, તો તેના ત્રિંશાંશનું ફળ નીચે પ્રમાણે સમજવું. લગ્ન અથવા ચંદ્ર કર્ક રાશિમાં હોય, ને ત્રિંશાંશમાં મંગળની રાશિમાં હોય, તો શરીરે બળવાન થાય.

ચંદ્રપર પાપગ્રહો દૃષ્ટિ કરતા હોય, તો પોતાના યારોની મોજમજા પુરી પાડનારી થાય.

ત્રિંશાંશમાં શનિની રાશિ હોય, તો વિધવા થાય.=ત્રિંશાંશમાં યુવાઅવસ્થાવાળા ગુરૂની રાશિ હોય તો થોડાં છોકરાંવાળી, ને ટુંકી ઉમરની થાય.=ત્રિંશાંશમાં બુધની રાશિ હોય તો કારીગરીના કામમાં કુશળ થાય.= ત્રિંશાંશમાં શુક્રની રાશિ હોય તો કામી, ખરાબ આચરણવાળી થાય.

भानुक्षेत्रगते तनौ शशिनि वा भूनन्दनस्यांशके
नारी पुंप्रकृतिस्थिता च कुलटा मन्दांशके दुःखिता ॥
जीवांशे नृपवल्लभा गुणवती सौम्यस्य पुंचेष्टिता
दुष्टा चासुरवन्दितस्य कुपतिस्नेहान्विता रोगिणी ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—જન્મકુંડળીમાં સિંહરાશિમાં લગ્ન અથવા ચંદ્ર હોય તેના ત્રિંશાંશનું ફળ નીચે પ્રમાણે જાણવું.

ત્રિશાંશમાં મંગળની રાશિ હોય, તો પુરૂષ જેવા આચરણવાળી, કુલટા થાય.=શનિની હોય તો દુઃખી,=ગુરૂની હોય તો રાજાની સ્ત્રી, સારા ગુણવાળી, બુધની હોય તો પુરૂષ જેવા આચરણવાળી, દુષ્ટ કામ કરનારી,= અને શુક્રની હોય તો નીચ પુરૂષ સાથે વ્યભિચાર કરનારી ને રોગી થાય.

वागीशस्य गृहोदये वसुमतीपुत्रस्य भागोद्भवा
विख्याता परिवारिणी रविसुतस्यांशे दरिद्रा भवेत् ॥

जीवांशे धनवस्त्रभूषणवती सौम्यस्य संपूजिता
　साध्वी दानवमन्त्रिणः सुतवती सद्वस्त्रभूषान्विता ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—ધન કે મીન રાશિનું લગ્ન અથવા ચંદ્ર હોય, તેમના ત્રિંશાંશનું ફળ નીચે મુજબ છે.

ત્રિંશાંશમાં મંગળની રાશિ હોય તો પ્રખ્યાત પરિવારવાળી,=શનિની રાશિ હોય તો ઉતાવળી ચાલવાળી, દરિદ્રી,=ગુરૂની હોય તો ઘણું દ્રવ્ય, પોશાક અને દાગીનાઓવાળી,=બુધની રાશિ હોય તો નીતિવાળી, બહુ માન પામનારી,=અને શુક્રની રાશિ હોય તો છોકરાંઓવાળી, સારાં કપડાં અને દાગીનાઓવાળી થાય.

लग्ने मन्दगृहे बलिन्यवनिजत्रिंशांशके शोकिनी
　मन्दांशे सति दुर्भगा निजकुलाचारानुरक्ता गुरोः ॥
सर्वज्ञा कुलटा बुधांशजनिता शुक्रस्य वन्ध्या सती
　लग्नेन्दुस्फुटयोगतस्तु सकलं त्रिंशांशजं वा वदेत् ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—મકર કે કુંભરાશિનું લગ્ન કે ચંદ્ર હોય, તેના ત્રિંશાંશનું ફળ નીચે પ્રમાણે છે.

ત્રિંશાંશમાં મંગળની રાશિ હોય તો શોકવાળી, શનિની રાશિ હોય તો ખરાબ ભાગ્યવાળી, ગુરૂની રાશિ હોય તો પોતાના કુટુંબના રિવાજો અને નિયમોને અનુસરી ચાલનારી, બુધની રાશિ હોય તો સર્વ બાબતમાં કુશળ પણ અનિતિવાળી, શુક્રની રાશિ હોય તો સંતતિ વિનાની સતી સમજવી.

ત્રિંશાંશથી થતું ફળ, લગ્ન અને ચંદ્ર એ બન્નેનો સ્પષ્ટ વિચાર કરી કહેવું.

आग्नेयैर्विधवास्तराशिसहितैर्मिश्रैः पुनर्भूर्भवेत्
　क्रूरे हीनबलेऽस्तगे स्वपतिना सौम्येक्षिते मोज्झिता ॥
अन्योन्यांशकयोः सितावनिजयोरन्यप्रसक्ताङ्गना
　द्यूने वा यदि शीतरश्मिसहितौ भर्तुस्तदानुज्ञया ॥ १९ ॥

૧૯. ભાવાર્થ—સાતમા ભાવમાં પાપગ્રહો બેઠા હોય તો તે વિધવા થાય, પણ સાતમે શુભ અને પાપગ્રહો હોય તો ફરીથી લગ્ન કરનારી થાય.

પાપગ્રહ નિર્બળી થઇ સાતમા ભાવમાં હોય, ને શુભગ્રહ જોતો હોય તો તે સ્ત્રીને તેનો સ્વામી ત્યાગ કરશે. નવમાંશમાં શુક્ર ને મંગળ એક

બીજાની રાશિમાં રહેલા હોય, તો તે કન્યા બીજા પુરૂષો સાથે પ્રીતિ રાખશે, ને તેજ બે ગ્રહો ચંદ્રયુક્ત નવમાંશમાં સાતમા ભાવમાં હોય તો સ્વામીની આજ્ઞાથી બીજા પુરૂષો સાથે પ્રીતિ રાખશે.

स्वैरिणी या पतिं त्यक्त्वा सवर्णं कामतः श्रयेत् ॥
अक्षतं च प्रजाद्वारं पुनर्भूः संस्कृता पुनः ॥ २० ॥

૨૦. ભાવાર્થ—જે પતિને છોડી સવર્ણ પુરૂષ સાથે ઇચ્છા પ્રમાણે ચાલે છે તે સ્વૈરિણિ કહેવાય. જેની યોનિ અક્ષત છે ને ફરીથી લગ્ન કરે છે તેને પૂનર્ભૂ સ્ત્રી કહે છે.

सौरारर्क्षे लग्नगे सेन्दुशुक्रे मात्रा सार्द्धं पुंश्चली पापदृष्टे ॥
कौजेस्वेंऽशे सौरिणा व्याधियोनि श्चारुश्रोणी वल्लभा सद्ग्रहांशे ॥२१॥

૨૧. ભાવાર્થ—મંગળ અથવા શનિની રાશિના લગ્નમાં શુક્ર, ચંદ્ર રહેલા હોય અને પાપગ્રહો જોતા હોય તો માની સાથે રહી ખરાબ જીન્દગી ભોગવનારી થાય છે. મંગળ પોતાના નવમાંશમાં હોય, અને શનિ જોતો હોય, તો ગુહ્ય ભાગમાં રોગી થાય. જો મંગળ, શુભગ્રહના નવમાંશમાં હોય, તો સુંદર કમરના પાછલા ભાગવાળી, અને પતિને વ્હાલી થાય.

वलहीनेऽस्तगे पापे सौम्यग्रहनिरीक्षिते ॥
पत्या विसृज्यते नारी नीचारिस्थे च वैरिणी ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—સાતમે નિર્બળી પાપગ્રહ હોય, ને શુભગ્રહો જોતા હોય, તો તેનો સ્વામી તેને તજે છે.

સાતમે રહેલો નિર્બળી પાપગ્રહ નીચનો કે શત્રુની રાશિનો હોય, તો પોતાના સ્વામી સાથે વિરોધ રાખનારી થાય.

उत्सृष्टा मदनस्थिते दिनकरे शत्रुग्रहालोकिते
विश्वस्तावनिजे वधूरमणयोरन्योन्यवैरं तु वा ॥
सौम्यासौम्ययुते कलत्रभवने जाता पुनर्भूः शनौ
कामस्थे रिपुवीक्षिते त्वविधवा जाता जरां गच्छति ॥२३॥

૨૩. ભાવાર્થ—સાતમા ભાવમાં સૂર્ય હોય, ને શત્રુગ્રહો જોતા હોય, તો પતિથી તજાયેલી સમજવી. તે પ્રમાણે મંગળ હોય તો વિધવા, અથવા સ્ત્રી પુરૂષ પરસ્પર વેર રાખનારાં થાય. સાતમા ઘરમાં શુભ અને

પાપગ્રહો હોય, તો પૂનર્ભૂ (ફરીથી વિવાહ કરનારી) થશે. સાતમા ઘરમાં રહેલા શનિને શત્રુગ્રહો દેખતા હોય તો કુંવારીને કુંવારી વૃદ્ધાવસ્થાને પામે છે.

पापर्क्षे मदनस्थिते शनियुते वैधव्यमेत्यङ्गना
जारासक्तविलासिनी सितकुजावन्योन्यराश्यंशकौ ॥
चन्द्रे कामगृहं गते तु पतिना सार्द्धं दुराचारिणी
मन्दारर्क्षविलग्नगौ शशिसितौ वन्ध्या सुतस्थे खले ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—સાતમે પાપગ્રહની રાશિમાં શનિ બેઠો હોય તો વિધવાપણું ભોગવે. જન્મ લગ્ન કે નવમાંશમાં શુક્ર, મંગળ એક બીજાની રાશિમાં હોય, તો તે સ્ત્રી વ્યભિચારિણી થાય. સાતમા ભાવમાં ચંદ્ર હોય, તે સ્ત્રી પતિના સાથે રહેવા છતાં દુરાચારિણી થાય. શુક્ર અને ચંદ્ર લગ્નમાં શનિ કે મંગળની રાશિમાં હોય, અને પાપ ગ્રહો પાંચમે હોય, તો સ્ત્રીને વાંઝણી કહેવી.

कलत्रराश्यंशगते महीजे मन्देक्षिते दुर्भगमेति कन्या ॥
शुक्रांशके सौम्यदृशा समेते कलत्रराशौ पतिवल्लभा स्यात् ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—મંગળ સાતમા ભાવની રાશિના નવમાંશમાં હોય, અને તેને શનિ જોતો હોય, તો ખરાબ ભાગ્યવાળી છોકરી થાય. પણ સાતમા ભાવની રાશિમાં મંગળ કે શુક્રનો નવમાંશ હોય, અને શુભગ્રહો જોતા હોય, તો સ્વામીને વ્હાલી થાય.

भौमागारविलग्नगौ शशिसितौ नारी पतिद्वेषिणी
चन्द्रज्ञौ परतत्ववादचतुरा भौमेन्दुजौ भोगिनी ॥
चन्द्रज्ञासुरवन्दिता यदि सुखद्रव्यान्विता लग्नगा
वागीशो यदि लग्नगः सुतनया प्रज्ञाविभूषान्विता ॥ २६ ॥

૨૬. ભાવાર્થ—ચંદ્ર અને શુક્ર, લગ્નમાં મંગળની રાશિના હોય, તો તે સ્ત્રી પતિનો દ્વેષ કરનારી,=ચંદ્ર અને બુધ હોય તો તકરાર કરવામાં કુશળ,=મંગળ ને બુધ હોય, તો બહુ કામી જાણવી.=ચંદ્ર, બુધ અને શુક્ર લગ્નમાં સાથે બેઠા હોય, તો દરેક રીતે સુખી, અને ધનવાળી થાય.=ગુરૂ, લગ્નમાં હોય તો સારાં છોકરાંવાળી હુંશિયાર અને દાગીનાવાળી થાય છે.

तुङ्गस्था गगनाटनाः शुभकरा रन्ध्रे सपापे वधू-
वैधव्यं समुपैति पापभवने पापग्रहालोकिते ॥
रन्ध्रेशांशपतौ खले च विधवा निःसंशयो भामिनी
सौम्ये रन्ध्रगतैः समेति तरुणी प्रागेव मृत्युं पतेः ॥ २७ ॥

૨૭. ભાવાર્થ—શુભગ્રહો ઉચ્ચના હોય, પણ આઠમે રહેલો પાપગ્રહ, પાપગ્રહની રાશિમાં હોય, અને પાપગ્રહ જોતો હોય તો સ્ત્રી વિધવા થાય. આઠમાનો સ્વામી નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય, તે રાશિનો સ્વામી પાપગ્રહ હોય, તો સ્ત્રીસંશય વિના વિધવા થાય છે. આઠમા સ્થાનમાં બહુ શુભગ્રહો હોય, તો નાની ઉમ્મરમાં સ્વામી પહેલાં મરણ થશે.

भाग्यस्थाः शुभखेचराः स्मरगते पापेऽष्टमस्थेऽथवा
भर्तृश्रीबहुपुत्रसौख्यविभवैः सार्द्धं चिरं जीवति ॥
क्रूरैर्बन्धुगृहोपगैर्बहुसुतप्राप्ता भवत्यङ्गना
चापे वा कटकोदये पतिसुतप्राप्त्या दरिद्रान्विता ॥ २८ ॥

૨૮. ભાવાર્થ—નવમા ભાવમાં શુભગ્રહો હોય, અને સાતમા આઠમા ઘરમાં કોઈ પાપગ્રહ હોય, તો સ્વામી લક્ષ્મી બહુ પુત્રો વિગેરેનું સારૂં સુખ ભોગવનારી, વૈભવોવાળી, લાંબો વખત જીવનારી થાય છે.

પાપગ્રહો ચોથા સ્થાનમાં હોય, તો તે સ્ત્રીને ઘણાં છોકરાંઓ થાય.

લગ્નમાં કર્ક કે ધનરાશિ હોય, તો સ્વામી અને પુત્રો તરફથી દુઃખ ભોગવનારી દરિદ્રી થાય.

गोसिंहालिवधूदये सुतगते चन्द्रेऽल्पपुत्रान्विता
पापैरष्टशुभोदयाष्टमगतैर्दारिद्र्यशोकाकुला ॥
सौम्यासौम्ययुतैश्च मिश्रफलिनी सौम्यैः शुभश्रीयुता
पुत्रेशेऽरिगते तनौ रिपुपतौ शस्त्रेण मृत्युर्भवेत् ॥ २९ ॥

૨૯. ભાવાર્થ—લગ્ન, વૃષભ, સિંહ, વૃશ્ચિક, અથવા કન્યારાશિનું હોય, અને પાંચમા ભાવમાં ચંદ્ર હોય, તો થોડાં છોકરાંવાળી થાય.

પાપગ્રહો આઠમાથી નવમા ભાવમાં કે લગ્નથી આઠમા ભાવમાં હોય, તો દરિદ્રી અને દિલગીરીવાળો થાય. ઉપર કહેલા સ્થાનોમાં શુભ તેમ

પાપગ્રહ હોય તો મિશ્ર ફળ તેમજ તે સ્થાનોમાં ફક્ત શુભગ્રહોજ રહેલા હોય તો ભાગ્યવાન, સુખી, ને પાંચમાનો સ્વામી છઠ્ઠે હોય ને છઠ્ઠાનો સ્વામી લગ્ને હોય તો શસ્ત્રથી મૃત્યુ થાય છે.

क्रूरग्रहैरस्तगतैः समस्तैर्विलग्नराशेर्विधवा भवेत् सा ॥
मिश्रैः पुनर्भूरिह जातकन्या पत्युज्झिता हीनबलैरसद्भिः ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—સર્વે પાપગ્રહો લગ્નથી સાતમે હોય તો વિધવા થાય.

મિશ્ર એટલે શુભ અને પાપગ્રહો, સાતમે હોય તો ફરીથી લગ્ન કરનારી ( પૂનર્ભૂ ) થાય.

પાપગ્રહો નિર્બળી થઈ સાતમે હોય, તો સ્વામીએ છોડી દીધેલી થાય.

स्त्रीजन्मलग्नान्मदगे शशाङ्के शुक्रारयुक्ते यदि जातकन्या ॥
सा पत्यनुज्ञापरगामिनी स्यात्सौरारभांशोपगते तथैव ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—ચંદ્ર લગ્નથી સાતમે, શુક્ર અને મંગળ સાથે હોય, તો પોતાના સ્વામીની રજાથી બીજા પુરૂષ સાથે પ્રીતિ રાખે. તેમજ ચંદ્ર, સાતમા ભાવમાં મંગળ કે શનિની રાશિ કે નવમાંશમાં હોય, તો ઉપર પ્રમાણે સમજવું.

सौरारभांशोपगतग्रहेषु शुक्रेन्दुयुक्तेष्वशुभग्रहेषु ॥
जाताकुलाचारगुणैर्विहीना मात्रा च साकं व्यभिचारिणी स्यात्॥३२॥

૩૨. ભાવાર્થ—લગ્ન અથવા તેનો નવમાંશ શનિ કે મંગળની રાશિનો હોય, તેમાં ચંદ્ર કે શુક્ર પાપગ્રહોની સાથે બેઠા હોય, તો પોતાના કુળનો આચાર અને ગુણોને તજનારી, અને માતા સાથે રહી વ્યભિચાર કરાવનારી થાય.

क्षितितनयनवांशे लग्नतः सप्तमस्थे
दिनकरबुधदृष्टे व्याधियोनिः प्रजाता ॥
शुभकरनवभागे सप्तमस्थानसंस्थे
सुभगसुतवती सा चान्यथा दुर्भगा स्यात् ॥ ३३ ॥

૩૩. ભાવાર્થ—લગ્નથી સાતમે મંગળનો નવમાંશ હોય, ને સૂર્ય, બુધ જોતા હોય, તે સ્ત્રી ગુહ્ય (છૂપા) ભાગમાં રોગી થાય.

સાતમા સ્થાનમાં શુભગ્રહનો નવમાંશ હોય, તો પોતાના સ્વામીને વ્હાલી, છોકરાંઓવાળી થાય. આવો યોગ ન હોય તો તેનો સ્વામી તેને તજી દેશે.

कामासक्तमनस्विनी च विधवा पापद्वये सप्तमे
पश्चात्स्वामिवधं करोति कुलटा पापत्रये चास्तगे ॥
राजामात्यवराङ्गना यदि शुभे कामं गते कन्यका
मारस्थे तु शुभत्रये गुणवती राज्ञी भवेद्भूपतेः ॥ ३४ ॥

૩૪. ભાવાર્થ—સાતમે બે પાપગ્રહો હોય, તો કામની ઇચ્છાવાળી, ઇચ્છિા પ્રમાણે કરનારી ને વિધવા થાય.—સાતમે ત્રણ પાપગ્રહો હોય, તો અનિતિવાળી, અને આખરે સ્વામીનો નાશ કરનારી થાય.

સાતમે શુભગ્રહ હોય તો રાજાના પ્રધાનની સ્ત્રી થાય.

સાતમે ત્રણ શુભગ્રહ હોય તો ગુણવતી, રાજાની રાણી થાય.

अन्योन्यांशगतौ सितार्कतनयावन्योन्यदृष्टौ तु वा
कुंभे चाष्टमभागजातवनिता कामाग्नितप्ता भवेत् ॥
वैधव्यं समुपैति चन्द्रभवनात् क्रूरे मदस्थानगे
चन्द्रादस्तगृहोपगः शुभकरो राज्यास्पदं यच्छति ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—નવમાંશમાં શુક્ર અને શનિ એક બીજાની રાશિમાં હોય, અથવા એક બીજાને જોતા હોયતો, કે કુંભના આઠમા નવમાંશમાં જન્મેલી કન્યા બહુ કામની ઇચ્છાવાળી થાય.

પાપગ્રહ, ચંદ્રથી સાતમે હોય તો સ્ત્રી વિધવા થાય.

શુભગ્રહ ચંદ્રથી સાતમે હોય તો રાજ્ય સત્તા ધરાવનારી થાય.

स्त्रीजन्मलग्ने शशिशुक्रयुक्ते कोपान्विता सा सुखभागिनी स्यात् ॥
सर्वत्र चन्द्रे सति तत्र जाता सुखान्विता वीतरतिः प्रिया स्यात् ॥३६॥

૩૬. ભાવાર્થ—સ્ત્રીના જન્મ લગ્નમાં ચંદ્ર અને શુક્ર હોય તો ક્રોધી, અને સુખ ભોગવનારી થાય. દરેક યોગમાં લગ્ને ચંદ્ર હોય, તે સ્ત્રીસુખી, કામ વિનાની અને પ્રીતિ ધરાવનારી થાય.

शुक्रेन्दुभे रूपगुणाभिरामा कलावती जीवबुधोदये तु ॥
लग्नस्थिता जीवबुधासुरेज्या जाताङ्गना सर्वगुणप्रसिद्धा ॥ ३७॥

૩૭. ભાવાર્થ—લગ્નમાં ચંદ્ર, અથવા શુક્રની રાશિ હોય, તો રૂપ અને સદ્ગુણોથી આનંદ આપનારી થાય. લગ્નમાં ગુરૂ કે બુધની રાશિ

હોય, તો બારીક કળાઓમાં કુશળ થાય. લગ્નમાં ગુરૂ બુધ અને શુક્ર હોય તો તે સ્ત્રી સર્વ સારા ગુણોથી પ્રસિદ્ધતા મેળવનારી થાય.

वाचस्पतौ नवमपञ्चमकेन्द्रसंस्थे
तुङ्गादिके भवति शीलसमन्विता च ॥
साध्वी सुपुत्रजननी सुखिनी गुणाढ्या
नूनं कुलद्वययशस्करिणी भवेत्सा ॥ ३८ ॥

૩૮. ભાવાર્થ—ગુરૂ પાંચમે, નવમે અથવા કેન્દ્રમાં હોય, ને પોતાના ઉચ્ચનો હોય તો સારા આચરણવાળી, સારા છોકરાઓને જન્મ આપનારી, નીતિવાળી, સુખી, ગુણવતી, બે કુળમાં યશ મેળવનારી થાય.

यदि शुभकरदृष्टा शिल्पिनी शुद्धचित्ता
सततमिह सलज्जा चारुमूर्तिः सुपुत्रा ॥
बहुधनशुभयुक्ता वल्लभे वल्लभत्वं
व्रजति शुभशतानां भाजनत्वं च होरा ॥ ३९ ॥

૩૯. ભાવાર્થ—લગ્ન ઉપર શુભગ્રહોની દૃષ્ટિ હોય, તો હુન્નરોમાં કુશળ, શુદ્ધ મનવાળી, હમેશાં સભ્યતાવાળી, બહુ સુંદર રૂપવતી, સારા છોકરાઓવાળી, ધનવાળી, સુખવાળી, પોતાના સ્વામી સાથે પ્રીતિ રાખનારી, સેંકડો આશીર્વાદ મેળવનારી થાય.

चन्द्रे कर्कटकोदये च बलिभिः शुक्रज्ञजीवेन्दुभि
र्नानाशास्त्रकलारसज्ञचतुरा विख्याततेजस्विनी ॥
कामस्थैरथवा विलग्नभवनाद्धर्मस्थितैः खेचरैः
प्रव्रज्यामुपयाति जन्मसमये पाणिग्रहे चिन्तयेत् ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—ચંદ્ર, લગ્નમાં કર્કરાશિનો હોય, શુક્ર, બુધ, ગુરૂ અને ચંદ્ર બળવાન હોય, તો તે સ્ત્રી ઘણા પ્રકારનાં શાસ્ત્ર અને કળાઓમાં કુશળ, પ્રખ્યાત, ચતુર, અને તેજવાળી થાય.

લગ્નથી સાતમે અથવા નવમે ગ્રહો રહેલા હોય, તો તે સ્ત્રીને પ્રવ્રજ્યા યોગ (સંન્યાસી થઇ ભક્તિ કરનારી) થાય છે. તે જન્મકુંડળીમાં લગ્ન વખતે વિચાર કરવો.

पापेऽस्ते नवमगतग्रहस्य तुल्यां प्रव्रज्यां युवतिरुपैत्यसंशयेन ॥
उद्वाहे वरणविधौ प्रदानकाले चिन्तायामपि सकलं विधेयमेतत् ॥४१॥

૪૧. ભાવાર્થ—પાપગ્રહ સાતમા ભાવમાં હોય, તો નવમા ઘરમાં રહેલા ગ્રહની બરોબર વૈરાગ્યને તે સ્ત્રી સંશયવિના પ્રાપ્ત થાય છે.

સ્ત્રીના વિવાહ વખતે, સગપણ વખતે, કન્યાદાન સમયે, કે સ્ત્રી સંબંધી પ્રશ્ન પુછે તે સમયે ઉપર જણાવેલું ફળ વિચારી કહેવું.

जन्मन्युद्वाहकाले च चिन्तायां वरणे तथा ॥
स्त्रीणां चिन्ता बुधेनोक्तं घटते तत्पतिष्वपि ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—આગળ કહેલો વિચાર જન્મ વખતે, વિવાહ સમયે, તે સ્ત્રી સંબંધી કંઈ પ્રશ્ન પુછે તે સમયે સ્ત્રીઓના ફળનો વિચાર પુરૂષને લગતો હોય, તે તેના સ્વામીને કહેવો. એમ એક મહાત્માએ કહ્યું છે.

क्रूरेऽष्टमे विधवता निधनेश्वरांशे
यस्य स्थिते वयसि तस्य समं प्रदिष्टा ॥
सत्स्वर्थगेषु मरणं स्वयमेव तस्याः
कन्यालिगोहरिषु चाल्पसुतत्वमिन्दौ ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—પાપગ્રહ આઠમા ભાવમાં હોય, તો આઠમાનો સ્વામી નવમાંશ કુંડળિમાં જે રાશિનો હોય, તેના સ્વામીની દશામાં વિધવા થાય. બીજા ઘરમાં શુભગ્રહો હોય, તો પોતાના સ્વામીની પહેલાં તે સ્ત્રી મરણ પામશે. ચંદ્ર, કન્યા, વૃશ્ચિક, વૃષભ કે સિંહરાશિમાં હોય, તો થોડાં છોકરાંવાળી થાય.

रन्ध्रे मिश्रबले शुभाशुभखगैरालोकिते वा युते
दम्पत्योः समकालमृत्युमखिलज्योतिर्विदः संविदुः ॥
एकस्थौ मंदलग्नपौ च यदि वा लग्नस्थिते कामपे
कामस्थे तनुपे शुभग्रहयुते मृत्युस्तयोस्तुल्यतः ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—આઠમા ભાવમાં શુભ અને પાપગ્રહો બળવાન હોય, કે તેમની દૃષ્ટિ આઠમા ભાવપર હોય, તે મિશ્ર બળ થાય. તેથી સ્ત્રી અને તેનો સ્વામી સાથે મરણ પામે એમ જોશીઓ કહે છે.

સાતમાનો અને લગ્નનો સ્વામી એક ભાવમાં કે સાતમાનો સ્વામી લગ્નમાં અથવા લગ્નનો સ્વામી સાતમે હોય, તેમાં શુભગ્રહો બેઠા હોય તો તે સ્ત્રી પુરૂષનું સાથે મરણ થશે.

सत्स्वर्थगेषु स्वयमेव सा स्त्री विपद्यते तत्परिपाककाले ॥
रन्ध्रस्थतन्नाथतदंशपानां दशापहारे मृतिमाहुरार्याः ॥४५॥

૪૫. ભાવાર્થ–શુભગ્રહો બીજા ભાવમાં હોય, તો તે ગ્રહોની દશામાં સ્ત્રી પોતે હાથેજ મરણ પામે છે.

આઠમે રહેલા ગ્રહની અથવા તેના સ્વામીની કે નવમાંશ કુંડળીમાં જે રાશિ હોય, તેના સ્વામીની, દશા, અન્તર્દશા, અને ઉપદશામાં, પંડિતો મરણ કહે છે.

सहजभवननाथे पुंग्रहे पुंग्रहर्क्षे
पुरुषखचरयुक्ते पुंग्रहालोकिते वा ॥
नयनभवनकेन्द्रे कोणगे वा बलिष्ठे
बहुधनसुखवन्तं सोदरं याति जाता ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—લગ્ન થકી ત્રીજા ભાવનો સ્વામી બહુ બળ પામેલો પુરૂષગ્રહ હોય, અને પુરૂષગ્રહની રાશિમાં, બીજે, કેન્દ્રમાં, કે ત્રિકોણમાં બેઠો હોય, તેમજ પુરૂષગ્રહો સાથે કે પુરૂષગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો તે છોકરીને એક ધનવાન અને સુખી ભાઇ થાય.

सहोदरस्थानपलाभनाथौ विलग्नतः पञ्चमराशियातौ ॥
नृपालतेजोगुणरूपवन्तं सहोदरं जातवधूः समेति ॥ ४७ ॥

૪૭. ભાવાર્થ—લગ્નથી ત્રિજા અને અગીયારમાના સ્વામીએ પાંચમે ભાવે હોય, તો રાજા જેવા તેજ, રૂપ અને ગુણોવાળા ભાઇનું સુખ ભોગવનારી થાય.

अथ पतिलक्षणम् ॥ ( સ્વામીનાં લક્ષણ. )

यस्या मन्मथमन्दिरे गतबले शून्ये खलालोकिते
सौम्यव्योमनिवासदृष्टिरहिते भर्ता नरः को भवेत् ॥
क्लीवः स्यात्पतिरस्तगे शशिसुते सार्कात्मजे दुर्भगा
वन्ध्या वा तरुणी चरे मदगृहे नित्यं प्रवासान्वितः ॥४८॥

૪૮. ભાવાર્થ—નિર્બળી સાતમા ભાવમાં કોઇ ગ્રહ ન હોય, ને પાપગ્રહો જોતા હોય, શુભગ્રહો દૃષ્ટિ ન કરતા હોય, તો તે સ્રીનો ખરાબ સ્વામી થાય.

બુધ સાતમે હોય, તો સ્રીનો સ્વામી નપુંસક, યા શનિ સાથે હોય તો સ્વામી તરફથી તિરસ્કાર પામનારી કે વાંઝણી થાય.

સાતમે ચરરાશિ હોય, તો તેનો સ્વામી હમેશાં પરદેશ મુસાફરી કરનાર થાય.

स्वांशे भास्वति कामगे मृदुरतिक्रीडाविनोदी पतिः
चन्द्रे सौख्यमुपैति भूमितनयो जारो वधूतत्परः ॥
विद्वान् चन्द्रसुते जितेन्द्रियवरो जीवे मदस्थानगे
शुक्रे कान्तवपुः सुखी च रविजे वृद्धोऽतिमूर्खो भवेत् ॥४९॥

૪૯. ભાવાર્થ—પોતાના નવમાંશમાં સાતમે સૂર્ય હોય તો મીઠાં વચન બોલનાર, નરમ સ્વભાવનો મોજશોખવાળો; ચંદ્ર હોય તો સુખી, મંગળ હોય તો પોતાની સ્રીને નહિ ચાહનારો, બીજી સ્રીઓમાં લંપટ; બુધ હોય તો વિદ્વાન્, ગુરૂ હોય તો એક સ્રીવાળો, જીતેન્દ્રિય; શુક્ર હોય, તેનો સ્વામી સુંદર શરીરવાળો, કામી; અને શનિ હોય તો વૃદ્ધ અવસ્થાવાળો મૂર્ખ પતિ હોય છે.

स्यान्मार्दवाङ्गो गुणवान् प्रगल्भो जामित्रराश्यंशकजातभृत्यः ॥
सौरेऽस्तगे स्वांशगृहोपयाते वृद्धोऽतिमूर्खः पतिरेव तस्याः ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—સાતમા ભાવમાં જે રાશિ હોય, તેજ રાશિ નવમાંશમાં લગ્ને હોય તે વખતે જે છોકરીનો જન્મ હોય, તેનો સ્વામી કોમળ શરીરવાળો, ગુણવાન ને ગંભીર થાય.

પોતાના નવમાંશમાં સાતમે શનિ હોય, તો તેનો સ્વામી વૃદ્ધ અને બહુ મૂર્ખ થાય.

दुःस्थौ धर्मगृहेशदेवसचिवौ भर्ता गतायुर्भवेत्
दीर्घायुर्धनवान् त्रिकोणगृहगौ केन्द्रस्थितौ वा यदि ॥
विद्वान् बोधनवाहनेशसहितौ सारार्कजौ कर्षकः
स्वर्भानुध्वजसंयुतौ यदि खलः सारीश्वरश्चोरराट् ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—ખરાબ સ્થાન (૬–૮–૧૨) માં નવમા ભાવનો સ્વામી

અને ગુરૂ બંને હોય, તો તેનો સ્વામી આયુષ્યવિનાનો જાણવો. પણ કેન્દ્ર કે ત્રિકોણમાં બંને હોય તો તેનો પતિ લાંબા આયુષ્યવાળો ધનવાન થાય.

નવમાનો સ્વામી અને ગુરૂ, બુધ કે ચોથાના સ્વામી સાથે હોય, તો તેનો સ્વામી વિદ્વાન્, મંગળ અથવા શનિ સાથે હોય તો ખેડૂત થાય.

તે બંને રાહુ કે કેતુ સાથે હોય તો લુચ્ચો, અને છઠ્ઠાના સ્વામી સાથે હોય, તો ચોરોનો ઉપરી થાય.

गौराङ्गः पतिरस्तगे दिनकरे कामी सरोपेक्षणः
चन्द्रे रूपगुणान्वितः कृशतनुर्भोगी रुगार्तो भवेत् ॥
नम्रः क्रूररसोलसः पटुवचः संरक्तकान्तिः कुजे
विद्यावित्तगुणप्रपञ्चरसिकः सौम्ये मदस्थानगे ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—સૂર્ય સાતમે હોય તો તેનો સ્વામી ગોર શરીરનો, કામી અને ક્રોધી આંખોવાળો થાય. ચંદ્ર હોય તો રૂપવાન, ગુણવાન, દુર્બળ શરીરનો, ભોગી અને રોગી થાય. મંગળ હોય તો ગંભીર, ઘાતકી કામ કરનાર, આળસુ, જલદી બોલનારો, રાતારંગવાળો થાય. બુધ સાતમા સ્થાનમાં હોય તો તનો સ્વામી શોખીન, વિદ્યાવાળો, ધનવાન, ગુણવાન, પ્રપંચી થાય.

दीर्घायुर्नृपतुल्यवित्तविभवः कामी च वाल्ये गुरौ
कान्तो नित्यविनोदकेलिचतुरः काव्ये कविः क्ष्मापतिः ॥
मन्दे वृद्धकलेवरोऽस्थिरतनुः पापी पतिः कामगे
राहौ वा शिखिनि स्थिते मलिनधीर्नीचोऽथवा तत्समः ॥५३॥

૫૩. ભાવાર્થ—ગુરૂ સાતમા ભાવમાં હોય, તેનો સ્વામી લાંબા આયુષ્યવાળો, રાજાના જેવો ધન અને વૈભવવાળો, બાલ્યાવસ્થામાં કામી થાય. શુક્ર, હોય તો પોતાની સ્ત્રીને વ્હાલો, ખુશ મિજાજી, મશ્કરી કરવામાં ચતુર, કવિ, જમીનનો સ્વામી થાય. શનિ હોય તો વૃદ્ધ, નિર્બળ, પાપી સ્વામીવાળી થાય. રાહુ કે કેતુ સાતમે હોય તો તે સ્ત્રીનો સ્વામી મલિન બુદ્ધિવાળો, નીચ અથવા નીચ જેવો થાય છે.

दिग्देशस्थितिचर्मकर्मजगुणाः पुंजातके योषितां
ये नारीजनजातके निजपतौ संयोजितास्तत्वतः ॥
द्यूनांशोपगतग्रहेषु वलवत्खेटांशतुल्याः सुताः
केन्द्रे कामपतिः करोति विपुलं कल्याणकालोत्सवम् ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—પુરૂષ જાતકમાં સ્ત્રીયોની દિશાઓ, દેશો, સ્થિતિ, નીતિનો બચાવ અને કર્મથી જે ગુણો બતાવેલા છે, તેજ સ્ત્રી જાતકમાં દરેક સ્ત્રીના પતિ વિશે કહ્યા છે.

સાતમા ભાવમાં અથવા તેના નવમાંશમાં જે ગ્રહો હોય, તેમાં જે બળવાન હોય, તેના અંશ જેટલાં છોકરાંઓની સંખ્યા જાણવી.

સાતમા ભાવનો સ્વામી કેન્દ્રમાં હોય, તો લગ્ન અને બીજા એવા સમયમાં બહુ ઉત્સાહવાળી થાય.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातक-
पारिजाते स्त्रीजातकाध्यायः षोडशः ॥

એ પ્રમાણે નવગ્રહની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં સ્ત્રીજાતક નામનો અધ્યાય ૧૬ પુરો થયો.

खेडामान्त समागते कपडवञ्जाख्यपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
बालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोनृपोगुर्जरः ॥ १ ॥

૧. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી સોળમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# કાળચક્ર દશા બાબત.

હવે પછી શરૂ થતા ૧૭ મા અધ્યાયમાં કાળચક્રની દશા બતાવવામાં આવશે; તે દશા શ્લોકોના અર્થ ઉપરથી સાધારણ શીખનારને સમજણ પડશે નહિ. તેમ ધારી તેની કેટલીક હકીકત પહેલાં બતાવીએ છીએ. તે વાંચ્યા પછી જો ૧૭ મો અધ્યાય વાંચવામાં આવશે, તો ઘણી સહેલાઇથી કાળચક્ર દશાની હકીકત સમજાશે. આ દશામાં બે વિભાગ છે. એક કાળચક્ર સવ્યદશાનું કોષ્ટક, ને બીજું કાળચક્ર અપસવ્ય દશાનું કોષ્ટક, એમ બે કોષ્ટકો છે. તેમાં સવ્ય (દક્ષિણ) એટલે સવળો માર્ગ ને અપસવ્ય (ઉત્તર અથવા વિલોમ) એટલે અવળો માર્ગ જાણવો. તેમાં સવ્ય ને અપસવ્યમાં અશ્વિનીથી અનુક્રમે ત્રણ ત્રણ નક્ષત્રો વેંચેલાં છે, જેવાં કે સવ્ય માર્ગમાં પ્રથમ અશ્વિની, પુનર્વસુ, હસ્ત, મૂળ, પૂર્વાભાદ્રપદ, તેમજ ભરણી, પુષ્ય, ચિત્રા, પૂર્વાષાઢા ને ઉત્તરાભાદ્રપદ તેમ કૃતિકા, આશ્લેષા, સ્વાતી, ઉત્તરાષાઢા ને રેવતી છે. આ નક્ષત્રોમાં જન્મ થનારનો સવ્યચક્ર દશામાં જન્મ થયો જાણવો. તે શિવાયનાં બાકી રહેલાં નક્ષત્રો **અપસવ્ય માર્ગ**નાં જાણવાં ને તે નક્ષત્રોમાં જન્મ થનારનો અપસવ્યચક્ર દશામાં જન્મ થયો જાણવો. પણ સવ્ય કે અપસવ્યમાં કોઈ દશામાં જન્મ થયો તે જોવા નક્ષત્ર ચરણ (પાદ) ની જરૂર પડે છે જેથી અશ્વિનીના પહેલા ચરણમાં જન્મ થયો હોય ને જે દશાઓ આવે, તેજ દશાઓ તેના પછીનાં પુનર્વસુ, હસ્ત, મૂળ ને પૂર્વાભાદ્રપદના પહેલા ચરણમાં પણ જાણવી. તેમજ અશ્વિનીના ૨-૩-૪ ચરણમાં જન્મ હોય ને અનુક્રમે જે જે દશાઓ આવે છે, તે તે દશાઓ ઉપરબતાવેલાં અશ્વિની પછીનાં ચાર નક્ષત્રોના ૨-૩-૪ ચરણમાં પણ અનુક્રમે આવે છે, ને ભરણી નક્ષત્રના ચારે ચરણોમાં અનુક્રમે જે જે દશાઓ આવે છે, તે તે દશાઓ ભરણી પછીનાં પુષ્ય, ચીત્રા પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા એ ચાર નક્ષત્રોના ચારે ચરણની જુદેજુદી જાણવી. તેજ પ્રમાણે કૃતિકાના ચાર ચરણોની જુદેજુદી જે દશાઓ છે, તેજ દશાઓ કૃતિકા પછીનાં ચાર અશ્લેષા, સ્વાતિ, ઉત્તરાષાઢા ને રેવતિના ચારે ચરણોમાં જન્મનારની જુદે જુદી અનુક્રમે જાણવી.

અપસવ્યચક્ર દશામાં પ્રથમ રોહીણીના ચાર ચરણોની જે જે દશાઓ હોય, તે તે દશાઓ રોહીણી પછીનાં ત્રણ નક્ષત્રો મઘા, વિશાખા, શ્રવણના ચાર ચરણોની જાણવી; ને મૃગશીર્ષના ચાર ચરણોની જે જે દશાઓ છે, તે તે દશાઓ તે પછીનાં પુર્વાફાલ્ગુની, અનુરાધા ને ધનીષ્ઠાના ચારે ચરણોની જાણવી. હવે આર્દ્રાના ચાર ચરણોની જે જે દશાઓ છે, તે તે દશાઓ ઉત્તરાફાલ્ગુની, જેષ્ટા ને સતભીષાના ચારે ચરણોની જુદે જુદી જાણવી.

હવે સવ્ય ને અપસવ્ય ચક્રોના પ્રથમના ખાનામાં નક્ષત્રોને સંખ્યા લખેલ છે જેમકે અશ્વિની ૧, પુનર્વસુ ૭, તેમ છે. તે પછીના ખાનામાં ચરણો (પાય લખેલા છે એટલે કે આશ્વિનીનો ૧-૨-૩-૪ પાયા તે પ્રમાણે ભરણી ચાર, કૃતિકાના ચાર, એમ દરેકના જાણવા. દરેક નક્ષત્રના પાયા ઉપર નવ ન રાશિની દશાઓ આવે છે, તે વચમાં છે. હવે સવ્યચક્રના છેલ્લા કોઠામાં રાશિ અંશ લખ્યું છે એટલે અશ્વની તથા તેના નીચેનાં ચાર નક્ષત્રોના પહેલ પાયામાં જન્મ હોય તો તેને સવ્યચક્ર મેશાંષની દશા કહે છે. બીજા પાયામ વૃષભાંશની દશા, ત્રીજા ને ચોથામાં, મિથુનાંશ ને કર્કાંશની દશાએ છે. એ પ્રમાણે ભરણી ને તેના નીચેનાં ચાર નક્ષત્રોના ચારે પાયામાં જન્મ હોવાથી અનુક્રમે સિંહાંશ, કન્યાંશ, તુલાંશ ને વૃશ્ચિકાંશની દશાઓ આવે છે તેમ કૃતિકાદિ નક્ષત્રોના ચાર ચરણોમાં અનુક્રમથી ધનાંશ, મકરાંશ, કુંભાંશ ને મીનાંશની દશાઓ આવે છે. તેજ પ્રમાણે અપસવ્યચક્ર દશામાં રોહીણ્યાદિ ૪ નક્ષત્રોની અનુક્રમે ચારે પાયામાં વૃશ્ચિકાંશ, તુલાંશ, કન્યાંશ ને સિંહાંશની દશાઓ જાણવી. તેમ મૃગશિર્ષાદિ ચાર નક્ષત્રોના ચરણોમાં અનુક્રમે કર્ક, મિથુન, વૃષભ ને મેશાંશની દશાઓ આવે છે. તેમજ આર્દ્રાદિ ૪ નક્ષત્રોના ચાર ચરણોમાં અનુક્રમે મિનાંશ, કુંભાંશ, મકરાંશ ને ધનાંશની દશાઓ આવે છે માટે તે છેલ્લા કોઠા ઉપર અંશ રાશિ લખેલુ છે, ને તે દશાઓની મેષાંશ, વૃષભાંશ એમ રાશિઓ છે, તેમ જાણવું. હવે તેના આગળ એક લીટી છોડી બીજી લીટીમાં પરમ આયુસ્ લખેલું છે. તેની સમજ એવી કે સવ્ય કે અપસવ્ય ચક્ર દશામાં ગમે તેમાં જ્યારે મેશાંશ, વૃષભાંશ, મિથુનાંશ, કર્કાશની જ્યારે જ્યારે કાળચક્ર દશા હોય ત્યારે અનુક્રમે તે દશાઓનું ૧૦૦-૮૫-૮૩-૮૬ વર્ષોનું વધારેમાં વધારે દશાઓનું પ્રમાણ હોય છે, તેજ પ્રમાણે સિંહાંશ, કન્યાંશ, તુલાંશ ને વૃશ્ચિકાંશની કાળચક્ર દશાનાં વર્ષો ૧૦૦-૮૫-૮૩-૮૬ જાણવાં. તેમજ ધનથી, મીનાંશ સુધીને માટે અનુક્રમથી વર્ષો તેજ જાણવાં. તે દશાનાં વર્ષોને પરમાયુસ્ (વત્તામાં વત્તો આયુસ્) કહે છે જે, કાળચક્ર દશાનાં સવ્યને અપસવ્ય ચક્રના કોષ્ટકોમાં છેક છેલ્લે ઉપરની બાજુ અંશરાશિ ને પરમાયુસ્ લખેલાં છે. તે જોવાથી સ્પષ્ટ સમજાશે. સવ્ય ચક્રમાં ચરણ પછીના કોષ્ટકમાં દેહાધિપ લખેલુ છે. તેનો અર્થ એવો છે કે પહેલી દશા મેષરાશિની છે. તો તેનો સ્વામી મંગળ થયો તે મંગળની દશા પણ કહેવાય, ને તે મંગળ દેહાધિપ થયો. એટલે દરેક નક્ષત્રના ચરણ પછી જે રાશિની દશા હોય તેનો સ્વામી તે તેનો દેહાધિપ સમજવો. તે દેહાધિપતિઓ સવ્ય ચક્રમાં પહેલાં ચરણો છે, તેના બીજા ખાનામાં છે. ને અપસવ્યમાં છેલ્લા ખાનાની આગળનું ખાનું જે છે, તેમાં છેલી રાશી જે છે, તેના સ્વામીયો દેહાધિપ છે. હવે જીવાધિપ એટલે જે દશાની પહેલી રાશિના સ્વામીને દેહાધિપ કહે છે તે દશાની છેલ્લી નવમી રાશિના સ્વા-

છે તે મીનાંશની જાણવી. એ પ્રમાણે સવ્ય દશાનો અનુક્રમ છે. પણ ફેર મા એટલો છે જે વૃષભાંશમાં કન્યા દશા પછી સિંહદશા આવવી જોઇએ તે નહિ આવતાં કર્ક પહેલી ને સિંહ પછી લીધેલી છે. તે ધ્યાન રાખવું. ને તેજ પ્રમાણે લેવાનું પણ છે; તેમજ સિંહાંશમાં પણ ઉપર મુજબ કર્કને માટે ફેરફાર છે, ને તેજ પ્રમાણે સવ્યચક્રમાં મુકી છે. તે જોવાથી સમજાશે. ને વૃશ્ચિકાંશમાં પણ પહેલા સિંહ ન મુકતાં કર્ક પછી સિંહ ને પછી મિથુન છે. તેમ છે. મકરાંશમાં પણ કર્કરાશિને માટે તેજ પ્રમાણે છે. માટે જ્યાં જ્યાં વિલોમ અનુક્રમ આવે ને ત્યાં કર્કરાશિ આવે તો ત્યાં કર્કરાશિને માટે વિલોમ અનુક્રમ લાગુ પડતો નથી. સીધી રીતે જતી રાશીઓની દશામાં કર્કને માટે કંઇજ ફેરફાર આવતો નથી એ પ્રમાણે સવ્ય ચક્રદશા છે.

અપસવ્યચક્ર દશામાં પણ વચલા ૯ ખાનામાં નવ દશાઓ છે, ને તેમાંના દરેક એક એક ખાનામાં અનુક્રમે અંતર્દશાઓની સંજ્ઞા તથા તે દશાની રાશિ કેટલામી તે તથા રાશિ ને તેનો સ્વામી ને તે દશાનાં વર્ષ એમ લખેલું છે. હવે પહેલી મહા દશા અપસવ્યચક્ર દશામાં વૃશ્ચિકાંશથી શરૂ થાય છે. ને તેમાં ધનરાશિથી દશા શરૂ થઇ છેલ્લી કર્કમાં પુરી થાય છે. તેની સંજ્ઞાઓ ધ, ન, દે, ત્ર, પ, રાં, ગ, મિ, વ, છે. ને તેનો ઉપયોગ સહેલાઇથી દશા જાણી શકાય. તે સીવાય બીજો નથી. તુલાંશમાં કન્યાથી શરૂ થઇ તુલામાંજ પુરી થાય છે, પણ તેમાં પહેલી ત્રણ દશાઓ તુલાંશની સુલટી રીતે પુરી થાય છે, ને ચોથી દશા મીનથી શરૂ થઇ ઉલટી રીતે દરેક આવે છે. ને કન્યાંશમાં પહેલી ૬ ઉલટી રીતે ને સાતમી દશા ધનથી શરૂ થઇ સીધે માર્ગે જાય છે. અને સિંહાંશમાં પણ સીધા માર્ગે મીનથી શરૂ થઇ વૃશ્ચિક સુધી જાય છે. કર્કાંશમાં અવળી રીતે મીનથી કર્ક સુધી જાય છે, મિથુનાંશમાં અવળી રીતે મિથુનથી મેષ સુધીની ત્રણ દશાઓ છે, તે પછી સુલટી રીતે ધનથી ચોથી દશા શરૂ થઇ નવમી વૃષભ આવે છે. તેમજ **વૃષભાંશમાં** પહેલી ૬ દશાઓ સુલટી રીતે મિથુનથી વૃશ્ચિક સુધી છે, પછીની ત્રણ દશાઓ ઉલટી રીતે મીનથી મકર સુધીની છે. તે પછી મેષાંશમાં ધનથી મેષ સુધી ઉલટી રીતે અનુક્રમે દશાઓ આવે છે. અને મીનાંશમાં કર્કાંશની માફક જાણવી. કુંભાંશમાં મિથુનાંશની માફક છે, મકરાંશમાં વૃષભની માફક છે. અને ધનાંશમાં મેષાંશની માફક દશાઓ આવે છે. ફરક માત્ર એટલો કે, જેમ સવ્યચક્રમાં ઉલટી રીતે જતી દશાઓમાં જેમ કર્કરાશિ સુલટી મુકાય છે. તેમ અપસવ્યચક્રમાં સુલટી રીતે જતી દશાઓમાં સિંહરાશિને ઉલટી રીતે મુકાય છે. તે વૃશ્ચિકાંશ, સિંહાંશ, વૃષભાંશ, મકરાંશ એ દશાઓમાં સિંહરાશિને માટે ફેરફાર છે, તે જોવાથી સમજાશે. એ પ્રમાણે દશા કોષ્ટકોની સમજણ ધ્યાનમાં લઇ પછીથી કાળચક્રદશા નો ૧૭ મો અધ્યાય વાંચવાથી સમજણ પડશે.

| નક્ષત્રા. | [illegible] | દેહાધીપ. | કાળચક્ર દશા, સવ્ય, (સુલટા) ચક્રનો કોઠો. | | | | | | | | | પરમ આયુસ | જીવાધિપ. | અંશ રાશિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧-અશ્વિની | ૧ | મંગળ | પ્રો. ૧<br>મેષ મં. ૭ | ર. ૨<br>વૃષભ શુ ૧૬ | ગા. ૩<br>મિથુન બુ ૯ | વે. ૪<br>કર્ક ચં ૨૧ | મા. ૫<br>સિંહ સૂ ૫ | તા. ૬<br>કન્યા બુ. ૯ | સ. ૭<br>તુલા શુ. ૧૬ | હો. ૮<br>વૃશ્ચિક મં. ૭ | ધી. ૯<br>ધન ગુ. ૧૦ | =૧૦૦ | ગુરૂ. | મેષ. |
| ૭-પુનર્વસુ | ૨ | શનિ. | ન. ૧૦<br>મકર શ ૪ | ક્ષ. ૧૧<br>કુંભ. શ. ૪ | ત્ર. ૧૨<br>મીન ગુ ૧૦ | દા ૮<br>વૃશ્ચિક. મં ૭ | સી. ૭<br>તુલા શુ ૧૬ | ચ. ૬<br>કન્યા બુ. ૯ | વં. ૪<br>કર્ક ચં. ૨૧ | ણુ. ૫<br>સિંહ સૂ. ૫ | ગઃ- ૩<br>મિથુન બુ ૯ | = ૮૫ | બુધ. | વરખ, |
| ૩-હસ્ત.<br>૯-મૂળ. | ૩ | શુક્ર. | રૂ. ૨<br>વરખ શુ ૧૬ | પે. ૧<br>મેષ. મ. ૭ | ત્ર. ૧૨<br>મિન ગુ ૧૦ | શુ. ૧૧<br>કુંભ. શ. ૪ | ર્નાં. ૧૦<br>મકર શ. ૪ | ધા. ૯<br>ધન ગુ. ૧૦ | ય. ૧<br>મેષ મં. ૭ | ર. ૨<br>વૃષભ શુ ૧૬ | ગં. ૩<br>મિથુન બુ ૯ | = ૮૩ | બુધ. | મિથુન. |
| ૫-પૂ. ભા. | ૪ | ચન્દ્ર. | વા. ૪<br>કર્ક ચં. ૨૧ | ણી. ૫<br>સિંહ સૂ ૫ | ય. ૬<br>કન્યા બુ ૯ | સ્યં. ૭<br>તુલા શુ ૧૬ | દે. ૮<br>વૃશ્ચિક મં ૭ | ધિ. ૯<br>ધન ગુ. ૧૦ | ન. ૧૦<br>મકર શ. ૪ | ક્ષુ. ૧૧<br>કુંભ શ. ૪ | ત્રં. ૧૨<br>મીન ગુ ૧૦ | = ૮૬ | ગુરૂ. | કર્ક. |
| ૨-ભરણી. | ૧ | મંગળ | ક્ષં. ૮<br>વૃશ્ચિક મં ૭ | સ. ૭<br>તુલા શુ ૧૬ | શ્વ. ૬<br>કન્યા બુ. ૯ | વ. ૪<br>કર્ક ચં ૨૧ | પા. ૫<br>સિંહ સૂ ૫ | અ. ૩<br>મિથુન બુ ૯ | ર. ૨<br>વૃષભ શુ ૧૬ | પ. ૧<br>મેષ મં. ૭ | ત્રં. ૧૨<br>મીન ગુ ૧૦ | =૧૦૦ | ગુરૂ. | સિંહ. |
| ૮-પુષ્ય. | ૨ | શનિ. | શું. ૧૧<br>કુંભ શ. ૪ | ના. ૧૦<br>મકર શ ૪ | ળી. ૯<br>ધન ગુ ૧૦ | ક ૧<br>મેષ. મં. ૭ | રે. ૨<br>વૃષભ શુ ૧૬ | ગો. ૩<br>મિથુન બુ ૯ | ભી. ૪<br>કર્ક ચં. ૨૧ | મા. ૫<br>સિંહ સૂ. ૫ | ચ. ૬<br>કન્યા બુ. ૯ | = ૮૫ | બુધ. | કન્યા. |
| ૪-ચિત્રા.<br>૦-પૂર્વા ષા | ૩ | શુક્ર. | સુ. ૭<br>તુલા શુ. ૧૬ | દ ૮<br>વૃશ્ચિક મં ૭ | ધિ. ૯<br>ધન ગુ. ૧૦ | ન ૧૦<br>મકર શ. ૪ | ક્ષ. ૧૧<br>કુંભ શ. ૪ | ત્ર. ૧૨<br>મિન ગુ ૧૦ | જ:. ૮<br>વૃશ્ચિક મં ૭ | સિ. ૭<br>તુલા શુ. ૧૬ | તઃ- ૬<br>કન્યા બુ. ૯ | = ૮૩ | બુધ. | તુલા. |
| ૬-ઉ. ભાદ | ૪ | ચન્દ્ર. | વા. ૪<br>કર્ક. ચં. ૨૧ | મા ૫<br>સિંહ સૂ ૫ | ગા. ૩<br>મિથુન બુ ૯ | ર. ૨<br>વૃષભ શુ ૧૬ | કે. ૧<br>મેષ. મં ૭ | ત્ર. ૧૨<br>મિન ગુ ૧૦ | ક્ષુ. ૧૧<br>કુંભ શ ૪ | ર્નાં. ૧૦<br>મકર શ. ૪ | ધિ - ૯<br>ધન ગુ. ૧૦ | = ૮૬ | ગુરૂ. | વૃશ્ચિક. |
| ૩-કૃતિકા. | ૧ | મંગળ | પો. ૧<br>મેષ. મં. ૭ | ર. ૨<br>વૃષભ શુ ૧૬ | મા. ૩<br>મિથુન બુ ૯ | વા. ૪<br>કર્ક. ચં. ૨૧ | મા. ૫<br>સિંહ, સૂ ૫ | તા. ૬<br>કન્યા બુ. ૯ | સ. ૭<br>તુલા શુ ૧૬ | હો. ૮<br>વૃશ્ચિક મં ૭ | ધી. ૯<br>ધન ગુ. ૧૦ | =૧૦૦ | ગુરૂ. | ધન. |
| ૯-આશ્લેષા<br>૧૫-સ્વાતિ. | ૨ | શનિ. | ન. ૧૦<br>મકર શ. ૪ | ક્ષ. ૧૧<br>કુંભ. શ. ૪ | ત્ર. ૧૨<br>મીન ગુ ૧૦ | દા. ૮<br>વૃશ્ચિક મં ૭ | સી. ૭<br>તુલા શુ ૧૬ | ચ. ૬<br>કન્યા બુ. ૯ | વે. ૪<br>કર્ક ચં. ૨૧ | ણુ. ૫<br>સિંહ સૂ. ૫ | ગઃ- ૩<br>મિથુન બુ ૯ | = ૮૫ | બુધ. | મકર. |
| ૧-ઉ. ષાઢા | ૩ | શુક્ર. | રૈ. ૨<br>વૃષભ શુ ૧૬ | પૌ. ૧<br>મેષ, મં ૭ | ત્ર. ૧૨<br>મીન ગુ ૧૦ | શુ. ૧૧<br>કુંભ શ. ૪ | ર્નાં. ૧૦<br>મકર. શ. ૪ | ધા. ૯<br>ધન ગુ. ૧૦ | ય. ૧<br>મેષ મં. ૭ | રૂ. ૨<br>વૃષભ શુ ૧૬ | ગં. ૩<br>મિથુન બુ ૯ | = ૮૩ | બુધ. | કુંભ. |
| ૭-રેવતી. | ૪ | ચન્દ્ર. | વા. ૪<br>કર્ક. ચં. ૨૧ | ણી. ૫<br>સિંહ સૂ ૫ | ય. ૬<br>કન્યા બુ. ૯ | સ્યં. ૭<br>તુલા શુ. ૧૬ | દે. ૮<br>વૃશ્ચિક મં ૭ | ધિ. ૯<br>ધન ગુ. ૧૦ | ન. ૧૦<br>મકર શ. ૪ | ક્ષ. ૧૧<br>કુંભ શ. ૪ | ત્રં. ૧૨<br>મીન ગુ ૧૦ | = ૮૬ | ગુરૂ. | મીન. |

## સવ્યકાળચક્રની મેષાંશ દશાના ૧૦૦ વર્ષમાં દરેકગ્રહની મહાદશાઓમાં અંતર્દશાઓ.

### મંગળ મધ્યે અંતર્દશા વર્ષ. ૭.

| ધ્રુવાંક | ૧ મં | ૨ શુ | ૩ બુ | ૪ ચં | ૫ સૂ | ૬ બુ | ૭ શુ | ૮ મં | ૯ ગુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૦ | ૫ | ૧ | ૭ | ૫ | ૪ | ૭ | ૧ | ૫ | ૮ |
| ૨૫ | ૨૬ | ૧૩ | ૧૬ | ૧૯ | ૬ | ૧૬ | ૧૩ | ૨૬ | ૧૨ |
| ૧૨ | ૨૪ | ૧૨ | ૪૮ | ૧૨ | ૦ | ૪૮ | ૧૨ | ૨૪ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### શુક્ર મધ્યે અંતર્દશા વર્ષ. ૧૬.

| ધ્રુવાંક | ૨ શુ | ૩ બુ | ૪ ચં | ૫ સૂ | ૬ બુ | ૭ શુ | ૮ મં | ૯ ગુ | ૧ મં |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ |
| ૧ | ૬ | ૫ | ૪ | ૯ | ૫ | ૬ | ૧ | ૭ | ૧ |
| ૨૭ | ૨૧ | ૮ | ૯ | ૧૮ | ૮ | ૨૧ | ૧૩ | ૬ | ૧૩ |
| ૩૬ | ૩૬ | ૨૪ | ૩૬ | ૦ | ૨૪ | ૩૬ | ૧૨ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### બુધ મધ્યે અંતર્દશા વર્ષ. ૯.

| ધ્રુવાંક | ૩ બુ | ૪ ચં | ૫ સૂ | ૬ બુ | ૭ શુ | ૮ મં | ૯ ગુ | ૧ મં | ૨ શુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૧ | ૯ | ૧૦ | ૫ | ૯ | ૫ | ૭ | ૧૦ | ૭ | ૫ |
| ૨ | ૨૧ | ૨૦ | ૧૨ | ૨૧ | ૮ | ૧૬ | ૨૪ | ૧૬ | ૮ |
| ૨૪ | ૩૬ | ૨૪ | ૦ | ૩૬ | ૨૪ | ૪૮ | ૦ | ૪૮ | ૨૪ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### ચંદ્ર મધ્યે અંતર્દશા વર્ષ ૨૧.

| ધ્રુવાંક | ૪ ચં | ૫ સૂ | ૬ બુ | ૭ શુ | ૮ મં | ૯ ગુ | ૧ મં | ૨ શુ | ૩ બુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૪ | ૧ | ૧ | ૩ | ૧ | ૨ | ૧ | ૩ | ૧ |
| ૨ | ૪ | ૦ | ૧૦ | ૪ | ૫ | ૧ | ૫ | ૪ | ૧૦ |
| ૧૫ | ૨૭ | ૧૮ | ૨૦ | ૯ | ૧૯ | ૬ | ૧૯ | ૯ | ૨૦ |
| ૩૬ | ૩૬ | ૦ | ૨૪ | ૩૬ | ૧૨ | ૦ | ૧૨ | ૩૬ | ૨૪ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### સૂર્ય મધ્યે અંતર્દશા વર્ષ. ૫.

| ધ્રુવાંક | ૫ સૂ | ૬ બુ | ૭ શુ | ૮ મં | ૯ ગુ | ૧ મં | ૨ શુ | ૩ બુ | ૪ ચં |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૦ | ૩ | ૫ | ૯ | ૪ | ૬ | ૪ | ૯ | ૫ | ૦ |
| ૧૮ | ૦ | ૧૨ | ૧૮ | ૬ | ૦ | ૬ | ૧૮ | ૧૨ | ૧૮ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### બુધ મધ્યે અંતર્દશા વર્ષ. ૯.

| ધ્રુવાંક | ૬ બુ | ૭ શુ | ૮ મં | ૯ ગુ | ૧ મં | ૨ શુ | ૩ બુ | ૪ ચં | ૫ સૂ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૨ | ૯ | ૫ | ૭ | ૧૦ | ૭ | ૫ | ૯ | ૧૦ | ૫ |
| ૨૪ | ૨૧ | ૮ | ૧૬ | ૨૪ | ૧૬ | ૮ | ૨૧ | ૨૦ | ૧૨ |
| ૦ | ૩૬ | ૨૪ | ૪૮ | ૦ | ૪૮ | ૨૪ | ૩૬ | ૨૪ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### શુક્ર મધ્યે અંતર્દશા વર્ષ. ૧૬.

| ધ્રુવાંક | ૭ શુ | ૮ મં | ૯ ગુ | ૧ મં | ૨ શુ | ૩ બુ | ૪ ચં | ૫ સૂ | ૬ બુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ |
| ૧ | ૬ | ૧ | ૭ | ૧ | ૬ | ૫ | ૪ | ૯ | ૫ |
| ૨૭ | ૨૧ | ૧૩ | ૬ | ૧૩ | ૨૧ | ૮ | ૯ | ૧૮ | ૮ |
| ૩૬ | ૩૬ | ૧૨ | ૦ | ૧૨ | ૩૬ | ૨૪ | ૩૬ | ૦ | ૨૪ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### મંગળ મધ્યે અંતર્દશા વર્ષ ૭.

| ધ્રુવાંક | ૮ મં | ૯ ગુ | ૧ મં | ૨ શુ | ૩ બુ | ૪ ચં | ૫ સૂ | ૬ બુ | ૭ શુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ |
| ૦ | ૫ | ૮ | ૫ | ૧ | ૭ | ૫ | ૪ | ૭ | ૧ |
| ૨૫ | ૨૬ | ૧૨ | ૨૬ | ૧૩ | ૧૬ | ૧૯ | ૬ | ૧૬ | ૧૩ |
| ૧૨ | ૨૪ | ૦ | ૨૪ | ૧૨ | ૪૮ | ૧૨ | ૦ | ૪૮ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

**ગુરૂ મધ્યે અંતર્દશા વર્ષ. ૧૦.**

| ધ્રુવાંક | ૯ ગુ | ૧ મં | ૨ શુ | ૩ બુ | ૪ ચં | ૫ સૂ | ૬ બુ | ૭ શુ | ૮ મં |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૧ | ૦ | ૮ | ૭ | ૧૦ | ૧ | ૬ | ૧૦ | ૭ | ૮ |
| ૬ | ૦ | ૧૨ | ૬ | ૨૪ | ૬ | ૦ | ૨૪ | ૬ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## સવ્ય કાળચક્રની વૃષભાંશ દશાના ૮૫ વર્ષમાં દરેક ગ્રહની મહાદશાઓમાં અંતર્દશાઓ.

**શની મધ્યે અંતર્દશા વર્ષ. ૪.**

| ધ્રુવાંક | ૧૦ શ | ૧૧ શ | ૧૨ ગુ | ૮ મં | ૭ શુ | ૬ બુ | ૪ ચં | ૫ સૂ | ૩ બુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૬ | ૨ | ૨ | ૫ | ૩ | ૯ | ૫ | ૧૧ | ૨ | ૫ |
| ૫૬ | ૭ | ૭ | ૧૯ | ૨૮ | ૧ | ૨ | ૨૫ | ૨૪ | ૨ |
| ૨૮ | ૪૫ | ૪૫ | ૨૪ | ૩૫ | ૩ | ૨૮ | ૪૫ | ૪૨ | ૨૮ |
| ૧૪ | ૫૩ | ૫૩ | ૪૨ | ૧૮ | ૩૨ | ૧૪ | ૫૩ | ૨૧ | ૧૪ |

**શની મધ્યે અંતર્દશા વર્ષ. ૪.**

| ધ્રુવાંક | ૧૧ શ | ૧૨ ગુ | ૮ મં | ૭ શુ | ૬ બુ | ૪ ચં | ૫ સૂ | ૩ બુ | ૧૦ શ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૬ | ૨ | ૫ | ૩ | ૯ | ૫ | ૧૧ | ૨ | ૫ | ૨ |
| ૫૬ | ૭ | ૧૯ | ૨૮ | ૧ | ૨ | ૨૫ | ૨૪ | ૨ | ૭ |
| ૨૮ | ૪૫ | ૨૪ | ૩૫ | ૩ | ૨૮ | ૪૫ | ૪૨ | ૨૮ | ૪૫ |
| ૧૪ | ૫૩ | ૪૨ | ૧૮ | ૩૨ | ૧૪ | ૫૩ | ૨૧ | ૧૪ | ૫૩ |

**ગુરૂ મધ્યે અંતર્દશા વર્ષ. ૧૦.**

| ધ્રુવાંક | ૧૨ ગુ | ૮ મં | ૭ શુ | ૬ બુ | ૪ ચં | ૫ સૂ | ૩ બુ | ૧૦ શ | ૧૧ શ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૧૨ | ૨ | ૯ | ૧૦ | ૦ | ૫ | ૭ | ૦ | ૫ | ૫ |
| ૨૧ | ૩ | ૨૬ | ૧૭ | ૨૧ | ૧૯ | ૧ | ૨૧ | ૧૯ | ૧૯ |
| ૧૦ | ૩૧ | ૨૮ | ૩૮ | ૧૦ | ૨૪ | ૪૫ | ૧૦ | ૨૪ | ૨૪ |
| ૩૫ | ૪૬ | ૧૪ | ૪૯ | ૩૫ | ૪૨ | ૫૩ | ૩૫ | ૪૩ | ૪૩ |

**મંગલ મધ્યે અંતર્દશા વર્ષ. ૭.**

| ધ્રુવાંક | ૮ મં | ૭ શુ | ૬ બુ | ૪ ચં | ૫ સૂ | ૩ બુ | ૧૦ શ | ૧૧ શ | ૧૨ ગુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૯ | ૬ | ૩ | ૮ | ૮ | ૪ | ૮ | ૩ | ૩ | ૯ |
| ૩૮ | ૨૭ | ૨૪ | ૨૬ | ૨૨ | ૨૮ | ૨૬ | ૨૮ | ૨૮ | ૨૬ |
| ૪૯ | ૩૧ | ૨૧ | ૪૯ | ૩૫ | ૧૪ | ૪૯ | ૩૫ | ૩૫ | ૨૮ |
| ૨૪ | ૪૬ | ૧૦ | ૨૫ | ૧૭ | ૭ | ૨૫ | ૧૮ | ૧૮ | ૧૪ |

**શુક્ર મધ્યે અંતર્દશા વર્ષ. ૧૬.**

| ધ્રુવાંક | ૭ શુ | ૬ બુ | ૪ ચં | ૫ સૂ | ૩ બુ | ૧૦ શ | ૧૧ શ | ૧૨ ગુ | ૮ મં |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૩ | ૧ | ૩ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ |
| ૭ | ૦ | ૮ | ૧૧ | ૧૧ | ૮ | ૯ | ૯ | ૧૦ | ૩ |
| ૪૫ | ૪ | ૯ | ૧૩ | ૮ | ૯ | ૧ | ૧ | ૧૭ | ૨૪ |
| ૫૨ | ૧૪ | ૫૨ | ૩ | ૪૯ | ૫૨ | ૩ | ૩ | ૩૮ | ૨૧ |
| ૫૬ | ૭ | ૫૬ | ૩૨ | ૨૫ | ૫૬ | ૩૨ | ૩૨ | ૪૯ | ૧૧ |

**બુધ મધ્યે અંતર્દશા વર્ષ. ૯.**

| ધ્રુવાંક | ૬ બુ | ૪ ચં | ૫ સૂ | ૩ બુ | ૧૦ શ | ૧૧ શ | ૧૨ ગુ | ૮ મં | ૭ શુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૮ | ૧૧ | ૨ | ૬ | ૧૧ | ૫ | ૫ | ૦ | ૮ | ૮ |
| ૭ | ૧૩ | ૨૦ | ૧૦ | ૧૩ | ૨ | ૨ | ૨૧ | ૨૬ | ૯ |
| ૩ | ૩ | ૨૮ | ૩૫ | ૩ | ૨૮ | ૨૮ | ૧૦ | ૪૯ | ૫૨ |
| ૩૧ | ૩૨ | ૧૪ | ૧૮ | ૩૨ | ૧૪ | ૧૪ | ૩૫ | ૨૫ | ૫૬ |

**ચંદ્ર મધ્યે અંતર્દશા વર્ષ. ૨૧.**

| ધ્રુવાંક | ૪ ચં | ૫ સૂ | ૩ બુ | ૧૦ શ | ૧૧ શ | ૧૨ ગુ | ૮ મં | ૭ શુ | ૬ બુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૫ | ૧ | ૨ | ૦ | ૦ | ૨ | ૧ | ૩ | ૨ |
| ૨૮ | ૨ | ૨ | ૨ | ૧૧ | ૧૧ | ૫ | ૮ | ૧૧ | ૨ |
| ૫૬ | ૭ | ૨૪ | ૨૦ | ૨૫ | ૨૫ | ૧૯ | ૨૨ | ૧૩ | ૨૦ |
| ૨૮ | ૪૫ | ૪૨ | ૨૮ | ૪૫ | ૪૫ | ૨૪ | ૩૫ | ૩ | ૨૮ |
| ૧૪ | ૫૩ | ૨૧ | ૧૪ | ૫૩ | ૫૩ | ૪૩ | ૧૭ | ૩૨ | ૧૪ |

૫૨. ભાવાર્થ—વિદ્યાની પ્રાપ્તિ ને બોલવામાં ચતુરતાઈવાળો, સારી વાતો કરવામાં પોતાનો વખત ગાળનાર થાય છે. બીજા ભાવની રાશિ શુભગ્રહની હોય તો ઉપર મુજબ ફળ જાણવું. પણ પાપરાશિમાં એથી ઉલટું એટલે નઠારૂં ફળ જાણવું.

तृतीयराशिचक्रस्य परिपाके महत्सुखम् ॥
भक्ष्यभोज्यफलाप्तिं च शौर्यं धैर्यं मनोजयम् ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—ત્રીજા ભાવની રાશિની દશા ભોગવાતી હોય તે વખતે મોટું સુખ આપે છે, ખાવા પીવાને ફળહાર જેવા પદાર્થો આપે છે, બહાદુરી, દઢ નિશ્ચયપણું રાખનાર, ને મનને જીતનાર કરે છે.

कर्णाभरणवस्त्राप्तिं कण्ठभूषणमायतिम् ॥
अन्नपानादिसंपत्तिं शुभराशौ शुभं वदेत् ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—કાનનાં ઘરેણાં, વસ્ત્ર (કપડાં), ગળાનાં આભૂષણો (શણગાર) અને અનાજ વિગેરે ખાવાપીવાના સ્વાદિષ્ટ પદાર્થોની સંપત્તિ એ પ્રમાણે શુભરાશિ હોય તો ઉપર મુજબ શુભ ફળ કહેવું.

चतुर्थराशिचक्रस्य पाके वाहनभूषणम् ॥
सीमाप्तिं तीर्थयात्रादिमहज्जननिषेवणम् ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—ચોથા ભાવની રાશિની દશામાં ગાડીઓ જેવાં વાહન, શણગાર ને જમીનની પ્રાપ્તિ થાય છે, તીર્થજાત્રા જેવાં ઉત્તમ કામ બને છે ને મોટા સત્પુરૂષોનો મેળાપ થાય છે.

चित्तशुद्धिं महोत्साहं स्त्रीसुताप्तिं कृषिक्रियाम् ॥
बन्धुक्षेत्राभिवृद्धिं च गृहलाभं महत्सुखम् ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—સ્વચ્છ હ્રદયનો, ઘણો મોટો ઉત્સાહ (ખંત) ધરાવનાર, સ્ત્રી પુત્રાદિકથી સુખી, ખેતીનાં કામ કરનાર, કુટુંબ ને જમીનનો વધારો ને ઘર મેળવનાર અને મોટું સુખ ભોગવનાર થાય છે.

आरोग्यमर्थलाभं च सुगन्धाम्बरभूषणम् ॥
शुभर्क्षे शोभनं विद्यात्पापर्क्षे सर्वनाशनम् ॥ ५७ ॥

૫૭. ભાવાર્થ—શરીરે સુખ, ધનનો લાભ, સુગંધી પદાર્થ, વસ્ત્ર ને આભૂષણવાળો, જો તે ભાવની શુભરાશિ હોય તો થાય છે, ને પાપરાશિ હોય તો ઉપર કહેલી સર્વે વસ્તુનો નાશ કરે છે.

सुतराज्यात्मके चक्रे राज्याप्तिं राजपूजनम् ॥
स्त्रीसुताप्तिं महाधैर्यमारोग्यं बन्धुपोषणम् ॥ ५८ ॥

५८. ભાવાર્થ—પાંચમા ભાવની રાશિની ચક્ર દશામાં રાજ્ય, રાજ્યદ્વારે માન, સ્ત્રી પુત્રાદિકની પ્રાપ્તિ, બહુ ધીરજ, શરીરની આરોગ્યતા ને કુટુંબનું પોષણ કરાવે છે.

अन्नदानं यशोलाभं आनन्दाब्धिमहोदयम् ॥
उपकर्तृत्वमर्थाप्तिं वाहनाम्बरभूषणम् ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—અન્નનું દાન આપનાર, યશ ને લાભ મેળવનાર, આનંદના સમુદ્રને પામનાર (ઘણો આનંદ મેળવે), ભાગ્યોદયવાળો અને સામાના ઉપર પરોપકાર કરનાર, ધન મેળવનાર કરે છે.

शुभपापर्क्षजं सर्वं ग्रहयोगादिसंभवम् ॥
पूर्ववद्योजयेत्तत्र चरराशौ वदेद्युतिः ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—પાંચમા ભાવની રાશિ શુભ હોય તો સારૂં અને પાપ હોય તો સર્વે ફળ નઠારૂં. તે રાશિમાં રહેલા ગ્રહના યોગાદિકના સંભવથી પ્રથમની પેઠે અહીંયાં કહેવું. પણ જો પાંચમી ચરરાશિ હોય તો કોઈનો મેળાપ કે ઇચ્છિત વસ્તુનો લાભ કહેવો.

चक्रस्य षष्ठराशेस्तु परिपाकेऽग्निजं भयम् ॥
चोरारिविषभूपार्ति स्थाननाशं महद्भयम् ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—છઠ્ઠી રાશિની કાળચક્ર દશામાં અગ્નિથી ઉત્પન્ન થયેલો ભય, ચોર, દુશ્મન, વિષ, ને રાજાથી ભય થાય, સ્થાનનો નાશ (પદચ્યુતિ) ને મોટો ભય ઉત્પન્ન થાય છે.

प्रमेहगुल्मपाण्ड्वादिग्रहणीक्षयसंभवम् ॥
अपकीर्तिः कलत्रार्थसुतबन्धुविनाशनम् ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—પ્રમેહ, ગુલ્મ, કમળો, સંગ્રહણી ને ક્ષય રોગનો સંભવ થાય છે. સ્ત્રીને માટે પોતાની અપકીર્તિ થાય, ધન, પુત્ર ને કુટુંબનો નાશ થાય.

बन्धनं निगलमार्तिं ऋणदारिद्र्यपीडनम् ॥
पापर्क्षे फलमेवं स्यान्मिश्रं शुभगृहे सति ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—બેડીઓ પહેરાવે, બંધન કરે, દેવાદાર કરે ને દરિદ્રતા આવે એ પ્રમાણે ફળ છઠ્ઠા સ્થાનમાં રહેલી પાપરાશિથી જાણવું અને શુભરાશિ હોય તો સુખ દુઃખથી ભેળસેળ મિશ્ર ફળ જાણવું.

कलत्रराशिचक्रस्य परिपाके करग्रहः ॥
स्त्रीसुखं पुत्रलाभं च घृतसूपगुडादिकम् ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—સાતમાં સ્થાનની રાશિની ચક્ર દશા ચાલતી હોય ત્યારે વિવાહ, સ્ત્રીનું સુખ, પુત્રનો લાભ ને ઘી, દાળ અને ગોળથી બનેલાં મીઠાં ભોજનનું સુખ આપે છે.

कृषिगोगजभूषाप्तिं राजपूज्यं महद्यशः ॥
शुभराशौ फलं सत्यं शुभखेचरसंयुते ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—ખેતી, ગાય, હાથી ને આભૂષણની પ્રાપ્તિ, રાજ્યથી સન્માન, મોટી આબરૂ એ પ્રમાણે સાતમા ઘરમાં શુભ ગ્રહની રાશિ હોય ને શુભ ગ્રહયુક્ત હોય તો તેનું ફળ થાય.

मृत्युचक्रदशाकाले महद्दुःखं धनक्षयम् ॥
स्थाननाशं बन्धुनाशं गुह्योदरनिपीडनम् ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—આઠમા સ્થાનની રાશિની દશા હોય ત્યારે ઘણું દુઃખ, ધન નાશ, સ્થાન નાશ, (જગ્યાનું ખોવું) કુટુંબ નાશ, છૂપા ભાગમાં ને પેટમાં ગુપ્ત પીડા થાય.

दारिद्र्यमन्नविद्वेष मन्नाभावमरेर्भयम् ॥
पापर्क्षे पापसंयोगे फलमेवं विनिर्दिशेत् ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—દરિદ્રતા, (ગરીબાઇ) અનાજને નિંદનાર, ખાધાપર અરૂચિ, શત્રુથી ભય એ પ્રમાણે ફળ, આઠમા સ્થાનની પાપગ્રહની રાશિ હોય, ને પાપગ્રહનો સંયોગ હોય ત્યારે દેખાડે છે.

शुभचक्रदशाकाले शोभनं भवति ध्रुवम् ॥
पुत्रमित्रकलत्रार्थं कृषिगोग्रहभूषणम् ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—નવમા સ્થાનની રાશિની ચક્રદશામાં નક્કી સારૂં ફળ થાય છે. પુત્ર, મિત્ર, સ્ત્રી, ધન, ખેતીવાડી, ગાય, ઘર, શણગાર વિગેરેનું સુખ ભોગવે છે.

सत्कर्मधर्मसंसिद्धिं महज्जनपरिग्रहम् ।।
शुभराशौ शुभं सर्वं पापराशौ विपर्ययः ।। ६९ ।।

૬૯. ભાવાર્થ—સત્કર્મ, ધર્મની સિદ્ધિ, અધિકારી જેવા મોટા માણસોની મહેરબાની એ પ્રમાણે શુભગ્રહની રાશિ હોય તો થાય છે, ને નવમા સ્થાનની પાપગ્રહની રાશિ હોય તો તેથી ઉલટું ફળ જાણવું.

कर्मचक्रदशाकाले राज्याप्तिं नृपपूजनम् ।।
सत्कीर्तिदारपुत्रात्मबन्धुसङ्गं महोत्सवम् ।। ७० ।।

૭૦. ભાવાર્થ—દશમા સ્થાનની રાશિની દશા વખતે રાજ્યની પ્રાપ્તિ, રાજા તરફથી માન, સારી કીર્તિનો વધારો, સ્ત્રી, પુત્ર કુટુમ્બીઓનો મેળાપ, ને મોટો આનંદ થાય.

आज्ञाधरत्वमारोग्यं सद्गोष्ठ्या कालयापनम् ।।
सत्कर्मफलमैश्वर्यं शुभराशौ वदेद्बुधः ।। ७१ ।।

૭૧. ભાવાર્થ—ઘણાઓ પોતાની આજ્ઞા માને, શરીર નિરોગી રહે, પોતાના લાભની વાતોમાં પોતાનો વખત નિર્ગમન કરે, સારાં કામ અને, પોતાનું પરાક્રમ વધે, તે સર્વે જાણતો દશમે શુભ રાશિ હોય તો વિદ્વાન જોશીએ ઉપર મુજબ ફળ કહેવું.

लाभचक्रदशाकाले धनाप्त्यारोग्यभूषणम् ।।
विचित्रवस्त्वागमनं गृहोपकरणं लभेत् ।। ७२ ।।

૭૨. ભાવાર્થ—અગીઆરમા સ્થાનની રાશિની દશા ચાલતી હોય તો ધન મળે, શરીરે સુખી, અલંકાર ને વિચિત્ર વસ્તુઓ મેળવનાર, ઘર શોભાવનાર ને ઘરનો સામાન મેળવનાર થાય છે.

स्त्रीपुत्रबन्धुसौख्याप्तिं ऋणद्रव्यायतिं शुभम् ।।
राजप्रीतिं महत्सङ्गं प्रवदन्ति शुभोदये ।। ७३ ।।

૭૩. ભાવાર્થ—સ્ત્રી, પુત્ર ને કુટુંબીઓના સુખને આપે છે, દેવું છૂટી જાય. રાજાની પ્રીતિ, મોટા માણસોનો સમાગમ એ પ્રમાણે સારૂં ફળ ૧૧ મે શુભરાશિ હોય તો કહેવું.

व्ययचक्रदशाकाले देहाति स्वपदच्युतिम् ।।
चोराग्निनृपकोपादि बन्धुस्त्रीनृपपीडनम् ।। ७४ ।।

૭૪. ભાવાર્થ—બારમી રાશિની કાળચક્ર દશામાં શરીરમાં રોગ, પોતાને પદભ્રષ્ટ થવું, (સ્થાન છોડવું) ચોર, અગ્નિ વિગેરેનો ભય, રાજા તરફથી કોપ, કુટુંબ, સ્રી ને રાજા તરફથી દુઃખ થાય છે.

उद्योगभङ्गमालस्यं कृषिगोभूमिनाशनम् ॥
दारिद्र्यं कर्मवैकल्यं पापर्क्षे तु न संशयः ॥ ७५ ॥

૭૫. ભાવાર્થ—ધંધાનો નાશ, આળસનો વધારો, ખેતી, જમીન ને ઢોરાંનો નાશ, ગરીબાઇ, ધંધા વિના થતી મનની મુંજવણ, એવું ફળ જ્યારે બારમે પાપગ્રહની રાશિ હોય ત્યારે સંશય વિના જરૂર કહેવું.

लग्नादिद्वादशान्तानां भावानां फलमीदृशम् ॥
प्रोक्तमत्र विशेषोऽस्ति विशेषात्कथ्यतेऽधुना ॥ ७६ ॥

૭૬. ભાવાર્થ—લગ્નથી બારે ભાવનાં જેવાં જેવાં ફળ છે તે ઉપર મુજબ કહ્યાં. એથી જે વિશેષ ફળ છે તે હવે વિસ્તારથી કહીએ છીએ.

तत्तद्राशीशवीर्येण यथायोग्यं प्रयोजयेत् ॥
राशीश्वरे बलयुते स्वोच्चमित्रस्ववर्गके ॥ ७७ ॥

૭૭. ભાવાર્થ—જે જે ભાવની હકીકત જેવી હોય ને તે રાશિના સ્વામીનું જેવું જેવું બળ હોય, તેવું તેવું ફળ તે તે ભાવનું તેની રાશિની દશામાં સારૂં કે માઠું કહેવું. તે તે ભાવની રાશિનો સ્વામી ઘણો બળવાન, ઉચ્ચનો, મિત્રનો કે પોતાના ઘરનો હોય,

मित्रान्विते शुभैर्दृष्टे यत्प्रोक्तं तच्छुभं वदेत् ॥
बलहीनेऽरिनीचस्थे दिनेशकरपीडिते ॥ ७८ ॥

૭૮. ભાવાર્થ—કે મિત્રગ્રહની સાથે હોય અને શુભગ્રહો જેતા હોય તો તે ગ્રહના નબળા ફળનો નાશ કરી જે સારાં ફળ તે ભાવનાં છે, તે સઘળાં પુરેપુરાં મળે છે તેમ કહેવું અને જ્યારે તે રાશિનો સ્વામી નિર્બળ હોય અને શત્રુ રાશિનો, નીચનો કે અસ્તનો હોય,

षष्ठाष्टमव्ययस्थाने पापशत्रुनिरीक्षिते ॥
तद्राशिपे तु जनने कष्टं राश्युद्भवं फलम् ॥ ७९ ॥

૭૯. ભાવાર્થ—અથવા (૬–૮–૧૨) મે સ્થાને તે રાશિઓનો સ્વામી

બેઠો હોય ને પાપગ્રહ કે શત્રુગ્રહ જોતો હોય, તો તે રાશિના શુભફળનો નાશ કરે છે; ને અશુભફળનો વધારો કરે છે.

फलं तद्द्विगुणं कष्टं शुभं राश्युद्भवं फलम् ॥
अधिपस्य बलं हीनं यदि चानर्थमाप्नुयात् ॥ ८० ॥

૮૦. ભાવાર્થ—એ પ્રમાણે રાશિનાં ફળ બે પ્રકારનાં છે માઠું ને સારૂં. પણ જો રાશિનો સ્વામી બળહીન હોય તો તે કષ્ટ, અનર્થ, બમણું ભોગવે છે.

अधिपस्य बलाधिक्यं राश्युद्भवफलं यदि ॥
यदि चेद्द्विगुणं सौम्ये फलत्येव न संशयः ॥ ८१ ॥

૮૧. ભાવાર્થ—રાશિનો સ્વામી બળમાં ચડતો બળનો હોય, તો રાશિથકી ઉત્પન્ન થયેલું જે શુભ ફળ છે તે બમણું સારૂં કરે છે પણ જો તે રાશિનો સ્વામી બળવાન હોય તો સારૂં ફળ બમણું આપે છે. એમ નિશ્ચયથી કહેવું.

अधिपे चरराशिस्थे चरराश्यंशकेऽपि वा ॥
चरराश्युद्भवं चक्रं विदेशगमनप्रदम् ॥ ८२ ॥

૮૨. ભાવાર્થ—જે રાશિની દશા ચાલતી હોય, તે રાશિનો સ્વામી ચરરાશિમાં હોય, અથવા નવમાંશમાં ચરરાશિનો હોય, અને તે દશા પણ ચરરાશિનીજ હોય, તો તે માણસને પરદેશ જવું પડે છે.

यावच्चक्रं तदा ज्ञेयं यद्येकस्मिन् चरे सति ॥
विदेशगमनं वाऽपि स्वस्थानाप्तिं त्रिनिर्दिशेत् ॥ ८३ ॥

૮૩. ભાવાર્થ—જ્યાં સુધી તે રાશિની ચક્રદશા ચાલુ હોય, ત્યાં સુધી મુસાફરી ચાલુ રહેશે, તેમ જાણવું. અને ચરરાશિ કે રાશિનો સ્વામી કે રાશિનો નવમાંશ, એ ત્રણમાંનું એકે જો શશિમાં હોય તો પરદેશ જવું થાય, અથવા પરદેશ હોય તો સ્વદેશ જવું થાય. એમ તે વખતપરથી વિચારી કહેવું.

संज्ञाध्याये च यत्प्रोक्तं कर्माजीवे च यत्फलम् ॥
फलमाश्रयजं यद्यत्स्थानजन्यं च यत्फलम् ॥ ८४ ॥

૮૪. ભાવાર્થ—જે ફળ સંજ્ઞાધ્યાયમાં કહ્યું છે, જે ફળ કર્મો જીવમાં (દશમાં ભાવમાં) કહ્યું છે, ગ્રહરાશિ ફળ, ને ગ્રહનું સ્થાન ફળ કહ્યું છે તે.

यत्प्रोक्तं राजयोगादौ चान्द्रयोगे च यत्फलम् ॥
नाभसादिषु यत्प्रोक्तं शुभपापेक्षणादपि ॥ ८५ ॥

૮૫. ભાવાર્થ—રાજ્યયોગ, ચંદ્રયોગ, નાભસયોગનાં ફળ, અને શુભ ને પાપગ્રહની દૃષ્ટિનાં ફળ જે જે કહ્યાં છે તે. (તથા)

द्विग्रहादिषु यत्प्रोक्तं ग्रहाणां पूर्वसूरिभिः ॥
तद्राशिचक्रकाले तु स्वधिया योजयेद्बुधः ॥ ८६ ॥

૮૬. ભાવાર્થ—દ્વિ ગ્રહાદિને વિશે કહેલું ફળ તે, એમ ગ્રહોનું પૂર્વાચાર્યોએ જે ફળ કહ્યું છે. તે ફળ તે રાશિની ચક્રદશા ચાલતી હોય, તે વખતે પોતાની બુદ્ધિ થકી વિદ્વાન્ જોશીએ સારૂં કે માઠું ફળ કહેવું.

मेषादिराशिचक्रं तु भूमिभागंतु दक्षिणे ॥
आचरार्कार्पिचक्रंतु तच्चक्रं तत्र निर्दिशेत् ॥ ८७ ॥

૮૭. ભાવાર્થ—કાળચક્ર દશાના કોષ્ટકનો ચિતાર, જમીન કે કાગળ પર દોરવો. તે એવી રીતે કોષ્ટક કરવું, કે દક્ષિણ ( સવ્ય ) ચક્રમાં મેષ રાશિથી આરંભ થાય, તે છેલ્લી મીન સુધી પુરી થાય, તેનો અનુક્રમ સવ્ય ચક્રનો કરવો, ને ઉત્તર ( અપસવ્ય ) ચક્રમાં તે અનુક્રમ વૃશ્ચિક રાશિથી શરૂ કરી ઉલટી રાશિના અનુક્રમથી તે છેલ્લી ધનરાશિમાં તે પુરો થાય, તેમ દક્ષિણ ને ઉત્તર ચક્રોને બતાવ્યાં છે.

फलं वा विफलं वाऽपि प्रागादिग्दुचराद्बुधः ॥
शशिदिग्भागतो वाऽपि तद्दिग्भागे विनिर्दिशेत् ॥ ८८ ॥

૮૮. ભાવાર્થ—વિદ્વાન્ જોશીઓએ ઉપલા ચક્ર ઉપરથી કુંડળીની પૂર્વાદિ દિશામાં વિચરતા (રહેલા) ગ્રહો પ્રમાણે દરેક સફળતા, નિષ્ફળતા કહેવી, અથવા કુંડળિમાં જ્યાં ચંદ્ર રહ્યો હોય, તે દિશામાં અથવા જે રાશિની દશા ચાલે છે, તે રાશિની જે દિશા હોય, તે દિશા વિશે સફળતા કે નિષ્ફળતા જાણી શકાય છે.

यथोपदेशमार्गेण सर्वेषां फलमीदृशम् ॥
कालचक्रगतिस्त्वेषा निश्चिना पूर्वसूरिभिः ॥ ८९ ॥

૮૯. ભાવાર્થ—જે પ્રકારે ઉપલી રીતે કહેવામાં આવ્યું, તે સર્વેનું ફળ તેજ પ્રકારે છે. કાળચક્ર દશાની ગતિ પ્રથમ થઈ ગયેલા પંડિતોએ ત્રણ પ્રકારે નિશ્ચય કરેલી છે.

मण्डूकगमनं चैव पृष्ठतो गमनं तथा ॥
सिंहावलोकनं नाम पुनरागमनं भवेत् ॥ ९० ॥

૯૦. ભાવાર્થ—પહેલી મંડૂક ( દેડકો ) ગતિ, બીજી પૃષ્ઠ ગમન એટલે મર્કટ (માંકડા જેવી) ગતિ, અને ત્રીજી સિંહાવલોકન (સિંહ જેવી) ગતિ કહેવાય છે. તેમ ફરી ફરી તે ત્રણ ગતિઓ આવે છે.

पृष्ठतो गमनं चैव कर्किकेसरिणोरपि ॥
मीनवृश्चिकयोश्चापमेषयोः केसरी गतिः ॥ ९१ ॥

૯૧. ભાવાર્થ—પૃષ્ઠ ગમન, એટલે મર્કટ ગતિ, કર્કથી સિંહરાશિ તરફ જતી દશાની ગતિ છે. એનીજ પેઠે મીનથી વૃશ્ચિકમાં જતી તેમ જ ધનથી મેષમાં જતી દશાની ગતિ સિંહાવલોકન થાય.

कन्याकर्कटयोः सिंहयुग्मयोर्मण्डुका गतिः ॥
सिंहावलोकसमये ज्वरातिस्थाननाशनम् ॥ ९२ ॥

૯૨. ભાવાર્થ—કન્યાથી કર્ક તરફ જતી, સિંહથી મિથુન તરફ જતી કાળચક્ર દશાની ગતિ મંડૂક ગતિ જાણવી. જ્યારે સિંહાવલોકન ગતિ હોય, ત્યારે તાવની પીડા, ને સ્થાનનો નાશ થાય છે.

बन्धुस्नेहादिनाशं च समानजनपीडनम् ॥
जले वा पतनं कूपे विषशस्त्राग्निजं भयम् ॥ ९३ ॥

૯૩. ભાવાર્થ—સગાં કુટુંબમાં મરણ થાય, પોતાના બરાબરીનાને પીડા થાય, કુવામાં કે જળમાં ડુબવાનો ભય, અને ઝેર, હથિયાર, અગ્નિ વિગેરેથી ભય થાય.

वाहनात्पतनं वाऽपि दशाछिद्रान्विते सति ॥
क्रूरास्तनीचापचय खेचरस्य दशा यदि ॥ ९४ ॥

૯૪. ભાવાર્થ—અથવા ગાડી, ઘોડા જેવા વાહનમાંથી પડી જવાય. એ સર્વે બીનાઓ જ્યારે સિંહાવલોકન ગતિ છિદ્રાન્વિત ( છિદ્ર દશા ) હોય તો થાય છે. જ્યારે ક્રૂર, અસ્ત, નીચ, કે છઠ્ઠે, આઠમે, બારમે રહેલા ગ્રહની દશા આવે ત્યારે.

दशाछिद्रमिति ज्ञेयं प्रवदन्ति विपश्चितः ॥
मण्डूकगतिसंभूतसमये मरणं गुरोः ॥ ९५ ॥

૯૫. ભાવાર્થ—છિદ્ર દશા જાણવી. એમ પંડિતો કહે છે. અને જ્યારે દશાની મંડૂક ગતિ હોય, તે વખતે ગુરૂનું મરણ જાણવું.

पित्रोर्वा विषशस्त्राग्निज्वरचोराग्निभिर्भयम् ॥
मण्डूकसमये सव्ये समानजनपीडनम् ॥ ९६ ॥

૯૬. ભાવાર્થ—અથવા માબાપનું મરણ, ઝેર, હથિઆર, અગ્નિથી ભય, તાવ ચોર અને અગ્નિથી નુકશાન થાય. જ્યારે કાળચક્રદશા સવ્યચક્રમાં મંડૂક ગતિની ચાલતી હોય તો પોતાના બરોબરીના માણુસોને પીડા થાય.

केसरीयुग्ममण्डूके मातुर्मरणमादिशेत् ॥
मरणं राजभीतिं च सन्निपातमरेर्भयम् ॥ ९७ ॥

૯૭. ભાવાર્થ—અને સિંહ રાશિથી મિથુન રાશિમાં જતી કાળ ચક્રની મંડૂક ગતિ હોય તો માતાનું મરણ થાય છે. પોતાનું મરણ, અથવા રાજ્યથી ભય, સંનિપાતનો રોગ, અને શત્રુઓથી ભય ઉત્પન્ન કરે છે.

सव्ये सिंहावलोके तु चतुष्पाद्भयमग्निजम् ॥
पृष्ठतो गमनं सव्ये धनधान्यपशुक्षयः ॥ ९८ ॥

૯૮. ભાવાર્થ—સવ્ય માર્ગની સિંહાવલોકન ગતિ હોય તો ચાર પગનાં જાનવર, અને અગ્નિથી ભય થાય છે. અને સવ્ય માર્ગમાં મર્કટ ગતિની દશા હોય તો ધન, ધાન્ય અને ઢોરાંનો નાશ થાય છે.

पितुर्मरणमालस्यं तत्समानेषु वा मृतिः ॥
मण्डूकगमने वामे स्त्रीसुतार्तिपरिश्रमम् ॥॥ ९९

૯૯. ભાવાર્થ—તેમજ બાપનું મરણ, આળસ, અને પોતાના પિતા સરખા કોઇ માણસનું મરણ થાય છે. અપસવ્ય માર્ગમાં મંડૂક ગતિની દશા હોય તો બાઇડી, છોકરાંને પીડા, અને પુષ્કળ મહેનત કરવાનો પ્રસંગ આવે છે.

૧૦૩. ભાવાર્થ—चित्रा ચિત્રા, अहिर्बुध्न्य ઉત્તરાભાદ્રપદ, भरणी ભરણી, पूर्वाषाढा પૂર્વાષાઢા, इन्द्रमन्त्री પૂષ્ય, તે નક્ષત્રો પણ સવ્ય માર્ગમાં ભરણી શિવાયનાં, ભરણીના વર્ગનાં, બીજાં ચાર નક્ષત્રો અનુક્રમે છે. એમ વિદ્વાનો કહે છે.

## અપસવ્ય માર્ગના દશાચક્રની સમજણ.

द्विदैवकमलागार पितृदानववैरिणाम् ॥
अपसव्यस्य चक्रस्य वाक्यं चादिचतुष्टयम् ॥ १०४ ॥

૧૦૪. ભાવાર્થ—द्विदैव વિશાખા, कमलागार શ્રવણ, पितृ મઘા, दानववैरी રોહિણી, એ અપસવ્ય દશાચક્રનાં ચાર નક્ષત્રો જાણવાં. તે નક્ષત્રો રોહિણી શિવાયનાં ત્રણ નક્ષત્રો તે રોહિણીના વર્ગનાં જાણવાં.

जलेशमित्रेन्द्रमृगश्रविष्ठा भगार्यमाशङ्करतारकाणाम् ॥
अन्त्यानि वाक्यान्यपसव्यजानि चत्वारि चक्रोपगतानि चाहु॥१०५॥

૧૦૫. ભાવાર્થ—जलेश શતભિષા, मित्र અનુરાધા, इन्द्र જ્યેષ્ઠા, मृग મૃગશીર્ષ, श्रविष्ठा ધનિષ્ઠા, भग પૂર્વાફાલ્ગુની, अर्यमा ઉત્તરા ફાલ્ગુની, शंकर આર્દ્રા, એ નક્ષત્રો અપસવ્ય ચક્રદશાનાં છેલ્લા બે વર્ગનાં ચાર ચાર જાણવાં. એ પ્રમાણે દશા ચક્રને પામેલાં નક્ષત્રો કહ્યાં છે.

શ્લોક ૧૦૪ માં બતાવેલાં નક્ષત્રો રોહિણીના વર્ગનાં છે. શ્લોક ૧૦૫ માં મૃગશીર્ષ, ધનિષ્ઠા, પૂર્વાફાલ્ગુની ને અનુરાધા તે મૃગશીર્ષનાં છે. અને બાકીનાં જે શ્લોકમાં બતાવેલાં છે, તે નક્ષત્રો અપસવ્ય ચક્રદશામાં આર્દ્રાના વર્ગનાં જાણવાં. અને સવ્ય ચક્રમાંના ત્રણ ભાગમાંના દરેક એક એક ભાગમાં પાંચ પાંચ નક્ષત્રો હોવાથી આખી સવ્ય ચક્રદશાનાં ત્રણે ભાગનાં મળીને ૧૫ નક્ષત્રો છે. ને અપસવ્ય ભાગમાં દરેક ભાગનાં ચાર ચાર નક્ષત્રો હોવાથી આખી અપસવ્ય દશા ચક્રના ત્રણે ભાગમાં મળીને ૧૨ નક્ષત્રો છે એમ ૨૭ નક્ષત્રની કાળચક્ર દશામાં વહેંચણી કરેલી છે.

## अथ सव्यचक्रवाक्यानि.

पौरङ्गावोमातासहोधी ॥ १ ॥ नक्षत्रदासीचर्वणगः ॥ २ ॥
रूपोग्रश्रुर्निधायरङ्गम् ॥ ३ ॥ चाणो चस्य दाधनक्षत्रम् ॥ ४ ॥

हंसश्चत्रशांवरपत्रम् ॥ ५ ॥ क्षुंनालीकरगोभीमा च ॥ ६ ॥
सुदधिनक्षत्रजः सितः ॥ ७ ॥ वामाङ्गारको त्रक्षुनिधिः ॥ ८ ॥

### દશા સહેલાઇથી જાણવા માટે સવ્ય ચક્રદશાનાં વાક્યોના અક્ષરો.

પો,રૈ,ગા,વો,મા,તા,સ,હો,ધી, (૧) ન,ક્ષ,ત્ર,દા,સી,ચ,ર્મ,ણુ,ગઃ (૨)
રૂ,પો,ત્ર,ક્ષુ,નિ,ધા,ય,રૈં,ગં, (૩) વા,ણી,ચ,સ્થં,દ,ધિ,ન,ક્ષ,ત્રં (૪)
હં,સ,શ્ચ,વ,શાં,બ,ર,પ,ત્રં, (૫) ક્ષું,ના,લી,ક,ર,ગો,ભી,મા,ચ, (૬)
સુ,દ,ધિ,ન,ક્ષ,ત્ર,જઃ,સિ,તઃ, (૭) વા,માં,ગા,ર,કો,ત્ર,ક્ષુ,નિ,ધિઃ (૮)

### अथापसव्यवाक्यानि.

धनक्षेत्रपराङ्गमिव ॥ १ ॥ तासादत्रक्षुनिधिर्दासा ॥ २ ॥
चर्मीभोगीरायधनर्क्षम् ॥ ३ ॥ त्रयोरागीमाभेत्तासह ॥ ४ ॥
त्रक्षुनिधिर्दासस्तमेव ॥ ५ ॥ गिरायुधनक्षत्रपरः ॥ ६ ॥
गोमांवाचीसदात्रिक्षुंने ॥ ७ ॥ धिजसितमिवाङ्गारिका ॥ ८ ॥

### દશા સહેલાઈથી જાણવા માટે અપસવ્ય ચક્રદશાનાં વાક્યોના અક્ષરો.

ધ,ન,ક્ષે,ત્ર,પ,રાં,ગ,મિ,વ, (૧) તા,સા,દ,ત્ર,ક્ષુ,નિ,ધિ,ર્દા,સા (૨)
ચ,ર્મી,ભો,ગી,રા,ય,ધ,ન,ર્ક્ષં (૩) ત્ર,યો,રા,ગી,મા,ભે,ત્તા,સ,હ, (૪)
ત્ર,ક્ષુ,નિ,ધિ,ર્દા,સ,સ્ત,મે,વ, (૫) ગિ,રા,યુ,ધ,ન,ક્ષ,ત્ર,પ,રઃ, (૬)
ગો,માં,વા,ચી,સ,દા,ત્રિ,ક્ષું,ને (૭) ધિ,જ,સિ,ત,મિ,વાં,ગા,રિ,કા. (૮)

भूतैकविंशद्गिरयो नवदिक्षोडशाब्धयः ॥
सूर्यादीनां क्रमादब्दा राशीनां स्वामिनो वशात् ॥ १०६ ॥

૧૦૬ ભાવાર્થ—भूत જે-૫, एकविंशत् જે-૨૧, गिरि જે-૭, नव ૯ दिक् ૧૦, षोडश ૧૬ अब्धि ૪. એ અંકોના જેટલાં સૂર્યથી અનુક્રમે ગ્રહોની દશાનાં વર્ષો જાણવાં. જે રાશિનો જે ગ્રહ સ્વામી હોય તેનાં જેટલાં વર્ષો હોય, તેટલાંજ રાશિનાં પણ જાણવાં.

### अन्तर्दशाक्रमम्.

दशां दशाब्दसंगुण्यां सर्वायुःसंख्यया हरेत् ॥
लब्धमन्तर्दशा ज्ञेया वर्षमासदिनादिकाः ॥ १०७ ॥

૧૦૭. ભાવાર્થ—કોઇ પણ મહાદશામાં અન્તર્દશાઓ કાઢવાની રીત. દશાને દશાના વર્ષથી ગુણીને દશાચક્રના બધા આયુષ્યના વર્ષની સંખ્યાએ ભાગતાં લબ્ધ વર્ષાદિક જે આવે, તે અન્તર્દશા જાણવી.

ઉદાહરણ-મેષાંશ ચક્રની દશામાં મેષાંશની મહાદશા હોય, ને તેમાં મિથુનાંશની અન્તર્દશા કરવી છે. તો મેષાંશ મહાદશાનો સ્વામી મંગળ છે, ને મિથુનાંશ અન્તર્દશાનો સ્વામી બુધ છે. જેથી એ બે ગ્રહોની મહાદશાનાં વર્ષો અનુક્રમે ૭ ને ૯ છે, તે બેનો ગુણાકાર કર્યો. તો ૬૩ થયો. તેને આખી મેષાંશ દશાના વર્ષો ૧૦૦ થી ભાગ્યા તો લબ્ધિ વર્ષ ૦ આવી, ને શેષ ૬૩ ને ૧૨ થી ગુણતાં ૭૫૬ થયા. તેને ૧૦૦ થી ભાગતાં ૭ માસ આવ્યા, ને શેષ ૫૬ ને ૩૦ થી ગુણ્યા, તો ૧૬૮૦ થયા. તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધિ ૧૬ દિવસ આવ્યા. ને શેષ ૮૦ ને ૬૦ થી ગુણતાં ૪૮૦૦ થયા. તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધિ ૪૮ ઘડી આવી. શેષ કંઇ નથી જેથી મેષાંશની મહાદશા મધ્યે મિથુનાંશની અન્તર્દશા વર્ષાદિ ૦-૭-૧૬-૪૮-૦ જાણવી. અથવા તેના સ્વામીઓ પ્રમાણે અન્તર્દશા કહી શકાય છે. જેમકે-મેષરાશિનો સ્વામી મંગળ, માટે મંગળની મહાદશા મધ્યે મિથુનનો સ્વામી બુધ હોવાથી બુધની અન્તર્દશા જાણવી. એમ પણ કહેવાય છે.

चक्रेशाब्दादभुक्तिराशीश्वराब्दैर्हत्वा तत्तद्राशिमानायुराप्ताः ॥
अब्दा मासा वासरा नाडिकाद्या दुःस्थानेशा दुःखरोगाकराः स्युः ॥१०८॥

૧૦૮. ભાવાર્થ—કોઇ પણ ગ્રહની અન્તર્દશામાં કોઈ પણ ગ્રહની ઉપદશા કરવી હોય તો અન્તર્દશાનાં વર્ષાદિકને ઉપદશાવાળી રાશિ કે ગ્રહની મહાદશાનાં વર્ષોથી ગુણવાં, ને તેને આખા આયુષ્યમાનના વર્ષોથી ભાગતાં જે વર્ષાદિ આવે તે ઉપદશા જાણવી. ને તે ઉપદશાનો સ્વામી છઠ્ઠા, આઠમા, બારમાનો સ્વામી હોય તો તેની દશા દુઃખ ને રોગને ઉત્પન્ન કરનારી થાય છે.

ઉદાહરણ—શ્લોક ૧૦૭ ના ઉદાહરણમાં મિથુનાંશ એટલે બુધની અન્તર્દશા વર્ષાદિ ૦-૭-૧૬-૪૮-૦ છે, ને બુધમાં ગુરૂની ઉપદશા કાઢવી છે, માટે ગુરૂની મહાદશાનાં વર્ષ ૧૦ થી બુધની અન્તર્દશાનાં વર્ષાદિ ૦-૭-૧૬-૪૮-૦ ને ગુણતાં વર્ષાદિ ૬-૩-૧૮-૦-૦ આવ્યાં.

તેને આખા આયુષ્યનાં વર્ષ ૧૦૦ થી ભાગતાં લબ્ધિવર્ષ ૦ ને શેષ ૬ વર્ષને ૧૨ થી ગુણતાં ૭૨ થયા. ને માસ ૩ ઉમેરતાં ૭૫ થયા, તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધ માસ ૦ ને શેષ ૭૫ માસને ૩૦ થી ગુણી ૧૮ દિવસ ઉમેરતાં ૨૨૬૮ થયા. તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધ દિવસ ૨૨ આવ્યા, ને શેષ ૬૮ ને ૬૦ થી ગુણતાં ૪૦૮૦ થયા. તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધિ ૪૦ ઘડી આવી. ને શેષ ૮૦ ને ૬૦ થી ગુણતાં ૪૮૦૦ થયા. તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધિ ૪૮ પળ આવી. જેથી બુધની અન્તર્દશામાં ગુરૂની ઉપદશા વર્ષાદિ ૦-૦-૨૨-૪૦-૪૮ થઇ.

इत्थं महादायदिनं महाब्दैः संगुण्य तत्रान्तरदास्तु दाये ॥
पुनस्तदातेपरमायुरब्दहृतां दशान्तर्दशिता दशाख्याः ॥ १०९ ॥

૧૦૯. ભાવાર્થ—**ઉપદશા ઉપરથી વિદશા કરવાની રીત**—ઉપદશાની માસાદિકની સંખ્યાને જુદેજુદાં દરેક ગ્રહની મહાદશાનાં વર્ષોથી ગુણી આખા ચક્રાયુદશાના વર્ષોએ ભાગવાથી જે વર્ષાદિ ફળ આવે, તે દરેક **ગ્રહની વિદશાઓ થાય છે.**

ઉદાહરણ—ગુરૂની ઉપદશા દિનાદિ ૨૨-૪૦-૪૮ છે. ને તેમાં ગુરૂની જ વિદશા કરવી. માટે તેને ગુરૂની દશાનાં વર્ષ ૧૦ થી ગુણતાં દિનાદિ ૨૨૬-૪૮-૦ થયા. તેમાંના ૨૨૬ દિવસને આખી દશાનાં વર્ષ ૧૦૦ થી ભાગ્યા, તો લબ્ધિ ૨ દિવસ થયા. ને શેષ ૨૬ ને ૬૦ થી ગુણી ૪૮ ઉમેરવાથી ૧૬૦૮ થયા. તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધિ ૧૬ ઘડી આવી. શેષ ૮ ને ૬૦ થી ગુણ્યા તો ૪૮૦ થયા. ને ઉમેરવાને પળ કંઇ નથી, માટે ૪૮૦ ને ૧૦૦ થી ભાગ્યા, તો લબ્ધિ ૪ પળ આવી. શેષ ૮૦ ને ૬૦ થી ગુણતાં ૪૮૦૦ થયા. તેને ૧૦૦ થી ભાગતાં લબ્ધિ ૪૮ વિપળ આવી. તે રીતે ગુરૂની ઉપદશામાં ગુરૂની વિદશાનાં દિનાદિ ૨-૧૬-૪-૪૮ આવ્યાં.

विनाडीकृत्य नक्षत्रं स्वैः स्वैः संवत्सरैः पृथक् ॥
दायैः संगुण्य सर्वायुराप्तं सूक्ष्मदशाफलम् ॥ ११० ॥

૧૧૦. ભાવાર્થ—**દશાનું ભોગ્ય લાવવાની રીત.**—કાળચક્રદશાનું ભોગ્ય લાવવા માટે જન્મનક્ષત્રના જે ચરણમાં જન્મ થયો હોય, તે ચરણની ભોગ્યઘટીઓ ( જન્મ પછી ચરણ પુરો થવાને બાકી રહેલી ઘટીઓ ) ને, કોષ્ટકમાં બનાવેલા તે નક્ષત્ર ચરણ પ્રમાણે મેષાદિક અંશની

જે કાળ દશા હોય, તેના પૂર્ણાયુષ્યનાં વર્ષોથી ગુણવા, ને જન્મ નક્ષત્રનો આખો ચરણ જેટલી ઘટીનો હોય, તેનાથી ભાગવા, તો જે વર્ષાદિ આવે, તે ભોગ્ય વર્ષાદિ જાણવાં.

ઉદાહરણ—દશમા અધ્યાયમાં જે જન્મ કુંડળીથી અષ્ટકવર્ગ ફળ બતાવ્યું છે, તેજ જન્મ કુંડળીનું ઉદાહરણ અત્રે છે. જન્મનું નક્ષત્ર મઘા છે. તેની ઘટી ૫૯ ને ૩૦ છે, તેને ચારે ભાગતાં એક એક ચરણ ઘટી ૧૪ ને પળ ૫૨ નો થયો, ને જન્મની ઇષ્ટ ઘટી ૨૯ ને પળ ૫૨ છે. તે સૂર્યોદયથી છે. માટે તેમાં પહેલા દિવસની મઘા નક્ષત્રની ગયેલી ઘટી ૮ ને પળ ૪૪ ઉમેરવાથી, જન્મ વખત સુધીમાં મઘા નક્ષત્રની ઘટી ૩૮ ને ૩૬ ગયું છે. તેને નક્ષત્રના એક ચરણની ઘટી ૧૪–૫૨ થી ભાગતાં લબ્ધિ ૨ આવી. માટે મઘા નક્ષત્રનાં બે ચરણ ગયા છે, તેમ જાણવું. ને ત્રીજા ચરણમાં જન્મ છે, તેની પણ ઘટી ૮–૫૨ ભોગવાઇ ગઇ છે. તેને નક્ષત્ર ચરણ ૧૪–૫૨ માંથી બાદ કરી તો ઘટી ૬–૦ ભોગ્ય ઘટી (ત્રીજા ચરણને ભોગવવાની ઘટી) બાકી રહી. ને મઘા નક્ષત્રમાં જન્મ હોવાથી અપસવ્ય ચક્રની દશામાં જન્મ છે, ને તેનો ત્રીજો ચરણ છે. તેથી કાળચક્ર દશાના અપસવ્ય કોષ્ટકમાં જોતાં કન્યાંશની દશા આવે છે. તે દશાનાં પરમાયુ વર્ષ ૮૫ ને ભોગ્ય નક્ષત્રની ઘટી ૬–૦ થી ગુણતાં ૫૧૦ થયા. તેને નક્ષત્ર ચરણ ઘટી ૧૪-૫૨ થી ભાગવા છે. માટે ૫૧૦ ને ૬૦થી ગુણી પળો કરી તો ૩૦૬૦૦થઈ. તેને નક્ષત્ર ચરણઘટી ૧૪–૫૨ની પળો ૮૯૨ થીભાગ્યા, તોલબ્ધિઓ વર્ષાદિક ૩૪–૩–૧૯–૪૬–૩૨ભોગ્યકાળ આવ્યો. તેટલાં વર્ષ અપસવ્ય ચક્રની કન્યાંશ દશા ભોગવવાની બાકી રહી એમ જાણવું. પણ તે સ્થુલ રીત જાણવી.

કારણ કે નક્ષત્રની ઘટીઓ ૬૦ કરતાં વધઘટ આવે છે, તેથી.

પણ તેના કરતાં ચંદ્ર ઉપરથી ભોગ્ય કાળ લાવવો વધારે સારો છે.

બીજું ઉદાહરણ–**ચંદ્ર ઉપરથી ભોગ્ય લાવવાની રીત.** સ્પષ્ટ ચંદ્ર રાશ્યાદિ ૪–૮–૨૯–૪૮ છે. તેની કળાઓ કરી તો કળા ૭૭૦૯ ને વિકળા ૪૮ આવી. તેને ૮૦૦ થી ભાગતાં લબ્ધિ ૯ તે ગત નક્ષત્ર આશ્લેષા થયું, ને શેષકળાદિ ૫૦૯ ને ૪૮ રહી. તેને ૨૦૦ થી ભાગતાં લબ્ધિ ૨ ગત ચરણ આવ્યા; ને શેષ ત્રીજા ચરણની કળાદિ ૧૦૯ ને ૪૮ ભુક્ત રહી. તેને આખા ચરણની ૨૦૦ કળામાંથી બાદ કરતાં ભોગ્ય કળાદિ ૯૦ ને ૧૨ રહી અને ઉપર મુજબ કન્યાંશદશામાં જન્મ છે, માટે તેનાં વર્ષ ૮૫ થી ભોગ્યની કળાદિને ગુણતાં ૭૬૬૭ થયા. તેને નક્ષત્ર

ચરણની ૨૦૦ કળાથી ભાગતાં વર્ષાદિક ભોગ્યકાળ ૩૮–૪–૦–૩૬–૦ આવ્યો. એટલાં વર્ષો કન્યાંશ દશા ભોગવવાને બાકી છે તેમ જાણવું. માટે હમેશાં ચંદ્ર ઉપરથી ભોગ્ય લાવવું સારૂં છે.

**ભોગ્ય ઉપરથી દશા સાંકળવાની રીત**–ભોગ્ય વર્ષાદિ૩૮–૪–૦–૩૬–૦ છે, તેમાંથી કન્યાંશ દશાની છેલ્લી બાજુથી વિલોમરીતે ગ્રહોનાં વર્ષ બાદ કરતા જવાં. તો કન્યાંશમાં છેલ્લી કુંભરાશિની દશાનો સ્વામી શનિ છે, ને તેનાં વર્ષ ૪ ને બાદ કરતાં ૩૪–૪–૦–૩૬–૦ આવ્યાં. તેમાંથી કુંભના પહેલી મકર શનિની દશાનાં વર્ષ ૪ બાદ કરતાં ૩૦–૪–૦–૩૬–૦ રહ્યાં તેના પહેલી ધન ગુરૂની દશાનાં વર્ષ ૧૦ બાદ કરવાથી ૨૦–૪–૦–૩૬–૦ રહ્યાં, તેના પહેલી મેષ મંગળની દશાનાં વર્ષ ૭ બાદ કરવાથી ૧૩–૪–૦–૩૬–૦ રહ્યા. તેના પહેલી વૃષભ શુક્ર દશાનાં વર્ષ ૧૬ બાદ કરવાનાં છે, તે બાદ થતાં નથી. માટે ૧૩–૪–૦૩૬–૦ તેજ વર્ષાદિ જન્મ થયા પછીથી વૃષભ રાશિ અથવા શુક્રની દશાનાં ભોગવવાનાં બાકી છે, તેમ જાણવું. એ ઉપરથી નીચે કન્યાંશ દશા સાંકળેલી છે. તે જોવાથી સમજાશે.

## અપસવ્ય કાળચક્ર કન્યાંશ દશા સંકલિતા.

| રા.<br>ગ્ર. | વૃષભ.<br>શુક્ર. | મેષ.<br>મંગળ. | ધન.<br>ગુરૂ. | મકર.<br>શનિ. | કુંભ.<br>શનિ. | કન્યા.<br>બુધ. | સિંહ.<br>સૂર્ય. | કર્ક.<br>ચન્દ્ર. | મિથુન<br>બુધ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ભોગ્ય વર્ષાદિ | ૧૩<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૭<br>૦<br>૦<br>૦<br>૦ | ૧૦<br>૦<br>૦<br>૦<br>૦ | ૪<br>૦<br>૦<br>૦<br>૦ | ૪<br>૦<br>૦<br>૦<br>૦ | ૯<br>૦<br>૦<br>૦<br>૦ | ૫<br>૦<br>૦<br>૦<br>૦ | ૨૧<br>૦<br>૦<br>૦<br>૦ | ૫<br>૦<br>૦<br>૦<br>૦ |
| શક. | ૧૮૧૦ | ૧૮૧૭ | ૧૮૨૭ | ૧૮૩૧ | ૧૮૩૫ | ૧૮૪૪ | ૧૮૪૯ | ૧૮૭૦ | ૧૮૭૫ |
| સૂર્ય. | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ | ૮<br>૧૪<br>૫૪<br>૪૦ |
| વેરીજ. | ૧૩<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૨૦<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૩૦<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૩૪<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૩૮<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૪૭<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૫૨<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૭૩<br>૪<br>૦<br>૩૬<br>૦ | ૮૨<br>૪<br>૦<br>૩૬<br>૦ |

ग्रहवत्सरवासरा हृता परमायुष्यमतोमितंध्रुवम् ॥
निजवर्षगुणाः स्वपाकदा इति पाकेष्वखिलेषु चिन्तयेत् ॥१११॥

१११. ભાવાર્થ—એક ગ્રહની દશા અન્તર્દશા ઉપદશા કે વિદશા ચાલતી હોય તો તેમાં બીજા ગ્રહની દશાને ભાગ જાણવો હોય તો પહેલા ગ્રહનાં જે વર્ષાદિક છે. તેને બીજા ગ્રહની મહાદશાનાં વર્ષ વડે ગુણીને દશાચક્રનાં પરમાયુષ્યનાં વર્ષો વડે ભાગવાથી બીજા ગ્રહની દશાને જે ભાગ હશે તે સ્પષ્ટ જણાશે. એ પ્રમાણે અન્તર્દશા, ઉપદશા, વિદશા જે કંઈ શોધવું હોય તેમાં આ રીતનો ઉપયોગ કરવો, ને તેજ રીતને અનુસરતી રીતો શ્લોક १०७-१०८ ને १०९ માં બતાવી છે. તે અને આ એકજ છે.

इति श्रीनवग्रहकृपया वैद्यनाथविरचिते जातकपारिजाते सप्तदशोऽध्यायः ॥

એ પ્રમાણે નવગ્રહની કૃપાવડે વૈદ્યનાથે રચેલા જાતક પારિજાતમાં સ્ત્રીજાતક નામનો અધ્યાય १७ પુરો થયો.

खेडाप्रान्त समागते कपडवञ्जाख्येपुरेवासिना
श्रीसोमेश्वर वाडवेन च मयाज्योतिर्विदा भावतः ॥
वालान्बोधयितुं सुखंवर वडाद्रा ज्ञातिना पूर्णको
जातोजातक पारिजात विवृतोऽध्यायोऽगकुगुर्जरः ॥ १ ॥

१. ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી, સોમેશ્વરે, બાળકોને સહેલાઈથી સમજવા માટે જાતક પારિજાત નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં, ઉમંગથી સત્તરમો અધ્યાય સંપૂર્ણ કર્યો.

# જાતક પારિજાત.

## અધ્યાય ૧૮ મો.

॥ दशान्तर्दशाध्यायः ॥ (દશાઅન્તર્દશાનો અધ્યાય.)

दशानुसारेण फलं वदन्ति मुनीश्वरा जातशुभाशुभं यत् ॥
सारं समुद्धृत्य तथैव वक्ष्ये भेदं यथा विस्तरतो दशायाम् ॥ १ ॥

૧. ભાવાર્થ—મુનિઓ જન્મેલાનું શુભ કે અશુભ ફળ, દશાના આધારે કહે છે. તેનો સાર લેઇને તેજ પ્રમાણે દશામાં સારૂં કે ખોટું ફળ મળવાના ભેદોને હું વિસ્તારથી કહું છું.

बलानुसारेण यथा हि योगो योगानुसारेण दशामुपैति ॥
दशाफलैः सर्वफले नराणां वर्णानुसारेण यथा विभागः ॥ २ ॥

૨. ભાવાર્થ—ગ્રહોના સ્થાનોના બળ પ્રમાણે સારા અથવા ખરાબ યોગ થાય છે, અને યોગથી દશા પ્રાપ્ત થાય છે. તે દશાથી થતાં સારાં કે માઠાં ફળ મનુષ્યોને તેમની જાતિનો વિચાર કરી કહેવાં.

आदित्यचन्द्रकुजराहुसुरेशमन्त्रि-
मन्दज्ञकेतुभृगुजा नव कृत्तिकाद्याः ॥
तेनोनयः सिनदयातऽथन्यसेव्य-
सेनानरा दिनकरादिदशाब्दसंख्याः ॥ ३ ॥

૩. ભાવાર્થ—કૃતિકા નક્ષત્રથી નવ નવ નક્ષત્રના ત્રણ ભાગ કરવા. તે ત્રણે ભાગોનાં નક્ષત્રો ઉપર અનુક્રમે સૂર્ય, ચંદ્ર, મંગળ, રાહુ, ગુરૂ, શનિ, બુધ, કેતુ, અને શુક્ર, એ ગ્રહોની દશાઓ ભોગવે છે. તેઓનાં દશા ભોગવવાનાં વરસો, અનુક્રમે तेनो જે ૬, नयः જે ૧૦, सिन જે ૭,

दया જે ૧૮, तट જે ૧૬, धन्य જે ૧૯, सेव्य જે ૧૭, सेना જે ૭, नरा જે ૨૦ છે, ને તેનો વિશેષ ખુલાસો કોષ્ટક જોવાથી થશે.

| વિંશોત્તરિદશા કોષ્ટક. | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | રાહુ. | ગુરૂ. | શનિ. | બુધ. | કેતુ. | શુક્ર. |
| નક્ષત્ર. | કૃ.<br>ઉ.<br>ઉ. | રો.<br>હ.<br>શ્ર. | મૃ.<br>ચિ.<br>ધ. | આ.<br>સ્વા.<br>શ. | પુ.<br>વિ.<br>પૂ | પુ.<br>અ.<br>ઉ. | આ.<br>જ્યે.<br>રે. | મ.<br>મૂ.<br>અ. | પૂ.<br>પૂ.<br>ભ. |
| વરસ. | ૬ | ૧૦ | ૭ | ૧૮ | ૧૬ | ૧૯ | ૧૭ | ૭ | ૨૦ |

आरोहवीर्याधिकभावतुल्यबिन्द्वाधिकाः कर्मभवोदयस्थाः ॥
तुङ्गादिवर्गोपगता नभोगाः षड्वीर्यवन्तश्च शुभप्रदाः स्युः ॥४॥

૪. ભાવાર્થ—(૧) આરોહી, (૨) અધિક બળવાળા, (૩) ભાવને તુલ્ય, (૪) વધારે બિંદુવાળા, (૫) લગ્ને ૧૦ મે કે ૧૧ મે હોય, (૬) ઉચ્ચના, મૂળ ત્રિકોણી, સ્વગ્રહી, ને મિત્રના ઘરના, તથા શુભગ્રહની રાશિના, એ પ્રમાણે ૭ બળો છે. ષડ્બળને પામેલા ગ્રહો શુભફળો આપે છે. (અર્થાત્ જે ગ્રહ તેમાંનું એક પણ બળ પામેલો હોય તે સારૂં ફળ આપે છે.)

मान्दिराशिपतिमान्दिभावगाः स्वल्पबिन्दुरिपुनीचमूढगाः ॥
पापखेटयुतभावसन्धिगा राशिसन्धिलवगास्त्वनिष्टदाः ॥ ५ ॥

૫. ભાવાર્થ—ગ્રહો, માન્દિ રાશિના સ્વામી, કે માંદિ ભાવમાં બેઠા હોય, શુભ બિંદુઓ ઓછાં હોય, શત્રુગ્રહની રાશિમાં, નીચની રાશિમાં, કે અસ્તના હોય, અથવા પાપગ્રહો સાથે, ભાવની સંધિમાં હોય, કે રાશિ સંધિઓના ભાગોમાં હોય, તો ખરાબ ફળ આપે છે.

दशापतिर्लग्नगतो यदि स्यात् त्रिषट्दशैकादशगश्च लग्नात् ॥
तत्सप्तवर्गोप्यथ तत्सुहृद्भे लग्ने शुभे वा शुभदा दशा स्यात् ॥६॥

૬. ભાવાર્થ—દશાનો સ્વામી (જે ગ્રહની દશા ચાલતી હોય તે ગ્રહ) લગ્નમાં હોય, અથવા લગ્નથી ૩-૬-૧૦-૧૧ મે રહેલો હોય, અને તે સપ્તક વર્ગમાં પોતાના કે મિત્રના ઘરનો હોય, અથવા લગ્નમાં હોય, ને શુભગ્રહની રાશિનો હોય, તો તે ગ્રહની દશા સારૂ ફળ આપનારી જાણવી.

दशाधिनाथस्य सुहृद्गृहस्थ स्तदुच्चगो वाऽथ दशाधिनाथात् ॥
स्मरत्रिकोणोपचयोपगश्च ददाति चन्द्रः खलु तत्फलानि ॥ ७ ॥

૭. ભાવાર્થ—ચંદ્ર દશાના સ્વામીના મિત્ર ઘરમાં, કે ઉચ્ચમાં અથવા દશાના સ્વામીથી સાતમે, ત્રિકોણમાં કે ઉપચય સ્થાનમાં હોય તો છઠ્ઠા શ્લોકમાં કહેલાં ફળ આપે છે.

उक्तेषु राशिषु गतस्य विधोः स भावः
स्याज्जन्मकालभवमूर्तिधनादिभावः ॥
तत्तद्विवृद्धिकृदसौ कथितो नराणां
तद्भावहानिकृदथेतरराशिसंस्थः ॥ ८ ॥

૮. ભાવાર્થ—ઉપર કહેલી શુભરાશિઓમાં રહેલો ચંદ્ર, જન્મ સમયે લગ્ન, ધન વિગેરે જે ભાવોમાં બેઠો હોય, તે તે ભાવોની મનુષ્યોને વૃદ્ધિ કરે છે, ને તે શિવાય અશુભરાશિમાં રહીને જે ભાવે બેઠો હોય તે તે ભાવની હાનિ (નુકશાન) કરે છે.

दशाप्रवेशे स्वगृहादिसंस्थे हिमद्युतौ यत्फलमुक्तमार्यैः ॥
तद्दृश्यमिन्दुर्हि शुभाशुभाख्यं फलं मनोरूपतया ददाति ॥ ९ ॥

૯. ભાવાર્થ—વરાહમિહિર ને બીજા જુના આચાર્યોએ દશા પ્રવેશ વખતે ચંદ્ર, પોતાના ઘરમાં, અથવા બીજા ગ્રહોના ઘરમાં રહ્યો હોય, તેનું જે ફળ કહ્યું છે તે જોતું જોઇએ. કારણ સારૂ અને ખોટું ફળ ચંદ્રના આધારે થાય છે. (એટલે ચંદ્ર પોતાની ઇચ્છા પ્રમાણે આપે છે.)

उत्पादितं हि द्युचरस्य पूर्वं शुभाधिकं कष्टफलं हि यत्तत् ॥
तेनानुसारेण दशासु कल्प्यं शरीरभाजामशुभं शुभं वा ॥ १० ॥

૧૦. ભાવાર્થ—ગ્રહોનું પહેલાં ઇષ્ટ કષ્ટ કાઢવું. તે ઇષ્ટ કષ્ટ પ્રમાણે દશાઓમાં મનુષ્યોનું શુભ કે અશુભ ફળ કહેવું.

इष्टोत्कटत्वे हि शुभानि पुंसां फलान्यनिष्टान्यशुभोत्कटत्वे ॥
साम्ये तु मिश्राणि फलानि नूनं सर्वत्र चैवं परिकल्पनीयम् ॥ ११ ॥

૧૧. ભાવાર્થ—ઇષ્ટ વધારે હોય તો પુરૂષોને શુભ ફળ, અને કષ્ટ વધારે હોય તો અશુભ ફળ, અને ઇષ્ટ ને કષ્ટ બન્ને સરખાં હોય તો મિશ્ર ફળ આપે છે. આ પ્રમાણે સર્વ જગ્યોએ વિચાર કરવો.

संज्ञाध्याये यस्य यद्द्रव्यमुक्तं कर्माजीवे यस्य यच्चोपदिष्टम् ॥
भावस्थानां लोकयोगोद्भवं च तत्तत्सर्वं तस्य योज्यं दशायाम् ॥१२॥

૧૨. ભાવાર્થ—સંજ્ઞાધ્યાયને વિષેજે ગ્રહનું જે દ્રવ્ય ( જુઓ અધ્યાય ૨ જો ને શ્લોક ૨૦ ) અને કર્માજીવાધ્યાયમાં જેનું જે ફળ, કહેલું છે. તે અને ભાવમાં રહેલા ગ્રહોનું, ને દ્રષ્ટિ યોગથી થતું ફળ, તે સઘળું ફળ તેની દશામાં કહેવું.

शुभफलददशायांताद्रगेवान्तरात्मा
बहुजनयति पुसां सौख्यमर्थागमं च ॥
कथितफलविपाकैस्तर्कयेद्वर्तमानां
परिणमति फलाप्तिः स्वप्नचिन्तास्ववीर्यैः ॥ १३ ॥

૧૩, ભાવાર્થ—શુભ ગ્રહની દશામાં માણસોનું હ્રદય ખુશી તથા મનુષ્યોને **સુખી અને ધનવાન** કરે છે. કોઇની જન્મ પત્રિકા ન હોય ત્યારે તેની ચાલુ દશા સારી છે કે માઠી છે, તે બની ગયેલા બનાવો ઉપરથી વિચાર કરવો.

ગ્રહો, નિર્બળી હોય તો તેનું ફળ સ્વપ્નની ચિન્તા બરોબર સમજવું.

पाकस्वामिनि लग्नगे सुहृदि वा वर्गेऽस्य सौम्येऽपि वा
मारब्धा शुभदा दशा त्रिदशषड्लाभेषु वा पाकपे ॥
मित्रोच्चोपचयत्रिकोणमदने पाकेश्वरस्य स्थितः
चन्द्रः सत्फलबोधनानि कुरुते पापानि चातोऽन्यथा ॥१४॥

૧૪. ભાવાર્થ—દશાધિપતિ લગ્નમાં મિત્રની રાશિમાં, કે પોતાના વર્ગમાં કે શુભ ગ્રહની રાશિમાં, અથવા લગ્નથી ઉપચય સ્થાન (૩-૬-૧૦-૧૧) માં હોય, તો તેવી ભોગવાતી દશાને પ્રારબ્ધ દશા જાણવી. તે દશા સારા ફળને આપનારી છે.

દશાના સ્વામિના મિત્રની રાશિમાં, ઉચ્ચ રાશિમાં, કે દશાના સ્વામિથી ઉપચય; ત્રિકોણ, કે સાતમે સ્થાને ચંદ્ર હોય, તો શુભ ફળ આપે છે, પણ તેમ ન હોય તો ખરાબ ફળ આપે છે.

लग्नादिष्टगृहोपगस्वभवने तुङ्गे सुहृद्भेऽथवा
पाकेशः शुभमित्रवीक्षणयुतस्तत्पाकभुक्तौ शुभम् ॥

केन्द्रे वा यदि कोणगेऽतिशुभदः पापास्त्रिषष्ठायगाः
तुङ्गाद्योपचयेषु ये बलयुतास्तेषां दशायां शुभम् ॥ १५ ॥

૧૫. ભાવાર્થ—દશાનો સ્વામી પોતાના ઘરમાં, પોતાની ઉચ્ચરાશિમાં, પોતાના મિત્રના ઘરમાં, અથવા ઉપચય સ્થાનમાં હોય, ને તેને જે શુભ કે મિત્ર ગ્રહ જોતો હોય, તેની દશાઅન્તર્દશામાં સારૂં ફળ આપે છે.

બહુ શુભ ફળ આપનાર શુભ ગ્રહ કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૯-૫) માંઅને પાપગ્રહો (૩-૬-૧૧) મે હોય, તેમાંથી પોતાના ઉચ્ચમાં, ઉપચયમાં, અને બળવાન જે ગ્રહો હોય, તેઓની દશા સારૂ ફળ આપે છે,

अन्योन्यमिष्टग्रहयोर्दशायां भुक्तौ शुभं षड्बलशालिनोस्तु ॥
शत्रुग्रहौ दुर्बलशालिनौ चेत् पाकापहारे तु तयोरनर्थः ॥ १६ ॥

૧૬. ભાવાર્થ—બે ગ્રહો એક બીજાના મિત્રો હોય, અને ષડ્બળમાં બળવાન હોય તો તેમની દશામાં સુખ સમજવું.

બે ગ્રહો શત્રુ ગ્રહની રાશિના નિર્બળી હોય; તો તેની દશા અન્તર્દશામાં ખરાબ ફળ સમજવું.

करोति यद्भावगतः स्वपाके तद्भावजन्यं त्वशुभं शुभं वा ॥
शुभं शुभव्योमचरस्य पाके पापस्य दाये त्वशुभं वदन्ति ॥ १७ ॥

૧૭. ભાવાર્થ—ગ્રહ જે ભાવમાં રહેલો હોય, તે ભાવનું ફળ પોતાની દશામાં આપે છે. તે ફળ જેવી રીતે તે ગ્રહ રહેલો હોય તે પ્રમાણે સારૂં માઠું સમજવું.

શુભ ગ્રહની દશામાં સારૂં ફળ, અને પાપગ્રહની દશામાં ખરાબ ફળ જોશીઓ કહે છે.

सौम्यान्वितग्रहदशाऽतिशुभप्रदा स्यात्
पापान्वितस्य विफलं परिपाककाले ॥
मिश्रग्रहेण सहितस्य दशापहारे
मिश्रं फलं भवति मिश्रबलान्वितस्य ॥ १८ ॥

૧૮. ભાવાર્થ—જે ગ્રહની દશા ચાલતી હોય, તે ગ્રહ શુભ ગ્રહ સાથે બેઠો હોય, તો બહુ શુભ ફળ અને પાપગ્રહ સાથે હોય, તો

ખરાબ ફળ આપે છે. દશાનો સ્વામી મિશ્ર ગ્રહ સાથે, અને મિશ્ર બળવાન હોય તો **મધ્યમ ફળ** આપે છે.

यद्धातुखेटस्य दशापहारे तद्धातुवित्तायतिमाहुरार्याः ॥
धातुक्षयं पापवियच्चरस्य पाकेऽभिवृद्धिं शुभदस्य धातोः ॥१९॥

૧૯. ભાવાર્થ—ગ્રહની જે ધાતુ હોય, તે ધાતુમાંથી દ્રવ્ય પેદા કરવાનું તે ગ્રહની **દશા અન્તર્દશામાં** જોશીઓ કહે છે.

પાપગ્રહની દશામાં ધાતુનો ક્ષય અને શુભ ગ્રહની દશામાં ધાતુનો **વધારો** જાણવો.

सपत्नखेटोपगतस्य पाके सपत्नवृद्धिं सकलार्थनाशम् ॥
यत्कर्मकर्तृग्रहपाककाले तत्कर्मसिद्धिं प्रवदन्ति सन्त ॥ २० ॥

૨૦. ભાવાર્થ—જે ગ્રહની દશા ચાલતી હોય, તે ગ્રહ પોતાના શત્રુ ગ્રહ સાથે હોય, તો શત્રુઓનો વધારો, અને બધા કામનો નાશ કરે છે. જે ગ્રહ જે કામને લગતો કારક થયો હોય તો તે ગ્રહની દશામાં તે કામની **સિદ્ધિ** મુનિઓ કહે છે.

यत्कार्यकारिद्युचरस्य दाये तत्कार्यसिद्धिं प्रवदेन्नराणाम् ॥
शुभग्रहोऽसौ यदि कार्यसिद्धिं पापस्तु तत्कार्यविनाशमेव ॥२१॥

૨૧. ભાવાર્થ—કાર્ય કરનાર જે ગ્રહ હોય, તે ગ્રહની દશામાં માણસોની કાર્ય **સિધ્ધિ** જોશીઓએ કહેવી. કાર્ય કરનાર શુભગ્રહ હોય, તો કાર્યનો સુધારો, અને પાપગ્રહ હોય તો કાર્યનો નાશ કહેવો.

राजस्थानपराजकारकदशा राजप्रसादप्रदा
देवव्योमचरस्य पाकसमये तद्देवताराधनम् ॥
धर्माधीशदशागमे सति तपोधर्मादिसिद्धिं वदेत्
कर्मेशस्य दशापहारसमये यज्ञादिकर्मोत्सवम् ॥ २२ ॥

૨૨. ભાવાર્થ—દશમાના સ્વામીની અને રાજ્યકારક ગ્રહની દશામાં **રાજ્યથી માન** તથા **મહેરબાની** મળે છે. જે દેવની આરાધના કરવી હોય, તે દેવને લગતા ગ્રહની દશાઅંતર્દશામાં, તે દેવની **ઉપાસના** થઇ શકે છે. નવમાના સ્વામીની દશામાં તપ અને ધર્મ સંબંધીનાં

કામની સિદ્ધિ કહેવી. અને દશમાના સ્વામીની દશામાં યજ્ઞાદિક કર્મો ને એવાંજ બીજાં શુભ કામો બની શકે છે.

सत्वादिग्रहपाकभुक्तिसमये तत्तद्गुणो जायते
जन्मर्क्षादिनवर्क्षग ग्रहदशा कुर्वीत भूतं फलम् ॥
कर्मर्क्षादिनवर्क्षगस्य बलिनः पाके भविष्यत्फलं
चाधानादिगतस्य सर्वमफलं पाके फलं वा वदेत् ॥ २३ ॥

૨૩. ભાવાર્થ—સત્વ, રજ અને તમ એ ગુણવાળા ગ્રહોની દશામાં તે તે ગુણવાળો થાય. જન્મના નક્ષત્રથી નવ નક્ષત્રમાં રહેલા ગ્રહની દશા ગયા વખતનું ફળ આપે છે.

દશમા નક્ષત્રથી નવ નક્ષત્રની અંદર રહેલા બળવાન ગ્રહની દશામાં ભવિષ્યનું ફળ આપે છે. (થવાનું ફળ આપે છે.)

આધાન નક્ષત્રથી ઉપર બતાવ્યા પ્રમાણે નવ નક્ષત્રની અંદર રહેલા ગ્રહની દશાનું ફળ આપશે અથવા નહીં આપે. અને આપશે તો જ્યાં સુધી તે ગ્રહની દશા રહેશે, ત્યાં સુધી જ આપશે.

આધાન જન્મર્ક્ષ અને કર્મર્ક્ષ જોવું હોય તો તે માટે અધ્યાય નવમો શ્લોક ૭૮ થી ૮૦ જુઓ.

शीर्षोदयगतः खेटः पाकादौ फलदो भवेत् ॥
पृष्ठोदयस्थः पाकान्ते चोभयोदयगः सदा ॥ २४ ॥

૨૪. ભાવાર્થ—ગ્રહ શીર્ષોદય રાશિમાં હોય, તો તેનું ફળ પોતાની દશાની શરૂઆતમાં આપે છે. પૃષ્ટોદય રાશિમાં હોય તો દશાના ઉતરતા ભાગમાં ફળ આપે છે. અને ઉભયોદય રાશિમાં રહેલો ગ્રહ દશામાં દરેક વખતે ફળ આપે છે.

षष्ठेशस्य दशाविलापकरणी मृत्युर्विनाशप्रभो-
रस्तव्योमचरस्य बन्धुमरणं पाकेऽपहारेऽथवा ॥
संपत्तापकर्मत्रपाः परमंत्रक्षेमताराधिपा-
श्चैतेषामपहारभुक्तिसमये संपत्समृद्धिं वदेत् ॥ २५ ॥

૨૫. ભાવાર્થ—છઠ્ઠાના સ્વામીની દશા શોક અને દિલગીરી કરાવે છે.

૨૯. ભાવાર્થ—જે ભાવના સ્વામીનો અધિ શત્રુ થઈ જે ગ્રહ બિન્દુ શૂન્ય રાશિમાં (એટલે જે ભાવમાં બિંદુ ન હોય તેમાં હોય, તેની (એટલે તે અધિ શત્રુ ગ્રહની) દશામાં લગ્નાદિ ભાવોનો નાશ કહેવો. એમ મુનિયો કહે છે.

बाधास्थानपतद्युतग्रहदशा शोकादिरोगप्रदा
तत्केन्द्रस्थदशापहारसमये दुःखं विदेशाटनम् ॥
अन्योन्याष्टमषष्ठगद्युचरयोः पाकापहारे भयं
देशत्यागमनर्थविष्टशुभयोः सर्वं विमिश्रं वदेत् ॥ ३० ॥

૩૦. ભાવાર્થ—[1]બાધા સ્થાનના સ્વામીની દશા અને તેની સાથે રહેલા ગ્રહની દશા દુઃખી અને રોગી કરે છે.

બાધા સ્થાનથી કેન્દ્રમાં રહેલા ગ્રહની દશા અન્તર્દશા ચાલતી હોય તો દુઃખી અને પરદેશમાં ભ્રમનાર કરે છે.

ગ્રહો એક બીજાથી છઠ્ઠે આઠમે હોય, તો તેની દશામાં ભય અને દેશત્યાગ વિગેરે ખરાબ ભાવ કહેવો. પણ એક બીજાથી છઠ્ઠે આઠમે રહેલા બંને શુભ કે મિત્ર ગ્રહો હોય તો મિશ્રફળ કહેવું.

पाके दीप्तस्य राजा भवति धनयशोदानविद्याविनोदी
स्वस्थस्याचारधर्मश्रवणबहुसुखारोग्यवित्तान्वितः स्यात् ॥
राजप्रीतिं विभूतिं सुखमिह मुदितव्योमवासस्य दाये
शान्तस्यारोग्यसौख्यश्रियमवनिपतिप्रीतिमुत्साहमेति ॥ ३१ ॥

૩૧. ભાવાર્થ—**દીપ્ત** ગ્રહની દશામાં રાજ્યયોગ, ધન, યશ, દાન, વિદ્યા અને વિનોદ ભોગવનાર થાય છે.=**સ્વસ્થ** ગ્રહની દશામાં આચાર, ધર્મ, સાંભળનાર, બહુ સુખ, આરોગ્ય અને ધનવાળો થાય છે.=**મુદિત** ગ્રહની દશામાં રાજાની પ્રીતિવાળો, વૈભવ અને સુખ ભોગવનાર થાય છે.= **શાંત** ગ્રહની દશામાં આરોગ્ય, સૌખ્ય, સંપત્તિ, અને રાજાની પ્રીતિવાળો, ઉત્સાહીય થાય છે.

---

[1]—લગ્ન કે પ્રશ્ન લગ્ન, ચર સ્થિર કે દ્વિસ્વભાવ રાશિનું હોય, અને તેથી ગણતાં અનુક્રમે ૧૧-૯-૭ મો ભાવ એ **બાધાસ્થાન** અથવા દુઃસ્થાન કહેવાય છે. બાધાસ્થાનમાં રહેલો ગ્રહ હોય અથવા બાધાસ્થાનથી કેન્દ્રમાં હોય તો બાધક કહેવો.

पाके शक्तस्य विद्याविनयधनतपः सिद्धिधर्मप्रवृत्तिः
चोराराातिक्षितीशैर्भयमनुजमृतिः पीडितस्य ग्रहस्य ॥
दाये दीनस्य दैन्यं विकलखगदशा शोकरोगप्रदा स्यात्
चित्तक्लेशः खलस्य प्रतिदिनमरिभिर्भीतखेटस्य भीतिः ॥३२॥

૩૨. ભાવાર્થ—**શક્ત** ગ્રહની દશામાં વિદ્યા, વિનય, ધન, તપ, અને ધર્મવાળો થાય છે.=**પીડિત** ગ્રહની દશામાં ચોર, શત્રુ અને રાજાથી ભયવાળો થાય છે. ને તેના નાના ભાંડુનું મરણ થાય છે.=**દીન** ગ્રહની દશામાં ગરીબ,=**વિકલ** ગ્રહની દશામાં દુઃખી, શોકવાળો, રોગી થાય.= **ખલ** ગ્રહની દશામાં માનસિક પીડા અને **ભીત** ગ્રહની દશામાં હમેશાં શત્રુથી ભયવાળો થાય.

विलग्नतारेन्दुभनामतारा प्रश्नेन्दुनक्षत्रगणेषु मध्ये ॥
बलाधिकर्क्षेशदशाक्रमेण फलं शुभं वाऽशुभमाहुरार्याः ॥३३॥

૩૩. ભાવાર્થ—લગ્ન નક્ષત્ર, ચંદ્રની રાશિનું નક્ષત્ર, નામનું નક્ષત્ર, અને પ્રશ્ન કાળનું ચંદ્ર નક્ષત્ર, તેઓમાં જે બળવાન હોય, તે નક્ષત્રના સ્વામીની દશાક્રમથી શુભ અને અશુભ ફળ પંડિતો કહે છે.

उत्पन्ननक्षत्रविलग्नतो वा भूयात्क्रमेणैव दशाफलानि ॥
दशावसानेष्वशुभं च सर्वे कुर्वन्ति सामान्यफलं नराणाम् ॥३४॥

૩૪. ભાવાર્થ—ઉત્પન્ન નક્ષત્રના લગ્નથી વારંવાર અનુક્રમે દશાનું માણસોને **સામાન્ય ફળ** આપે છે. અને દશાના અંતમાં **ખરાબ ફળ** આપે છે.

जन्मर्क्षात्परतस्तु पञ्चमगृहादुत्पन्नसंज्ञा दशा
स्यादाधानदशाऽप्यथाऽष्टमभवा क्षेमान्महाख्या दशा ॥
आसां चैव दशावसानसमये मृत्युं वदेत्प्राणिनां
दीर्घस्वल्पसमायुषां त्रिविपञ्चर्क्षेशदायान्तिमे ॥ ३५ ॥

૩૫. ભાવાર્થ—જન્મ નક્ષત્રથી જે દશા ક્રમ છે, તે મહાદશા જાણવી. પાંચમો ભાવ જે નક્ષત્રમાં ઉદય પામ્યો હોય, તે નક્ષત્રથી જે દશા-ક્રમ હોય તો ઉત્પન્ન દશા જાણવી.=આધાન નક્ષત્રથી જે દશાક્રમ હોય,

તો આધાન દશા જાણવી.—આઠમો ભાવ જે નક્ષત્રમાં ઉદય પામ્યો હોય તે નક્ષત્રથી જે દશાક્રમ હોય તો ક્ષેમદશા અથવા નિર્યાણ દશા જાણવી.

આ દશાઓના અંતમાં માણસોને મરણ આપે છે. એમ કહેલું.

દીર્ઘ, થોડા અને મધ્યમ આયુષ્યવાળા પુરૂષોને ત્રીજા આઠમા અને પાંચમા નક્ષત્રના સ્વામીની દશાના અંતમાં ખરાબ ફળ આપે છે.

जन्मनक्षत्रान् महादशा ॥ पंचमभावस्फुटतारतः उत्पन्नदशा ।
आधाननक्षत्रतः आधानदशा॥ अष्टमभावस्फुट नक्षत्रवशात् क्षेमदशा ॥

## निर्याणदशा.

जातोऽह्नि चेदर्कशनिस्फुटैक्य ताराादिनिर्याणदशा प्रकल्प्या॥
तारेशराहुस्फुटयोगतारा पूर्वा दशा रिष्टकरा रजन्याम् ॥ ३६ ॥

૩૬. ભાવાર્થ—દિવસનો જન્મ હોય તો રવિ અને શનિ સ્પષ્ટ કરી તેનું ઐક્ય કરવું. તેથી જે નક્ષત્ર આવે, તે નક્ષત્ર જે ગ્રહની દશામાં હોય, તે દશા નક્ષત્રના ભાગ પ્રમાણે આવે ત્યારે નિર્યાણ મૃત્યુ દશા જાણવી.

રાત્રીનો જન્મ હોય, તો ચંદ્ર અને રાહુ, સ્પષ્ટ કરી તેનું ઐક્ય કરવું. તેથી જે નક્ષત્ર આવે, તે નક્ષત્રની દશા નિર્યાણ દશા જાણવી.

## गुलिकदशा.

गुलिकस्थितनक्षत्राद्दशा तस्य प्रकल्पिता ॥
तद्युक्तभवनांशेशौ सहकारी च मृत्युदाः ॥ ३७ ॥
॥ गुलिकस्फुटो दितनक्षत्र वशाद्गुलिक दशा ॥

૩૭. ભાવાર્થ—જન્મ વખતે ગુલિક જે નક્ષત્રમાં હોય, તે નક્ષત્રથી જે દશાક્રમ હોય તો ગુલિક દશા જાણવી. તે જે રાશિમાં હોય તેના સ્વામીની તથા ગુલિકના નવમાંશના સ્વામીની અથવા જે ગ્રહ તેની સાથે હોય, તેની દશામાં મરણ થાય છે.

## शूलदशा ॥ ( શૂળદશા. )

दिनेशाविनशुक्रौ च राजारौ कारकाः स्मृताः ॥
कारकस्य त्रिशूलर्क्षे यदा चरति या दशा ॥ ३८ ॥

विक्रमाष्टमाधिपवशाज्जातस्यायुः । पितृकारको
रविशुक्रौ मातृकारकौ चन्द्रकुजौ ॥

૩૮. ભાવાર્થ—રવિ અને શુક્રમાં જે બળવાન હોય તે પિતૃકારક ને ચંદ્ર અને મંગળમાં જે બળવાન હોય તે માતૃકારક ગ્રહ છે.

જે કારક ગ્રહના ત્રીજા અને અગીયારમા સ્થાનમાં રહેલો ગ્રહ હોય, તેની દશાને શૂળ દશા કહે છે.

ત્રીજા અને આઠમાના સ્વામીથી પણ આયુષ્ય કહેવું.

तत्कारकस्थितगृहादिषु सर्वभेषु चक्रप्रमाणदलवत्सरसंयुतेषु ॥
वीर्यान्वितेषु शुभदृष्टियुतेषु सौख्यं नीचारिपापयुतभेषु वदन्त्यनिष्टम् ।३९।

૩૯. ભાવાર્થ—પાછલા શ્લોકમાં બતાવેલા જે કારક ગ્રહ છે, તે બળવાન હોય, ને તેને શુભગ્રહની દ્રષ્ટી હોય, કે શુભગ્રહ સાથે રહેલો હોય, એવો કારક ગ્રહ જે રાશિમાં છે, તે રાશિના કાળચક્રની દશા જ્યારે આવે, ત્યારે તેટલો ભાગ (આખી દશાના વર્ષની સંખ્યાના જેટલો વખત) સુખકારક જશે, ને જો એજ પ્રમાણે કારક ગ્રહ નીચ શત્રુની કે જેમાં પાપગ્રહ બેઠેલો છે. તેવી રાશિમાં હોય તો તે રાશિની દશા આવે, ને તે જેટલો વખત રહેવાની છે, તેટલો વખત ખરાબ જશે એમ કહેવું.

## महादशाविशेषः.

यत्तारांशगतः शशी तदधिपेनालोकितौ वा युत-
स्तेषां चक्रदशा विशेषफलदा वक्ष्यामि तच्चक्रजम् ॥
देहे पापयुते तु रोगमधिकं जीवे तु जीवभ्रमं
द्याद्द्वयनयोः सहा बल्युतिर्मृत्युं दशायां नृणाम् ॥ ४० ॥

૪૦. ભાવાર્થ—ગ્રહો જે નક્ષત્ર ઉપર હોય, તેના અથવા નવમાંશમાં જે રાશિના હોય, તેના સ્વામીને ચંદ્રમા જોતો હોય, અથવા સાથે રહ્યો હોય, તેવા ગ્રહની કાળચક્ર દશાના ફળમાં વધારો કરે છે. (એટલે સારૂં ફળ આપનારા ગ્રહની દશામાં વધારો થાય તો તે ગ્રહ જેટલું સારૂં ફળ આપવાનો છે. તેથી વિશેષ સારૂ ફળ આપશે, ને જે ગ્રહ ખરાબ ફળ આપનાર છે, તેની દશાના ફળમાં ઉપરની રીત પ્રમાણે

વધારે થયો હોય તો તે વધારે ખરાબ ફળ આપશે.) હવે તે કાળ ચક્રથી ઉત્પન્ન થએલા ફળને કહું છું.

પાપગ્રહ યુક્ત દેહાધિપતિની દશામાં ઘણો રોગ થાય છે. અને પાપગ્રહ યુક્ત જીવાધિપતિની દશામાં મનની (ભ્રમણતા) ચિત્ત ભ્રમતા થાય છે. પણ પાપગ્રહ યુક્ત જીવાધિપતિ ને દેહાધિપતિ બેઉ હોય, ને તે બેઉ બળવાન હોય, તો તેની દશાઓ મરણ નીપજાવે છે.

## अथान्तर्दशाविशेषफलम्.

पापो विलग्नगृहगो यदि तद्दशायां
पापापहारसमये बहुशोकरोगम् ॥
वित्तक्षयं नृपसपत्नभयं नराणां
सौम्यस्य मिश्रमखिलं प्रवदन्ति सन्तः ॥ ४१ ॥

૪૧. ભાવાર્થ—લગ્નમાં પાપગ્રહ હોય, અને તેની મહાદશામાં પાપગ્રહની અન્તર્દશા હોય, તો બહુ દુઃખ અને રોગ પ્રાપ્ત થાય છે. તથા ધનનો નાશ અને રાજા તથા શત્રુથી ભય કરે છે. અને શુભગ્રહની અંતર્દશા હોય તો બધું ફળ મિશ્ર કહ્યું.

लग्नाधिपदशाकाले मन्दभुक्तौ धनक्षयम् ॥
इष्टबन्धुविरोधश्च भविष्यति न संशयः ॥ ४२ ॥

૪૨. ભાવાર્થ—લગ્નના સ્વામીની મહાદશા હોય, અને તેમાં શનિની અન્તર્દશા હોય, તો ધનનો નાશ, મિત્રો અને સગાંઓ સાથે વિરોધ થાય છે. એમાં કંઇ સંશય નથી.

धनाधिपः पापखगो यदि स्यात् शन्यारभोगीशदिनेश्वराणाम् ॥
अन्तर्दशायां धननाशमाहुः पापान्विते तद्भवने तथैव ॥ ४३ ॥

૪૩. ભાવાર્થ—ધનનો સ્વામી પાપગ્રહ હોય, અને તેની મહાદશામાં શનિ, મંગળ, રાહુ કે સૂર્યની અન્તર્દશા હોય, તો ધનનો નાશ થાય છે.=ધન સ્થાનમાં પાપગ્રહ હોય, તો ધનનો નાશ થાય છે.

धनान्वितः पापखगस्तदीशः स्यात्तद्दशायां क्षितिपालकोपात् ॥
मानार्थनाशं निगलं नराणां स्थानच्युतिं मित्रविरोधमेति ॥ ४४ ॥

૪૪. ભાવાર્થ—ધન સ્થાનમાં પાપગ્રહ હોય, તો ધનના સ્વામીની

મહાદશામાં તેનીજ અન્તર્દશા, હોય ત્યારે રાજાના ક્રોધથી આબરૂ અને ધનનો નાશ, બંધન, હોદ્દાની હાનિ, અને મિત્રથી વેર થાય છે.

पापग्रहे विक्रमभावनाथे पापान्विते पापवियच्चराणाम् ॥
अन्तर्दशायामरिशस्त्रचोरैर्दुःखं समायाति शुभान्विते वा ॥४५॥

૪૫. ભાવાર્થ—ત્રીજાનો સ્વામી પાપગ્રહ હોય, અથવા પાપગ્રહો સાથે હોય તેની મહાદશામાં પાપગ્રહોની અન્તર્દશા હોય ત્યારે શત્રુ અને ચોરોથી દુઃખ થાય, અને શુભગ્રહો સાથે હોય તો મધ્યમ ફળ આપે છે.

दुश्चिक्यभावाधिपदायकाले मन्दारभोगिध्वजभानुभुक्तौ ॥
नाशं वदेत्तत्र सहोदराणां भवेद्विशेषात्सहजैर्विरोधः ॥ ४६ ॥

૪૬. ભાવાર્થ—ત્રીજા ભાવના સ્વામીની માહાદશામાં શનિ, મંગળ, રાહુ, કેતુ અને સૂર્યની અન્તર્દશા હોય, તો ભાઈઓનો નાશ કહેવો. તેમજ ભાઇ સાથે વિરોધ થાય છે.

क्षेत्राधिनाथस्य शुभेतरस्य पाके तु पापग्रहभुक्तिकाले ॥
स्थानच्युतिं बन्धुजनैर्विरोधं कृष्यादिगोवित्तविनाशमाहुः ॥४७॥

૪૭. ભાવાર્થ—ચોથા ભાવનો સ્વામી પાપગ્રહ હોય, અને તેની મહાદશામાં પાપગ્રહની અન્તર્દશા હોય, તો હોદ્દાથી છુટો થનાર, સગાંઓ સાથે વિરોધ કરનાર, ખેતી બળદ (ઢોર) અને ધનનો નાશ કહે છે.

पापापहारसमये सुतराशिपस्य
पाके नृपालभयमिष्टसुतार्तिमाहुः ॥
सौम्यापहारसमये सुतवित्तलाभ-
मुर्वीशबन्धुजनलालनमिष्टसिद्धिम् ॥ ४८ ॥

૪૮. ભાવાર્થ—પાંચમા ભાવના સ્વામીની મહાદશામાં પાપગ્રહોની અન્તદશા હોય, તો રાજાથી ભય, વ્હાલાં અને પુત્રોને રોગ થાય છે. પણ શુભગ્રહની અન્તર્દશા હોય તો છોકરાં અને ધનના લાભવાળો, રાજા અને ભાઇઓ તરફથી માન પામનાર, તેમજ મનોરથોની સિદ્ધિ કરનાર થાય છે.

षष्ठेशपाकसमये तु शुभेतराणां
भुक्तौ नृपानलभयं व्यसनं च रोगम् ॥
पाके कलत्रगृहपस्य खलापहारे
पत्नीविनाशमटनं च विदो वदन्ति ॥ ४९ ॥

૪૯. ભાવાર્થ—છઠ્ઠાના સ્વામીની મહાદશામાં પાપગ્રહોની અન્તર્દશા હોય, તો રાજા અને અગ્નિથી ભય, તેમજ દુઃખ અને રોગ થાય.

સાતમાના સ્વામીની મહાદશામાં પાપગ્રહની અન્તર્દશા હોય, તો પરદેશ જવાનું અને સ્ત્રીનો નાશ જોશીઓ કહે છે.

रन्ध्रस्वामिदशागमे रिपुभयं पापापहारे नृणा
मायुर्वित्तयशोविनाशमटनं स्थानच्युतिं वा वदेत् ॥
पाके धर्मगृहाधिपस्य मरणं पित्रोरधर्मायतिं
भुक्तौ पापवियच्चरस्य निगलप्राप्तिं च वित्तक्षयम् ॥ ५० ॥

૫૦. ભાવાર્થ—આઠમાના સ્વામીની મહાદશામાં પાપગ્રહની અન્તર્દશા હોય તો શત્રુથી ભય, આયુષ્ય દ્રવ્ય અને કીર્તિનો નાશ, તેમજ પરદેશ ભટકવું પડે, અને સ્થાનનો નાશ કહેવો.

નવમાના સ્વામીની મહાદશામાં પાપગ્રહની અન્તર્દશા હોય, તો માબાપનું મરણ, અધર્મ, બંધન ભોગવનાર અને ધનનો નાશ થાય છે.

कर्मेशस्य खलस्य पाकसमये भुक्तौ यदा पापिना
मित्रार्तिं पदविच्युतिं सुखयशोहानिं च वित्तक्षयम् ॥
मन्दारार्कफणीशभुक्तिसमये लाभेशदाये सुखं
कृष्यादिप्रविनाशनं नृपभयं वित्तस्य नाशं विदुः ॥ ५१ ॥

૫૧. ભાવાર્થ—દશમાનો સ્વામી પાપગ્રહ હોય, અને તેની મહાદશામાં પાપગ્રહની અન્તર્દશા હોય, તો મિત્રોને માંદગી, પદવીનું છૂટવું, સુખ ને કીર્તિનો નાશ, તેમજ ધનનો નાશ થાય છે.

અગીયારમાના સ્વામીની મહાદશામાં શનિ, મંગળ, રવિ અને રાહુની અન્તર્દશા હોય, તો ખેતીનો નાશ, રાજાથી ભય, અને ધનનો નાશ જોશીઓ કહે છે.

व्ययेशदाये रविमन्दभौमभुक्तौ कलत्रात्मजबंधुवैरम् ॥
वलक्षयं मानधनक्षयं च फणीशभुक्तौ विषभीतिमाहुः ॥ ५२ ॥

૫૨. ભાવાર્થ—બારમાના સ્વામીની મહાદશામાં સૂર્ય, શનિ, મંગળની અન્તર્દશા હોય તો સ્ત્રી પુત્ર અને સગાંઓથી વૈર, બળનો નાશ, માન અને ધનનો નાશ; અને રાહુની અન્તર્દશા હોય તો વિષથી ભય થાય છે.

अन्योन्यषष्ठाष्टमपाकभुक्तौ पदच्युतिं वा मरणं नराणाम् ॥
एकस्थयोरन्तरदायकाले मृत्युं वदेद्दुर्बलशालिनोस्तु ॥ ५३ ॥

૫૩. ભાવાર્થ—છઠ્ઠાના સ્વામીની મહાદશામાં આઠમાના સ્વામીની અન્તર્દશા અને આઠમાના સ્વામીની મહાદશામાં ષષ્ઠેની અન્તર્દશા હોય તો માણસોને મરણ કે હોદ્દાનો નાશ કહેવો.

છઠ્ઠે આઠમે એક રાશિમાં બેઠેલા ગ્રહોની દશા અન્તર્દશા હોય, અને બંને નિર્બળી હોય તો મરણ કહેવું.

क्रूरग्रहदशाकाले क्रूरस्यान्तर्दशागमे ॥
मरणं तस्य जातस्य भविष्यति न संशयः ॥ ५४ ॥

૫૪. ભાવાર્થ—ક્રૂરગ્રહની મહાદશામાં ક્રૂર ગ્રહની અન્તર્દશા હોય, તો જન્મેલાનું અવશ્ય મરણ થાય છે.

क्रूरराशिगताः पापाः शत्रुखेटनिरीक्षिताः ॥
शत्रुखेचरसंयुक्तास्तद्दशायां मृतिर्भवेत् ॥ ५५ ॥

૫૫. ભાવાર્થ—પાપગ્રહો ક્રૂર રાશિમાં હોય, અને શત્રુગ્રહો જેતા હોય, કે સાથે હોય તો તેની દશામાં મરણ થાય છે.

दशाधिपस्य यः शत्रुस्तस्य भुक्त्यन्तरान्तरे ॥
मृत्युकालो भवेन्नूनं पापखेटस्य निश्चयः ॥ ५६ ॥

૫૬. ભાવાર્થ—મહાદશાનો જે સ્વામી હોય, તેના શત્રુની અન્તર્દશામાં મરણ જાણવું. પણ તે પાપગ્રહ હોય તો અવશ્ય મરણ જાણવું.

स्वोच्चादिजन्यमशुभस्य दशाप्रवेशो भावादिजं फलमशोभनपाकमध्ये ॥
दृष्ट्युद्भवं सकलपापवियचराणां पाकावसानसमये फलमाहुरार्याः ॥५७॥

૫૭. ભાવાર્થ—જે પાપગ્રહ ઉચ્ચાદિક વર્ગમાં બળવાન હોય, તે દશા પ્રવેશ વખતે ( દશા બેસતાંજ ) જે જે ભાવ સંબંધી ફળ આપતો હોય, તે અશુભ ફળ સમજવું.

પાપગ્રહોની દૃષ્ટિથી થતું અશુભ ફળ, દશાના અંતમાં મળવાનું મુનિઓ કહે છે. ( અર્થાત્ દશાની શરૂઆતમાં શુભફળ મળે છે. )

पाकस्यादौ भावजन्यं शुभानां तद्राशिस्थानजं पाकमध्ये ॥
दायस्यान्ते दृष्टिसंजातमेवं सर्वे तारापाकभेदं वदन्ति ॥ ५८ ॥

૫૮. ભાવાર્થ—શુભગ્રહો, ભાવ સંબંધી ફળ દશાના **આરંભમાં**, રાશિ સંબંધી ફળ દશાના **મધ્યમાં**, અને દષ્ટિ સંબંધી ફળ દશાના **અંતમાં** આપે છે. આ પ્રમાણે સર્વે શુભગ્રહોની નક્ષત્ર દશાના ભેદ કહ્યા.

॥ इति नक्षत्रदशासमुदायफलम् ॥

अथान्तर्दशाफलानि ॥ ( અન્તર્દશાનાં ફળો. )

अथ तरणिदशायां चौर्यमुच्चाटनाद्यै-
धनमनलचतुष्पात्पीडनं नेत्रतापः ॥
उदरभरणशोकं पुत्रदारादिभिः स्यात्
गुरुजनपितृनाशो भृत्यगोवित्तहानिः ॥ ५९ ॥

૫૯. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં ચોરી ઉચ્ચાટ વિગેરેથી ધન મળે છે. અને અગ્નિ તથા ઢોરોથી પીડા, આંખોનો રોગ, પુત્ર સ્ત્રી વિગેરેના પોષણ માટે ચિન્તા, ગુરૂ અને બાપનું મરણ, ચાકર ગાય અને ધનનો નાશ થાય છે.

दशा दशाहता मासार्थैकस्थानं विनापरे ॥
एकस्थानं त्रिगुणितं दिनान्यन्तर्दशाक्रमः ॥ ६० ॥

૬૦. ભાવાર્થ—વિંશોતરિ દશાઓમાં અંતર્દશાઓ કરવાની રીત—વિંશોતરીદશાનો અનુક્રમ સૂર્ય, ચંદ્ર, મંગળ, રાહુ, ગુરૂ, શનિ, બુધ, કેતુ, શુક્ર, આ પ્રમાણે છે. તેમાં સૂર્ય, મંગળ, ગુરૂ, બુધ, ને શુક્ર, એ ગ્રહોને એકી ગ્રહ જાણવા. બાકીના ગ્રહો બેકી ગ્રહ છે.

જે ગ્રહની મહાદશામાં જે ગ્રહની અંતર્દશા કરવી છે, તે બે ગ્રહોની મહાદશાનાં વર્ષોનો ગુણાકાર કરવો; ને જેની અંતર્દશા કરવી છે, તે બેકી ગ્રહ હોય તો આવેલા ગુણાકારના છેલ્લા એકાંક વિનાના અંકો માસ જાણવા; ને એકાંકને ત્રણે ગુણવાથી જે રકમ થાય, તે દિવસ જાણવા. અને અંતર્દશાવાળો એકી ગ્રહ હોય તો આખા ગુણાકારને ત્રણે ગુણતાં જે સંખ્યા થાય, તેટલા તે ગ્રહની અંતર્દશાના દિવસો થાય છે.

એકીગ્રહનું ઉદાહરણ—સૂર્યની મહાદશામાં મંગળની અંતર્દશા કરવી છે, તો સૂર્યનાં વર્ષ ૬ ને મંગળનાં વર્ષ ૭ થી ગુણતાં ૪૨ થયા. તેને મંગળ એકી ગ્રહ હોવાથી ત્રણે ગુણતાં ૧૨૬ દિવસ આવ્યા. જેથી સૂર્યની મહાદશામાં મંગળની અંતદશા ૧૨૬ દિવસની થઇ. દિવસ ૧૨૬ છે તેને ૩૦ થી ભાગતાં માસ ૪ ને દિવસ ૬ ની અંતર્દશા થઇ.

બેકીગ્રહનું ઉદાહરણ—સૂર્યની મહાદશામાં રાહુની અંતર્દશા લાવવા માટે સૂર્યની મહાદશાનાં વર્ષ ૬ ને રાહુની મહાદશાનાં વર્ષ ૧૮ થી ગુણતાં ૧૦૮ થયા. તેમાંનો જમણી બાજુનો એકાંકનો અંક ૮ જુદો મુકતાં ૧૦ રહ્યા, તે માસ જાણવા; ને જુદા મુકેલા ૮ ને ત્રણે ગુણતાં ૨૪ થયા, તે દિવસ જાણવા; જેથી માસ ૧૦ ને દિવસ ૨૪ ની સૂર્યની મહાદશામાં રાહુની અંતર્દશા થઇ.

જે એકી ગ્રહની રીત છે. તેજ રીતે બેકી ગ્રહની અંતર્દશા લાવીએ તોપણ ખરીજ આવશે. માટે એ બેઉને માટે લાગુ પડે છે.

## ॥ रविदशायां अन्तर्दशाफलानि ॥

## સૂર્યની મહાદશામાં બીજા ગ્રહોની અન્તર્દશાનું ફળ.

द्विजभूपतिशस्त्राद्यैर्धनमाप्तिर्मनोरुजं ॥
विदेशवनसंचारो भानोरन्तर्गते रवौ ॥ ६१ ॥

૬૧. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં સૂર્યની અન્તર્દશા હોય, તો બ્રાહ્મણ, રાજા, અને શસ્ત્ર વિગેરેથી ધનની પ્રાપ્તિ, માનસિક વ્યથા પરદેશ કે વનમાં ભટકવું થાય છે.

बन्धुमित्रजनैरर्थं प्रमादं मित्रसज्जनैः ॥
पाण्डुरोगादिसंतापं चन्द्रे भानुदशान्तरे ॥ ६२ ॥

૬૨. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં ચંદ્રની અન્તર્દશા હોય, તો સગાં વ્હાલાં અને મિત્રોથી ધન, મિત્ર અને સજ્જનોથી દોષિત, પાંડુ વિગેરે રોગથી પીડા થાય છે.

रत्नकाञ्चनवित्ताप्तिं राजस्नेहं शुभावहम् ॥
पैत्यरोगादिसंचारं कुजे भानुदशान्तरे ॥ ६३ ॥

૬૩. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં મંગળની અન્તર્દશા હોય, તો રત્ન, સોનું, અને ધનની પ્રાપ્તિ, રાજાનો બહુજ સ્નેહ, ને પિત્ત વિગેરે રોગ થાય છે.

अकाले मृत्युसंतापं बन्धुवर्गारिपीडनम् ॥
पदच्युतिं मनोदुःखं रवेरन्तर्गतेऽप्यहौ ॥ ६४ ॥

૬૪. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં રાહુની અન્તર્દશા હોય તો કાળ વિનાની મૃત્યુ પીડા, સગાં વહાલાં અને શત્રુઓથી દુઃખ, સ્થાનનો નાશ, અને મનનું દુઃખ થાય છે.

सर्वपूज्यं सुताद्वित्तं देवब्राह्मणपूजनम् ॥
सत्कर्माचारसद्गोष्ठिं रवेरन्तर्गते गुरौ ॥ ६५ ॥

૬૫. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં ગુરૂની અન્તર્દશા હોય, તો સર્વને પૂજવા લાયક, છોકરાથી ધન, દેવ બ્રાહ્મણની ભક્તિ, સારાં કર્મ અને આચારવાળો, સારી વાતો કરનાર થાય છે.

सर्वशत्रुत्वमालस्यं हीनवृत्तिं मनोरुजम् ॥
राजचोरभयमाप्तिं रवेरन्तर्गते शनौ ॥ ६६ ॥

૬૬. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં શનિની અન્તર્દશા હોય, તો સર્વ જગ્યોએ શત્રુપણુ, આળસ, ખરાબ વૃત્તિ, મનનું દુઃખ, અને રાજા કે ચોરથી ભય થાય છે.

बन्धुपीडा मनोदुःखं सत्रोत्साहं धनक्षयम् ॥
किंचित्सुखमवाप्नोति रवेरन्तर्गते बुधे ॥ ६७ ॥

૬૭. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં બુધની અન્તર્દશા હોય તો ભાઇઓને પીડા, મનને દુઃખ, યજ્ઞ વિગેરે કામોમાં ઉત્સાહી, ધનનો નાશ અને કંઇક સુખી થાય છે.

कण्ठरोगं मनस्तापं नेत्ररोगमथापि वा ॥
अकालमृत्युमाप्नोति रवेरन्तर्गते ध्वजे ॥ ६८ ॥

૬૮. ભાવાર્થ—સૂર્યની મહાદશામાં કેતુની અન્તર્દશા હોય તો કંઠ રોગ, મનને પીડા, આંખોનો રોગી, તેમજ કાળ વિનાનું મરણ થાય.

